# શ્રી મહાવીર-કથા

સંપાદક
ગોપાલદાસ જીવાભાઈ પટેલ

શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ
C/o ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાલા-૨૧

# શ્રી મહાવીર-કથા

સંપાદક
ગોપાલદાસ જીવાભાઈ પટેલ

શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ
C/o ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

# નિવેદન

પ્રમાણભૂત મહાવીરચરિત રચવાના પ્રયત્નમાંથી આ 'મહાવીર-કથા'નો જન્મ થયો છે. પ્રાચીન પુરુષનું જીવન-ચરિત રચવાનું કામ આમ પણ અઘરું જ હોય છે. તેને માટે જોઈતી સામગ્રી બહુ જ ઓછી, છૂટક, અને તૂટક હોય છે. જે કાંઈ હોય છે તેમાં પ્રમાણભૂત કેટલું એ ચાળવાનું કામ તો પાછું ઊભું રહે જ છે.

તેમાંય જ્યારે કથાનું પાત્ર મહાવીર જેવા મહાપુરુષ અને સંપ્રદાયકાર હોય, ત્યારે વળી વિશેષ પ્રકારની મુશ્કેલીઓ ઉમેરાય છે. ગતાનુગતિક કેટલીક માન્યતાઓ, આખ્યાયિકાઓ, અને જેને પૌરાણિક કહેવાય તેવી જાતજાતની સામગ્રી તે પાત્રની આસપાસ ઉત્પન્ન થઈ હોય છે. અને એ બધાની ઉપર સાંપ્રદાયિકતાના આદરની નાજુક ભાવનાનું કવચ જડાયું હોય છે. આને લીધે તે સામગ્રીને નાજુકતાથી અડકવાનું અને અડકીને તારવવાનું રહે છે.

આવી મુશ્કેલીમાંથી માર્ગ કાઢવો હોય, તો તેવા પુરુષને અંગે પ્રાચીન સાહિત્ય તથા શિલાલેખાદિ વગેરે પ્રમાણભૂત ગણાય તેવી સામગ્રીમાં શું છે, તે પહેલું જોવું જોઈએ. મહાવીરચરિતને અંગેના તેવા પ્રયત્નનું આ ફળ છે. મુખ્યત્વે જૈન,* અને

* જૈન ગ્રંથો વિષે એક ચોખવટ કરવાની રહે છે કે, એ બધા ગ્રંથો શ્વેતાંબર ગ્રંથો જ લગભગ છે. દિગંબરો તો અત્યારે જૈન આગમ તરીકે ઓળખાતા ગ્રંથોને પ્રમાણતા જ **નથી.** ઉપરાંત,

તત્કાલીન બૌદ્ધ તથા બ્રાહ્મણ ધર્મનાં પુસ્તકો જોતાં, મહાવીરને અંગે જે કાંઈ મળ્યું તે વીણી લઈને, તેને સળંગ કથારૂપે સાંકળી આપવાનો આમાં પ્રયત્ન છે. આથી ‘ બુદ્ધલીલા ’ જેમ બુદ્ધ, ધર્મ અને સંઘ બાબત રોચક શૈલીમાં પ્રમાણભૂત ગણાય એવી માહિતી આપે છે, તેમ આ પુસ્તક મહાવીર અને તેમના ઉપદેશ બાબત એવી માહિતી, એને મળતી શૈલીમાં આપશે, એવી આશા બાંધી છે.

આને માટે કયાં કયાં પુસ્તકો જોયાં છે તે ગણાવવાની અહીં જરૂર નથી. તેમનો યથાસ્થાને મેં નિર્દેશ કર્યો છે, તે પરથી વાચકને તેની જાણ મળી રહેશે એમ માનું છું. મારી

---

મહાવીર-ચરિતને અંગે બેત્રણ મુદ્દાઓની બાબતમાં તેમને મતભેદ પણ છે. તેઓ માને છે કે, મહાવીરસ્વામી પ્રથમથી જ સિદ્ધાર્થને ઘેર અવતર્યાં હતા — અર્થાત્ ગર્ભહરણ થયું નહોતું. બીજો મુદ્દો એ કે, મહાવીરસ્વામીએ લગ્ન કર્યું જ નહોતું; તે બ્રહ્મચારી હતા. અને ત્રીજો મુદ્દો એ કે, મહાવીરસ્વામી દીક્ષાના વખતથી અચેલક જ હતા.

પહેલા અને બીજા મુદ્દાની બાબતમાં આગળ યથાસ્થાને (પા. ૮૯ તથા પાન ૨૭૩ નોંધ ૨) કાંઈક ચર્ચા કરી છે.

ત્રીજા મુદ્દાની બાબતમાં પણ શ્વેતાંબર ગ્રંથો દીક્ષા વખતે મહાવીરને ઇંદ્રે જ વસ્ત્ર ઓઢાડયાનું કહે છે (પા. ૧૨૨), એટલે લૌકિક રીતે તો મહાવીર પોતે અચેલક જ હતા, એમ ઠરે. કેશી-ગૌતમ સંવાદમાં (પા. ૩૮૯) શ્વેતાંબર ઉત્તરાધ્યયન સૂત્ર પણ મહાવીરના માર્ગને અચેલક તરીકે જ ઓળખાવે છે, એ વસ્તુ દિગંબર માન્યતાને ટેકો આપે છે.

આ સિવાય પૂર્વ જન્મની કથાઓ તેમ જ તેમનાં પાત્રોનાં નામ, તથા મહાવીરની માતાને આવેલાં સ્વપ્નની વિગતો વગેરે બાબતોના ફેરફારો ગૌણ છે.

વિનંતી એટલી જ કે, આ કથામાં નહિ ઊતરેલી એવી કોઈ સામગ્રી કોઈ જગાએ રહી ગઈ હોય યા ઉતારેલી સામગ્રીમાં ભૂલચૂક કે ગેરસમજ હોય, તો વિદ્વાન વાચકો મને તે બતાવે ને મદદ કરે, તો હું આભારી થઈશ.

થોડા વખત અગાઉ મહાવીર જેવા જ બીજા મહાન હિંદી ધર્મપુરુષના જીવનનો અને સદ્બોધનો ગ્રંથ — શ્રીમદ્ભાગવત — ગૂજરાતીમાં ટૂંકમાં ઉતાર્યા પછી આ ગ્રંથ તયાર કરવાનું બન્યું છે, એ મારે માટે એક અતિ પ્રિય સુયોગ છે. મહાપુરુષનું માહાત્મ્ય પ્રીછવામાં કે વીરપૂજા યા સંતપૂજાની સાચી દીક્ષા લેવામાં સાંપ્રદાયિકતા હોઈ શકતી નથી. અને સત્યનિષ્ઠ વિદ્વત્તાને પણ સાંપ્રદાયિકતા હોતી નથી. આ બેઉ રીતે, આવા પ્રકારના કથાકીર્તનમાં કોઈ પ્રકારની સંકુચિતતાને સ્થાન નથી. કૃષ્ણે જો હિંદી સંસારને અને જગતને નિષ્કામ કર્મ જેવી દૈવી વિભૂતિ અને તે દ્વારા ઈશ્વરપ્રપત્તિનો યોગ શીખવ્યો છે, તો મહાવીરસ્વામીએ એવી જ એક મોટી દૈવી વિભૂતિ — અહિંસાની અનન્ય આરાધના પોતાના જીવન દ્વારા જગતને શીખવી છે. અહિંસાનો આજે અતિ મોંઘો થઈ પડેલો બોધ એમણે એક યોગ જેવી તીવ્રતાથી સાધી બતાવ્યો છે, એટલું જ નહિ, એ અહિંસા-યોગનું એક સ્વતંત્ર દર્શન એમણે હિંદને આપ્યું છે. કૃષ્ણનો ભક્ત આ જો ન સમજે, તો તે કૃષ્ણને પણ નહિ સમજી શકે; અને હું માનું છું કે, એથી ઊલટું કથન પણ સાચું છે. જગતભરમાં જે ચાલી રહ્યું છે, ધર્મને નામે જે રીતે ધર્માંતરો થતાં જાય છે, તે બધું જોતાં અને વિચારતાં એમ લાગે છે કે, ઉપર નિર્દેશેલી ઉદાર સમદૃષ્ટિ એ તો ધર્મનું પ્રથમ પગથિયું થઈ પડવું જોઈએ. કાંઈ નહિ તો ધર્મોનો અભ્યાસ તો આ

સમભાવથી થવો ઘટે. જગતનાં પાર્થિવ ક્ષેત્રોમાં પણ જો હૂંસાતૂસી અને સામસામાના વાડામાંથી થતી ખેંચાખેંચી દુઃખની જડ થઈ પડી છે, તો એને દૂર કરવાની એકમાત્ર જે માનવશક્તિ ધર્મ, તેમાં જ જો ખેંચાખેંચી પેસે તો, મીઠાએ જ તેની 'મીઠાશ' છોડી કહેવાય.

આ પુસ્તક તૈયાર કરવામાં આવા પ્રકારની ધર્મભાવનાથી પ્રયત્ન કર્યો છે. મેં શરૂમાં જ કહ્યું એમ, માનવધર્મ જ નહિ, ગ્રંથકારની સત્યનિષ્ઠા પણ આમ જ શીખવે છે.

અનેક પ્રાચીન ગ્રંથોમાંથી મળતી જીવનસામગ્રીને વણીને આ કથા રચી છે, એ હું જણાવી ગયો. કઈ ભાવનાથી એ વણાટકામ કર્યું છે તે પણ મેં કહ્યું. છેવટે, કઈ સામગ્રી મેં ચાળી કાઢી છે તે પણ જણાવું. દરેક ધર્મના મહાપુરુષોના જીવનને નસીબે, અનેક કલ્પનાઓ અને ચમત્કારકથાઓ તો હોય જ છે. એવા પ્રકારની કથાને મૂલવવામાં ઇતિહાસશુદ્ધ વિકાસદૃષ્ટિ જ મદદ કરી શકે; તો જ જીવનમાંથી ઉદાત્ત અને પ્રેરક માનવમૂર્તિ જોઈ શકાય. અવતારી જીવનમાં જોવા જેવી, જોઈને ધન્ય થવા જેવી, જોઈને જાગવા જેવી, જોઈને અહોભાવને સાચી કેળવણી આપવા જેવી જે વિગતો હોય છે, તેમને મનુષ્યની કલ્પના કે ચમત્કારપ્રેમ કાવ્યશક્તિથી રંગે છે ને અલંકૃત કરે છે. એટલે તેવી રીતે વર્ણવેલી બીના हकीकते તેવી હતી એમ માની ન શકાય; માનવાથી બહુ લાભે નથી થતો; તેથી તે પુરુષ બહુ તો દેવ બની દૂરથી દર્શનીય જ રહી જાય છે. મેં 'પ્રાસ્તાવિક'માં જ તેથી આ વિષે સ્પષ્ટતા કરી છે કે, "મહાપુરુષનું તો માહાત્મ્ય જ એ એક વસ્તુમાં રહેલું હોય છે કે, તે આપણને તેમના જેવા મહાન બનવા

પ્રેરે છે." મહાવીરસ્વામીને અંગે ચમત્કારની વાતો ઓછી અને બહુધા એક જ પ્રકારની (ત્રિકાળજ્ઞાનની) હોય છે. આ કથા રચવામાં તેમને મેં ચમત્કારી મહત્ત્વ નથી આપ્યું, ને તેવી હકીકતો તે રૂપે જતી કરી છે.

આ મર્યાદાઓમાં અને કહી આવ્યો તે ભાવનાથી, મહાવીરસ્વામી વિષે જૂના ગ્રંથોમાં સત્તાવાર મળતી માહિતી તારવીને, તેમાંથી સળંગ ચરિત ઘડવા આમાં પ્રયત્ન કર્યો છે. તે જૈન અને જૈનેતર બધાને ઉપયોગી નીવડશે એવી આશા છે.

# અનુક્રમણિકા

## ખંડ ૩જો

### ભગવાન મહાવીરની દૃષ્ટાંતકથાઓ

## ખંડ ૪થો

### ભગવાન મહાવીરનો સદુપદેશ

# સ્તુતિ

કર્મરૂપી વેરીઓનો સમૂળ નાશ કરનાર 'અરિહંત' 'ભગવાન' મહાવીરને નમસ્કાર!

પડેલે ચીલે ચાલ્યા જનારા અનેક છે; પરંતુ તે ચાલાઓ ભુસાઈ જવા આવ્યા હોય, અથવા એકબીજામાં અટવાઈ ગયા હોય, ત્યારે પોતાના પ્રયત્નથી નવો ચાલો પાડી લોકોને સુગમ રસ્તો કરી આપનાર વિરલ હોય છે. આપ તેવા 'આદિકર' છો, 'તીર્થંકર' છો! તેથી આપ 'પુરુષોત્તમ' — 'પુરુષસિંહ' છો.

લોકોમાં ઉત્તમ કહી શકાય તેવા ઘણાય હશે. પરંતુ લોકોનું યોગક્ષેમ વહન કરી, તેમનો રસ્તો ઉજાળનાર હિતસ્વીઓ વિરલ હોય છે. આપને 'લોકનાથ', 'લોકપ્રદીપ' કહેનારે સાચું કહ્યું છે. આપે સર્વને અભય આપ્યું છે, ચક્ષુ આપ્યાં છે, માર્ગ આપ્યો છે, શરણ આપ્યું છે, જીવન આપ્યું છે, બોધ આપ્યો છે, અને ધર્મ આપ્યો છે. ખરેખર આપ ધર્મદાતા, ધર્મદેશક, ધર્મનાયક, અને ધર્મસારથિ છો. ધર્મક્ષેત્રના આપ ચક્રવર્તી છો. સંસારસમુદ્રમાં બૂડતા લોકોને આપ દ્વીપરૂપ છો, ત્રાણરૂપ છો, શરણરૂપ છો, ગતિરૂપ છો, પ્રતિષ્ઠારૂપ છો. આપે રાગદ્વેષ જીત્યા છે એટલું જ નહીં પણ બીજાઓને તે જીતવાનો માર્ગ બતાવ્યો છે; આપ ભવસાગર તરી ગયા છો એટલું જ નહીં પણ બીજાઓને તે તરવામાં મદદ કરી છે; આપ જાતે બુદ્ધ થયા છો એટલું જ નહીં પણ બીજાઓને બોધ પમાડનાર બન્યા છો. આપની મુક્તિ જ ખરી મુક્તિ છે, કારણ તે બીજા અનેકની મુક્તિનું કારણ બની છે.

સર્વ ભયોને જીતનાર હે જિન! આપને ફરી ફરી નમસ્કાર!

[ શક્રની સ્તુતિ ઉપરથી ]

# પ્રાસ્તાવિક

ફૂલ ખીલીને તૈયાર થાય છે, ત્યારે તેની રૂપ-ગુણની સમૃદ્ધિથી આકર્ષાઈને આવનારા પ્રશંસકોની પ્રશંસામાં તેના વર્તમાન લાવણ્યની જ પ્રશંસા હોય છે. પરંતુ અત્યારે ખુલ્લી હવામાં તથા તેજસ્વી પ્રકાશમાં રૂપે રંગે ઓપતા તે ફૂલને તે પહેલાં ભૂતળના કૃષ્ણ અંધકારમાં એકલા જ તૈયાર થતાં શું શું કરવું તથા વેઠવું પડયું છે, તેની કથા ભૂતળના અંધકારમાં જ રહી જાય છે. તેના દિવ્ય પ્રકાશમય રૂપરંગની પ્રશંસા કરતો કવિ ભાગ્યે તેના મૂળ આગળના કાદવમાં હાથ ખરડવા ઇચ્છે છે.

ફૂલની બાબતમાં તેમ કરીએ તો ચાલે પણ ખરું. કારણ કે આપણને તો તેના વર્તમાન રૂપ-ગુણ સાથે જ નિસબત છે. પરંતુ કોઈ મહાપુરુષની વર્તમાન વિભૂતિને તે રીતે ગાઈ-સ્તવીને આપણે ચરિતાર્થ નથી થઈ શકતા. કારણ કે, તે માત્ર ‘માણવા’ની વસ્તુ નથી. ફૂલનાં રૂપ-રંગ આપણને તેની પેઠે ‘ખીલવા’ નથી પ્રેરતાં; પરંતુ મહાપુરુષનું તો માહાત્મ્ય જ એ એક વસ્તુમાં રહેલું હોય છે કે, તે આપણને તેમના જેવા મહાન બનવા પ્રેરે છે.

આ વસ્તુનું ભાન હોવાથી જ કથાકારો મહાપુરુષની વર્તમાન વિભૂતિને જ વર્ણવીને સંતુષ્ટ થતા નથી. તે વિભૂતિ આ જન્મમાં તેણે કેવી રીતે મેળવી એનું વર્ણન જાણે બસ ન લાગતું હોય, તેમ તેઓ તેના પૂર્વ ભવો પણ વર્ણવે છે; તથા આ જન્મમાં દેખાતી વિભૂતિ પૂર્વ જન્મોના કેટલા બધા સતત તથા ભગીરથ પ્રયત્નથી સિદ્ધ થયેલી છે, તેની કથાથી જ તેઓ પોતાની કથા શરૂ કરે છે.

અને તેમાં ઘણું ડહાપણ રહેલું છે. મહાવીર, બુદ્ધ વગેરે સંતપુરુષો પોતાના જીવનકાળ દરમ્યાન પોતાનું ધ્યેય સિદ્ધ કરવા ખાતર જે તીવ્ર તમન્ના, અડગ નિશ્ચય, અને હાડતૂટ પ્રયત્ન દાખવતા દેખાય છે, તેનું જ વર્ણન માત્ર તો આપણને ઉત્તેજિત કરવાને બદલે હતાશ જ વધારે કરે છે. 'એટએટલું તપ આપણાથી તે શી રીતે થાય?' 'એટએટલાં દુઃખ આપણાથી તે શી રીતે વેઠાય?'

પરિણામે સામાન્ય જનસમુદાય તે મહાપુરુષોના સર્વ પુરુષકાર–પ્રયત્નને દૈવી સંપત્તિ ગણી કાઢે છે: તેનું અનુકરણ ન થાય, તેની તો સ્તુતિ જ થાય! એટલું જ નહીં, પરંતુ તેના શારીરિક બાંધાને — અરે તેના લોહીના રંગને જ* સામાન્ય લોકો કરતાં છેક વિલક્ષણ ઠરાવી, તેના બધા પ્રયત્નોને તેની શારીરિક અલૌકિકતાનું જ પરિણામ ઠરાવી દે છે.

પરંતુ એ તો વિપરીત પરિણામ જ આવ્યું કહેવાય. તેથી કથાકારો એવા મહાપુરુષોની કથાનો પ્રારંભ તેમના પૂર્વ-ભવોની કથાથી કરે છે. જેથી કાંઈ પણ સંકોચ વિના તેવા મહાપુરુષોની અપૂર્ણતાઓ, અને તે અપૂર્ણતાઓ ઉપર તેમણે મેળવેલા વિજયોની કથાને આ જન્મની તેમની મહત્તાને આંચ આવવા દીધા સિવાય, વિગતે વર્ણવી શકાય.

મહાવીર–કથાની શરૂઆત પણ, તેથી, તેમના પૂર્વભવની કથાથી જ થાય છે.

* જેમકે મહાવીરનું લોહી દૂધ જેવું સફેદ હતું એમ માનવામાં આવે છે.

૧

# પહેલો ભવ : નયસારની કથા

લાંબા વર્ષો પૂર્વે આ જંબુદ્વીપમાં જયંતી નામે સમૃદ્ધિમાન નગરીમાં શત્રુમર્દન નામે પ્રતાપી રાજા રાજ્ય કરતા હતા. કામ–ક્રોધાદિ મહા રિપુઓના દુર્ગમ અને દુર્ભેદ્ય કિલ્લાઓ ભેદવામાં તેણે બતાવેલી વીરતા અને કુશળતાને કારણે, એક બાજુ તેનું શત્રુમર્દન નામ જેમ અન્વર્થ બન્યું હતું. તેમ બાહ્ય શત્રુઓને કદી જીતવા જ પડ્યા ન હોવાથી તેનું તે નામ શોભામાત્ર બન્યું હતું. વગર જીત્યે તેના બધા સમકાલીન રાજાઓ તેને પોતાનો અધિપતિ માનતા હતા.

તે રાજાને પૃથ્વીપ્રતિષ્ઠાન નામના ગામમાં નયસાર નામે મુખી હતો. તે સ્વભાવે સરળ, વિનયશીલ, પ્રિયવાદી તથા પરોપકારપરાયણ હતો.

સામાન્ય રીતે જેને ધર્મ માનવામાં આવે છે. તેવી કોઈ બાબતનો ખ્યાલ કે સંસ્કાર તેનામાં ન હતા; કે નહોતો તેને ધર્મપરાયણ સાધુ-સંતનો સહવાસ. પરંતુ સામાન્ય નીતિ-નિયમોનું પાલન તે સ્વાભાવિક રીતે જ કર્યા કરતો હતો. કોઈ પ્રકારનું અપકૃત્ય તે પોતે આચરતો નહોતો, તેમજ બીજાનાં અપકૃત્ય જોવાની પણ તેને ખાસ ટેવ નહોતી. બને તો બીજાઓના ગુણ જોવા તથા ગ્રહણ કરવામાં જ તેની સ્વાભાવિક પ્રવૃત્તિ હતી.

તેને ખાસ શોખ હતો અતિથિ–અભ્યાગતની સેવા-શુશ્રૂષા કરવાનો. રોજ કોઈ અતિથિની સેવા કર્યા વગર એને ચેન પડતું નહિ. કોઈ પણ એક સદ્‌ગુણ પ્રબળરૂપે પાળવામાં

આવે તો છેવટે તે મનુષ્યને પરમ ફલ અપાવનાર નીવડે છે; તે ન્યાયે, નયસારને પણ તે સદ્‌ગુણ એવા ઉત્તમ ફળની પ્રાપ્તિ કરાવનાર નીવડ્યો કે, તે વડે તેનું આખું જીવન જ પલટાઈ ગયું.

એક વખત શત્રુમર્દન રાજાને ઇમારતી લાકડાની જરૂર પડી. તેણે નયસારને પાસેના મહાવનમાં જઈ મોટાં મોટાં ઝાડ કપાવી લાવવાનો હુકમ કર્યો. તે અનુસાર નયસાર ભાતું બાંધી, તથા અનેક ગાડાં વગેરે સામગ્રી લઈને જંગલમાં ગયો, અને ત્યાં વીણી-વીણીને મોટાં મોટાં ઝાડ કપાવવા લાગ્યો.

વખત જતાં મધ્યાહ્ન થયા; અને કરવી પડેલી રખડપટ્ટીને કારણે નયસારને ભૂખ પણ કકડીને લાગી. તેની પાસે ભાતું તો તૈયાર હતું; પરંતુ કોઈ અતિથિને જમાડ્યા વિના જમવા બેસવાનું તેને મન થયું નહીં. આવા વનવગડામાં અતિથિ આવી મળવાનો સંભવ પણ ક્યાંથી! છતાં તે આમ તેમ ઉત્સુકતાથી નજર ફેરવવા લાગ્યો.

એટલામાં દૂર-દૂરથી તેણે ભૂખ્યાતરસ્યા તથા રસ્તો ભૂલવાને કારણે આમતેમ વ્યાકુળતાથી નજર કરતા કેટલાક સાધુ-સંતોને જોયા. નયસારને અતિથિ મળી ગયા! અને તે પણ સુપાત્ર, તથા અન્ન-પાન તેમજ બીજી મદદની અપેક્ષાવાળા.

કહેવાની જરૂર નથી કે, નયસારે પોતાના હૃદયના તમામ ઉમળકાથી તે પરિશ્રાંત સાધુપુરુષોની બનતી બધી સેવા કરી. સાધુઓને પણ, જરૂરને વખતે મળેલી, તથા કાંઈ પણ બદલાની અપેક્ષા વિના સ્વાભાવિક આનંદપૂર્વક આપવામાં આવેલી મદદ પ્રસન્ન કરનારી જ નીવડી.

વિશ્રાંતિ વગેરેથી પરવાર્યા બાદ નયસાર પોતે જ તેમને નગર તરફનો માર્ગ બતાવવા સાથે ચાલ્યો. સાચા ધાર્મિક પુરુષોની સેવા-શુશ્રૂષા તથા સત્સંગના આનંદનો અનુભવ તેને પહેલવહેલો જ હતો. એ સંતપુરુષોને માટે જાણે બનતું બધું

કરી છૂટું — એવા ભક્તિભીના ઉમળકા તેના અંતરમાં ઊઠતા હતા. તે પેલા મહાપુરુષોની શાંત ગૌરવભરી મૂર્તિ સામું જોતો જોતો આનંદિત થતો સાથે ચાલતો હતો.

પેલા સંતપુરુષો પણ નયસારના હૃદયના આ ભાવોથી બિનવાકેફ નહોતા. તેની આ ભક્તિ — તેનો આ ઉમળકો નિર્હેતુક છે, એ વસ્તુ તેઓથી અજાણી નહોતી. તેઓ સમજતા હતા કે, આવી નિર્હેતુક પ્રેમભક્તિ જ ચિત્તમાં અનેક શુભ ગુણોનો ઉદય થવાનું કારણ છે. એ ભાવમાં તરબોળ થયેલું ચિત્ત સ્વાભાવિક રીતે જ સામા માણસની અનેક વાતો આપોઆપ આત્મસાત્ કરી લે છે. છૂટા પડતા પહેલાં તેમણે તેનો અધિકાર જોઈ, ધર્મજીવનની કેટલીક મુખ્ય વાતો તેને સહેજે સંભળાવી દીધી. અને નયસારના ભક્તિભીના હૃદયમાં તે તરત જ વજ્રલેપ થઈ ગઈ.

આ રીતે ધર્મબીજ વવાયા બાદ નયસારનું પ્રથમનું નિર્દોષ કર્મપરાયણ જીવન કોઈ અનેરા ભાવોમાં પલ્લવિત પ્રફુલ્લિત થઈ ઊઠ્યું. બહારથી તો તે કાંઈ વિશેષ ન બદલાયું, કે ન તેમાં કોઈ મોટો વિચ્છેદ પડ્યો. પરંતુ તેની સ્વાભાવિક પ્રવૃત્તિને હવે નવી જ કૃતાર્થતા મળી.

માનવચિત્તમાં સત્પુરુષને હાથે વવાતા ધર્મબીજની ક્રિયા અગમ્ય છે. બે હૃદયો એકબીજાની એવાં ઉન્મુખ કેવી રીતે બને કે જેથી એકની જ્યોત બીજું હૃદય તરત ઝડપી લે, એ વસ્તુ શાબ્દિક નિરૂપણનો વિષય નથી બની શકતી. તેથી કથાકાર નયસારના હૃદયમાં તે સંતોએ કયા ધર્મોપદેશથી કેવી રીતે આ ધર્મબીજ રોપ્યું તે નોંધવાની દરકાર નથી કરતા. ધર્મોપદેશ તો ઘણાય પડેલા છે. ખરી જરૂર તો જીવતી-જાગતી જ્યોતની, અને તે જ્યોત ઝટ પોતામાં સ્વીકારી લે તેવી સ્નેહ-ભીની હૃદય-દિવેટની છે. કાંઈ પણ કહેવું જ હોય તો એટલું જ કહી શકાય કે એ વસ્તુ **कथमपि हि पुण्येन भवति ।**

પરંતુ તે ઉપદેશ ન સંઘરાયાનું દુઃખ કરવું પણ ન ઘટે. કારણ કે, એ ધર્મબીજ વવાયા પછી, તે કયા કયા આઘાત–પ્રઘાતો વચ્ચેથી બચીને કેવી રીતે વિકસતું ગયું, તથા છેક સત્તાવીસમે ભવે મહાવીર–જીવનરૂપે ફળીને કૃતાર્થ થયું, તેની સળંગ કથા તો કથાકારો આપણને આપે છે જ. અને કદાચ ઉપયોગિતાની દૃષ્ટિએ એ કથા જ આપણે માટે વધુ મહત્ત્વની છે. આપણે તે કથા તરફ જ જઈએ.

२

# ત્રીજો ભવ : મરીચિની કથા

મરણ બાદ નયસાર સ્વર્ગલોકમાં[1] ઉત્પન્ન થયો. ત્યાં તેણે ભોગવેલા અતિ મનોહર સ્વર્ગસુખના વર્ણન સાથે આપણને ખાસ લેવાદેવા નથી. આમેય સ્વર્ગ તો પુણ્યનાં ફળની ભોગભૂમિ જ છે. ત્યાં જઈને જીવ નવો પુરુષાર્થ નથી જ કરી શકતો. ઊલટું, પૂર્વે કરેલાં પુણ્ય 'ક્ષીણ' કરીને પાછો મૃત્યુલોકની કર્મભૂમિમાં આવે છે.

સ્વર્ગમાંથી નીચે આવતા સામાન્ય પુણ્યશાળી જીવમાં, અને મોક્ષમાર્ગે ચડેલા મુમુક્ષુ જીવમાં શાસ્ત્રકારોએ ફેર એટલો માન્યો છે કે, મુમુક્ષુ જીવ સ્વર્ગસુખ ભોગવી લીધા બાદ મૃત્યુલોકમાં એવે સ્થળે જન્મે છે કે, જ્યાં પોતાના બાકી રહેલા માર્ગે આગળ વધવા માટે જોઈતી અનુકૂળ પરિસ્થિતિ હોય છે. તે અનુસાર નયસારનો જીવ સ્વર્ગમાંથી ઊતરી, અયોધ્યા નગરીમાં[2] આદિ તીર્થંકર ઋષભદેવના પુત્ર ભરતચક્રવર્તીને ત્યાં વામાદેવીને પેટે પુત્ર તરીકે જન્મ્યો. જન્મતી વખત તેનું કિરણમય તેજસ્વી સ્વરૂપ જોઈને ભરતરાજાએ તેનું નામ મરીચિ પાડ્યું.

ધીમે ધીમે તે મરીચિ યોગ્ય લાલન–પાલનથી મોટો થવા લાગ્યો, અને યુવાવસ્થામાં આવ્યો. મરીચિના દાદા અને ભરતચક્રવર્તીના પિતા ઋષભદેવ તે અરસામાં ઘરબાર તજી અતિ ઉત્કટ તપ સાધતા સાધતા જુદા જુદા દેશોમાં વિચરતા હતા. તેમની સાથે તેમના કચ્છ, અને મહાકચ્છ વગેરે અનેક મિત્ર-

---

૧. સૌધર્મ નામના સ્વર્ગમાં.

૨. તે વખતે તેનું બીજું નામ વિનીતા પણ હતું.

રાજાઓએ પણ, તેમનો વિરહ સહન ન થઈ શકે તેમ લાગવાથી, રાજ્ય-પુત્ર વગેરે સર્વસ્વ તજીને દીક્ષા લીધી હતી. પરંતુ તે અરસામાં ઋષભદેવજીની સ્થિતિ અવધૂત જેવી હતી; ભિક્ષા મળે – ન મળે તેની પરવા કર્યા વિના, તે નિરંતર આત્મ-ચિંતનમાં રહી, મૌનપણે વિચર્યા કરતા હતા. પેલા રાજાઓ એ જાતનાં ભૂખતરસનાં કષ્ટો સહન કરવામાં લાંબો વખત નભી શક્યા નહીં. પરંતુ પોતપોતાનાં રાજ્યમાં પાછા જઈ ફરીથી ગૃહસ્થ બનવાની પણ તેમની મરજી નહોતી. તેથી તેઓએ વનમાં જ રહી, વનફળનો આહાર કરી, જે કાંઈ ધર્મસાધન બની શકે તે કરવાનું શરૂ કર્યું. અર્થાત્ તેઓ વનવાસી, તથા વનફળાદિનો આહાર કરનાર તાપસો બન્યા.

ઋષભદેવ પોતાની અવધૂતની રીતે જ વિચરતાં વિચરતાં લાંબા સમય બાદ અયોધ્યા નગરીના જ ઉપનગર પુરિમતાલ પાસે આવી પહોંચ્યા. ત્યાંના શકટમુખ નામના ઉદ્યાનમાં તે ચિંતનમાં બેઠા હતા, તેવામાં તેમને ફાગણ માસની કૃષ્ણ એકાદશીને દિવસે ( ઉત્તરાષાઢા નક્ષત્ર હતું ત્યારે ) પ્રાતઃકાળે કેવળજ્ઞાન પ્રાપ્ત થયું.

બન્યું એમ કે, તે જ વખતે પ્રાતઃકાળે ભરતરાજા પોતાનાં દાદી અર્થાત ઋષભદેવનાં માતા મરુદેવાને નમસ્કાર કરવા ગયા હતા. તે વખતે મરુદેવા પોતાના પુત્ર ઋષભદેવે અંગીકાર કરેલી કઠોર તપસ્યા યાદ કરી કરીને રોતાં હતાં. ભરતને જોતાં તેમનું રુદન વળી વધી ગયું; અને તે ભરતને સંભળાવી સંભળાવીને અનેક વાતો કહેવા લાગ્યાં. તેમણે જણાવ્યું કે, દીક્ષા લઈને નીકળ્યા પછી ઋષભદેવની કેવી સ્થિતિ છે, તથા તે હાલમાં ક્યાં છે તેની કોઈ ખબર રાખતું નથી. તું તો તારા જ રાજ્યવૈભવમાં મસ્ત રહે છે. પરંતુ એ કોમળ શરીરવાળા ઋષભદેવ વનવગડામાં ટાઢ–તડકો સહન કરતા શું કરે છે, તે જાણવાની તને જરા પણ ક્યાં પડી છે?

તે જ અરસામાં અચાનક ખબર આવી કે, ઋષભદેવજી શકટમુખ ઉદ્યાનમાં અત્યારે પધારેલા છે. તે સાંભળી ભરત તરત મરુદેવામાતાને હાથી ઉપર સાથે બેસાડી ધામધૂમથી ઋષભદેવનાં દર્શને જવા નીકળ્યો. ત્યાં પહોંચતાં જ હાથી ઉપર રહ્યાં રહ્યાં ઋષભદેવની કેવલજ્ઞાનથી પ્રદીપ્ત અને શાંત મૂર્તિ ઉપર મરુદેવાની નજર પડતાં તે આનંદમાં તન્મય થઈ ગયાં, અને આયુષ્ય પૂર્ણ થયું હોવાથી તે ક્ષણે જ પ્રાણરહિત બની ગયાં.

ભરત વગેરે ત્યારબાદ ઋષભદેવની આસપાસ વીંટળાઈને બેઠા. ઋષભદેવે તે સૌને યથોચિત ધર્મોપદેશ આપ્યો. મરુદેવા તો સ્ત્રી હતાં, અને માતા હતાં; તો પણ ઋષભદેવે મેળવેલી અનુપમ મુક્તિના દર્શનમાત્રથી જ દેહમુક્ત થઈ ગયાં. તો પછી આંતરિક મુક્તિની સુવાસથી ભરેલાં ઋષભદેવજીનાં વેણ ત્યાં ભેગા થયેલા સૌ પ્રતાપી રાજપુરુષો, કુમારો વગેરેનાં હૃદયને ભેદી નાખે તેમાં શી નવાઈ! ભરતના એક પુત્ર ઋષભસેને ત્યાં ને ત્યાં જ સર્વ સંસારબંધનો તોડી નાખીને ઋષભદેવના ચરણમાં આત્માર્પણ કરી દીધું.

સાધુસંતના સમાગમના પૂર્વજન્મના સંસ્કારોવાળો મરીચિકુમાર પણ દાદાના જીવનમાંથી તપનો નવો સંસ્કાર પામ્યો. તે પણ ઘરબાર તજી દાદાના સાન્નિધ્યમાં રહી, એ તપલક્ષ્મી અનુભવવાને લોભે તેમના અનુગામી ગયો.

શરૂશરૂમાં તો મરીચિકુમારે યતિધર્મ ઘણા ઉત્સાહથી પાળવા માંડ્યો; અને તેમ કરવામાં શરીર રહે કે ન રહે તેની પણ પરવા છોડી દીધી. મન-વાણી-કાયાનો નિગ્રહ કરવામાં, બોલવા–ચાલવા ઇત્યાદિ પ્રવૃત્તિઓમાં સાવધાન રહેવામાં, પંચ મહાવ્રતોનું યથોચિત પાલન કરવામાં, તથા ચારિત્રના ભંગ કરનારા દોષોને તજવામાં તેણે ભારે આગ્રહપૂર્વક વર્તવા માંડ્યું. પરંતુ ઘણી વાર મનની તૈયારી ગમે તેટલી હોય છતાં શરીર

સાથ નથી આપી શકતું. એક વખત ઉનાળાનો સખત તાપ પડતો હતો, તે વખતે ઉઘાડે પગે પરસેવાના રેલા તથા તરસનો ત્રાસ વેઠતાં વેઠતાં મુસાફરી કરતા મરીચિનું શરીર ભાગી પડ્યું. ઋષભદેવજી તો આંતરિક ધ્યાનમાં જ મસ્ત હોવાથી તેમને બાહ્ય સુખદુઃખ સ્પર્શી શકતાં નહોતાં. પરંતુ જેને આંતરિક સુખ કે બળ પ્રાપ્ત ન થયું હોય, તેવો માણસ બાહ્ય શારીરિક કષ્ટમાં પેલા મહાપુરુષોની સરસાઈ ક્યાં સુધી કરી શકે? અને એમ કરવામાં ફાયદો પણ કેટલો? તેમ છતાં મરીચિ પોતાનાં વ્રતનો સદંતર ત્યાગ કરવા જેટલો હારી બેઠો ન હતો. તેને તો શારીરિક કષ્ટની માત્રા જ કાંઈક હળવી કરવી હતી. તેથી તેણે પગે જોડા પહેરવાનું, માથે છત્ર રાખવાનું, વાળ ઉપાડાવી નાખવાને બદલે મુંડન કરાવવાનું કે શિખા-જટા રાખવાનું, સ્નાનાદિ કેટલાક શારીરિક સંસ્કાર કરવાનું, તથા તરસ લાગે ત્યારે ઉષ્ણાદિ પાણીનો બાધ છોડી શીતળ પાણી પીવાનું શરૂ કરી દીધું. કથાકાર સુંદર ઉત્પ્રેક્ષાઓ કરીને કહે છે કે, ઋષભદેવ તો મોહરૂપી આચ્છાદનથી રહિત હતા, પરંતુ મરીચિએ પોતાની મોહાચ્છન્નતા જાહેર કરવા જાણે માથે આચ્છાદન–છત્ર ધારણ કર્યું; ઋષભદેવ તો શીલાદિ ગુણો વડે શુદ્ધ તથા સુગંધી હતા, પરંતુ મરીચિએ તે બાબતની પોતાની અશુદ્ધિ તથા દુર્ગંધ ઢાંકવાને અર્થે જાણે સ્નાનાદિ શુદ્ધિ તથા ચંદનાદિના તિલકનો સુગંધ અંગીકાર કર્યો; ઋષભદેવ કષાય (મલિનતા) માત્રથી રહિત હોવાથી સફેદ વસ્ત્ર જ ધારણ કરતા હતા, પરંતુ મરીચિએ તો પોતાના કષાયો જાહેર કરવા સારુ જ જાણે કષાય વસ્ત્રો ધારણ કરવા માંડ્યાં; તેમજ ઋષભદેવ મન-વાણી-કાયાના દંડ (પાપ)થી રહિત હતા, પરંતુ મરીચિ પોતાની તે ત્રિદંડસહિતતા જાહેર કરવા જ જાણે ત્રિદંડનું ચિહ્ન ધારણ કરવા લાગ્યો.

આટલું કરવા છતાં તે રહ્યો તો ઋષભદેવની સાથે જ.

ઉપરાંત બીજી બાબતમાં તેનું વ્રતપાલન ચાલુ જ હતું. તેથી ઘણા માણસ તેની પાસેથી ધર્મોપદેશ સાંભળી તેની પાસે દીક્ષા લેવા તત્પર થતા. પરંતુ તે વખતે તે જાતે દીક્ષા ન આપતાં તે બધાને ઋષભદેવજી પાસે જ મોકલી આપતો; અને કહેતો કે, "હું તો મારા દોષોને લીધે ધર્મ અનુસાર સંપૂર્ણ આચરણ કરવાને અશક્ત છું; એટલે મારી પાસે સંપૂર્ણ ધર્મની દીક્ષા લેવાની ન હોય. તમારે દીક્ષા લેવી હોય, તો તો ધર્મસારથિ ઋષભદેવજી પાસે જ જાઓ. અલબત્ત, જેમ રોગગ્રસ્ત વૈદ્યે આપેલા પરમ ઔષધથી બીજા રોગીનો રોગ મટવામાં કાંઈ વાંધો નથી આવતો, તેમ મારા જેવા અપૂર્ણ માણસને મુખે પણ સંપૂર્ણ ધર્મનું વર્ણનમાત્ર સાંભળી, તે માટે તમે ઉન્મુખ થાઓ તેમાં કશું ખોટું નથી; પરંતુ દીક્ષા તો તે ધર્મનું યથાવત્ પાલન કરનાર જ આપી શકે.

એક વખત ઋષભદેવ ગામ-પરગામ ફરતા ફરતા અયોધ્યા નગરી તરફ જ આવી પહોંચ્યા. તેમને આવેલા જાણી ભરત રાજા વગેરે સૌ અયોધ્યામાંથી નીકળી તેમનાં દર્શને આવ્યા. ઋષભદેવે ભેગા મળેલા સૌને ધર્મોપદેશ આપ્યો. ભરતને તે સાંભળી તેમના પ્રત્યે ભક્તિભાવ ઊભરાઈ આવ્યો. તેણે ગદ્ગદ થઈને ઋષભદેવની સ્તુતિ કરતાં કહ્યું, 'હે ભગવન્! આપના જેવા સંતપુરુષો અજ્ઞાનાંધકારમાં મૂઢ બનેલા જગતને દીપક સમાન છે. આપ જ્યારે જ્યારે આ તરફ પધારો છો, ત્યારે ત્યારે મારી પ્રમાદનિદ્રા દૂર થઈ જાય છે. સૂર્ય જેમ વારંવાર પૃથ્વી ઉપર ફેલાતા અંધકારને દૂર કરવા વારંવાર ગમનાગમન કરે છે, તેવું જ આપનું આવવું—જવું પણ છે. પથ્થરની પેઠે જામી ગયેલું ઘી પણ જેમ અગ્નિના સંસર્ગમાં ઓગળી જાય છે, તેમ આપ જેવા સંતોના સંગમાં અમારાં લાંબા જન્મનાં ઘનીભૂત કર્મો પણ ઓગળી જવા માંડે છે. હે પ્રભુ! આ સમયને ધન્ય છે કે, તેમાં આપ જેવા સત્પુરુષોનો સહવાસ

જગતનાં પ્રાણીઓ મેળવી શકે છે. કોણ જાણે પછીના સમયમાં આપના જેવા સંતોના સહવાસનો લાભ આ મોહ-નિદ્રામાં મગ્ન થયેલા જગતને મળશે કે કેમ ?'

ઋષભદેવજીએ જવાબ આપ્યો, 'એવું કાંઈ નથી. ભવિષ્યમાં જેમ આ ભરતખંડમાં તારા જેવા બીજા અગિયાર ચક્રવર્તી થવાના છે, તેમ જગતને મોહનિદ્રામાંથી જાગ્રત કરી, ધર્મમાર્ગે ચડાવનારા બીજા અનેક તીર્થંકરો પણ થવાના છે.'

તે સાંભળી ભરતે આનંદ પામી, કુતૂહલથી આજુબાજુની વિરાટ પરિષદ તરફ હાથ કરીને પૂછ્યું, 'ભગવન્ ! આ પરિષદમાં એવો કોઈ વિદ્યમાન છે ખરો, કે જે ભવિષ્યમાં આપની પેઠે તીર્થ પ્રવર્તાવી આ ભરતક્ષેત્રને ધન્ય કરશે ?'

તે સાંભળી ઋષભદેવે ભરતને કહ્યું, 'તારો પુત્ર મરીચિ, કે જે અત્યારે સર્વ પ્રકારના વિષયો તથા હિંસક વિચારોને રોકી, ધર્મધ્યાન કરતો એકાંતમાં બેઠેલો છે, તે ભવિષ્યમાં ધીરે ધીરે પોતાની કર્મરજ ઓછી કરતાં કરતાં પ્રથમ તો આ ભરતક્ષેત્રમાં પોતનપુર નામના નગરમાં ત્રિપૃષ્ઠ નામે આદિ વાસુદેવ થશે, પછી પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રમાં પ્રિયમિત્ર નામે ચક્રવર્તી થશે; અને પછી ઘણા કાળ બાદ આ જ ભરતક્ષેત્રમાં મહાવીર નામે તીર્થંકર થશે.'

ભરતને આ સાંભળી ઘણો આનંદ થયો. તેથી ત્યાંથી ઊઠી, તે ભવિષ્યના તીર્થંકર મરીચિને વંદન કરવા ગયો. તેણે મરીચિને કહ્યું, "ઋષભદેવજીએ તમારે વિષે કહ્યું છે કે, ધીમે ધીમે શુદ્ધ થતા થતા તમે ત્રિપૃષ્ઠ નામે પ્રથમ વાસુદેવ થવાના છો. પછી પ્રિયમિત્ર નામે ચક્રવર્તી થવાના છો; અને ત્યારબાદ તીર્થંકર મહાવીર થવાના છો. તમારી એ ભવિષ્યની મહાનુભાવતાને હું અત્યારથી જ વંદન કરી લઉં છું." એમ કહી ભરતે મરીચિને વંદન કર્યું. ત્યારબાદ ઋષભદેવજીને ફરીથી વંદન કરી, ભરત પોતાની અયોધ્યા નગરીમાં પાછો ફર્યો.

આ તરફ મરીચિનો તો પોતાની ભવિષ્યની સિદ્ધિ જાણી હર્ષ સમાતો નહોતો. પોતે અત્યારે ગમે તેવો અપૂર્ણ છે, તથા સંપૂર્ણ ધર્મમાર્ગનું પાલન કરવાને અશક્ત છે, તેમ છતાં ધીરે ધીરે પોતાને સંપૂર્ણ ધર્મમાર્ગનું પાલન કરવાની શકિત પ્રાપ્ત થવાની છે, એ વિચારી તે હર્ષથી ફુલાઈ જવા લાગ્યો. વચગાળામાં પણ પોતે પ્રથમ વાસુદેવ તેમ જ ચક્રવર્તી રાજા બનવાનો છે, એ વાતનો આનંદ તે હૃદયમાં સમાવી શક્યો નહીં. તે બોલી ઊઠ્યો : 'અહા ! મારા દાદા પ્રથમ તીર્થંકર છે, મારા પિતા પ્રથમ ચક્રવર્તી છે, અને હું પ્રથમ વાસુદેવ થવાનો છું. કેવું અદ્ભુત મારું કુળ !'

કથાકાર કહે છે કે, આ રીતે કુળનો મદ કરવાને કારણે જ મહાવીરસ્વામીનો ગર્ભવાસ શરૂઆતમાં યાચક બ્રાહ્મણોના કુળમાં થયો, અને ત્યારબાદ તેમને ક્ષત્રિયાણી ત્રિશલાનું પુત્રત્વ પ્રાપ્ત થયું.

પરંતુ તે વાત પછીથી યથાસ્થાને કહીશું. અત્યારે તો મરીચિની કથાનો બાકીનો અંશ જ સમેટી લઈએ. ઋષભદેવ-સ્વામીના નિર્વાણ પછી પણ મરીચિ ઉપદેશ આપતો વિચરતો હતો. તે પ્રસંગે તેની પાસે કોઈ દીક્ષા લેવા તૈયાર થતું તો તે તેને ઋષભદેવજીના અન્ય સાધુઓ પાસે મોકલતો. પરંતુ ધીમેધીમે તે સાધુઓને 'દાક્ષિણ્ય વગરના, નિર્દય, સ્વાર્થમાં જ ઉદ્યમવંત, અને લોકવ્યવહારથી વિમુખ[1] જાણી, તેણે પોતે જ દીક્ષા આપવાનું શરૂ કર્યું.[2]

યથાકાળે મરણ પામી મરીચિનો જીવ પોતે આચરેલાં યત્કિંચિત સત્કર્મોનું વિપુલ સ્વર્ગસુખ ભોગવવા બ્રહ્મલોકને પ્રાપ્ત થયો.

---

૧. ત્રિષષ્ટિ૦ પર્વ ૧૦, સર્ગ ૧લો.

૨. તેની શિષ્યપરંપરામાં જ કપિલ, આસુરિ વગેરે સાંખ્યાચાર્યો થયા એવી કથા છે

૩

# સોળમો ભવ : વિશ્વભૂતિની કથા

૧

મરીચિના ભવ પછીના કેટલાક ભવોને કથાકારો સામાન્ય રીતે એક-એક લીટીમાં પતાવી દે છે. કારણ કે, તે ભવોમાં તેણે સારું યા નરસું કાંઈ ખાસ અસાધારણ કર્મ કર્યું નથી. પરંતુ સ્વર્ગવાસ સિવાયના તે બધા ભવોમાં પણ શરીરદમનના મધ્યમમાર્ગ જેવું ત્રિદંડીપણું તો તે અવશ્ય પાળતો જ હતો; અને પોતાનાથી બનતી તપશ્ચર્યા ઘરબાર તજીને આચરતો હતો. શરૂઆતમાં જણાવ્યું છે તેમ, લોકને તો ફળ સાથે જ નિસબત છે; તે ફળ નિષ્પન્ન થતા પહેલાં જે અનેકવિધ ક્રિયા-પ્રતિક્રિયાઓ થઈ હોય છે, તે જોવા-જાણવાનું તેમને પ્રયોજન હોતું નથી. પરંતુ લક્ષમાં રાખવું જોઈએ કે, એ બધા જન્મોમાં તેણે એકધારી આચરેલી એ સામાન્ય તપસ્યા વડે જ અંતિમ જન્મમાં મરીચિના જીવે મહા-વીરને શોભે તેવી અત્યુત્કટ તથા અંતિમ દારુણ તપશ્ચર્યાઓ કરવાની તાકાત મેળવી હતી.

મરીચિ પછીનો ચોથો ભવ બ્રહ્મલોકમાં દેવ તરીકેનો છે. પાંચમો ભવ કોલ્લાગ ગામમાં કૌશિક નામના બ્રાહ્મણ તરીકેનો છે. તે ભવમાં તે વેદાર્થના વિચારમાં વિમલ બુદ્ધિ-વાળો અને જગતભરમાં પ્રસિદ્ધ યશવાળો હતો. ઉપરાંત જીવનના અંતિમ ભાગમાં તેણે સંન્યાસી થઈ ત્રિદંડી ધર્મ યથાવત્ પાળ્યો જ હતો. ત્યાર પછી આયુષ્ય પૂરું થયે, તે બીજી અનેક યોનિઓમાં ભમીને અંતે સ્થૂણાક ગામમાં પુષ્પ-

મિત્ર નામે બ્રાહ્મણ થયો. એ વચગાળાની યોનિઓને કાર્યકર ન માની, કથાકાર પુષ્પમિત્ર તરીકેના ભવને જ છઠ્ઠા ભવ તરીકે ઓળખાવે છે. તે ભવમાં પણ કામભોગથી વૈરાગ્ય પામી, તે ત્રિદંડી તાપસ થયો, અને વિવિધ તપ, તથા ધર્મવિધિ યથાવત્ પાળી, મૃત્યુ બાદ સૌધર્મ નામના દેવલોકમાં દેવ તરીકે ઉત્પન્ન થયો. તે સાતમો ભવ.

આઠમા ભવમાં તે ચૈત્ય નામના સંનિવેશમાં અગ્નિદ્યોત નામે બ્રાહ્મણ થયો. તે ભવમાં પણ આયુષ્યના પછીના ભાગમાં તે ત્રિદંડી તાપસ થયો. મરણ પામ્યા બાદ તે ઈશાન નામના દેવલોકમાં દેવ થયો. તે નવમો ભવ.

દશમા ભવમાં તે મંદિર નામના ગામમાં સોમિલ નામના બ્રાહ્મણની શિવભદ્રા નામની પત્નીને પેટે અગ્નિભૂતિ નામે પુત્ર તરીકે ઉત્પન્ન થયો. ધીરે ધીરે તે તરુણાવસ્થા પામ્યો. એક વખત સૂરસેન નામે પરિવ્રાજક ફરતો ફરતો તે ગામમાં આવ્યો. તે દર્શનશાસ્ત્રો તથા ધર્મકથાઓમાં બહુ નિપુણ હતો. પહેલે દિવસે તેણે કરેલા વ્યાખ્યાનથી લોકો અતિશય પ્રસન્ન થઈ, તેની યશગાથા ગાતા ગાતા ઘેર ગયા. બીજે દિવસે સૂરસેનની વ્યાખ્યાનકુશળતાની ખ્યાતિ-સાંભળી અનેક લોકો તેની પાસે ગયા; તેમાં અગ્નિભૂતિ પણ હતો.

વ્યાખ્યાન પૂરું થયા બાદ કોઈકે સૂરસેનને પૂછ્યું, 'હે ભગવન્! આપ રૂપ–લાવણ્યથી યુક્ત છો; તથા યુવાન છો. તો પણ શા કારણે સંન્યાસી થયા છો તે જણાવશો?'

સૂરસેને ખોટું લગાડ્યા વિના જવાબમાં પોતાની આપવીતી સૌને કહી સંભળાવી :—

"હું પૂર્વે કૌશાંબી નગરીમાં અતિ ધનવાન ગૃહસ્થ હતો. પરંતુ એક વખત મધરાતે જંગલી ભીલોના એક ટોળાએ આવી, મારી સર્વ સંપત્તિ લૂંટી લીધી. હું બીકનો માર્યો દૂર નાસી

ગયો. બીજે દિવસે પાછા આવીને જોયું તો મારા ઘરનું ખાલી ખોખું જ બાકી રહ્યું હતું. અંદરની બધી સામગ્રી તે લોકો લૂંટી ગયા હતા.

"જે નગરમાં ધનવાન અને પ્રતિષ્ઠિત ગૃહસ્થ તરીકે હું રહેતો આવ્યો હતો, તે નગરમાં હવે નિષ્કિંચન દરિદ્ર તરીકે રહેવું મુશ્કેલ લાગવાથી હું ઉત્તર દિશા તરફ ચાલ્યો ગયો, અને એકાદ ગામમાં જઈ માગી–તાગીને પેટ ભરવા લાગ્યો. એવામાં એક દિવસ એક ત્રિદંડી તાપસ મને મળ્યા. મારી દુઃખકથા સાંભળી તેમણે મધુર તેમ જ જ્ઞાનપૂર્ણ વાક્યોથી મને આશ્વાસન આપ્યું, તથા લક્ષ્મીની ચંચળતા વિષે ઉપદેશ આપ્યો. તેમણે કહ્યું કે, લક્ષ્મી કેવળ અનેક અનર્થોનું મૂળ છે. તે પોતાની ચંચળતા તજીને કાયમ રહે તો પણ કોઈ પ્રકારે સુખનું કારણ થઈ શકતી નથી; ઊલટું રહે ત્યાં સુધી કર્તવ્ય-કર્મમાં પ્રમાદ જ ઉપજાવે છે. વળી ધર્મરહિત મનુષ્યની ઉત્કટ ઋદ્ધિ પણ અવશ્ય વિનાશ પામે છે; પરંતુ જેઓ ધર્મસહિત છે, તેમને ધન વિના પણ સર્વ સમૃદ્ધિઓ સત્વર આવી મળે છે. માટે લક્ષ્મીની કામના તજી ધર્મરૂપી પુરુપાર્થ આચરવાનો જ પ્રયત્ન કરવો જોઈએ. આ પ્રમાણે તે મહાત્માના સદુપદેશથી તેમજ સત્સંગથી મારો શોકસમુદાય નાશ પામી ગયો, અને તેમની સાથે રહી તેમના બતાવ્યા મુજબ ધર્મ આચરવા સારુ મેં તેમની પાસે દીક્ષા લીધી.

સૂરસેનની કથા સાંભળી અગ્નિભૂતિ તેમને પ્રણામ કરી કહેવા લાગ્યો : 'હે ભગવન્! ધન અને જીવિત આટલાં બધાં ચંચળ છે, એ સ્થિતિમાં આપે તેમની પરવા તજીને તાપસપણું સ્વીકાર્યું, એ સારું જ કર્યું. મને પણ હવે આપની કથા સાંભળ્યા પછી ઘરબાર વગેરે વસ્તુઓમાં વૈરાગ્ય આવ્યો છે : માટે આપની પાસે તાપસદીક્ષા લઈ આપ જે ધર્મ આચરો છો, તેનું જ્ઞાન પ્રાપ્ત કરવા હું ઇચ્છું છું.'

સૂરસેને અગ્નિભૂતિનો વિવેક-વૈરાગ્ય જોઈ, તેને પ્રસન્નતાપૂર્વક દીક્ષા આપી. અગ્નિભૂતિ ત્યાર બાદ યથાવત્ તાપસધર્મ આચરતો યથાકાળે મૃત્યુ પામી સનત્કુમાર નામના દેવલોકમાં દેવ થયો. તે ૧૧ મો ભવ છે.

કાળક્રમે દેવલોકમાંથી ચ્યુત થઈ, તે શ્વેતાંબિકા નગરીમાં ભારદ્વાજ નામે બ્રાહ્મણ થયો. તે જન્મમાં પણ પૂર્વજન્મોના તથાવિધ સંસ્કારોને કારણે તેણે યથાકાળે તાપસવ્રત ધારણ કર્યું, તથા યથોચિત તપકર્મ આચર્યું. તે ભવને અંતે તે માહેંદ્ર નામના દેવલોકમાં દેવગતિ પામ્યો. તે ૧૩ મો ભવ છે.

ત્યાંથી ચ્યવી, તે પૂર્વકર્મોને બળે વચમાં બીજી સારીનરસી અનેક યોનિઓમાં ભમ્યો. પરંતુ તે બધી ભવગણતરીમાં સ્વીકારાઈ નથી. છેવટે તે રાજગૃહ નગરમાં કપિલ નામે બ્રાહ્મણની કાંતિમતી નામની ગૃહિણીને પેટે પુત્ર તરીકે ઉત્પન્ન થયો. તેનું નામ થાવર પાડવામાં આવ્યું. ધીરે ધીરે તે યુવાવસ્થા પામ્યો. પહેલેથી જ જન્મ-જરા-મરણ અને વ્યાધિના પ્રહારોથી જર્જરિત એવો લોકસમુદાય જોઈને તેને વૈરાગ્ય આવ્યા કરતો હતો; પરંતુ બીજું કાંઈ કરવાનું સૂઝતું ન હતું તેથી તે યથાપ્રાપ્ત કર્મો કર્યા કરતો હતો. તેવામાં એક વખત તેણે નાક, હોઠ અને આગળના દાંત છૂંદાઈ ગયેલા હોવાથી વિચિત્ર મુખાકૃતિવાળો ત્રિદંડી તાપસ જોયો. તેને જોઈ થાવરને કાંઈ પૂર્વસંસ્કારો જાગ્રત થયા. એટલે તે તેની પાસે ગયો, અને ભક્તિભાવથી કર્તવ્યકર્મ વિષે તેને પ્રશ્ન પૂછવા લાગ્યો. પેલા ત્રિદંડીએ પણ તેને લાયક જોઈ, વિવેકવૈરાગ્યને પ્રદીપ્ત કરે તેવો ધર્મોપદેશ આપ્યો, તથા પોતાનો દાખલો આપીને કહ્યું, હે ભાઈ! 'આ સંસારનાં સુખોમાં આસક્ત રહી, મેં ઘણું દુઃખ વેઠ્યું છે. મારી પાસે પિતાપિતામહે એકઠું કરેલું પુષ્કળ દ્રવ્ય હતું. તે બધું મેં અનંગસેના નામની વેશ્યાની સેવામાં ખર્ચી નાખ્યું. મારું ધન પૂરું થતાં તેણે

તો મને ચૂસી લીધેલા ગોટલાની જેમ ફેંકી દીધો; પરંતુ મારી વાસનાઓ કાંઈ ખૂટી નહોતી. સ્વાભાવિક ક્રમમાં હવે મહાન ધનભંડાર કમાઈ શકાય તેમ તો હતું નહીં, એટલે મેં કાળી વિદ્યાઓનો આશરો લઈ ગુપ્ત ધનભંડારો પ્રાપ્ત કરવા માટે જોગણીઓ વગેરેની સાધના શરૂ કરી. પરંતુ વગર મહેનતે કામિની-કાંચન મેળવવા માટેની મારી એ બધી સાધનાઓ એળે ગઈ; અને તેવી એકાદ સાધના વખતે માર ખાઈને મેં મારી નાસિકા, ઓઠ અને આગલા દાંત ગુમાવ્યાં છે. એ બધા ભોગો તેમજ તેમને માટેની સારીખોટી બધી સાધનાઓ મનને જકડી રાખે છે; પરંતુ કશાથી અંતિમ સિદ્ધિ પ્રાપ્ત થતી નથી; અને થાય છે, તો તે દુઃખપૂર્ણ જ હોય છે. એ રીતે લાંબો વખત ફાંફાં માર્યા બાદ મને વિવેક-વૈરાગ્ય પ્રાપ્ત થયા; અને મેં વિચાર્યું કે, આ બધાં સુખો મેળવવામાં, ભોગવવામાં તેમજ તેમને ટકાવી રાખવામાં સુખની માત્રા કરતાં દુઃખની માત્રા જ વધારે હોય છે. ત્યાર પછી એ બધાની તૃષ્ણા છોડી મારું ચિત્તશાંત થયું; અને હવે આત્મચિંતનમાં મસ્ત રહેતો હું નિરાંતે વિચરું છું.'

ત્રિદંડીની આ આપવીતી સાંભળી, થાવરને પોતાના નિર્ણયોમાં ટેકો મળ્યો. એટલે તે તેની પાસે દીક્ષા લઈ તાપસ બન્યો. ત્યારબાદ અનેક દુઃસહ તપો આચરીને આયુષ્યને અંતે તે બ્રહ્મ નામના દેવલોકમાં દેદીપ્યમાન દેવ થયો. એ ૧૫ મો ભવ.

૨

બ્રહ્મલોકમાંથી ચ્યવી, મરીચિનો જીવ સોળમા ભવે રાજગૃહ નગરમા વિશ્વનંદી રાજાના ભાઈ વિશાખભૂતિની ભાર્યા ધારિણીને પેટે પુત્ર તરીકે અવતર્યો. તેનું નામ વિશ્વભૂતિ પાડવામાં આવ્યું. યોગ્ય કાળે તે ભણીગણીને તરુણાવસ્થામાં આવ્યો, એટલે તેને ઉચિત રાજકુળની ૩૨ કન્યાઓ સાથે

પરણાવવામાં આવ્યો. માતપિતાએ કોડથી પૂરા પાડેલા ભોગો તેમની સાથે ભોગવતો તે વિહરવા લાગ્યો. તેનો પિતા વિશાખભૂતિ વિશ્વનંદી રાજાનો ભાઈ જ હતો; પરંતુ રાજાને તેના ઉપર એટલો બધો પ્રેમ હતો કે રાજ્યની બધી જ ભોગલક્ષ્મી વિશ્વભૂતિ વિના સંકોચ ભોગવી શકતો હતો. એટલું તો શું, પરંતુ રાજાનું પુષ્પકરંડક નામનું અત્યુત્તમ ઉદ્યાન તે જ જાણે પચાવી પડ્યો હતો. જ્યારે ને ત્યારે તે પોતાની પત્નીઓ સાથે તે ઉદ્યાનમાં વિહાર કર્યાં કરતો; તેથી બીજા કોઈને માટે તે ઉદ્યાનમાં જવું અશક્ય થઈ ગયું હતું.

વિશ્વનંદી રાજાને પોતાની મદનલેખા[1] રાણીથી વિશાખનંદી નામે પુત્ર થયો હતો. તે બિચારો અવારનવાર પુષ્પકરંડક ઉદ્યાનમાં વિહાર કરવાનો મનસૂબો કરીને ત્યાં આવતો; પરંતુ કદી તે ઉદ્યાનને વિશ્વભૂતિ અને તેના અંતઃપુર વિનાનું ખાલી પડેલું પામતો જ નહીં, એટલે તેને પાછા ફરવું પડતું. એક વખત મદનલેખા રાણીની દાસીઓ તે ઉદ્યાનમાં પુષ્પ લેવા આવી; પરંતુ વિશ્વભૂતિ અંદર હોવાથી તેમને ફૂલ લીધા વિના જ પાછા ફરવું પડ્યું. તે વખતે તેમણે વિશાખનંદી કુમારને પણ પોતાની પેઠે પાછો ફરતો જોયો. આ જોઈ ઈર્ષાથી સળગી જઈ, તેમણે રાણીને ભંભેરી કે, "આખા રાજ્યની તમામ મિલકત તમારા દિયરજીના છોકરાની જ થઈ ગઈ લાગે છે. તમારો પુત્ર તો બિચારો ઉદ્યાનના દ્વાર આગળ આવી આવીને આવીને પાછો ફરે છે, અને પેલો વિશ્વભૂતિ નિરાંતે શોરબકોર કરતો અંદર મહાલ્યા કરે છે!"

રાણીએ આ સાંભળી રૂસણું લીધું. તે કોપભુવનમાં જઈને જમીન ઉપર આળોટતી પડી. રાજાને ખબર મળતાં તે ત્યાં ગયો અને રાણીને સમજાવવા લાગ્યો. પછી જ્યારે

૧. ત્રિષષ્ટિ શ૦ પર્વ ૧૦માં હેમચંદ્રાચાર્યે તેનું પ્રિયંગુ નામ આપ્યું છે. મદનલેખા નામ ગુણચંદ ગણીએ આપ્યું છે.

રાજાએ જોયું કે, જ્યાં સુધી વિશ્વભૂતિને પુષ્પકરંડક ઉદ્યાનમાંથી ખસેડવામાં ન આવે, અને વિશાખનંદી તે ઉદ્યાનમાં નિર્બાધ પ્રવેશ ન પામે, ત્યાં સુધી રાણી શાંત થવાની નથી, ત્યારે તેણે મંત્રીઓ સાથે મસલત કરીને પ્રયાણ માટે લશ્કરને સજ્જ કરવા ભેરી વગાડાવી. પ્રયાણભેરીનો અવાજ સાંભળી વિશ્વભૂતિ ઉદ્યાનમાંથી તરત રાજદરબારમાં ગયો અને પૂછવા લાગ્યો કે, રાજ્ય ઉપર શાનું દુઃખ આવ્યું છે, જેથી બધાને સજ્જ થવા માટે આ ભેરી વગાડાવવામાં આવી છે ? રાજાએ જણાવ્યું કે, સીમાડા પરનો પુરુષસિંહ નામનો માંડલિક ઉદ્ધત થઈ ગયો છે, તથા આપણી હદમાં આવી આપણાં પ્રજાજનોને સતાવે છે, તે માટે તેનું દમન કરવા સારુ હું તરત જ ઊપડવા માગું છું.

તે સાંભળી વિશ્વભૂતિએ નમસ્કાર કરી રાજાને જણાવ્યું કે, " એવા નાના સરખા માંડલિકને જીતવા માટે આપને પોતાને શા માટે જવું પડે ? અમે બધા હાજર છીએ; આપ મને જ આજ્ઞા આપો, તો હું હમણાં જ તેને સીધો કરી આવીશ. "

વિશ્વભૂતિનાં આવાં ભક્તિભાવભરેલાં વચન સાંભળી રાજાએ તેને સૈન્ય સાથે પ્રયાણ કરવાની આજ્ઞા આપી. વિશ્વભૂતિ આજુબાજુના પ્રદેશોની રમણીયતા જોતો જોતો, તથા પ્રજાજનોને તેમની પ્રવૃત્તિ વિષે પૂછતો પૂછતો પુરુષસિંહના મંડળ આગળ આવી પહોંચ્યો. રસ્તામાં ક્યાંય તેણે પુરુષસિંહ વિરુદ્ધ કોઈ પણ જાતની ફરિયાદ પોતાના દેશના પ્રજાજનો પાસેથી સાંભળી નહીં. આથી નવાઈ પામી તેણે પુરુષસિંહને દૂત મોકલી પોતાના આવ્યાની ખબર આપી. પુરુષસિંહે તો આનંદ તેમજ સત્કારપૂર્વક તેનું પોતાના નગરમાં અતિશય સ્વાગત કર્યું; તથા અનેક રીતે તેને પોતાના પ્રેમૌદાર્યનો પરિચય આપ્યો. કુમાર આ બધું જોઈ નવાઈ

પામ્યો; અને થોડા દિવસ પુરુષસિંહના આતિથ્યનો મનમાન્યો ઉપભોગ કરી, તેની બાબતમાં રાજાને મળેલી ખોટી માહિતી બાબત મનમાં મૂંઝાતો પોતાને દેશ પાછો ફર્યો.

આ તરફ વિશ્વભૂતિ દૂર થતાં, વિશ્વનંદી રાજાએ વિશાખનંદી કુમારને બોલાવીને કહ્યું કે, તું હવે નિઃસંકોચ પુષ્પકરંડક ઉદ્યાનમાં વિહાર કર. થોડા વખત બાદ વિશ્વભૂતિ પાછો આવ્યો, ત્યારે આવતાં વેંત ઉદ્યાનક્રીડાની આસક્તિને લીધે તે સીધો પુષ્પકરંડક તરફ ગયો. ત્યાં દ્વારપાળે તેને જણાવ્યું કે, અંદર વિશાખનંદી કુમાર અંતઃપુર સાથે વિહાર કરે છે, માટે આપ અંદર જઈ શકશો નહીં. આ સાંભળી વિશ્વભૂતિએ ચિડાઈ જઈ તેને પૂછ્યું કે, 'તેણે ક્યારનો આ બગીચામાં પગપેસારો કર્યો છે?' દ્વારપાલે કહ્યું કે, 'આપ અહીંથી પધાર્યા તે દિવસથી જ.'

એ જવાબ સાંભળતાં જ કુમારના મનમાં અચાનક પ્રકાશ પડ્યો. તે સમજી ગયો કે, મને આ ઉદ્યાનમાંથી ખસેડવા ખાતર જ રાજાએ પુરુષસિંહના દ્રોહનું ખોટું બહાનું કાઢીને મને દૂર મોકલી દીધો હતો. ગુસ્સાના માર્યા તેણે પાસેના એક કોઠાના ઝાડ ઉપર મૂકી મારી, અને તૂટી પડતાં કોઠાં બતાવીને વિશાખનંદીના અનુચરોને કહ્યું, 'હરામખોરો. આ કોઠાંની પેઠે હમણાં તમારાં માથાં ટપોટપ જમીન ઉપર ગબડાવી પાડત; પરંતુ રાજાજીની આમન્યા નડે છે. બાકી, મેં જે ઉદ્યાનનો ત્યાગ નથી કર્યો, તેમાં તમે ઘૂસવાની હિંમત જ કેવી રીતે કરો?'

જે રાજા પ્રત્યેની ભક્તિને ખાતર પોતે રણસંગ્રામનું જોખમ વહોરવા તૈયાર થયો હતો, તે રાજા માત્ર રાણીની ભેરવણીથી પોતાને આ રીતે છેતરીને દૂર કરે, અને પોતાના પુત્રની અને પોતાની વચ્ચે આવો ભેદભાવ રાખે, એ જોઈ તેને સંસારનાં તમામ સગાંસંબંધીઓ ઉપર વૈરાગ્ય આવી

ગયો. "બધાં જ મતલબનાં સગાં છે! વસ્તુતાએ પોતાનું કોણ છે? નહીં તો વડીલ થઈને રાજાજી આવું કરે? સંસારના બધા જ ભોગો આવા છે. તેમને મેળવવા તથા ભોગવવા આ પ્રમાણે નિકટનાં સગાંસંબંધી સાથે પણ ઠગાઈ કરવી પડે છે. એ ભોગો જૂઠ, હિંસા, ચોરી, આદિ મહાદોષોનું મૂળ છે. તેવા ભોગો ન ભોગવવા એ જ હિતકર છે." આવું આવું વિચારી તે બારોબાર જ સંભૂતિ નામના મુનિ પાસે ગયો, અને તેમની પાસે દીક્ષા લઈને તેણે સંસારત્યાગ કર્યો.

થોડીવારમાં વિશ્વનંદી રાજાને વિશ્વભૂતિ કુમાર પાછો આવ્યાની, તથા ઉદ્યાન બહાર બનેલા બનાવને અંતે તેણે બારોબાર દીક્ષા લીધાની ખબર પડી. આથી ઘણો જ શરમાઈ જઈ, તથા દુઃખી થઈ તે વિશ્વભૂતિ પાસે આવ્યો, અને શોક કરતો કરતો કહેવા લાગ્યો : 'હે પુત્ર! તારા ઉપર મારો કેવો ગાઢ પ્રેમ હતો તે તું જાણે છે; મને તારા ઉપર કેટકેટલી આશાઓ હતી. તું કદાપિ મને પૂછ્યા વિના કાંઈ કરતો નહીં, કે મારી આજ્ઞા ઉથાપતો નહીં. તો આ વખતે મને પૂછ્યાગાછ્યા વિના આવું ઉતાવળું પગલું તેં કેમ ભર્યું? પુષ્પકરંડક ઉદ્યાનવાળા બનાવની મને ખબર છે. પરંતુ હું તને એ પુષ્પકરંડક ઉદ્યાન આપી દઉં છું, એટલું જ નહીં, પરંતુ મારું આખું રાજ્ય તને જ આપી દઉં છું. પરંતુ કુટુંબક્લેશ પતાવવાના કારણે મેં જે થોડી સરખી ભૂલ કરી, તેની આટલી મોટી કાયમની સજા મને કરવી એ મારા ઉપર પ્રેમભક્તિ રાખનારા તને યોગ્ય નથી.'

આ પ્રમાણે રાજાએ ખરા દિલથી કુમાર આગળ પોતાની ભૂલનો પસ્તાવો જાહેર કર્યો, તથા તેને ઘણી ઘણી રીતે સમજાવ્યો, પણ વિશ્વભૂતિ એકનો બે ન થયો. તેણે જવાબ આપ્યો. "પુષ્પકરંડકનો બનાવ તો નિમિત્તમાત્ર છે. તેમજ આપના પ્રત્યે પણ મને ખાસ દોષબુદ્ધિ નથી. પરંતુ આ

બધા વિષયો સ્વભાવથી જ એવા છે કે, તેમને કારણે આવાં આવાં હિંસા–અસત્યાદિ મહાપાપો આચરવાં જ પડે છે. માટે હવે તો તે વિષયાદિ પ્રત્યેના વૈરાગ્યથી જ મેં આ વ્રત ધારણ કર્યું છે. માટે આપ કશું દુ:ખ મનમાં લાવ્યા વિના પાછા ફરો, અને મને ફરી પાછો સંસારમાં વાળવાના પ્રયત્નો છોડી, નિશ્ચિંત થાઓ.'

વિશ્વભૂતિનો આવો દૃઢ સંકલ્પ જાણી રાજા દુઃખિત ચિત્તે પાછો ફર્યો. ત્યાર બાદ વિશ્વભૂતિ મુનિ રૂડી પેરે સાધુધર્મ આચરતા ગુરુ પાસે લાંબો વખત રહ્યા, અને શાસ્ત્રાદિ શીખ્યા. ત્યાર બાદ ગુરુએ તેમની લાયકાત જોઈ, તેમને એકલા મરજીમાં આવે તેમ વિચરવાની પરવાનગી આપી.

તે મુજબ તે ફરતા ફરતા મથુરા નગરીમાં આવી પહોંચ્યા. તે દરમ્યાન તેમણે કઠણ તપથી શરીરને છેક જ તાવી નાખ્યું હતું. એટલે એક મૂઠીથી કોઠા પરનાં બધાં કોઠાં ખેરવી પાડનાર ત્યારના વિશ્વભૂતિ અને આજના વિશ્વભૂતિમાં આસમાન-જમીનનો તફાવત પડી ગયો હતો. તે વખતે તો વિશ્વભૂતિનું ચિત્ત પણ કામભોગોમાં આસક્ત અને તેથી કરીને જ ક્રોધાદિથી પરિપૂર્ણ હતું. તેને બદલે અત્યારે તો તે મુનિ કામભોગમાંથી વિરક્ત તથા પોતાને દુઃખ થાય તોપણ પ્રાણીમાત્રને જરા પણ ઈજા ન કરવાના વ્રતવાળા બન્યા હતા.

પરંતુ કામક્રોધ તાત્કાલિક ગમે તેટલા દબાઈ જાય, તોપણ તેમના સૂક્ષ્મ સંસ્કાર નિર્મૂળ થવા બહુ મુશ્કેલ છે. કઠિન તપશ્ચર્યાથી તમારું શરીર ગમે તેટલું તવાય તો પણ ચિત્તના સૂક્ષ્મ રસો કેમેય સુકાતા જ નથી. ઊલટું જાણે બહુ તપેલી જમીનમાં વરસાદનું સિંચન થતાં હરિયાળી બમણા વેગથી ફૂટી નીકળે છે, તે પ્રમાણે તપસ્વીના તપથી દબાઈ રહેલા કામક્રોધાદિ સહેજ અનુકૂળ પ્રસંગ મળતાં જ બમણા જોરથી ભભૂકી ઊઠે

છે. તેથી જ જગતભરના કવિઓએ ઉગ્ર તપસ્વીઓને લોભાવવા અપ્સરાઓ મોકલનાર ઇંદ્ર, અને બુદ્ધ થનારને મથી નાખવા ઇચ્છતા 'માર'ની કલ્પનાઓ કરી–કરીને સંયમમાં દબાઈ રહેતા સૂક્ષ્મ સંસ્કારોની પ્રબળતા ગાયા કરી છે. કઠોર તપસ્વી વિશ્વભૂતિને માટે આવો જ કોઈ પ્રસંગ હવે ઉપસ્થિત થયો હતો.

જે દિવસોમાં વિશ્વભૂતિ તપસ્યા આચરતા મથુરામાં વિચરતા હતા, તે દિવસોમાં જ તેમનો પૂર્વનો હરીફ વિશાખનંદી કુમાર મથુરાનરેશની રાજપુત્રીનું પાણિગ્રહણ કરવા જાનૈયાઓ સાથે ત્યાં આવેલો હતો. એક મહિનાના કારમા ઉપવાસો બાદ હાડપિંજર જેવા થયેલા વિશ્વભૂતિ તે વખતે પારણું કરવા સારુ ભિક્ષા મેળવવાને નિમિત્તે મથુરાના રાજમાર્ગ ઉપર થઈને જતા હતા. રસ્તામાં જ વિશાખનંદીનો ઉતારો હતો. તેના સેવકોએ દૂરથી વિશ્વભૂતિને જોતાં જ તેમને કેટલીક નિશાનીઓથી ઓળખી લીધા. તેઓએ વિશાખનંદીને બોલાવ્યો, અને વિશ્વભૂતિને જતા બતાવ્યા. વિશાખનંદીને તો તેમને જોતાં જ પાછલું વેર યાદ આવી ગયું, અને તે ગુસ્સાથી ધૂંવાંપૂંવાં થવા લાગ્યો. એટલામાં કોઈ ગાયની અડફટમાં વિશ્વભૂતિ આવી જતાં, તે ઊછળીને દૂર ગબડી પડ્યા. તે જોઈ વિશાખનંદી ટાણાં મારતો મોટેથી બોલ્યો : "કેમ ભાઈ કોઠાં–તોડ! તારી મૂઠીનું જોર ક્યાં ગયું, જે આવી નમાલી ગાયની અડફટથી આમ રસ્તા વચ્ચે ગુલાંટો ખાય છે!"

વિશાખનંદીને મુખેથી નીકળેલા શબ્દો વિશ્વભૂતિના તમામ પ્રાચીન સંસ્કારો ઉદ્દીપિત કરવા માટે પૂરતા નીવડ્યા. હીણા રાજસેવકોની વચ્ચે ઊભો રહી, વિશાખનંદી આ પ્રમાણે પોતાની કમજોરીની હાંસી કરે, એ વિશ્વભૂતિથી સહન જ થઈ શક્યું નહીં. તરત જ ગુસ્સાના માર્યા વિશ્વભૂતિએ તે બધાના દેખતાં પેલી ગાયને શીંગડાં વડે ઉપાડી, તથા તેને માથા ઉપર

વીંઝીને આકાશમાં ઊંચે ઉછાળી. ત્યાર બાદ મનમાં ને મનમાં સમસમી રહીને તેમણે સંકલ્પ કર્યો કે, “મેં આજ સુધી આચરેલા કઠોર તથા મહાન તપનું કાંઈ ફળ હોય, તો આવતા જન્મમાં હું એવો અતુલ પરાક્રમી પુરુષ થાઉં કે જેથી જગતભરનો કોઈ પણ માણસ મારી અવહેલના ન કરી શકે. વળી મેં કલ્યાણની બુદ્ધિથી આ સાધુજીવન સ્વીકાર્યું છે, અને એ રીતે હું વિશાખનંદીના માર્ગમાંથી આપમેળે નીકળી ગયો છું. તેમ છતાં તે દુષ્ટ મારા પ્રત્યેનો દ્વેષભાવ ભૂલતો નથી; માટે આવતા જન્મમાં મારે હાથે તેનું મૃત્યુ થાઓ.”

કોણ જાણે શાથી, ત્યાર બાદ મરતા સુધી વિશ્વભૂતિ મુનિ પોતાના આ સંકલ્પને મનમાંથી દૂર કરી શક્યા નહીં. જેટલી ઉગ્રતાથી અત્યાર સુધી તેમણે શરીર–મનને તાવ્યાં હતાં, તેટલી જ ઉગ્રતાથી તેમનો આ ભીષણ સંકલ્પ તેમના સમગ્ર ચિત્ત ઉપર અધિકાર જમાવી બેઠો. ટૂંકમાં આ સંકલ્પનું રટણ જ તેમનો મુખ્ય જીવન–વ્યાપાર બની ગયું.

સામાન્ય જીવનમાં આપણે આવા કેટલાય હાંસીભર્યા કે શરમભર્યા પ્રસંગોને ઓળંગી જઈ શકીએ છીએ. તત્ક્ષણ આપણને ગમે તેટલો ગુસ્સો આવી જાય, પરંતુ સામા માણસની દુર્ધર્ષતાનો ખ્યાલ, કે રાજસત્તાનો ભય આપણને દબાવી રાખે છે, અને ધીમે ધીમે આપણા દિલમાં લાગેલો ડંખ હળવો થઈ જાય છે, અને અંતે ઘસાઈ જાય છે. પરંતુ જીવનમાં ઉગ્રતાનું જ પરિશીલન કર્યા કરતા તપસ્વીને માટે એ વસ્તુ શક્ય હોતી નથી. તેણે સિદ્ધ કરેલી તમામ ઉગ્રતા હવે એ દિશામાં જ ઉછાળા મારતી વહેવા માંડે છે; અને તેના જોસને કોઈ પણ વસ્તુ રોકી શકતી નથી. ઉપરાંત તપને કારણે એવા પુરુષમાં સંકલ્પ અને તેની સિદ્ધિ વચ્ચેનું અંતર પણ એટલું બધું ઓછું થઈ ગયું હોય છે કે, આપણી પેઠે તેને વચગાળામાં

શાંત થવાનો કે ફરી વિચાર કરી જોવાનો વખત જ નથી મળતો.*

અસ્તુ. મરતા લગી ક્રોધનું જ રટણ કરતા વિશ્વભૂતિ મર્યા બાદ મહાશુક્ર નામે સ્વર્ગમાં ઉત્પન્ન થયા. તે ૧૭મો ભવ.

---

* આ જગાએ એક બીના ધ્યાનમાં રાખવા જેવી છે, અને તે એ કે, કેટલાય ભવો બાદ મરીચિનો જીવ પહેલી વાર આ ભવમાં જૈન તપસ્વીની દીક્ષા લે છે. તપસ્યાનો ઉગ્ર માર્ગ એક બાજુથી જેમ જલદી ફળ પ્રાપ્ત કરાવનાર હોય છે, તેમ બીજી બાજુથી તેનાં ભયસ્થાનો પણ તેટલાં જ ઉગ્ર હોય છે. અને તેથી જ જૈન માર્ગમાં તપની સાથે 'સંયમ' (માનસિક સંયમ-ક્રોધાભાવ-ક્ષમા-અહિંસા) ને આટલું બધું પ્રાધાન્ય આપવામાં આવ્યું હોય, એમ બનવા જોગ છે.

૪

# અઢારમો ભવ: ત્રિપૃષ્ઠ વાસુદેવની કથા

આપણે આગળ જોઈ આવ્યા છીએ કે, મરીચિને તીર્થંકર થતા પહેલાં વાસુદેવ* તેમજ ચક્રવર્તી પણ થવાનું હતું. આ અઢારમો ભવ તેમના વાસુદેવપણાનો ભવ છે. તેની કથા નીચે પ્રમાણે છે:

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં પોતનપુર નગરમાં રિપુ-પ્રતિશત્રુ નામે પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો. તેને ભદ્રા નામની પટરાણીથી મહાબળવાન અચલ નામે પુત્ર થયો. તે જ પહેલા બળદેવ અચલ.[1] ત્યારબાદ તે રાજાને ભદ્રા રાણીથી

---

* અહીં એટલું જાણતા જવું જોઈએ કે, વાસુદેવ, પ્રતિવાસુદેવ બળદેવ, ચક્રવર્તી અને તીર્થંકર એ અમુક પ્રકારની વિશિષ્ટ રિદ્ધિ-સિદ્ધિવાળી પદવીઓ છે. કાળચક્રના દરેક ફેરામાં કુલ તેસઠ પુરુષો એવા ઉત્પન્ન થાય છે કે, જેમનાં જીવન બીજા લોકોની રિદ્ધિ-સિદ્ધિ માપવાને શલાકા અર્થાત્ ગજરૂપ હોવાને કારણે તેમને શલાકા-પુરુષ કહેવામાં આવે છે. તે તેસઠમાંથી ૨૪ જણ તીર્થંકર હોય છે, બાર જણ ચક્રવર્તી હોય છે, નવ જણ વાસુદેવ હોય છે, નવ જણ બળદેવ હોય છે, અને નવ જણ પ્રતિવાસુદેવ હોય છે. બળદેવ હંમેશાં વાસુદેવના ઓરમાન ભાઈ હોય છે, અને પ્રતિવાસુદેવ હંમેશાં વાસુદેવ સાથે અથડામણમાં આવનારો તે જમાનાનો પ્રતાપી પુરુષ હોય છે. વાસુદેવને હાથે જ તેનું મૃત્યુ પણ થાય છે. ચક્રવર્તીની રિદ્ધિ વાસુદેવ કરતાં બમણી હોય છે. તે વિષે પછીના પ્રકરણમાં વધુ કહેવામાં આવશે.

૧. બળદેવ ગર્ભમાં આવે, ત્યારે તેમની માતાને ચાર દંતૂશળ વાળો સફેદ હાથી, સફેદ વૃષભ, નિર્મળ ચંદ્રમા અને ખીલેલાં કમળોવાળું સ્વચ્છ સરોવર સ્વપ્નમાં દેખાય.

મૃગાવતી નામે કન્યા ઉત્પન્ન થઈ. તે જ્યારે યુવાવસ્થામાં આવી, ત્યારે તેનું સૌંદર્ય એવું તો ખીલી ઊઠયું કે તેથી મોહિત થઈ રિપુપ્રતિશત્રુ રાજાએ, પિતા હોવા છતાં તેનું પાણિગ્રહણ કર્યું. મહાજનો સહિત પ્રજાજનો આવા અનાચારથી ક્ષુબ્ધ ન થાય તે માટે, રાજાએ લગ્ન કરતા પહેલાં તે બધાને બોલાવીને આડંબરપૂર્વક પૂછ્યું કે, "રાજાના રાજ્યમાં જે રત્ન ઉત્પન્ન થાય, તેનો સ્વામી કોણ થાય?" એટલે લોકવ્યવહાર તથા રૂઢિને જાણનાર તે મહાજનોએ નિઃશંકપણે જવાબ આપ્યો કે, 'તે દેશનો રાજા.' એ પ્રશ્ન ત્રણ વાર પૂછી પૂછીને રાજાએ મહાજનોને મોઢે ત્રણ વાર એ જાતનો જવાબ કઢાવ્યો; અને પછી ધીટતાથી તેમને જણાવ્યું કે, મારી પુત્રી મૃગાવતી કરતાં રૂપ-યૌવનમાં આખી પૃથ્વીમાં કોઈ શ્રેષ્ઠ ન હોવાથી, તે સ્ત્રી-રત્ન જેવી છે. માટે તે રત્નનો સ્વામી હું રાજા સિવાય કોણ થઈ શકે? આ રીતે કુટિલતાથી મહાજનોનાં મોં બંધ કરીને તે રાજાએ પોતાની પુત્રીને જ પટરાણીપદે સ્થાપી.

રાજાનું આવું હાંસીપાત્ર તથા બીભત્સ આચરણ જોઈને મહારાણી ભદ્રા અત્યંત સંતાપ પામીને પોતાના પુત્ર અચલ સાથે દક્ષિણ દેશમાં ચાલી ગઈ, અને ત્યાં માહેશ્વરી નામે નગરી વસાવીને રહેવા લાગી. થોડા વખત બાદ અચલકુમાર પિતા પાસે પાછો આવ્યો. પોતાની પુત્રીના કામી એવા તે રિપુપ્રતિશત્રુ રાજાનું નામ લોકોએ પ્રજાપતિ પાડ્યું.

વખત જતાં વિશ્વભૂતિનો જીવ મહાશુક્ર દેવલોકમાંથી ચ્યવીને મૃગાવતી રાણીના ઉદરમાં પુત્રપણે ઉત્પન્ન થયો. વાસુદેવ ગર્ભમાં આવે ત્યારે તેમની માતાને જે સાત મહાસ્વપ્ન[1]

૧. યુવાન કેસરીસિંહ, લક્ષ્મીદેવી, સૂર્ય, કુંભ, સમુદ્ર, રત્નરાશિ, અને ધૂમાડા વગરનો અગ્નિ, એ સાત વાનાં સ્વપ્નમાં જોવામાં આવે ત્યારે વાસુદેવ પુત્ર તરીકે જન્મવાના છે, એમ મનાય છે.

આવે છે, તે બધાં મૃગાવતી રાણીએ પણ જોયાં. રાજાએ બીજે દિવસે સ્વપ્નપાઠકોને બોલાવીને તે મહાસ્વપ્નોથી શું સૂચિત થાય છે તે પૂછયું. તેઓએ યથાશાસ્ત્ર વિચાર કરીને નક્કી કર્યું કે, રાણીને પેટે સમસ્ત ભુવનમાં વિખ્યાત, તથા અપ્રતિમ બળ અને શાસનવાળા વાસુદેવ ઉત્પન્ન થવાના છે. રાજા-રાણી એ સાંભળી ઘણાં હર્ષિત થયાં. તેમણે સ્વપ્નપાઠકોને ધનાદિથી સંતુષ્ટ કરીને વિદાય આપી.

યથાકાળે મૃગાવતીએ તમાલપત્ર જેવા શ્યામ વર્ણવાળા પ્રતાપી પુત્રને જન્મ આપ્યો. રાજા-રાણીએ તે પ્રસંગે મોટો મહોત્સવ જાહેર કર્યો; તથા તે પુત્રની પીઠે ત્રણ અસ્થિબંધન જોઈ, તેનું નામ ત્રિપૃષ્ઠ પાડ્યું.

ધીમે ધીમે ત્રિપૃષ્ઠકુમાર મોટો થયો, તથા ગુરુગૃહે રહી સમસ્ત કલા-કલાપ પ્રાપ્ત કરી આવ્યો. મોટા ભાઈ અચલ સાથે તેને ખાસ પ્રીતિ હતી. તથા તેઓ બંને હંમેશાં સાથે જ જોવામાં આવતા.

અચલ તથા ત્રિપૃષ્ઠનો પિતા રત્નપુરના અશ્વગ્રીવ નામે રાજાનો તાબેદાર હતો. તે વખતના સર્વ રાજાઓમાં અશ્વગ્રીવ અતુલ બળશાળી તથા મહાપરાક્રમી હતો. તે જમાનાનો તે 'પ્રતિવાસુદેવ' જ હતો. બધા રાજા–મહારાજાઓ ભયથી તેની અતિવિનયપૂર્વક ભક્તિ કરતા. તથા તેની આજ્ઞા શિરે ધારણ કરતા. મનથી પણ તેઓ તેની સામે માથું ઊંચકવાનું વિચારી શકતા નહીં. કહેવાય છે કે, એકંદરે સોળહજાર મુગટધારી રાજાઓ તેના તાબામાં હતા.

યથાકાળે વિશાખનંદી કુમાર રાજ્યશ્રી ભોગવતો મરણ પામી, નરકાદિ યોનિઓમાં ફરતો ફરતો એક ગિરિ-ગુફામાં સિંહ થયો. યુવાવસ્થામાં આવતાં તે નીડરપણે વન-જંગલ છોડી, વસતીવાળા ભાગોમાં પણ ફરતો. અને ખેતરમાં કામ કરતા ખેડૂતોને સતાવતો તથા ખાઈ જતો. ધીમે ધીમે

આજુબાજુના સર્વ પ્રદેશમાં હાહાકાર મચી ગયો, અને બધા ખેડૂતો રાવ નાખતા અશ્વગ્રીવ પાસે આવ્યા. અશ્વગ્રીવે તેમની રાવ સાંભળી પોતાના તાબેદાર રાજાઓમાંથી કેટલાકને તે સિંહનો વધ કરવાનો હુકમ કર્યો. પરંતુ તે ઉગ્ર પરાક્રમી સિંહની પાસે જવાની પણ કોઈ હિંમત કરી શક્યું નહિ. પરિણામે અશ્વગ્રીવના તાબેદાર રાજાઓમાંથી દરેકને વારાફરતી ખેતીની મોસમ દરમ્યાન તે સિંહને વસતીવાળા ભાગમાં આવતો અટકાવવા, તે વનની આસપાસ ચોકી કરવાનો હુકમ થયો. પેલા સિંહને તો હવે વસ્તુતાએ ખેડૂતોને બદલે રાજાઓ કે રાજસેવકોનું ભોજન વિના પરિશ્રમે જંગલમાં રહ્યાં રહ્યાં જ મળવા માંડ્યું, એટલે તેને જંગલ છોડી બહાર નીકળવાનું પ્રયોજન પણ શું? એ બધા મરેલા રાજાઓ તેમજ રાજપુરુષોનાં હાડકાંના ઢગલાઓથી તે વનભૂમિના સીમાડા સફેદ થઈ ગયા.

કોણ જાણે જગતના બધા પદાર્થોની એવી કોઈ ખાસિયત છે કે, જે ક્ષણે તે બધા પોતાની સર્વોચ્ચ કક્ષાએ પહોંચે છે, તે ક્ષણે જ તેઓ પોતાની ક્ષણભંગુરતા, દુઃખમયતા, અને મોહમયતાની આગાહી આપવાનું શરૂ કરે છે. અશ્વગ્રીવ રાજાને પણ જેમ જેમ તેની સમૃદ્ધિ અતિશયતાની છેવટની હદે પહોંચવા લાગી તથા જેમ જેમ તેનું આધિપત્ય નિષ્કંટક બનીને પૂર્ણતાએ પહોંચવા આવ્યું, તેમ તેમ તે બધા પદાર્થોની અનિત્યતા, ક્ષણભંગુરતા વગેરેનો આભાસ થવા લાગ્યો. ઊંડે ઊંડે તેને લાગવા માંડ્યું કે, બધું અનિશ્ચિત છે, બધું વિનશ્વર છે, બધું દુઃખમય છે. પરંતુ કોઈ વિવેકી માણસ હોત, તો આ ભણકારાઓ પ્રાપ્ત કરીને વિચારમાં પડી જઈ, કાંઈ હિતકર નિશ્ચય પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરત. તેને બદલે અશ્વગ્રીવે તો પોતાના રાજ્યના કોઈ પ્રસિદ્ધ ભવિષ્યવેત્તાને બોલાવીને પૂછ્યું કે, મારી આ બધી સમૃદ્ધિ, મારું આ બધું ઐશ્વર્ય કાયમ રહેવાનું છે કે, અધવચ જ તેમનો નાશ થવાનો છે? મારું આ

રાજ્ય પ્રતિસ્પર્ધીરહિત રહેવાનું છે કે, મારો કોઈ એવો પ્રતિસ્પર્ધી ઊભો થવાનો છે કે, જે મને મારી, મારું આ બધું ઐશ્વર્ય છીનવી લેવાનો છે ?

પેલા ભવિષ્યવેત્તાએ બધો હિસાબ લગાવી જોયો, તો તેને અશ્વગ્રીવનો વિનાશ પાસે જ આવેલો જણાયો; પરંતુ પોતાને મુખેથી તેમ બોલતાં તે અચકાવા લાગ્યો. ત્યારે રાજાએ તેને સંકોચ વિના સત્ય હકીકત વિસ્તારથી કહેવા જણાવ્યું. એટલે તેણે કહ્યું, 'હે રાજા ! તમને મારનારો જન્મી ચૂક્યો છે. તમારા ચંડવેગ નામના દૂતને જે અપમાનિત કરશે, અને તમારા રાજ્યના પેલા ભયંકર સિંહને જે મારશે, તેને તમારો કાળ જાણજો.'

આ સાંભળી અશ્વગ્રીવ ખિન્ન બની ગયો. પરંતુ તેના મંત્રીઓએ તેને આશ્વાસન આપીને જણાવ્યું કે, આપણે આ ભવિષ્યવાણી જાણી જ છે, તો આપણો પ્રતિસ્પર્ધી મોટો તથા બળશાળી થઈ આપણા સુધી આવે ત્યાર પહેલાં જ તેનો નાશ કરી દેવો ઉચિત છે. માટે આપણા રાજ્યમાં જે કોઈ પ્રતાપી કે અસાધારણ બળવાળા યુવાનો કે કુમારો જણાતા હોય, તેમની પરીક્ષા કરી કરીને તેમને ઠેકાણે પાડી દેવાનું આપણે શરૂ કરવું જોઈએ.

રાજાને આ સલાહ ગમી. તપાસને અંતે માલૂમ પડયું કે પ્રજાપતિ રાજાના કુમારો અસાધારણ પરાક્રમવાળા છે. એટલે અશ્વગ્રીવ રાજાએ પારખું લેવા પોતાના ચંડવેગ નામના દૂતને પ્રજાપતિ રાજા પાસે કોઈ નિમિત્તસર મોકલ્યો. તે દૂત મોટા રસાલા અને સરંજામ સાથે પોતનપુર આવી પહોંચ્યો. રાજાધિરાજનો દૂત, એટલે તેનો ઠાઠ પણ અનેરો જ હોય ને ?

તે વખતે પ્રજાપતિ રાજાના દરબારમાં સંગીતનો જલસો ચાલતો હતો, અને બધા તલ્લીન થઈ તે સાંભળતા હતા. તેવામાં અચાનક ચંડવેગ સભામાં દાખલ થયો. તેને કોઈ

પણ રાજસભામાં દાખલ થતાં ખંચાવાનું કે કોઈની પરવાનગી માગવાની હોય નહીં. તેને આવતો દેખી આખી સભા એકદમ ખળભળાટ કરતી ઊભી થઈ ગઈ, સંગીત બંધ થઈ ગયું, અને પ્રજાપતિ રાજાએ જાતે ઊભા થઈ ચંડવેગનો આદરસત્કાર કર્યો, અને તેને આસન પર બેસાડ્યો. તે વખતે ત્રિપૃષ્ઠ કુમાર પણ સભામાં સંગીતનો આનંદ માણતો બેઠો હતો. તેને આ બધું અચાનક શું થઈ ગયું તે સમજાયું નહી. તેણે પાસેના કોઈને પૂછ્યું કે, આ કોણ છે, અને પિતાજીએ તેને વિના પરવાનગીએ દાખલ થઈ સભાના કામકાજમાં દખલ કરવા બદલ ડાર્યો તો નહીં, ઊલટો વિનયપૂર્વક આસને બેસાડ્યો એનું શું કારણ ?

પેલાએ જવાબ આપ્યો કે, કુમાર ! એ તો રાજાધિરાજ અશ્વગ્રીવનો મુખ્ય દૂત ચંડવેગ છે. તેને કોઈ રાજસભામાં દાખલ થવા માટે રજા માગવાપણું હોતું નથી; ઉપરાંત રાજાધિરાજે શો સંદેશો મોકલ્યો છે, તે સાંભળવા સભાનું બીજું કામકાજ બંધ થવું જ જોઈએ, એટલે આપના પિતાએ સંગીત બંધ પાડી દઈ, તેને પાસે બેસાડ્યો છે. વળી એ દૂત રાજાધિરાજનો માનીતો છે, એટલે તેનું યથાયોગ્ય સન્માન કરવું જ રહ્યું. કારણ કે તે જેના ઉપર પ્રસન્ન રહે, તેના ઉપર રાજાધિરાજ પણ પ્રસન્ન રહે, અને તે જેના ઉપર ખિન્નાય, તેના ઉપર મહારાજ પણ ખિન્નાય. એમ જ કહો કે આપણે બધા ખંડિયા રાજાઓની આબાદી એ દૂતની પ્રસન્નતાને જ આધીન છે. કારણ કે એ દૂત જ અશ્વગ્રીવ મહારાજની આંખ અને કાન છે. અશ્વગ્રીવ રાજા જેના ઉપર જરા પણ નાખુશ થયો, તેનું આવી જ બન્યું જાણવું. તેથી બધા રાજાઓ આ દૂતને રીઝવી–પ્રસન્ન કરી, અશ્વગ્રીવને પ્રસન્ન રાખવા પ્રયત્નશીલ રહે છે.

ત્રિપૃષ્ઠકુમાર તો આ હીણપદની વાત સાંભળી સમસમી

ગયો. પણ તે વખતે કાંઈ વિશેષ બોલ્યા વિના તેણે તે પુરુષને એટલું જ કહ્યું કે, જ્યારે એ દૂત પાછો વિદાય થાય ત્યારે મને ખબર આપજો.

ચંડવેગે સભામાં પ્રજાપતિ રાજાને ઉદ્દેશીને કેટલાંક પ્રયોજન કહી સંભળાવ્યાં; રાજાએ પણ તે સર્વે વિનયપૂર્વક સ્વીકાર્યાં; તથા દૂતને પુષ્કળ ભેટસોગાદ આપી યથાવિધિ પ્રસન્ન કર્યો.

યથાક્રમે રાજાની તાબેદારીભરી મહેમાનગીરીથી પ્રસન્ન થઈ, ચંડવેગ પોતનપુરથી નીકળી પોતાની નગરી તરફ પાછો ફર્યો. ત્રિપૃષ્ઠને એ ખબર મળતાં જ તે પોતાના ભાઈ અચલને તથા થોડા ઘણા ગોઠિયાને લઈ તે તરફ ચાલી નીકળ્યો, અને ચંડવેગને રસ્તામાં જ પકડી પાડ્યો. પછી તેને આવેશપૂર્વક પકડી, ધમકાવીને કહ્યું, 'કેમ અલ્યા, તું અમારી સભામાં વિના પરવાનગીએ શા સારુ દાખલ થયો હતો, કે જેથી અમારો સંગીતનો જામેલો જલસો અટકી ગયો ? બધે તારા બાપનું ઘર જાણે છે કે શું ! ઉપરાંત બે પૈસાનો નોકર હોવા છતાં તું રાજા જેવા રાજા પાસે આસને ચડીને કેમ બેઠો ? લાવ તને થોડો વિનય તથા રીતભાત શીખવાડું !' એમ કહી ત્રિપૃષ્ઠકુમાર તેને ફટકારવાનું શરૂ જ કરતો હતો, તેવામાં અચલકુમારે તેને વારીને કહ્યું કે, 'કુમાર જેવા કુમાર થઈ તમારે આવા ધૂળ જેવા દાસ ઉપર જાતે હાથ ઉગામવો ઠીક નહીં.' ત્રિપૃષ્ઠે તે સાંભળી પોતાના ગોઠિયાઓને હુકમ કર્યો કે, એ હરામખોરના જીવિત સિવાય બીજું બધું છીનવી લો. ત્રિપુષ્ઠકુમારનું બળ અને તેજ જોઈ ચંડવેગનો પરિવાર હથિયાર મૂકી દઈને પલાયન કરી ગયો; ત્રિપૃષ્ઠના ગોઠિયાઓએ ચંડવેગના એવા તો હાલહવાલ કર્યા કે, તે દિગંબરરૂપે જમીન ઉપર ધૂળમાં આળોટતો જીવતો રહ્યો એ જ તેનું ભાગ્ય. ત્યાર બાદ ત્રિપૃષ્ઠ વગેરે ત્યાંથી પાછાં ફર્યા.

પ્રજાપતિ રાજાને કાને આ બધો વૃત્તાંત જતાં જ, તે તો ગાભરો બની ગયો. તેણે પોતાના પ્રધાનોને ચંડવેગ પાસે મોકલી તેને સભામાં પાછો તેડાવ્યો, અને ઘણો ઘણો વિનય-સત્કાર કરી, તેની ક્ષમા માગી, તથા કેટલુંય નજરાણું આપીને તેને જણાવ્યું કે, 'મારા દુર્વિનીત મૂઢ છોકરાઓએ તમારો પ્રતાપ જાણ્યા વિના જે કુચેષ્ટા કરી છે, તે વડીલની પેઠે તમારે ભૂલી જવી ઘટે છે. અશ્વગ્રીવ રાજાને કાને આ વાત જાય, તો મારું શું થાય, એ તમે જાણો છો. માટે મારા ઉપરનો તમારો લાંબા સમયનો સદ્ભાવ ખ્યાલમાં રાખી, તમારે મને એ આફતમાંથી બચાવી લેવો ઘટે છે.'

ચંડવેગે પણ પ્રજાપતિ રાજાની લાચારી તથા દીનતા જોઈને તેને આશ્વાસન આપતાં કહ્યું કે, એ કુમારો તો જેવા તમારા કુમારો છે, તેવા જ મારા પણ છે. છોકરા કોઈ બાળચેષ્ટા કરે, તે કોઈ વાર અણઘટતી હોય તોપણ વડીલજને તેનું કાંઈ દુઃખ મનમાં લાવવું જોઈએ નહીં. માટે તમે બેફિકર રહેજો. મને તમારા સદ્ભાવ અને મિત્રતા ઉપર પૂરો વિશ્વાસ છે.

પરંતુ ચંડવેગ અશ્વગ્રીવ પાસે જઈ પહોંચે ત્યાર પહેલાં ચંડવેગના અગાઉથી નાસી આવેલા સેવકો દ્વારા અશ્વગ્રીવને બધી ખબર પડી ગઈ હતી; એટલે ચંડવેગને સાચી હકીકત રાજાને કહેવી જ પડી. પરંતુ સાથે સાથે તેણે જણાવ્યું કે, પ્રજાપતિ રાજા પોતે તો નિર્દોષ છે, તથા આપના પ્રત્યે તેની વફાદારી અખૂટ છે.

પરંતુ અશ્વગ્રીવ રાજાને તો ચંડવેગના અપમાન કરતાં પેલા ભવિષ્યવેત્તાએ કહેલી વાતોની પડી હતી. એ તો હવે નક્કી થઈ ગયું કે, એ ત્રિપૃષ્ઠ કુમાર જ તે ભવિષ્યવેત્તાએ ભાખેલો પોતાનો કાળ છે. પછી તેણે વિચાર કરી, ભવિષ્યવેત્તાએ કહેલી બીજી બાબતની પ્રતીતિ અર્થે બીજા દૂત દ્વારા પ્રજા-પતિ રાજાને કહેવરાવ્યું કે, આ વખતે પેલા સિંહની ચોકી

કરવાનો તમારો વારો નથી, પરંતુ અશ્વગ્રીવ રાજાની એવી મરજી છે કે, આ વખતે તમારે જ ચોકી કરવા જવું.

પ્રજાપતિ રાજા એ સાંભળી ખેદ કરતો પોતાના કુમારોને બોલાવીને કહેવા લાગ્યો કે, તમે કરેલા અવિનયનું જે તાત્કાલિક કુફળ મળ્યું તે જુઓ. અશ્વગ્રીવ રાજાએ ગુસ્સે થઈ, મારો વારો ન હોવા છતાં, મને મોતના મુખમાં ધકેલવા જ સિંહની ચોકી કરવા જવાનો હુકમ કર્યો છે.

ત્રિપૃષ્ઠે તે સાંભળી કહ્યું, 'પિતાજી, અમે છીએ છતાં આપ પોતે શું કરવા કૂતરા જેવા એકાદ જાનવરને સાચવવા જાઓ? અમે જ ત્યાં જઈશું અને ઘટતું કરીશું.'

તે સાંભળી રાજાએ ખિન્ન થઈને કુમારને કહ્યું કે, "તમને લોકોને દુનિયાનું ભાન નથી, અને ફાવે તેમ બોલો છો તથા વર્તો છો. તમારા એક અવિચારનું ફળ તો પ્રત્યક્ષ ભોગવવાનું આવ્યું જ છે, અને હવે પાછા તમે મૃત્યુના મુખમાં જ અવિચારીપણે જવા ઇચ્છો છો. અશ્વગ્રીવ રાજા એ જેમ જેવો તેવો રાજા નથી, તેમ આ સિંહ પણ જેવો તેવો સિંહ નથી. તેણે અત્યાર સુધી કેટલાંય રાજકુલોને નિર્વંશ કરી દીધાં છે."

આમ છતાં ત્રિપૃષ્ઠ કુમારે માન્યું જ નહીં. પછી મહાપ્રયાસે રાજાને સમજાવીને બંને કુમારો જે પ્રદેશમાં સિંહ હતો તે તરફ થોડાં ઘણાં માણસો સાથે ચાલી નીકળ્યા.

ત્યાં પહોંચ્યા પછી, બીજા રાજાઓની પેઠે લશ્કરને સિંહ તરફ આગળ કરી પોતે પાછળ કંપતા કંપતા સંતાઈ રહી, ગમે તેમ પોતાના વારાનો સમય પૂરો કરવાને બદલે, ત્રિપૃષ્ઠ કુમાર તો સિંહના સ્થાનની ભાળ મેળવી, બધા વારતા રહ્યા ને સિંહની ગુફાના દ્વાર પાસે જઈ પહોંચ્યો. ત્યાં જઈ ક્ષત્રિય-ધર્મ અનુસાર પગપાળા જ, કાંઈ પણ હથિયાર વિના ત્રિપૃષ્ઠે

તે સિંહ સાથે મલ્લયુદ્ધ કરીને તેને જીર્ણવસ્ત્રની પેઠે બે હોઠ પકડીને ચીરી નાખ્યો.[1]

પછી એ ભયંકર યુદ્ધ જોઈને સ્તબ્ધ થઈ ગયેલા ખેડૂતોને એ સિંહનું ચામડું આપીને ત્રિપૃષ્ઠે કહ્યું કે, આ ચામડું તમારા રાજા અશ્વગ્રીવને આપજો અને તેને કહેજો કે, 'હવે નિરાંતે સૂજો, તથા ધાન ખાઈને પડી રહેજો.'

અશ્વગ્રીવને આ બધા સમાચારો મળતાં ખાતરી થઈ કે, હવે પોતાનું મૃત્યુ નક્કી છે. તેમ છતાં પુરુષપ્રયત્ન તો કર્યો જ કરવો જોઈએ એમ ધારી, અશ્વગ્રીવે પ્રજાપતિ રાજાને કહેવરાવ્યું કે, તમે હવે વૃદ્ધ થયા છો, તથા મારી ખિદમત બરાબર ઉઠાવી શકો તેમ નથી: માટે તમારા કુમારોને મારી પાસે મોકલો. હું તેમને જુદાં જુદાં કામ સોંપવા ઇચ્છું છું.

પ્રજાપતિ રાજાને અશ્વગ્રીવની આ વાત ઉપર વિશ્વાસ આવ્યો નહીં. તેણે દૂતને કહ્યું કે, આ નાના કુમારો અશ્વગ્રીવ મહારાજની શી સેવા કરી શકે? માટે હું પોતે જ ત્યાં આવું છું. ત્યારે દૂતે સાચી વાત પ્રગટ કરીને કહ્યું કે, જો કુમારો ન મોકલવા હોય, તો યુદ્ધ માટે તૈયાર થાઓ, એવું પણ રાજાએ કહાવ્યું છે.[2]

---

૧. કથાકારે ત્યાં એવી કલ્પના કરી છે કે, મોટામોટા રાજાઓ જેની સરસા નહોતા જઈ શકતા તેને એક બાળકે શસ્ત્ર વિના જ મારી નાખ્યો, એ જોઈ સિંહ જમીન ઉપર પડ્યો પડ્યો તરફડતો તરફડતો ખેદ કરતો હતો. ત્યારે ત્રિપૃષ્ઠના સારથિએ તેને આશ્વાસન આપ્યું કે, તું જેમ જાનવરોમાં સિંહ છે, તેમ આ ત્રિપૃષ્ઠ મનુષ્યોમાં સિંહરૂપ છે. માટે સરખાના હાથે પરાભવ પામવાથી તારે ખેદ કરવો જોઈએ નહીં. એ સારથિ પછી ત્રિપૃષ્ઠના મહાવીરસ્વામી તરીકેના જન્મમાં તેમનો ગૌતમ નામે પ્રથમ ગણધર થયો.

૨. ત્રિષષ્ઠિશલાકાપુરુષ૦ના દશમા પર્વમાં યુદ્ધનું આ કારણ જ જણાવ્યું છે; પરંતુ ચોથા પર્વમાં (સર્ગ ૧) જુદું જ કારણ

તે દૂત આવું બોલતો હતો તેવામાં જ ત્રિપૃષ્ઠ કુમારે તેને બોચીએથી પકડીને પાછલે બારણેથી હાંકી કાઢ્યો. એ વસ્તુ યુદ્ધના કહેણના સ્વીકારરૂપ હતી. હવે તો યુદ્ધ માટે સજ્જ થઈને પ્રજાપતિ રાજા ઉપર ચડી આવવા સિવાય બીજો કોઈ રસ્તો અશ્વગ્રીવ માટે બાકી જ રહ્યો નહીં. બંને પક્ષ વચ્ચે તુમુલ યુદ્ધ થયું. છેવટે ત્રિપૃષ્ઠે અશ્વગ્રીવને કહાવ્યું કે, તમારે ખરું વેર તો મારા ઉપર છે; તો પછી આ નિરપરાધી સૈનિકોનો નાશ શું કરવા થવા દેવો? આપણે બે જ પરસ્પર યુદ્ધ કરીને બધો નિવેડો લાવી દઈએ. અશ્વગ્રીવે તે વાત કબૂલ રાખી. પછી તે બંને વચ્ચે યુદ્ધ થતાં, અશ્વગ્રીવે જ પ્રયોજેલા ચક્રને ઝીલી લઈ ત્રિપૃષ્ઠે તેના વડે તેનું ગળું કાપી નાખ્યું.

ત્રિપૃષ્ઠનું એ પરાક્રમ જોઈ દેવોએ તેના ઉપર પુષ્પવૃષ્ટિ કરી, અને તેને પ્રથમ વાસુદેવ તરીકે તથા અચલકુમારને પ્રથમ બલભદ્ર તરીકે જાહેર કર્યા. ત્યારબાદ બંને ભાઈઓએ સ્વપરાક્રમથી દક્ષિણભરતાર્ધના ત્રણ ખંડ જીતીને પોતાને વશ કર્યા. ત્રિપૃષ્ઠનો મહારાજ્યાભિષેક થયો, જુદા જુદા રાજાઓની તથા વિદ્યાધરોની અનેક કન્યાઓને તે પરણ્યા, અને તેમની સાથે ઇંદ્રની પેઠે અનુપમ ભોગો ભોગવતો તે વિહરવા લાગ્યો.

---

આપ્યું છે. વિદ્યાધરરાજ જ્વલનજટીની સ્વરૂપવતી કન્યા સ્વયંપ્રભાનું લગ્ન ત્રિપૃષ્ઠ વેરે થયું. પરંતુ અશ્વગ્રીવને તે કન્યા સાથે લગ્ન કરવું હતું, તેથી તે કન્યા સોંપી દેવાનું તેણે ત્રિપૃષ્ઠને જણાવ્યું. ત્યારે તેણે કહ્યું કે, તે કન્યા તો મારી સ્ત્રી થઈ છે; માટે હવે જો તમારે સ્વયંપ્રભા જોઈતી હોય તો રણમેદાને આવીને લઈ જાઓ. આ ઉપરથી અશ્વગ્રીવે ચડાઈ કરી. ગુણચંદ્રગણીએ પણ પોતાના ગ્રંથમાં યુદ્ધનું ઉપર આપેલું કારણ જ દર્શાવ્યું છે.

તે અરસામાં અગિયારમા તીર્થંકર શ્રેયાંસનાથ[1] કેવળજ્ઞાન પ્રાપ્ત કરી, વિચરતા વિચરતા પોતનપુર આવી પહોંચ્યા, અને નગર બહારના ઉદ્યાનમાં ઊતર્યા. તેમને પધાર્યા જાણી ત્રિપૃષ્ઠ વાસુદેવ, અચલ બળદેવ વગેરે સૌ તેમનો ઉપદેશ સાંભળવા ગયા. શ્રેયાંસનાથ પ્રભુનો ઉપદેશ સાંભળી ઘણા લોકોએ દીક્ષા લીધી. ત્રિપૃષ્ઠ તથા બળદેવને પણ ધર્મશ્રદ્ધા તથા ધર્મરુચિ પ્રાપ્ત થયાં.

પરંતુ ત્રિપૃષ્ઠે પોતાનો જીવનવેગ એવો વધારી મૂક્યો હતો કે, પંચેંદ્રિયોના વિષયમાંથી તે પોતાનું ચિત્ત છોડાવી શક્યો નહીં. પૂર્વજન્મનું સંકલ્પબળ તેને અતુલ સામર્થ્યનો ઉપયોગ તેમજ ઉપભોગ કરવા જ પ્રેર્યા કરતું હતું. આજુબાજુની બધી રાજસત્તાઓ ઉપર પ્રચંડ પરાક્રમથી વિજય મેળવવો, ધરતીના છેડા સુધી પોતાની વીરહાક વગડાવવી, અને આખા સામ્રાજ્યની અનુપમ લક્ષ્મીને પ્રબળપણે ભોગવવી – એ જ તેનું જીવનકાર્ય થઈ ગયું હતું. પાછલા કેટલાય જન્મના તાપસ-જીવનના સંસ્કાર મોજૂદ હતા; ઉપરાંત શ્રેયાંસનાથ જેવા પ્રભુને મુખે ધર્મતત્ત્વ સાંભળી, તે કાંઈક અંશે જાગ્રત પણ થયા; પરંતુ ઉપરના પ્રબળ વેગને રોકી શકવાને તે સમર્થ થઈ શક્યા નહિ. બળદેવે પોતાના જીવનમાં કાંઈક સમતોલપણું સાધ્યું હતું.

---

૧. તેમને વિષે પ્રાચીન ગ્રંથોમાં માત્ર એટલી જ માહિતી સંઘરાઈ છે કે, તે સિંહપુર નગરના વિષ્ણુરાજ નામે રાજાના પુત્ર હતા; અને તેની રાણી વિષ્ણુદેવીને પેટે ઉત્પન્ન થયા હતા. તેમનો જન્મ ભાદરવા વદ બારશે થયો હતો. લગ્ન કર્યા બાદ તેમણે રાજગાદી ભોગવી હતી, અને પછી દીક્ષા લીધી હતી. માઘ માસની અમાવાસ્યાએ તેમને કેવળજ્ઞાન થયું હતું, અને શ્રાવણ માસની વદ ત્રીજે તેમણે નિર્વાણ પ્રાપ્ત કર્યું હતું.

ગયા જન્મમાં[1] તે તપ-સંયમ આચરતા જ મૃત્યુ પામ્યા હતા. એટલે તે કાંઈક સ્વસ્થ રહી શક્યા.

ત્રિપૃષ્ઠ ધીમેધીમે વિષયરસમાં મૂઢ બનતો ચાલ્યો. તે એટલે સુધી કે, એક વખત રાત્રે કેટલાક પ્રખ્યાત ગવૈયાઓનું સંગીત સાંભળતો સાંભળતો તે સૂતો હતો, ત્યારે તેણે પોતાના શય્યાપાલકને આજ્ઞા આપી કે, હું નિદ્રાવશ થઈ જઉં ત્યારે, આ ગવૈયાઓનું સંગીત બંધ કરીને, તેમને રજા આપવી. પરંતુ સંગીત સાંભળવાના લોભમાં શય્યાપાલકે ત્રિપૃષ્ઠ નિદ્રાવશ થવા છતાં ગવૈયાઓને રજા આપી નહિ. તેથી જ્યારે પાછલી રાતે ત્રિપૃષ્ઠ જાગ્યો, ત્યારે તેણે સંગીત ચાલતું જ જોયું. તેણે તરત શય્યાપાલકને પૂછ્યું કે, 'હું નિદ્રાધીન થઈ ગયો ત્યાર પછી મારી આજ્ઞા પ્રમાણે તેં ગવૈયાઓને રજા કેમ ન આપી?' શય્યાપાલકે છોભીલા પડી જઈ, સત્ય હકીકત નિવેદન કરતાં જણાવ્યું કે, 'પ્રભુ! હું તેમના ગાયનથી એટલો મોહિત થઈ ગયો હતો કે, આપની આજ્ઞાનું મને સ્મરણ રહ્યું નહિ.'

ત્રિપૃષ્ઠ તે વખતે તો કાંઈ બોલ્યો નહિ; પરંતુ બીજે દિવસે રાજસભામાં તે શય્યાપાલકને પકડાવી મંગાવી, તેણે તેના કાનમાં ઊકળતું તાંબું રેડાવ્યું, ત્યારે જ તેને જંપ વળ્યો. આટલો બધો ભયંકર કોપ! તે કોપ વડે જ ગયા જન્મમાં તેણે પોતાની સકલ તપસમૃદ્ધિ ખરચી નાખીને વાસુદેવનો જન્મ પ્રાપ્ત કર્યો હતો; અને આ જન્મમાં પણ પોતાના કોપને કારણે જ તેણે આવું ઉગ્ર પાપકર્મ ઉપાર્જન કર્યું.

---

૧. તે જન્મમાં તે મહાવિદેહ ક્ષેત્રની પુંડરીકિણી નગરીના સુબલ નામે રાજા હતા, અને ઉચિત સમયે મુનિવૃષભ નામના સંતપુરુષ પાસેથી દીક્ષા લઈ પ્રવ્રજિત થયા હતા. મરતા લગી તેમણે ઉત્તમ તપ યથાવિધિ આચર્યું હતું. (ત્રિષષ્ટિ૦ પર્વ ૪, સર્ગ ૧.)

પરંતુ માત્ર કોપ જ નહિ. વિષયોમાં કાયમની આસક્તિ, રાજ્યપદમાં મૂર્છા, બાહુબલનો ગર્વ, જીવહિંસાની જરા પણ પરવા જ નહિ, ગમે તેવી પ્રવૃત્તિઓ દ્વારા ભોગસામગ્રીનું ઉપાર્જન અને ભોગ, અને ક્રૂરતાભર્યા જ ખ્યાલો અને કૃત્યો — એ બધાં પણ ત્રિપૃષ્ઠને અંતે નરકગતિ પ્રાપ્ત કરાવવામાં ઓછાં કારણભૂત બન્યાં નહોતાં.

ત્રિપૃષ્ઠના મૃત્યુથી તેના મોટાભાઈ અચલ બળદેવને ઘણો જ શોક થયો; પરંતુ પછી ધર્મઘોષ નામના સંતપુરુષના સહવાસથી ધર્મપરાયણ બની અંતે તેમણે મોક્ષપદ પ્રાપ્ત કર્યું.

આ બે પ્રબળ અને પ્રતાપી બાંધવોનો આ રીતે અંત આવ્યો. પૂર્વજન્મમાં કષાયોને કારણે વેઠવાં પડેલાં આવાં આવાં દુઃખ વિચારીને જ જાણે મહાવીરે પોતાના છેલ્લા જન્મમાં દાંત કચકચાવીને કષાયોને નિર્મૂળ કરવા ઉગ્રમાં ઉગ્ર તપ-સંયમ આચર્યાં હશે.

૫

# તેવીસમો ભવ: પ્રિયમિત્ર ચક્રવર્તીની કથા

ત્રિપૃષ્ઠે પોતાના પૂર્વજન્મના સંકલ્પથી દક્ષિણ ભરતાર્ધના ત્રણે ખંડનું આધિપત્ય પ્રાપ્ત કર્યું; તથા અનુપમ ભોગસામગ્રી ભોગવી; પરંતુ તે બધું પ્રાપ્ત કરતાં તેમજ ભોગવતાં તેણે જે જીવહિંસા કરી, તેને કારણે તેને ૧૯ મે ભવે નરકગતિ જ પ્રાપ્ત થઈ. અને તે પણ છેક છેલ્લા એટલે સાતમા નરકમાં.

ત્યાંનું દીર્ઘ આયુષ્ય પૂરું કર્યાં પછી, તે કેસરી સિંહ તરીકે જન્મ્યો. તે ૨૦ મો ભવ. એવો નિયમ છે કે નરકગતિમાંથી કાંતો મનુષ્યજન્મ પ્રાપ્ત થાય કે પશુ–પંખીનો જન્મ થાય. તેમાંય જે જીવ સાતમા નરકમાં હોય, તેને મનુષ્યજન્મ પ્રાપ્ત ન થાય, પરંતુ પશુ–પંખીનો જ જન્મ પ્રાપ્ત થાય. સિંહના જન્મમાં પણ ક્રૂરપણે જીવહિંસા જ કરવાની હોય છે: એટલે ત્યાંથી મરીને ૨૧ મા ભવમાં તે ચોથી નરકભૂમિમાં નારકી તરીકે જ ઉત્પન્ન થયો.

ત્યાર બાદ પશુપંખી–મનુષ્ય આદિ અનેક જન્મોની હારમાળા શરૂ થઈ. વાસુદેવાદિના જન્મ વખતે જે વેગ મળેલો તે ખૂટવો જોઈએ ને! એ બધા જન્મોને કાર્યકર ન માની કથાકાર ગણતરીમાં નથી લેતા. એટલે બાવીસમા જન્મ તરીકે તે એ જન્મને જ સ્વીકારે છે કે, જેમાં તે પુર્વકર્મ ભોગવવાનું છોડી નવું કાંઈ શુભકર્મ ઉપાર્જન કરી શકે છે. એ જન્મ તે રથપુર નગરના રાજા પ્રિયમિત્રની રાણી વિમલાને પેટે પુત્ર તરીકે થયેલો જન્મ. તે જન્મમાં તેનું નામ વિમલ હતું.[1] યથાકાળે તેને રાજગાદી પ્રાપ્ત થઈ. જીવનના

---

૧. આ નામો ત્રિષષ્ટિ૦ માં કે ગુણચંદ્રગણીવાળા ચરિત્રમાં નથી આપવામાં આવ્યાં.

પછીના ભાગમાં તેણે વિવેકવૈરાગ્યયુક્ત થઈ, રાજગાદી છોડીને દીક્ષા લીધી. આ વખતે તેણે જે તપ આદર્યું તે એટલું પ્રબળ હતું, કે બીજે જન્મે તેને ચક્રવર્તીપદ મળે તેમ થયું. અલબત્ત વાસુદેવ કરતાં ચક્રવર્તીનો વિજય છયે ખંડનો હોઈ બમણો છે; અને એ રીતે તેની સમૃદ્ધિ તેમજ ભોગૈશ્વર્ય પણ બમણું હોય છે; પરંતુ વાસુદેવપદ સકામ સાધનાને અંતે મળતું હોઈ, તે આદિ–અંતમાં અહિતકર જ નીવડે છે. એમ કહો કે, ઉગ્ર તપ આગળ ચાલતું ચાલતું અટકી જઈ, અમુક સકામ સાધનાને માર્ગે વળી જાય છે, ત્યારે જ વાસુદેવપદ મળે છે; પરંતુ ચક્રવર્તીપદ અપાવનાર તપ એ રીતે કોઈ નવી કામનાથી ખંડિત થઈ અટકી પડેલું કે અવળે માર્ગે વળેલું હોતું નથી.

અલબત્ત ભોગોપભોગના કેટલાક પૂર્વ સંસ્કારો જરૂર તે વખતે મોજૂદ હોય છે; પરંતુ તે એવા નથી હોતા કે તેમને વટાવી જવાનો અવકાશ જ ન રહે. તેથી ચક્રવતી થયેલો જીવ વાસુદેવની પેઠે અધોગતિએ જ જાય એવું નથી હોતું; પોતાનું ભોગૈશ્વર્ય પૂર્વસંસ્કારો અનુસાર ભોગવી લીધા બાદ, તે તેમાંથી નિવૃત્ત થઈ, પોતાની બાકીની મુસાફરી તે જન્મે જ પૂરી કરી લે, તો તે મોક્ષ પણ પામી શકે, કે ઉત્તમ દેવ-ગતિ પણ પામી શકે; પરંતુ તે પોતાના ભોગૈશ્વર્યમાંથી છેવટ સુધી છૂટો ન થાય, તો તેને માટે નરકગતિ જ નિર્માણ થાય છે. કારણ કે ચક્રવર્તીનું ભોગૈશ્વર્ય જેમ મોટું છે, તેમ તેનું કર્મબંધન પણ મોટું છે.

વિમલરાજા મૃત્યુ બાદ જંબુદ્વીપના મહાવિદેહ ક્ષેત્રમાં મૂકા નગરીના રાજા ધનંજયની ધારિણી નામે રાણીને પેટે પુત્ર તરીકે ઉત્પન્ન થયો. મહાવિદેહક્ષેત્ર જંબુદ્વીપનાં બીજાં ક્ષેત્રો કરતાં વિશિષ્ટ પ્રભાવવાળું છે. તે ક્ષેત્રમાં જિનેશ્વર, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવ વગેરે શ્રેષ્ઠ પુરુષો નિરંતર ઉત્પન્ન થયાં કરે છે, ક્યારેય તે ક્ષેત્ર એ બધા વિના ખાલી પડતું નથી.

ધારિણી રાણીની કૂખે જ્યારે વિમલરાજાનો જીવ પ્રવેશ પામ્યો, ત્યારે તે રાણીએ તે રાત્રે નીચેનાં ચૌદ મહાસ્વપ્ન જોયાં : હસ્તી, વૃષભ, કેસરી સિંહ, લક્ષ્મીદેવી, પુષ્પમાળા, ચંદ્ર, સૂર્ય, ધ્વજ, કુંભ, પદ્મસરોવર, સમુદ્ર, વિમાન, રત્નપુંજ, અને ધૂમાડા વિનાનો અગ્નિ. એ સ્વપ્નો રાણીએ પોતાના મુખ-કમળમાં ભમરાની પેઠે પ્રવેશ કરતાં જોયાં. રાણીએ એ સ્વપ્ન જોયાની વાત રાજાને ઉઠાડીને જણાવી. તેથી ખુશી થઈને રાજાએ જણાવ્યું કે, આ સ્વપ્નો કોઈ મહાભાગ્યશાળી પુત્રની પ્રાપ્તિ સૂચવે છે. પછી તે શુભ સ્વપ્નોનું ફળ બીજાં અશુભ સ્વપ્નો વડે મિથ્યા ન થઈ જાય, તે માટે રાજારાણીએ બાકીની રાત્રી જાગ્રતપણે જ વ્યતીત કરી.

બીજે દિવસે રાજાએ સ્વપ્નપાઠકોને બોલાવીને એ સ્વપ્નોનું ફળ પૂછ્યું, તો તેમણે જણાવ્યું કે, આ ચૌદ સ્વપ્નો રાણીને પેટે ચક્રવર્તી પુત્રની પ્રાપ્તિ થવાનાં સૂચક છે. તે સાંભળી અત્યંત હર્ષિત થઈને, રાજાએ તે બધાને મહામૂલ્ય બક્ષિસો આપીને સંતુષ્ટ કર્યા.

યોગ્ય કાળે રાણીએ પ્રતાપી પુત્રને જન્મ આપ્યો : રાજાએ તેનું નામ પ્રિયમિત્ર પાડ્યું. ધીમે ધીમે એ પુત્ર મોટો થવા લાગ્યો, અને વિજ્ઞાન તેમજ કળાકૌશલ્યની પ્રાપ્તિ વડે સર્વોત્તમ બન્યો. યોગ્ય કાળે તેને ઉત્તમ રાજકુળોની સુંદર રાજકન્યાઓ સાથે પરણાવવામાં આવ્યો. ત્યાર બાદ તેને રાજગાદીએ બેસાડી, ધનંજય રાજાએ પ્રવ્રજ્યા લીધી.

પ્રિયમિત્ર રાજા સર્વ પ્રકારની ઋદ્ધિ વડે લીલાપૂર્વક પોતાનાં સંતાનની જેમ પ્રજાઓને પાળવા લાગ્યા. સારો સારથિ હાંકતો હોય, ત્યારે જેમ ઘોડો દંડાદિકની અપેક્ષા રાખ્યા વિના સીધે માર્ગે ચાલ્યો જાય છે, તેમ પ્રજાઓ પણ તે રાજાના શાસનમાં ઉચિત માર્ગે જ વર્તતી હતી. કવિ વર્ણન કરે છે કે, તેના રાજ્યમાં ધાન્યોને જ દળવામાં

આવતાં હતાં (અપરાધીઓને નહીં); પશુઓને જ બંધન હતું; મણિઓનો જ વેધ થતો હતો; વાજિંત્ર ઉપર જ તાડન થતું હતું; સુવર્ણને જ સંતાપ હતો (તપાવવું પડતું હતું); રોગનો જ નિગ્રહ થતો હતો; શેરડીના સાંઠાને જ પીલવા પડતા હતા, ભમરાઓ જ મધુપાન કરતા હતા; હાથીઓ જ મદમત્ત બનતા; બીરુના પાપની બાબતમાં જ હતી; લોભ ગુણોના સંપાદનમાં જ હતો; તથા અક્ષમા દોષ પૂરતી જ હતી.

મનુષ્યના અનુભવમાં આવતા ગુણ-સામર્થ્ય આદિની પરાકાષ્ઠા કલ્પ્યા વિના માણસને ચાલતું નથી. કેટલાક શાસ્ત્રકારો[1] તો ઈશ્વરના અસ્તિતત્વ વિષે દલીલ આપતાં એમ જણાવે છે કે, અનુભવમાં આવતા અમુક ગુણોની પરાકાષ્ઠા ક્યાંક તો હોવી જ જોઈએ, અને તે પરાકાષ્ઠા જેનામાં છે, તે જ ઈશ્વર. તેવી જ રીતે અતિશય સામર્થ્ય, અતિશય ઋદ્ધિ અને અતિશય ભોગની પરાકાષ્ઠા કલ્પતાં કલ્પતાં ચક્રવર્તી પદ કલ્પાયું લાગે છે. ચક્રવર્તી સમગ્ર ભરતક્ષેત્રનો વિજય સાધી શકે તે માટે તેને સહાય થનારાં ચૌદ રત્નો પણ કલ્પવામાં આવ્યાં છે. એક તો **सेनापतिरत्न**. એ સેનાપતિ જુદા જુદા દેશો જીતવાનું કામ કરે છે. તે પ્રમાણે **गाथापति (गृहपति) रत्न** રાજાને તેમ જ તેના સૈન્યને વિજયયાત્રા દરમ્યાન જોઈતી ભોજન સામગ્રી વગેરે વસ્તુઓ પૂરી પાડે છે. **पुरोहितरत्न** ઘા વગેરે સર્વ ઉપદ્રવો દૂર કરી શાંતિકર્મ કરે છે. **हस्तीरत्न** ચક્રવર્તીને સવારી કરવાના કામમાં આવે છે. **अश्वरत्न** ઉપર સેનાપતિ સવારી કરે છે. **वार्धकि (सुतार) रत्न** લશ્કર પડાવ નાખે ત્યાં તત્કાળ નિવાસો નિપજાવે છે. **स्त्रीरत्न** ચક્રવર્તીનો ભોગ સાધે છે. **चक्ररत्न** વિજય-યાત્રામાં આગળ ચાલી માર્ગ બતાવે છે. **खड्गरत्न** શત્રુનું મસ્તક છેદે છે. **छत्ररत्न** હોય છે તો ધનુષ જેટલું, પણ ચક્રવર્તીના હાથના સ્પર્શથી તે બાર જોજન વિસ્તારવાળું થઈ જાય છે,

૧. જુઓ યોગસૂત્ર ૧,૨૫.

અને સકળ સૈન્યને છાયા આપવાનું કામ કરે છે. चर्मरत्न બે હાથ જેટલું હોય છે, પણ ચક્રવર્તીની ઇચ્છાનુસાર તે બાર યોજન વિસ્તારવાળું થાય છે. તેમાં સવારે વાવેલું ધાન સંધ્યાકાળે પાકીને તૈયાર થઈ જાય છે તથા નદી વગેરે ઓળંગવામાં સૈન્યને હોડીના કામમાં પણ આવે છે. दंडरत्न એક ધનુષ્ય જેટલું હોય છે. તે ગમે તેવી વિષમ ભૂમિને પણ સરખી બનાવી મૂકે છે. ગમે તેવી કઠણ જમીન ભેદીને તે માર્ગ કરે છે, તેમજ મહાન ગુફાઓનાં પણ દ્વાર ખોલી નાખે છે. मणिरत्न બે આંગળ પહોળું અને ચાર આંગળ લાંબું હોય છે. તેને હાથે કે માથે ધારણ કરે તો સમસ્ત રોગ નાશ પામે છે. ઉપરાંત બાર યોજન સુધી અજવાળું થાય છે. काकिणीरत्न સુવર્ણમય હોય છે, તથા ચાર આંગળ લાંબું હોય છે. તે પણ અંધકારના નાશ કરવા વગેરે કામમાં આવે છે.

ચક્રવર્તીનાં આ ચૌદ રત્નોમાંથી પ્રથમ સાત રત્ન પાંચ ઇંદ્રિયવાળાં છે. તેમાંથી સેનાપતિ, ગૃહપતિ, વાર્ધકિ અને પુરોહિત તો ચક્રવર્તીના પોતાના નગરમાં જ ઊપજે છે. ગજ અને અશ્વ એ બે રત્ન વૈતાઢ્ય પર્વતના[1] મૂળમાં ઊપજે છે. અને સ્ત્રીરત્ન વૈતાઢ્ય પર્વત ઉપર આવેલા વિદ્યાધરોના નગરમાં ઊપજે છે.

બાકીનાં સાતમાંથી ચક્ર, ખડ્ગ, છત્ર અને દંડ એ ચાર રત્નો ચક્રવર્તીની આયુધશાળામાં ઉત્પન્ન થાય છે. ચર્મ, મણિ અને કાકિણીરત્નો ચક્રવર્તીના લક્ષ્મીભંડારમાં ઉત્પન્ન થાય છે.

અલબત્ત, આ સાધનો એક વાર પ્રાપ્ત થયાં, એટલે ભરતક્ષેત્રના છયે ખંડો જીતી લેતાં ચક્રવર્તીને વાર નથી લાગતી.

---

૧. પૂર્વ પશ્ચિમ સમુદ્રને અડકતો મનાતો આડો પર્વત, કે જે ભરત ક્ષેત્રને ઉત્તર દક્ષિણ બે બાગોમાં વહેંચી નાખે છે.

પ્રથમ પૂર્વદિશામાં ગંગાનદીના મુખ ઉપર તિલક સદૃશ માગધક્ષેત્ર તરફ પ્રયાણ થાય છે; પછી દક્ષિણ સમુદ્રને કિનારે વરદામતીર્થ તરફ. પછી પશ્ચિમ દિશામાં[1] પ્રભાસ તીર્થ તરફ. પછી સિંધુના દક્ષિણ તટથી પૂર્વાભિમુખ જઈ સિંધુદેવીના તીર્થ તરફ. ત્યાંથી ઉત્તરપૂર્વના મધ્યભાગમાંથી આગળ વધતાં આડા વૈતાઢ્ય પર્વતનો દક્ષિણ નિતંબ પ્રાપ્ત થાય છે. ત્યાં તમિસ્રા નામની ગુફા આગળ પડાવ નંખાય છે પછી ચક્રવર્તીની આજ્ઞાથી સેનાપતિ જઈને સિંધુના પશ્ચિમદિશાના ખંડને જીતી આવી મ્લેચ્છોને[2] વશ કરે છે. ત્યાર બાદ તમિસ્રા ગુફાનું દક્ષિણ બાજુનું મુખ ઉઘાડી ચક્રવર્તી પોતાના લશ્કર સહિત દાખલ થાય છે, અને ઉત્તર તરફના દ્વારેથી બહાર નીકળે છે. ત્યાંના ભિલ્લ લોકોને સેનાપતિ જીતી લે છે. પછી ચક્રવર્તીની આજ્ઞાથી સેનાપતિ સિંધુના પશ્ચિમ તરફના બીજા ખંડને જીતી લે છે. પછી ઉત્તર–પૂર્વના મધ્ય માર્ગે આગળ વધી બધા ક્ષુદ્ર હિમાચળ ( હિમવત )ના[3] દક્ષિણ નિતંબ પાસે આવે છે. પછી ઋષભકૂટ પર્વતના પૂર્વ ભાગ ઉપર કાકિણીરત્નથી ચક્રવર્તી પોતાનું નામ લખે છે. પછી ઉત્તર પૂર્વને રસ્તે ચાલતા બધા ગંગાદેવીના ભુવને આવે છે. ત્યાંથી દક્ષિણ દિશા ભણી ખંડ-પ્રપાતા ગુફા આગળ આવીને પડાવ નાખે છે. ત્યાંથી સેનાપતિ એકલો જ ગંગાનો પૂર્વ તરફનો પ્રથમ ખંડ જીતી આવે છે. ચક્રવર્તી પછી વૈતાઢ્ય

---

૧. તે દરમ્યાન દ્રાવિડદેશ, આંધ્રદેશ, કલિંગદેશ, વિદર્ભદેશ, મહારાષ્ટ્રદેશ, કોકણદેશ, લાટદેશ, કચ્છદેશ, સોરઠદેશ આવી જાય. હેમચંદ્ર, ત્રિષષ્ટિશલાકા૦ પર્વ ૨ સર્ગ ૪.

૨. સિંહલ, બર્બર, ટંકણ, કાલમુખ, જોનક વગેરે મ્લેચ્છ જાતિઓ અને યવનદ્વીપ, તથા કચ્છ દેશનો ઉલ્લેખ અહીં હેમચંદ્રાચાર્ય કરે છે.

૩. તે પર્વત ભરતક્ષેત્ર ઉપરના હિમવત ક્ષેત્રને જુદો પાડનાર પૂર્વપશ્ચિમ આડો પડેલો પર્વત છે.

પર્વતના ઉત્તર અને દક્ષિણ શ્રેણીના વિદ્યાધરોને વશ કરી લે છે.

ત્યાર બાદ બધા ખંડ-પ્રપાતા ગુફાનું બારણું ઉઘાડી અંદર દાખલ થાય છે અને દક્ષિણ દ્વારમાંથી બહાર નીકળે છે. પછી ગંગાના પશ્ચિમ કિનારા ઉપર છાવણી નાખે છે. ત્યાં આગળ રાજાને નવ નિધિ[1] પ્રાપ્ત થાય છે. પછી સેનાપતિ ગંગાનદીની પૂર્વદિશા તરફનો બીજો ખંડ પણ જીતી લે છે. આમ ગંગા અને સિંધુ નદીની બંને બાજુના મળીને ચાર ખંડો અને તેમની મધ્યમાં રહેલા બે ખંડ મળીને ભરતક્ષેત્રના છ ખંડ થાય છે.[2]

આમ ચક્રવર્તી રાજા ચૌદ મહારત્નનો સ્વામી, તથા નવ નિધિનો ઈશ્વર થાય છે. બત્રીસ હજાર રાજાઓ તેની સેવા કરે છે, બત્રીસ હજાર રાજપુત્રીઓ અને બત્રીસ હજાર દેશની બીજી બત્રીસ હજાર સ્ત્રીઓ — એમ કુલ ચોસઠ હજાર સ્ત્રીઓ તેને હોય છે. તે બત્રીસ હજાર દેશો ઉપર રાજ્ય કરે છે, તથા બોતેર હજાર મોટાં નગરો ઉપર સત્તા ધરાવે છે. તેનું પાયદળ ૯૬ કરોડ, અને હયદળ, અશ્વદળ, અને રથદળ દરેક ચોરાશી ચોરાશી લાખની સંખ્યાનું હોય છે.

---

૧. તેમનાં નામ : નૈસર્પ, પાંડુ, પિંગળ, સર્વરત્નક, મહાપદ્મ, કાળ, મહાકાળ, માણુવ અને શંખ.

૨. આ રચના સમજવા જૈન ભૂગોળ સમજવી પડે તેમ છે. જંબુદ્વીપ થાળી જેવો ગોળ છે. તેની આજુબાજુ લવણસમુદ્ર ચૂડીની પેઠે વીંટળાયો છે. તે જંબુદ્વીપની મધ્યમાં મેરુ પર્વત છે. તેની દક્ષિણના ભાગમાં ભરતક્ષેત્ર પૂર્વથી પશ્ચિમ આડું પથરાયું છે. તેની વચમાં વૈતાઢ્ય પર્વત પણ પૂર્વથી પશ્ચિમ આડો પડેલો છે. ભરતક્ષેત્રની દક્ષિણે પૂર્વે તથા પશ્ચિમે લવણસમુદ્ર છે. ઉત્તરમાં હિમવત પર્વત આડો પડેલો છે. તેની વચમાં પદ્મ સરોવર છે. સિંધુ અને ગંગા નદી અનુક્રમે પશ્ચિમ તથા પૂર્વ બાજુએ ઉત્તરથી દક્ષિણ વહે છે.

છયે ખંડ જીતીને પ્રિયમિત્ર રાજા બત્રીસ હજાર રાજાઓ સહિત મૂકાનગરીમાં પાછો આવ્યો. ત્યાં તેનો મહારાજ્યાભિષેક કરવામાં આવ્યો. ત્યાર બાદ મનુષ્યજીવનમાં મળી શકે તેવું તથા મળી શકે તેટલું સંપૂર્ણ સુખ ભોગવતો તે આનંદથી વિહરવા લાગ્યો.

મનુષ્યે કલ્પી શકાય તેવી ઉત્કૃષ્ટ માત્રાનું ચક્રવર્તીસુખ કલ્પ્યું તો ખરું; પરંતુ તે સુખની કલ્પનાની સાથે જ તેને માલૂમ પણ પડતું ગયું કે, એ સુખને ગમે તેટલું સારું કલ્પવામાં આવે, તો પણ આ જગતમાં મનુષ્યશરીર જ્યાં સુધી અત્યારે છે તેવું રહે, ત્યાં સુધી એ સુખની મર્યાદા પણ કલ્પવી જ પડવાની. એ સુખનો પ્રતિસ્પર્ધી ભલે કોઈ ન કલ્પીએ; પરંતુ એ સુખ જે પદાર્થો ઉપર અવલંબિત છે, તે પદાર્થો કાયમ રહેનારા છે ? ચક્રવર્તીનું શરીર પોતે જ કાયમ રહેનારું છે ? એ વિચાર આવતાં જ મનુષ્યનું મન તે ભવ્ય અને રમ્ય કલ્પનામાંથી ખાટું થઈ પાછું ફરી જાય છે. સામાન્ય વિચારવંત માણસની જ એ દશા થાય. તો જે ચક્રવર્તી એ સુખભાર ઉઠાવી રહ્યો છે, તેને એ વિચાર આવતાં શું થતું હશે ? પ્રિયમિત્ર રાજા એક દિવસ પોતાના મહેલની અગાસી ઉપર નિરાંતે ફરતો હતો. તેણે આકાશ તરફ નજર કરતાં એક વિચિત્ર આકારનું વાદળ જોયું. તે વાદળાની આકૃતિની વિચિત્રતા તે ધારી-ધારીને જોતો હતો, તેવામાં તો તે છિન્ન-ભિન્ન થવા લાગ્યું. અને થોડા વખતમાં તો તે હતું–ન હતું થઈ ગયું.

એ વસ્તુ લક્ષમાં આવતાં જ પ્રિયમિત્ર ચમકી ઊઠ્યો. તેને વિચાર આવવા લાગ્યા કે, હમણાં જ તે વાદળ પોતાની વિચિત્ર આકૃતિથી — રૂપ–રંગથી — મારું ધ્યાન ખેંચતું હતું, તે જોતજોતામાં જ હતું–ન હતું થઈ ગયું. આ શું ! એ વાદળના વિચાર ઉપરથી બીજી વસ્તુઓના વિચાર ઉપર તેનું

મન દોડ્યું. ત્યાં પણ તે જ વસ્તુસ્થિતિ તેને પ્રત્યક્ષ દેખાઈ. ધીમે ધીમે તેણે જગતના બધા ભોગપદાર્થો વિચારી જોયા, તો તેને લાગ્યું કે, તે બધા જ એ રીતે મોડા-વહેલા અચિંત્ય રીતે નષ્ટ થઈ જાય છે.

એ વિચાર તેના ચિત્તમાં એવું તો જોર જમાવી બેઠો કે, પછીથી દરેક વસ્તુ સામી આવતાં તે એમ જ પૂછવા લાગ્યો કે, આ વસ્તુ હું ઇચ્છું ત્યાં લગી કાયમ રહેનારી છે શું? જો નથી જ રહેવાની, તો પછી તે વસ્તુ વડે પ્રાપ્ત થતા સુખમાં આસક્ત થવું એનો અર્થ દુઃખને જ હાથે કરીને વળગવું એવો ન થયો? આમ કરતાં કરતાં થોડા વખતમાં તો રાજાનું ચિત્ત તમામ ભોગપદાર્થો ઉપરથી વિરક્ત થઈ ગયું. તેને ખાતરી થઈ ગઈ કે, પોતે વૃથા જ એ બધા ક્ષણભંગુર અને તેથી પરિણામે દુઃખદાયી પદાર્થોમાં સુખની કામનાથી બંધાઈ રહ્યો છે. એ પદાર્થો સુખરૂપ નથી.

તો પછી કાયમી સુખ શામાં છે? કાયમી સુખ જેવી કોઈ વસ્તુ છે શું? હોય, તો મારા જીવનને અને તેને કેવી જાતનો સંબંધ છે? તે સુખ મારા જીવનને પણ અમર કરે ખરું, કે બીજાં સામાન્ય સુખોની જેમ મને ક્ષીણતા અને મૃત્યુની જ નજીક લઈ જાય?

આવા આવા વિચારો તેના મનમાં ગૂંચવાતાં તેને તો ધરતી જ પોતાના પગ નીચેથી સરી જતી લાગી. પોતે શાને માટે જીવે? જીવીને પણ ક્ષણભંગુર પદાર્થોમાં રવડતા કુટાતા તે પદાર્થોની પહેલાં કે પછીથી મરવાનું જ છે. પાછા જન્મી એ જ પદાર્થોમાં એ જ રીતે રવડવાનું છે. આ બધું શું? આ બધાનો શો અર્થ? જે જીવન તથા જે સુખ મનુષ્યમાત્રને આટલાં બધાં ઇષ્ટ છે, તે આવાં તુચ્છ તથા દુઃખરૂપ કેમ?

પરંતુ, કોણ જાણે કુદરતનો એવો નિયમ છે તે કારણે, કે બીજા કોઈ કારણે, પ્રિયમિત્ર રાજા આ પ્રમાણે વિવેક-વૈરાગ્યથી

સંપન્ન થયો કે તરત તેના હૃદયમાં ધર્મબીજ વાવનાર યોગ્ય ગુરુ મળી આવ્યા. દીવો સળગે, તો પતંગિયાં આવી પહોંચે. બીના તેલમાં દીવેટ જેમની તેમ ગમે તેટલાં વર્ષ પડી રહે, પરંતુ પતંગિયું તેની પાસે કદી નહીં આવવાનું. પરંતુ એક વાર જ્યોત સળગી, કે તરત પતંગિયાં ખેંચાયાં જ છે. ગુરુ–શિષ્યના મેળાપનું કંઈક આવું છે.

રાજાને સાચાર મળ્યા કે, એક સંતપુરુષ[1] શિષ્યપરિવાર સાથે નગરના ઉદ્યાનમાં પધાર્યા છે. રાજા તરત તેમનાં દર્શને ગયો. તેમને યોગ્ય જાણી રાજાએ પોતાના ચિત્તની બધી મૂંઝવણ કહી સંભળાવી. આચાર્યે પણ રાજાના ચિત્તને યોગ્ય દશાએ પહોંચેલું જાણી, તેને આત્યંતિક તત્ત્વજ્ઞાન કહી સંભળાવ્યું. સૂકાં ઘાસ–પાન વગેરે સામગ્રી તૈયાર હોય, અને તેમાં સળગતી જ્વાળા ચંપાતાં જેમ એકદમ ભડકો થાય, તેવું જ રાજાનું થયું. વિવેકવૈરાગ્યથી સંપન્ન એવું રાજાનું હૃદય તે જ્ઞાન મળતાં જ એકદમ પ્રકાશિત થઈ ઊઠ્યું. તેનો બધો આંતર–બાહ્ય પરિગ્રહ એકદમ છૂટી ગયો. પુત્રને ગાદીએ બેસાડી તેણે પરિવ્રજ્યા લીધી, અને ગુરુએ દર્શાવેલ માર્ગે પ્રવર્તતાં તેણે પોતાનું આયુષ્ય પૂરું કર્યું.

ચોવીસમા ભવમાં તે શુક્ર નામના દેવલોકમાં સર્વાર્થ નામના વિમાનમાં દેવ તરીકે ઉત્પન્ન થયો.

---

૧. પોટ્ટિલાચાર્ય.

૬

# પચીસમો ભવ: નંદનરાજાની કથા

૧

ભરતખંડમાં છત્રા નામે નગરીમાં જિતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને યથાર્થ નામવાળી ભદ્રા નામે સ્વરૂપવતી છતાં માયારહિત એવી પરમપ્રિય રાણી હતી. પ્રિયમિત્રનો જીવ દેવલોકમાં પોતાનું આયુષ્ય પૂરું થતાં ભદ્રારાણીની કૂખે પુત્ર તરીકે જન્મ્યો. તેનું નામ નંદન પાડવામાં આવ્યું.

મરીચિનો જીવ હવે કર્મોનાં સારાં-નરસાં ફળો અનુભવતો પરિપકવ અવસ્થાને પામ્યો હતો. મહાજંગલ પસાર કરી રહેલા મુસાફરને પછીથી જેમ બાકીનો સીધો ધોરીમાર્ગ જ વટાવવાનો રહે, તેમ નંદનકુમારને હવે આરંભેલે માર્ગે જ પુરુષાર્થીપણે આગળ ધપ્યે જવાનું હતું. તે કામ સહેલું હતું એમ કહેવાનો આશય નથી; પરંતુ આંતર બાહ્ય અનેક વિઘ્નો આવી આવીને અધવચ જ કેટલાંય જીવયાત્રીઓની મુસાફરી તોડી પાડે છે, તેવું હવે નંદનની બાબતમાં રહ્યું નહોતું. હવે પછીના માર્ગનું મુશ્કેલપણું ભારે હતું, તો સામો નંદનનો જીવ પણ તેવી અનેકાનેક મુશ્કેલીઓ વટાવતો વટાવતો રીઢો બની ગયો હતો.

નંદનકુમારનો યથાક્રમે રાજાએ રાજ્યાભિષેક કર્યો, અને પોતે સંસારાનુભવના પરિપાકરૂપે પ્રાપ્ત થયેલું ત્યાગી જીવન સ્વીકાર્યું.

પૂર્વજન્મના સંસ્કારથી કહો, કે ભવિષ્યમાં આવનારી વસ્તુની છાયા કદાચ અગાઉથી પડતી હોય તે કારણે કહો—

પરંતુ નંદન રાજા સંતપુરુષોના સંગનો ભારે અનુરાગી હતો. પોતે પોતાના રાજ્યકાર્યમાં એટલા પૂરતો બેદરકાર હતો એમ નહિ; પરંતુ ભક્તિભાવભર્યા જે હૃદયથી તે પોતાના રાજકાજમાં પણ યથોચિત વર્તન રાખતો હતો, તે જ હૃદયથી પ્રેરાઈ તે સાધુ પુરુષોના સંગમાં પણ પ્રીતિયુક્ત રહેતો હતો. એક વખત તેના નગરમાં પોટ્ટિલાચાર્ય નામે મહાત્મા પુરુષ પોતાનાં ગુણગણોથી પોતાને તેમજ અન્યને વાસિત કરતા કરતા પધાર્યા. રાજા અત્યંત ભક્તિભાવથી તેમનાં દર્શને ગયો, અને તેમના ગુણોથી આકર્ષાઈ તેમનો સત્સંગ વિધિવત્ સેવવા લાગ્યો. ગુરુ પણ શિષ્યને અનુરૂપ જ હતા. પોટ્ટિલ સ્વામીને મોહ તથા અજ્ઞાન દૂર કરવામાં સત્સંગની ઉપયોગિતા બાબત ભારે વિશ્વાસ હતો. તેમણે રાજાના એ ભાવને સારી રીતે પોષ્યો, ઉત્તેજ્યો અને વિકસાવ્યો. તે કહેતા, "હે રાજા! ગમે તેવા દુઃખબંધમાં બંધાઈ ગયા હોઈએ, ગમે તેવા મોહપાશોમાં અટવાઈ ગયા હોઈએ, તથા ગમે તેવી નિરાશા વ્યાપી ગઈ હોય, તોપણ સત્પુરુષનો સંગ આપણને તે બધા પ્રપંચમાંથી મુક્ત કરે છે અને તારે છે. સત્પુરુષોના સંગથી લૌકિક દુઃખસમુદાયમાંથી તરવાનું બળ પ્રાપ્ત થાય છે એ તો એનું ગૌણ ફળ છે. પરંતુ તેમના સંગથી પારમાર્થિક સુખની પ્રાપ્તિ માટે જે ભાવના કે પ્રેરણા પ્રાપ્ત થાય છે, તે જ તે સંગનું મુખ્ય ફળ છે. માટે, લૌકિક કે પારલૌકિક દુઃખજાળમાંથી છૂટવા ઇચ્છનારાએ સત્સંગતિનો આશરો અચૂક શોધવો. આ બાબતમાં એક દૃષ્ટાંત છે. તે સાંભળ:

૨

"કુરુદેશમાં જયંતી નામની નગરી વિષે નરસિંહ નામે પરમ પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો. તેને ચંપકમાલા નામે રૂપ–ગુણ–શીલ–યુક્ત પ્રિય પટરાણી હતી. તે રાજાને પ્રજા-પાલનમાં અનુરક્ત, સંતોષી, રાજ્યવ્યવસ્થામાં સાવધાન,

સ્વામીભક્ત, ગુણાનુરાગી અને વિસ્તૃત બુદ્ધિવાળા અનેક પ્રધાનો પણ હતા. તેને બધી વાતનું સુખ હતું. પરંતુ સંતતિ ન હોવાનું મર્મવેધી દુઃખ હતું. યોગ્ય કાળે તેનું તે દુઃખ પણ દૂર થયું અને ચંપકમાલા રાણીને પેટે તેને નરવિક્રમ નામે પુત્ર પ્રાપ્ત થયો. તે પણ રૂપ-ગુણ-સામર્થ્ય વગેરે બાબતોમાં બાપથી સવાયો નીવડ્યો. અન્ય લલિતકલાઓ ઉપરાંત ક્ષત્રિયોચિત અશ્વવિદ્યા, ગજવિદ્યા, શસ્ત્રવિદ્યા આદિ વીરવિદ્યાઓમાં તે પાવરધો થયો. દૃઢ આસનબંધ, ધીરતા તેમજ મહાબલને લીધે એક પ્રહરમાત્રમાં તે કુમાર સાત મદોન્મત્ત હાથી, ચૌદ પવનવેગી પાણીદાર અશ્વો, અને આઠ મહામલ્લોને ફેરવી-થકવી લોથ કરી નાખતો. તેનું અસાધારણ બાહુબળ, તેનું અનુપમ કલા-કૌશલ્ય, તેનું અસામાન્ય સાહસ, અને તેની અલૌકિક રૂપસંપત્તિ, થોડા જ વખતમાં આજુબાજુના સર્વ પ્રદેશોમાં કીર્તનનો વિષય બની ગયાં.

"એક વખત નરસિંહ રાજા કુમાર સાથે દરબારમાં બેઠો હતો, તેવામાં હર્ષપુર નગરના રાજા દેવસેનનો દૂત પરવાનગી માગી અંદર આવ્યો, અને યથોચિત અભિનંદનાદિ કરી, અતિશય વિનય અને આજીજીપૂર્વક પોતાનું પ્રયોજન કહી બતાવવા લાગ્યો. 'હે દેવ! અમારા રાજાને ત્યાં સમસ્ત વીર વર્ગમાં પ્રધાન એવો કાલમેઘ નામે મહામલ્લ છે; તેના બળનું કેટલુંક વર્ણન કરું? ટૂંકમાં જ કહું તો મદોન્મત હાથીને પણ તેની સૂંઢ પકડી તે નાના વાછરડાની જેમ લીલાપૂર્વક આગળ ખેંચી જઈ શકે છે, તેમજ સો ભાર વજનની સાંકળ જીર્ણ દોરડીની જેમ સહેજમાં તોડી નાખે છે. દેશદેશના કેટલાય મલ્લોએ તેની સાથે સ્પર્ધા કરી છે. પરંતુ બધા જ નામોશીભરી રીતે હાર પામી પાછા ગયા છે. પરંતુ એ મલ્લ જ હવે અમારા રાજાને અભિમાનનું સ્થાન મટી ભારે ક્લેશનું કારણ થઈ પડ્યો છે. કારણ કે, એક વખત વયમાં

આવેલી પોતાની પુત્રી શીલવતીને રાજાએ પૂછ્યું કે, વત્સે, તારે રૂપવાન વર જોઈએ કે મહાબળશાળી વર જોઈએ ? ત્યારે તેણે જવાબ આપ્યો કે, તમારા આ કાલમેઘ મલ્લને જે રાજકુમાર હરાવે, તે જ મારો વર થઈ શકે. રાજાએ રાજકુમારીને સમજાવીને કહ્યું કે, આ મલ્લ તો ભલભલા મલ્લોથી પણ ગાંજ્યો જતો નથી, તો પછી સુકુમાર, અને સુખશીલ રાજકુમારોમાંથી કોઈ તેને શી રીતે મનથી પણ હરાવવા શક્તિમાન થઈ શકવાના છે ? માટે તું તારી આ પ્રતિજ્ઞા રદ કર. પરંતુ રાજકુમારી બોલી કે, એવા સ્ત્રીતુલ્ય રાજકુમારોમાંથી કોઈની પત્ની થવા હું ઇચ્છતી નથી; પત્ની થઈશ તો અનુપમ વીરની જ થઈશ !

" 'હે નરાધિપ ? ત્યારબાદ દેવસેન રાજાએ અનેક ખ્યાતિમાન રાજકુમારોને ત્યાં પોતાની કન્યાની આ પ્રતિજ્ઞા જણાવીને માગાં મોકલી જોયાં છે; પરંતુ કોઈ રાજકુમાર એ કાલમેઘ સાથે બાકરી બાંધવાની હિંમત સુધ્ધાં કરવા તૈયાર થયો નથી. અને એ રીતે વધતી જતી હતાશાથી અમારો રાજા ભારે દુઃખમાં આવી પડયો છે. પરંતુ એવામાં કર્ણપરંપરાએ આપના નરવિક્રમ કુમારની ઉજ્જવળ કીર્તિ સાંભળવામાં આવતાં. કાંઈક આશા પામી, અમારા રાજા દેવસેને મને આપની પાસે મોકલ્યો છે. હવે આપ એ સાંભળી જે યોગ્ય લાગે તે કરો.'

"પરંતુ રાજા જવાબ આપે તે પહેલાં જ નરવિક્રમ કુમાર ગર્જી ઊઠયો, 'પિતાજી, આપ આજ્ઞા આપો એટલી વાર. હું તે મલ્લનો ગર્વ ઉતારવા દોડી જાઉં. રાજકુમારી શીલવતી મને મળે ન મળે તે જુદી વાત છે; પરંતુ ક્ષત્રિય રાજકુમારોને માથે આવી પડેલું આ મહેણું તો ટાળવું જ જોઈએ !'

" કહેવાની જરૂર નથી કે, નરવિક્રમે જઈને એ ઘોરપરાક્રમી મલ્લને રાજા, અંતઃપુર, તેમજ પ્રેક્ષકગણોના દેખતાં લીલામાત્રમાં

મસળી નાખ્યા, અને શીલવતી કુમારીએ ત્યાં ને ત્યાં જ હર્ષથી ફાટું-ફાટું થતા હૃદયે રાજકુમારને વરમાળા આરોપી. દેવસેન રાજાએ વરવધૂને આશીર્વાદ આપતાં પ્રથમ પોતાની પુત્રીને કહ્યું કે, 'પુત્રી! વડીલોને અનુસરીને ચાલજે; દુર્વિનય પરિહરજે, નામ પ્રમાણે શીલવતી થજે, અને પતિની તન-મનથી સેવા કરજે.' રાજકુમારને પણ કહ્યું, 'કુમાર! આ મારી એક જ ઇષ્ટ પુત્રી છે. માટે છાયાની પેઠે તેને તમારી સહચરી કરજો.'

"યોગ્ય કાળે નરવિક્રમને કુસુમશેખર અને વિજયશેખર નામે બે પુત્રો ઉત્પન્ન થયા.

"એક વખત નરવિક્રમ કુમાર રાજાની પાસે દરબારમાં બેઠો હતો તેવામાં બહારથી બૂમ આવી કે, રાજાનો જયમંગળ હાથી મદમાં આવી, આલાનસ્તંભથી છૂટો થઈ ભિલે રાજમાર્ગે દોડયો છે, અને લોકોનો સંહાર કરતો ભયંકર અનર્થ મચાવી રહ્યો છે. જયમંગળ હાથી રાજાને બહુ પ્રિય હતો; પરંતુ પ્રજાજનનું દુઃખ પણ હૃદયે ધરવું જોઈએ, એટલે રાજાએ કુમાર વગેરેને હુકમ કર્યો કે, 'તમે બધા જાઓ, અને તે હાથીને જરા પણ શસ્ત્રઘાત કર્યા વિના બને તો પકડજો.' નરવિક્રમ કુમાર રાજમાર્ગે જઈને જુએ છે તો હાથી એક તરુણ પણ પૂર્ણગર્ભા સ્ત્રીને પકડવાની તૈયારીમાં છે. કુમારે હાથીને વારવા પ્રયત્ન કરી જોયો, પરંતુ જ્યારે જોયું કે, હાથીને કંઈક શસ્ત્રપ્રહાર કર્યા વિના રોકી શકાય તેમ નથી, ત્યારે તેણે સમયસૂચકતા વાપરીને તરત હાથીના કુંભસ્થળે ચડી જઈ, તેના લમણામાં તીક્ષ્ણ કટાર ખોસી દીધી. તેની સાથે જ વેદનાના માર્યા હાથીએ પોતાની સૂંઢને પોતાના કુંભસ્થળ તરફ ઊંચી કરી. દરમ્યાન પેલી સગર્ભા સ્ત્રી ત્યાંથી દૂર નાસી ગઈ. પછી હાથીને તત્કાળ પકડીને તેને સ્થાને લઈ જઈ ઉપચારો શરૂ કરવામાં આવ્યા. પરંતુ કુમારે હાથીને લમણામાં કટાર ખોસી દીધાની વાત

રાજાના સાંભળવામાં આવતાં જ, ગુસ્સે થઈ તેણે નરવિક્રમ કુમારને દેશનિકાલ કરવાનો હુકમ કર્યો.

"રાજકુમાર આ વસ્તુ માટે તૈયાર જ હતો કારણ કે, એ હાથી રાજાને એટલો બધો પ્રિય હતો કે, રાજા કોઈ પ્રકારે તેના ઉપર કરવામાં આવેલા પ્રહારની ક્ષમા આપી શકે તેમ હતું જ નહીં. કુમાર તો ચાલ્યો, પરંતુ તેની પ્રિયતમા શીલવતી પણ તેની પાછળ ચાલી. કુમારે તેને ઘણું સમજાવી, પરંતુ તેણે તો લગ્નસમયે પોતાના પિતાએ આશીર્વાદ વખતે કુમારને કહેલા બોલ યાદ કરાવ્યા અને કહ્યું કે, તમે મને છાયાની પેઠે તમારી સહચરી કરવા બંધાયેલા છો! ના-મને નરવિક્રમ પોતાની પત્ની તેમ જ બે પુત્રોને લઈને ચાલી નીકળ્યો.

"નરસિંહ રાજાએ હુકમ આપતાં તો આપી દીધો, પરંતુ નરવિક્રમ કુમાર નગર છોડી ચાલી ગયાની વાત જાહેર થતાં જ પ્રજાજનોમાં ખળભળાટ મચી ગયો, અને રાજાના અમાત્યો પણ આવો હુકમ કરનાર રાજાની સેવા છોડી દેવા તત્પર થઈ ગયા. રાજાને પણ ક્રોધ ઊતરતાં પોતે કરેલા હુકમની અનુચિતતા સમજાઈ, અને તેણે અમાત્યાદિને શાંત પાડી, કુમારને પાછો આણવા માણસો દોડાવ્યાં. પરંતુ કાંઈ વળ્યું નહીં. કોણ જાણે કુમાર તેના કુટુંબ સાથે કયે રસ્તે ક્યાં નીકળી ગયો, તે કોઈને તેનો ભેટો જ થયો નહીં.

"કુમાર ચાલતો ચાલતો કોટયાધિપતિ લોકોથી ભરપૂર સ્યંદનપુર બંદરે આવી પહોંચ્યો. ત્યાં એક માળીએ તેની મુખાકૃતિ વગેરેથી આકર્ષાઈ તેને તથા તેના કુટુંબને પોતાને ત્યાં આશરો આપ્યો, અને ધીરે ધીરે રાજકુમાર તથા શીલવતી તે માળીના બાગમાં કામ કરી, માળાઓ વેચી ગુજારો ચલાવવા લાગ્યાં.

"એક વખત શીલવતી કેટલીક ઉત્તમ માળાઓ લઈ રાજમાર્ગ ઉપર વેચવા ઊભી હતી, તેવામાં દેહિલ નામે કોટયાધિપતિ વહાણવટીએ તેને જોઈ. તેના રૂપથી મોહિત થયેલા તે શેઠે તેની પાસેથી તે માળાઓ અનેકગણા દામ આપીને ખરીદી; અને રોજ તેની માળાઓ પોતાને જ વેચવાનો શીલવતીને આગ્રહ કર્યો. શીલવતીને કંઈ વહેમ ગયો નહીં, અને તે તો પોતાને મળતા મબલક ધનથી સંતુષ્ટ થઈ, તેના કહ્યા પ્રમાણે બધી માળાઓ તેને જ વેચવા લાગી. એક વખત પરદેશ ઉપડવા માટે વહાણ તૈયાર થયાં ત્યારે દેહિલે શીલવતીને કહ્યું કે, હું કાલે પરદેશ જવાનો છું, વહાણ ઉપડે તે વખતે મારે પુષ્પો માળાઓ વગેરેની જરૂર પડશે, માટે તમે તે સર્વ સાથે લઈ સમુદ્ર કિનારે બંદર ઉપર આવજો. શીલવતી બીજે દિવસે કશો અંદેશો રાખ્યા વિના બંદરે જેવી ગઈ, તેવી જ તેને વહાણમાં ઉપાડી લઈ, દેહિલે વહાણ હંકારી મૂકયું.

"આ તરફ નરવિક્રમ કુમાર શીલવતીને આવવામાં વિલંબ થતાં આમતેમ શોધ કરવા લાગ્યો. પેલાં બાળકો પણ મા વિના થોડી વારમાં ઉદ્વેગથી તથા ભયથી ચીસો પાડવા લાગ્યાં. તે બંને સાથે લઈ નરવિક્રમ શહેરના રસ્તાઓમાં ફરતો ફરતો બહાર નદીકિનારે આવી પહોંચ્યો. બાળકોને ભેખડ ઉપર બેસાડી પોતે નીચે ઊતરી કિનારે તપાસ કરવા લાગ્યો એવામાં બનવાકાળ તે ઘોડાપૂર અણધાર્યું ચડી આવ્યું, અને નરવિક્રમ તણાતો તણાતો કોઈ દૂરના પ્રદેશમાં નીકળી ગયો. આમ એક પછી એક આવેલી દુઃખપરંપરાઓથી હતાશ થઈ કિનારા ઉપર કોઈ વૃક્ષની છાયામાં પડચો પડચો તે સ્ત્રી-પુત્રની ચિંતા કરે છે, તેવામાં ત્યાંના જયવર્ધન નગરનો કીર્તિવર્મા નામે રાજા અપુત્ર મરણ પામવાથી નગરજનોએ હાથી છૂટો મૂકેલો, તે વેગથી તેના તરફ દોડતો આવ્યો.

નરવિક્રમ તો મરણને પાસે આવતું જોઈ, દુઃખમાંથી છુટકારો થશે એ આશાએ ત્યાંનો ત્યાં જ પડી રહ્યો. પરંતુ પેલા હાથીએ તો તેને ઊંચકી પોતાની પીઠ ઉપર બેસાડયો. એટલે અમાત્યવર્ગ તથા નગરજનોએ તેનો રાજ્યાભિષેક કર્યો. એક બાજુ આ સુભાગ્ય, અને બીજી બાજુ તરત જ અનુભવેલું દુર્ભાગ્ય એ બંનેનો અનુભવ સાથે યાદ લાવી લાવી ભવિતવ્યતાની વિચિત્રતા વિચારીને નરવિક્રમ હેરાન હેરાન થઈ જવા લાગ્યો.

"હવે એક વખત શ્રી સામંતભદ્ર નામે સંત વિચરતા વિચરતા તે નગરમાં આવી પહોંચ્યા. જીવિતવ્યથી કંટાળેલો અને સ્ત્રીપુત્રની દુર્દશા વિષે કશો નિર્ણય ન કરી શકતો નરવિક્રમ રાજા તેમનાં દર્શને ગયો. તેમના સાન્નિધ્યમાં રાજાને કાંઈક શાંતિ પ્રાપ્ત થઈ; જાણે ત્યાં સર્વ દુઃખોનું નિવારણ મૂર્તિમંત હાજર જ રહેતું ન હોય! રાજાના ચિત્તની સ્થિતિ એવી હતી કે બીજો કોઈ ધર્મોપદેશ તેને કામ આવી શકે તેમ નહોતો. જ્યાં સુધી ચિત્તમાં ચિંતાનો ખટકો વિદ્યમાન હોય, ત્યાં સુધી કોઈ પણ ધર્માંરાધનમાં ઉત્સાહ શી રીતે પ્રવર્તે? તો પણ તે સંતપુરુષના કહેવાથી જ રાજાએ તેમનો સમાગમ પ્રફુલ્લ ચિત્તે સેવવા માંડયો. ખરું કહ્યું છે કે, સંતપુરુષના સહવાસમાં ત્રિવિધ તાપ નાશ પામે છે. એનો અર્થ એ નથી કે, સંતપુરુષ પોતાના પ્રભાવથી કર્મના નિયમને ટાળી આપે છે; તેઓ તો હતાશાથી જ રૂંધાઈ જતા પુરુષાર્થને આશા દ્વારા સચેત કરી આપે છે, અને એ રીતે કર્મના નિયમને જ આધારે દુષ્કર્મને હઠાવે તેવું કે દબાવે તેવું નવું સત્કર્મ કરવાનાં દ્વાર ઉઘાડી આપે છે. પરંતુ આ તો પછીથી ગોઠવેલી દલીલ થઈ; સંતપુરુષનું સાન્નિધ્ય તો આવી કશી દલીલ કે સમજ પ્રેર્યા વિના જ આશાનો અને ઉત્સાહનો એવો કોઈ અદ્‌ભુત પ્રવાહ વહેવરાવી દે છે કે, ગમે તેવું શોકાતુર તથા

ભગ્ન હૃદય, તેમના સાંનિધ્યમાં એક વાર તો સજીવન થઈ જાય છે.

"બધું થયું પણ વિચિત્ર જ! નદીકિનારે હૃદયાફાટ કલ્પાંત કરતા કુમારોને એક ગોવાળ લઈ ગયો, અને એક દિવસ તે ગોવાળ તે કુમારોને લઈ નરવિક્રમના જ દરબારમાં ભેટ ધરવા આવ્યો. રાજાએ તરત પોતાના કુમારોને ઓળખી લીધા. શીલવતીને લઈને નાઠેલા દેહિલના વહાણને પણ અચાનક એવું સામુદ્રિક તોફાન નડ્યું કે, પોતે કરેલા પાપકર્મનું જ આ ફળ છે એમ માની, શીલવતીને બહેન તરીકે સન્માનતો તે વહાણવટી તરત પાછો ફર્યો અને નરવિક્રમ રાજાની જયવર્ધન નગરીને કિનારે જ લાંગર્યો. તે વખતે રાજાના કુમારોને વહાણ જોવાનો શોખ થયો, અને તેઓ જેવા દેહિલના વહાણે ગયા તેવો શીલવતીનો તેમને મેળાપ થયો. આમ સૌ હેમખેમ એકઠાં મળ્યાં. તેવામાં નરસિંહ રાજાને નરવિક્રમની ભાળ લાગતાં તેણે પણ નરવિક્રમને બોલાવવા તેડું મોકલ્યું અને સૌ સુખરૂપ પાછાં ભેગાં થયાં.

"નરવિક્રમે ગુરુજીને નમન કરીને ગદ્‌ગદ કંઠે જણાવ્યું કે, આ સૌ આપના સત્સંગનું અને આપની સેવાનું જ સુફળ છે. ખરે જ, સંતપુરુષોનો સમાગમ નિષ્ફળ નથી જતો."

૩

નંદન રાજાને આ કથા સાંભળી ગુરુ પ્રત્યે અપૂર્વ ભક્તિભાવ પ્રગટ્યો, અને તેમનાં ચરણોમાં માથું મૂકીને તે બોલ્યો, હે ભગવન્! સંતપુરુષો મહાતાપથી તપ્ત થયેલા પ્રાણીને અમૃતવૃષ્ટિ સમાન છે; ભૂખ્યાને ષડ્રસ ભોજનના ભંડાર સમાન છે, દુર્ભાગીને ચિંતામણિ તુલ્ય છે, અંધારામાં આથડતાને મણિદીપક જેવા છે, મહાસાગરમાં પડેલાને આધારદ્વીપ તુલ્ય છે, અને વિકટ મહારણ્યમાં ભૂલા પડેલાને સાર્થવાહના સંઘ સમાન છે. આપના ચરણના નિત્ય સાંનિધ્યને હું મારા સર્વભવરોગોના

પરમ ઔષધરૂપ માનું છું. આજથી હું મારી રાજ્યસંપત્તિ મારા પુત્ર વગેરેને સોંપી આપનો જ સહવાસ સેવવા ઇચ્છું છું.

સત્સંગના પરમ લાભના અનુભવી અને ઉપદેશક ગુરુને વધુ વિનંતી કરવાપણું હતું નહીં. રાજા પોતાની સર્વ જવાબદારીઓ નિર્વિઘ્ને પુત્રાદિને સોંપી શકે તેવી સ્થિતિમાં છે, તથા તેનું ચિત્ત નિત્ય સત્સંગથી લાભ ઉઠાવી શકે તેવી સ્થિતિએ પહોંચેલું છે એવું જાણી, તેમણે પણ તેને તેમ કરતો રોક્યો નહીં.

નંદનરાજા હવે દીક્ષા લઈ ગુરુ સાથે વિચરવા લાગ્યા. સત્સંગની શીળી છાયામાં રહેતા ચિત્તમાં સર્વ ગુણરૂપી પક્ષીગણ પોતાની મેળે જ ખેંચાઈને ચાલ્યાં આવે છે. તે મુજબ નંદનમુનિનું ચિત્ત પણ થોડા વખતમાં બંધન (રાગદ્વેષ) રહિતતા, ધર્મપરાયણતા, વિઘ્નોથી હણાયા છતાં ધર્મોદ્યોગમાં અસ્ખલિતતા, વૈરાગ્ય, અપ્રમાદ, સ્વાધ્યાયમાં આસક્તિ, જિતેંદ્રિયતા, સદાચારીપણું, જીવરક્ષા, મદરહિતતા, બ્રહ્મચર્ય, તપપરાયણતા, તિતિક્ષા, સ્પૃહારહિતતા વગેરે અનેકવિધ ગુણસંપત્તિથી ફૂલી-ફાલી ઊઠ્યું.

પરંતુ જે વિશિષ્ટ ૨૦ ગુણોની આરાધનાથી પછીને જન્મે તેમને તીર્થંકરપદ પ્રાપ્ત થયું, તે તો જુદા જ છે. પરિભાષામાં તે વીસ ગુણોને વીસ સ્થાનક કહે છે. તે નીચે પ્રમાણે છે :—

૧. **अरिहंतभक्ति :** જે કોઈ અર્હંતભગવાન પોતાના જમાનામાં વિચારતા હોય. તેમની, કે તેમને અભાવે તેમના પ્રતીકની (તેમની મૂર્તિ વગેરેની) શુદ્ધ હૃદયે ભક્તિ.

૨. **सिद्धभक्ति :** પોતાની પહેલાં કર્મબંધનનો નાશ કરી, સિદ્ધપદ પામેલા મહાપુરુષોની ભક્તિ : તેમના ગુણોનું રટણ, અનુકરણ ઇ૦.

૩. **प्रवचनभक्ति :** જિનોની આજ્ઞાનું પાલન કરવા કટિબદ્ધ થનાર સંઘ 'પ્રવચન' કહેવાય છે. વાછરડા ઉપર જેમ ગાય

રાખે છે, તેમ સાધર્મિક ઉપર નિષ્કામ સ્નેહ રાખવો તે પ્રવચનભક્તિ.

૪. **आचार्यभक्ति** : પોતે જેની પાસેથી વ્રત અને આચાર ગ્રહણ કર્યાં હોય — દીક્ષા લીધી હોય તે ગુણી પુરુષમાં શુદ્ધ નિષ્ઠાથી અનુરાગ રાખવો તે.

૫. **स्थविरभक्ति** : ધર્મમાર્ગમાં પોતાનાથી જે વડીલ હોય — વૃદ્ધ હોય — એવા સાધુજનોની ભક્તિ.

૬. **उपाध्यायभक्ति** : શાસ્ત્રગ્રંથમાં શંકા દૂર કરી, તેનો શબ્દાર્થ ગ્રહણ કરાવનાર શાસ્ત્રજ્ઞની ભક્તિ.

૭. **साधुभक्ति** : પ્રવ્રજ્યા લઈ મોક્ષમાર્ગે વિચરતા વિવેકી તથા તપસ્વી પુરુષોની ભક્તિ.

૮. **ज्ञान** : સર્વજ્ઞ પુરુષોએ પ્રરૂપેલ તત્ત્વોના યથાર્થ જ્ઞાનમાં સદા જાગ્રત રહેવું તે : તેને મેળવવા, તથા તેને સમજવા અને દૃઢ કરવા પ્રયત્ન કરવો તે.

૯. **दर्शन** : સર્વજ્ઞકથિત તત્ત્વો ઉપર નિર્મળ અને દૃઢ રુચિ.

૧૦. **विनय** : જ્ઞાનાદિ મોક્ષમાર્ગ અને તેનાં સાધનો પ્રત્યે યોગ્ય રીતે બહુમાન રાખવું તે.

૧૧. **चारित्र** : ચારિત્રરૂપ ગણાતા ધર્મોનું અનુષ્ઠાન ભાવપૂર્વક ચાલુ રાખવું તે.

૧૨. **ब्रह्मचर्य** [ अथवा ' शील ' ] : વ્રતો અને નિયમોના પાલનમાં જરા પણ પ્રમાદ ન કરવો તે.

૧૩. **शुभध्यान** : અશુભ ધ્યાનમાંથી ચિત્તને છોડવી, શુભ ધ્યાનમાં એકાગ્ર તથા લીન કરવું તે.

૧૪. **तप** : વાસનાઓને ક્ષીણ કરવા વાસ્તે જોઈતું આધ્યાત્મિક બળ કેળવવા માટે જરાય શક્તિ છુપાવ્યા વિના તેમ જ મન-ઇંદ્રિય-શરીરને આત્યંતિક હાનિ ન થાય તેવી રીતે

વિવેકપૂર્વક તેમને જે જે તાપણીમાં તપાવાય છે તે બધું તપ કહેવાય છે. *

૧૫. दान : જરા પણ શક્તિ છુપાવ્યા સિવાય આહાર-દાન, અભયદાન, જ્ઞાનદાન વગેરે દાનો વિવેકપૂર્વક કરવાં તે.

૧૬. वैयावृत्त्य : કોઈ પણ ગુણી મુશ્કેલીમાં આવી પડે ત્યારે યોગ્ય રીતે તેની મુશ્કેલી દૂર કરવા પ્રયત્ન કરવો તે.

૧૭. समाधिउत्पादन : મુમુક્ષુઓને ઔષધાદિ મદદ તેમ જ પ્રોત્સાહનાથી પોતાના માર્ગમાં તેઓ સમાધિત-સ્વસ્થ રહે તેમ કરવું તે.

૧૮. अभिनवज्ञानग्रहण : નવું નવું સૂત્ર તથા તેના અર્થનું પ્રયત્નથી ગ્રહણ કરવું તે, અથવા ગ્રહણ કરેલાનું ચિંતન-મનનાદિથી નવું નવું રહસ્ય વિચારવું તે.

૧૯. श्रुतभक्ति : શ્રુત એટલે કે શાસ્ત્રની ભક્તિ, તેનું બહુમાન, તેમાં બતાવેલ અર્થોનું સમ્યક્‌ચિંતન, તથા વિધિપૂર્વક તેને પ્રકાશિત કરવું તે.

૨૦. तीर्थप्रभावना : અભિમાન છોડી, જ્ઞાનાદિ મોક્ષમાર્ગને જીવનમાં ઉતારી, અને બીજાને તેનો ઉપદેશ આપી, તેનો પ્રભાવ વધારવો તે.

એટલું યાદ રાખવાનું છે કે, આ વીસમાંથી કોઈ એક સ્થાનક આરાધનારને પણ તીર્થંકરપદ પ્રાપ્ત થાય છે. નંદન મુનિએ આ વીસે સ્થાનકો આરાધ્યાં હતાં, એટલે હવે તેમને તીર્થંકર થવાનું નક્કી જ હતું. પરંતુ દરમ્યાન તેમને કેટલાંક

* તેના બાહ્ય અને આભ્યંતર એવા બે ભેદ છે. અનશન, ઊણોદરી, વિવિધ વસ્તુઓની લાલચનો સંયમ, વિકારકારક રસોનો ત્યાગ, એકાંત સ્થાનમાં વાસ, અને ટાઢ-તડકો-વિવિધ આસનાદિથી શરીરને કસવું — એ બધાં બાહ્ય તપ છે. ત્યારે પ્રાયશ્ચિત્ત, વિનય, સેવાશુશ્રૂષા, સ્વાધ્યાય, અહંત્વ-મમત્વનો ત્યાગ અને ધ્યાન — એ બધાં આભ્યંતર તપ છે.

સુખરૂપી ફળ અપાવનારાં વિશિષ્ટ કર્મો ભોગવી નાખવાનાં હતાં, એટલે મૃત્યુ બાદ એકદમ તો તે પ્રાણત નામે દેવલોક વિષે પુષ્પાવતંસક નામના શ્રેષ્ઠ વિમાનમાં દેવ થયા. તે છવ્વીસમો ભવ.

ત્યાંથી તે કર્મોનો ક્ષય થયે, ૨૭ મા છેલ્લા ભવમાં તે જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં મનુષ્ય તરીકે અવતર્યા.*

## પરિશિષ્ટ

જૈનો જેમ તીર્થંકર થનારને વીસ સ્થાનકો આરાધવાની વાત કહે છે, તેમ બૌદ્ધો બૌદ્ધ થનારને દશ 'પારમિતાઓ' આરાધવાનું જણાવે છે. તે દશ નીચે પ્રમાણે છે: દાન, શીલ, નૈષ્કર્મ્ય (વૈરાગ્ય), પ્રજ્ઞા, વીર્ય, ક્ષાંતિ, સત્ય, અધિષ્ઠાન (અડગતા), મૈત્રી અને ઉપેક્ષા. બોધિસત્ત્વે એ દશે પારમિતાઓ જુદેજુદે જન્મે કે પ્રસંગે કેવી કેવી રીતે સિદ્ધ કરી, તેની રસિક તથા મનોવેધક કથાઓ છે. જૈન સાહિત્યમાં નંદન મુનિએ વીશ સ્થાનકો કેવી રીતે કેવે કેવે પ્રસંગે આરાધ્યાં તે વિષે કશી કથાઓ સંઘરાઈ નથી. માત્ર એટલો ઉલ્લેખ જ સંઘરાયો છે કે, 'પહેલા તથા ચોવીસમા તીર્થંકરે વીસે સ્થાનકો સ્પર્શ્યાં છે, અને મધ્યના જિનેશ્વરોએ એક-બે-ત્રણ અથવા સર્વ સ્થાનક સ્પર્શ્યાં છે.'[1] ત્રીજા તીર્થંકર સંભવનાથે પોતાના વિપુલવાહન રાજા તરીકેના ભવમાં દુષ્કાળ વખતે સંઘને જમાડી વૈયાવૃત્ત્ય નામનું એક સ્થાનક આરાધ્યું હતું અને તીર્થંકર થવાનું કર્મ બાંધ્યું હતું એવી કથા ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રમાં

* કથાકાર આ સ્થળે એટલું નોંધતા જાય છે કે, તીર્થંકર તરીકે જન્મનારા દેવ સિવાયના બાકીના તમામ દેવો પોતાને ચ્યુત થવાનું નજીક આવતાં, છ મહિના પહેલેથી ત્રાસ પામી વ્યાકુળ થઈ જાય છે. તીર્થંકર થનાર દેવ તો પોતાનાં શાંતિ અને સમભાવ જાળવી રાખે છે — કહો કે — જાળવી રાખી શકે છે.

1. આવશ્યક નિર્યુક્તિ, ગા. ૧૮૨.

(પર્વ ૩. સર્ગ ૧) સંઘરાઈ છે. તેવી કથાઓ બીજાં સ્થાનકો બાબત પણ સંઘરાઈ હોત, તો એ સ્થાનકો વધુ હૃદયંગમ થાત, એ ઉઘાડું છે.

વીસ સ્થાનકો વિષે બીજી એક વાત પણ લક્ષમાં લેવા જેવી છે. બુદ્ધ થનારને સાધવી પડતી દશ પારમિતાઓ જોઈશું તો માલૂમ પડશે કે તે બધીમાં કોઈ એવી નથી કે જે અમુક સંપ્રદાયના અનુયાયી તરીકે જ સાધવાની કે સાધી શકાય તેવી હોય. કોઈ પણ મનુષ્ય કોઈ પણ સંપ્રદાયને અનુસર્યા વિના પણ એ પારમિતાઓ સ્વતંત્રપણે સાધી શકે. પરંતુ જૈન ગ્રંથોએ તીર્થંકર થવા ઇચ્છનાર માટે ગણાવેલાં વીસ સ્થાનકોમાંથી પ્રથમ સાત, તથા છેલ્લાં ચાર[1] તો અમુક સંપ્રદાયના વિશિષ્ટ સાધુવર્ગો અને શાસ્ત્રગ્રંથોની ભક્તિ, પ્રભાવના, કે સેવાશુશ્રૂષાને લગતાં છે. પંદરમા અને સોળમા સ્થાનક દાન અને વૈયાવૃત્યને પણ પોતાના જ સંપ્રદાયના સાધુને દાન અને તેની સેવાચાકરી એવા અર્થમાં લઈ શકાય અને લેવામાં આવે છે જ. એટલે અસાંપ્રદાયિક કહી શકાય તેવાં તો જ્ઞાન, દર્શન, વિનય, ચારિત્ર, બ્રહ્મચર્ય, શુભધ્યાન, અને તપ — એ સાત જ રહ્યાં. તેમાં પણ જ્ઞાન અને દર્શનને અમુક પુરુષકથિત ભાવોમાં જ ઉતારી લઈએ, તો બાકી પાંચ જ રહે. આમ પોતાના ગુણવિકાસમાં તેમજ પ્રવૃત્તિક્ષેત્રમાં પોતાના વિશિષ્ટ સંઘ-સંપ્રદાય-અને તીર્થનો જ ખ્યાલ વધુ પ્રબળ રાખવાથી નંદન મુનિને પછીને ભવે વિશિષ્ટ સંઘ — સંપ્રદાય અને તીર્થ પ્રવર્તાવનાર 'તીર્થંકર' બનવું પડ્યું.

૧. અભિનવજ્ઞાનગ્રહણનો વ્યાપક — અસાંપ્રદાયિક અર્થ લઈએ, તો તેને બાદ કરવું પડે.

૧

# મહાવીરજન્મ

## ૧. દેવલોકમાંથી ચ્યવન

આમ, અનેક ભવયાત્રાઓ કરતો કરતો નયસારનો જીવ છેવટે ૨૭મા ભવમાં મનુષ્યરૂપે ભરતખંડમાં અવતર્યો અને એ જ તેનો ૨૪મા તીર્થંકર ભગવાન મહાવીર તરીકેનો છેલ્લો જન્મ હતો. જન્મોજન્મના પરિપાકરૂપ આ ભવની કથા હવે આપણે વિગતે અને વિસ્તારથી જોઈએ.

બૌદ્ધગ્રંથોમાં જણાવ્યું છે કે, બોધિસત્ત્વ જ્યારે દેવલોકમાંથી ચ્યવીને બુદ્ધ તરીકે મનુષ્યલોકમાં અવતરવાના થયા, ત્યારે જુદા જુદા દેવપુત્રો બુદ્ધને અવતરવા લાયક સ્થળ કયું છે તથા રાજકુળ કયું છે, તેની ચર્ચા કરવા લાગ્યા. તેઓએ ભરતખંડનાં તે સમયનાં જુદાં જુદાં મુખ્ય સર્વ રાજકુળો તપાસ્યાં. પરંતુ દરેકમાં કોઈ ને કોઈ દોષ જણાતાં છેવટે કપિલવસ્તુના શાક્યકુળ ઉપર જ પોતાની પસંદગી ઉતારી. બુદ્ધનો જન્મ ક્ષત્રિયકુળમાં જ થયો હોવાથી કથાકારને એ રીતે એ પ્રસંગે તે સમયની રાજકીય સ્થિતિ તથા જુદાં જુદાં રાજકુળોની સમીક્ષા કરવાની તક મળી જાય છે. પરંતુ નંદન મુનિનો જીવ સ્વર્ગમાંથી ચ્યવીને તરત તો વૈશાલી નગરીના દક્ષિણ દિશાએ આવેલા બ્રાહ્મણવાડામાં ઋષભદત્ત નામે એક બ્રાહ્મણની પત્ની દેવાનંદાની કૂખે અવતર્યો હોવાથી, કથાકારને એ જાતની સમકાલીન રાજકીય સમીક્ષા કરવાની જરૂર ઊભી થતી નથી. પરંતુ આપણે જાણીએ છીએ કે

બ્રાહ્મણીને પેટે અવતરવા છતાં, મહાવીરસ્વામી પછીથી તો વૈશાલીના સંયુક્ત રાજ્યતંત્રમાં હિસ્સેદાર એવા જ્ઞાતવંશી ક્ષત્રિયોમાંના એક સિદ્ધાર્થ ક્ષત્રિયને ત્યાં ત્રિશલા ક્ષત્રિયાણીને પેટે જન્મેલા પ્રસિદ્ધ થયા હતા; એટલે આપણે અત્યારથી જ ભગવાન મહાવીરના જન્મસ્થાન વૈશાલીની રાજકીય પરિસ્થિતિ વગેરેની માહિતી મેળવી લઈએ. જેથી, મહાવીરસ્વામી જે લોકોમાં ઊછરીને મોટા થયા, તથા જે પ્રદેશમાં જ પોતાના જીવનનો મોટો ભાગ ગાળી તેમણે પોતાનું જીવનકાર્ય આરંભ્યું તેમ જ સમાપ્ત કર્યું, તે બધાનો સ્પષ્ટ ખ્યાલ આપણને પ્રથમથી જ પ્રાપ્ત થઈ જાય.

## ૨. લિચ્છવીઓનું સંયુક્ત રાજ્ય

ભરતખંડમાં ઈ. સ. પૂર્વે સાતમા સૈકાના અરસામાં ગંગા નદીને ઉત્તર કાંઠે લિચ્છવીઓનું એક પ્રતાપી ગણસત્તાક રાજ્ય અસ્તિત્વમાં આવ્યું હતું. તે રાજ્યની ચતુઃસીમા કાંઈક આ જાતની હતી એમ જણાય છે. પૂર્વે અરણ્યમય પ્રદેશ; પશ્ચિમમાં કોસલ દેશ અને કુસિનારા[1] તથા પાવાના[2] મલ્લોનાં રાજ્યો; દક્ષિણમાં ગંગા નદી તથા તેની પેલી પાર મગધનું

---

૧. મહાપરિનિબ્બાન સુત્તંતમાં જણાવ્યા પ્રમાણે મલ્લોનું શાલવન હિરણ્યવતી નદી પાસે આવેલું હતું. કેટલાકો હિરણ્યવતીને ગંડક માનીને એવા નિર્ણય ઉપર આવે છે કે, નેપાલમાં જ્યાં ગંડક અને પૂર્વ રાપ્ટી નદી ભેગી થાય છે, ત્યાં કુશિનગર–કુસિનારા આવ્યું હોવું જોઈએ. જ્યારે, કેટલાક ગોરખપુર જિલ્લામાં આવેલા કસિયા પાસેનાં ખંડેરોને કુશિનગરનાં ખંડેરો માને છે.

૨. પાવા એટલે કેટલાકને મતે કસિયાથી ૧૨ માઈલ ઉત્તર-પૂર્વમાં આવેલું ફાઝિલપુર. મહાવીર જ્યાં નિર્વાણ પામેલા તે પાવા તો બિહાર-શરીફ પાસે આવેલું આજનું પાવાપુરી છે.

અલાઢ્ય રાજ્ય; ને ઉત્તરમાં હિમાલયની તળેટીમાં આવેલું જંગલ. તે રાજ્યની રાજધાની વૈશાલીમાં હતી.

લિચ્છવીઓ વસિષ્ઠગોત્રી સૂર્યવંશી ક્ષત્રિયો હતા તથા ઇક્ષ્વાકુના વંશજો ગણાતા હતા, એમ જુદા જુદા ઉલ્લેખો ઉપરથી જણાય છે.[1] જૈનગ્રંથોમાં[2] તેમની સાથે ઉલ્લેખ પામતા તેમના પાડોશી મલ્લકીઓ અથવા મલ્લો મહાભારત જેવા હિંદુગ્રંથોમાં[3] પાંડવોના સમકાલીન તરીકે ઉલ્લેખ પામે છે. પરંતુ લિચ્છવીઓનો ઉલ્લેખ મહાભારતમાં તેમજ જૈન બૌદ્ધ ધર્મના ઉદયકાળ પહેલાંના કોઈ ગ્રંથમાં મળતો નથી. તેનું એક કારણ એ લાગે છે કે, પહેલાં લિચ્છવીઓ વિદેહોના નામથી જ ઓળખાતા હતા.[4] તેથી જ મહાવીરના પિતા જ્ઞાતૃવંશીય ક્ષત્રિય હોવા છતાં, તેમની માતા વૈશાલીના રાજા ચેટકની બહેન હોઈ. વિદેહવંશી હોવાથી તેનું એક નામ વિદેહદત્તા પણ હતું (આચારાંગસૂત્ર); તેમજ મહાવીર પણ 'જ્ઞાતૃક્ષત્રિય' ઉપરાંત 'વિદેહદત્તાના પુત્ર', 'વિદેહનિવાસી', 'વિદેહના રાજકુમાર' તથા 'વૈશાલિક' પણ કહેવાતા હતા (કલ્પસૂત્ર).

૧. બૌદ્ધગ્રંથોમાં લિચ્છવીઓને બુદ્ધ વગેરે 'વાસેઠ' કહીને સંબોધે છે; વસિષ્ઠ સૂર્યવંશી ઇક્ષ્વાકુઓના કુલગુરુ હતા; નેપાલ-વંશાવલીમાં લિચ્છવીઓને સૂર્યવંશી કહ્યા છે; મનુસ્મૃતિમાં (૧૦,૨૨) લિચ્છવીઓને વ્રાત્ય ક્ષત્રિય કહ્યા છે; અને વ્રાત્યનો અર્થ એટલો જ કર્યો છે કે, (૧૦-૨૦) નિયત સમયે જેને સાવિત્રી-દીક્ષા વગેરે સંસ્કાર ન થઈ શક્યા હોય તે. આ બધાં પ્રમાણો માટે જુઓ, ક્ષત્રિ૦ ક્લૅ૦ પા. ૧૩ થી ૧૫.

૨. ભગવતીસૂત્ર (૩૦૦, ૩૧૬,), નિરયાવલિસૂત્ર, કલ્પસૂત્ર.

૩. સભા૦ ૩૦-૩; ભીષ્મ૦ ૯-૪૬.

૪. 'ત્રિકાંડશેષ'માં લિચ્છવી, વિદેહી અને તીરભુક્તિ એ શબ્દોને પર્યાય તરીકે ગણાવ્યા છે, કનીંગહામ પા. ૫૦૯.

બુદ્ધ-મહાવીરની પહેલાંના ઉપનિષદકાળમાં વિદેહરાજ જનકની કીર્તિ સારી પેઠે ચોતરફ ફેલાયેલી હોય એમ જણાય છે. કોસલ તથા કુરુપાંચાલ દેશના કેટલાય વિદ્વાનો અને તત્ત્વજ્ઞો જનક રાજાના દરબારમાં આવી ચર્ચાઓ તથા શરતી વિવાદો કરે છે. બૃહદારણ્યકોપનિષદનો ત્રીજો ખંડ આ વિવાદોની કથાઓથી ભરેલો છે.

વળી ઐતરેય બ્રાહ્મણ ( ૮.૧૪ )માં કુરુ રાજાઓને ‘ રાજા ’ કહ્યા છે, જ્યારે જનક માટે ઉપનિષદોમાં ‘ સમ્રાટ ’ શબ્દ વાપરવામાં આવ્યો છે. શતપથ ( ૫-૧-૧-૧૩ ) બ્રાહ્મણના જણાવ્યા પ્રમાણે ‘ સમ્રાટ ’ એ ‘ રાજા ’ કરતાં ઊંચું પદ છે. આવો કીર્તિ અને પ્રભાવની ઉન્નત કક્ષાએ પહોંચેલો વિદેહવંશ ક્યારે લોપ પામ્યો, અને તે આખું રાષ્ટ્ર લિચ્છવીઓના સંયુક્ત રાજ્યમાં જોડાઈ ગયું, તે કહી શકાતું નથી. લલિત-વિસ્તર ( અ૦૩ ) ગ્રંથમાં જણાવ્યું છે કે, વિદેહનો છેવટનો રાજા સુમિત્ર હતા, અને તેની પાછળ વિદેહોનું રાજ્ય વજ્જીઓના એટલે કે લિચ્છવીઓના રાજ્ય સાથે જોડાઈ ગયું. મજ્ઝિમ નિકાયના મખાદેવસુત્તમાં નિમિના પુત્ર કલારના વખતમાં વિદેહ રાજવંશનો અંત આવ્યો એમ જણાવ્યું છે. કૌટિલ્ય પોતાના અર્થશાસ્ત્રમાં જણાવે છે કે, વિદેહના રાજા કરાલે એક બ્રાહ્મણ કુમારિકા ઉપર અત્યાચાર કર્યો, અને એ રીતે તે તેના રાજ્ય સાથે નાશ પામ્યો. અર્થાત્ સમૃદ્ધિ અને વિસ્તારની[1] ઉન્નત કક્ષાએ પહોંચ્યા પછી હંમેશની માફક અનાચાર અને અત્યાચારને કારણે તે પ્રતાપી રાજ્યવંશનો અંત આવ્યો.

---

૧. સુરુચિ જાતક ( ૪૮૯ ) માં જણાવ્યું છે કે વિદેહ રાજ્યનો વિસ્તાર ૩૦૦ લીગ હતો, તથા તેમાં ૧૬૦૦૦ ગામો હતાં ( જાતક ૪૦૬ ).

## ૩ ગણસત્તાક રાજ્યપદ્ધતિ

આગળ જણાવી આવ્યા કે લિચ્છવીઓના રાજ્યમાં ગણસત્તાક પદ્ધતિએ રાજ્ય ચલાવવામાં આવતું હતું. અર્થાત્ તે રાજ્યમાં વંશપરંપરાથી ચાલ્યો આવતો કોઈ રાજા રાજ્ય નહોતા કરતા; પરંતુ તમામ રાજ્યસત્તા નાગરિકોના 'ગણ' અથવા 'સંઘ'ના હાથમાં હતી. એ ગણનો દરેક સભ્ય પોતાને 'રાજા' કહેતા.[1] તેઓ સંથાગાર નામના રાજભુવનમાં એકઠા થતા તથા રાજકારભારની કે બીજી સામાજિક-ધાર્મિક ચર્ચાઓ તેમજ નિર્ણયો કરતા. દરેક લિચ્છવીકુમાર જ્યારે વયમાં આવતો તથા પોતાના બાપનું પદ લેતો, અને એક ખાસ તળાવના પાણીથી તેનો અભિષેક કરવામાં આવતો.[2]

અલબત્ત, રાજકાજનાં બધાં નાનાં-મોટાં કામ તેઓ બધા જ લોકોની સંખ્યામાં ભેગા થઈને નહીં જ કરતા હોય. રાજિંદા સામાન્ય વહીવટી કામ માટે જુદા જુદા અમલદારો નીમવામાં આવતા હતા. જેમકે અપરાધીનો ન્યાય કરવા માટે અનુક્રમ 'રાજાઓ' 'વિનશ્ચય-મહામાત્રો,' 'વ્યાવહારિકો,' 'સૂત્રધારો,' 'અષ્ટકુલકો,' 'સેનાપતિ,' 'ઉપરાજા,' અને 'રાજા' — એટલા અધિકારીઓ કે મંડળો પાસે અપરાધીને લઈ જવામાં આવતો.[3]

૧. બુદ્ધ કયા રાજકુળમાં જન્મ લેવા, તેની ચર્ચા વખતે એક દેવ જણાવે છે કે, 'વૈશાલીમાં દરેક જણ પોતાને રાજા ગણે છે' [ લલિતવિસ્તર-લેફમૅન. પુ. ૧. પા. ૨૧ ]. કૌટિલ્ય પોતાના અર્થ-શાસ્ત્રમાં લિચ્છવીઓના સંઘને 'राज-शब्दोपजीवी' કહે છે. મહાવસ્તુગ્રંથમાં ( પુ. ૧, પા. ૨૭૧ ) કહ્યું છે કે, વૈશાલીમાં એક લાખ ૬૮ હજાર 'રાજા'ઓ રહેતા હતા.

૨. ભદસાલ જાતક.

૩. મહાપરિનિબ્બાન સુત્તંત.

અગત્યનાં કામકાજ કે નિર્ણયોના અમલ ઉપર દેખરેખ રાખવા આઠ કે નવ જણની કારોબારી સમિતિ પણ નીમવામાં આવતી હોય એમ લાગે છે. બૌદ્ધગ્રંથો ઉપરથી જણાય છે કે, લિચ્છવીઓના સંયુક્ત રાજ્યમાં જે આઠ કુળોના ગણો હતા, તે દરેકમાંથી એક એક પ્રતિનિધિ લઈ આઠ જણની એક લવાદ નીમવામાં આવતી. પરંતુ નિરયાવલિસૂત્ર, કલ્પસૂત્ર, ભગવતીસૂત્ર જેવા જૈન ગ્રંથોમાં યુદ્ધ જેવાં અગત્યનાં કામોના નિર્ણય માટે નવ લિચ્છવીઓ બોલાવાતા[1] એવો ઉલ્લેખ મળે છે. લિચ્છવીઓના નવ કે આઠ ગણોમાં કયા કયા સંઘો કે વંશોનો સમાવેશ થતો હતો તે અત્યારે કહેવું મુશ્કેલ છે. પરંતુ સૂત્રકૃતાંગમાં (શ્રુ૦ ૨. ૧) રાજાની પરિષદમાં ભોગવંશીય, ઐક્ષ્વાકુવંશીય, જ્ઞાતૃવંશીય, કૌરવવંશીય, લિચ્છવીવંશીય, અને ઉગ્રવંશીય વંશોનો ઉલ્લેખ છે. તે ઉપરથી તેટલા વંશોનો એ આઠ કે નવમાં આપણે જરૂર સમાવેશ કરી શકીએ.[2]

આ જાતની ગણસત્તાક પદ્ધતિ તે કાળે નવીન ન હતી. વૈદિક કાળથી જ રાજસત્તાક પદ્ધતિની સાથે સાથે આર્યોમાં આ જાતની ગણસત્તાક પદ્ધતિ ચાલી આવતી હોય એમ જણાય છે. ઋગ્વેદ (૧૦-૯-૧૬) માં જણાવ્યું છે કે, 'જેવી રીતે રાજાઓ સમિતિમાં એકઠા થાય છે, તેવી રીતે વૈદ્યમાં ઔષધિઓ ભેગી થાય છે.' આ ઉલ્લેખ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, વૈદિક યુગમાં પણ એવી રાજ્યપદ્ધતિ હતી કે જ્યાં રાષ્ટ્ર એક રાજાની હકૂમત નીચે હોવાને બદલે રાજવંશના અનેક સભ્યોની એકત્ર હકૂમત હેઠળ હોય. કૌટિલ્યના જમાનામાં (મૌર્ય

---

૧. नव मल्लइ नव लेच्छइ कासीकोसलगा अट्ठारसवि गणरायाणो...'

૨. આચારાંગ (૨:૧)માં એક શહેરમાં રહેતાં ઉગ્રકુળ, ભોગકુળ, ઇક્ષ્વાકુકુળ, અને હરિવંશકુળનો ઉલ્લેખ છે.

યુગની શરૂઆતના કાળમાં) તો લગભગ આખો ઉત્તરાખંડ આવાં ગણરાજ્યો વડે પથરાયેલો હતો. પૂર્વવિભાગમાં તે વૃજિકો,[1] લિચ્છિવિકો, અને મલ્લકોનાં ગણસત્તાક રાજ્યો ગણાવે છે; મધ્યમાં કુરુઓનાં અને પાંચાલોનાં, ઉત્તરપશ્ચિમમાં મદ્રકોનાં અને દક્ષિણપશ્ચિમમાં કુકુરોનાં.

## ૪. વૈશાલીનો ચેટકરાજા

આગળના એક ફકરામાં અપરાધીનો ન્યાય કરનારા જે જે વર્ગો અનુક્રમે ગણાવ્યા, તેમાં સૌથી શરૂઆતમાં 'રાજાઓ' છે, અને છેક છેવટે પાછો 'રાજા' છે. એ ઉપરથી જણાય છે કે, બધા રાજાઓમાંથી છેવટે 'પ્રમુખ,' અથવા 'મુખ્ય' એવો એક અંતિમ 'રાજા' પસંદ કરવામાં આવતો, અને છેવટનો નિર્ણય તેની પાસે રહેતો. મહાવીરના જમાનામાં ચેટક નામનો લિચ્છવીઓનો મુખ્ય 'રાજા' હતો. તેને ત્રિશલા નામે બહેન હતી; તથા એકંદર સાત પુત્રીઓ હતી. તેમાંથી એક કુમારિકા જ રહી હતી; અને બાકીની છનાં લગ્ન ભરતખંડના તે વખતના જુદાજુદા નામાંકિત રાજાઓ સાથે થયાં હતાં. જેમકે: પ્રભાવતીનું લગ્ન સિંધુ-સૌવીર દેશના વીતિભયનગરમાં રાજ્ય કરતા ઉદાયન વેરે થયું હતું; પદ્માવતીનું લગ્ન મગધની પૂર્વે આવેલા 'અંગ' દેશના ચંપા નામના નગરમાં[2] રાજ્ય

૧. બૌદ્ધગ્રંથોમાં લિચ્છવી અને વજ્જી બેને એક જ માનવામાં આવ્યા છે (અંગુત્તર નિકાય પંચકનિપાત). પરંતુ કૌટિલ્ય એ બેને જુદા પાડે છે. યાંચ્વાંગ પણ વૃજી દેશને વૈશાલીથી જુદો પાડે છે (વૉટર્સ ૨.૮૧). એમ હોય કે આખો દેશ પણ વજ્જી કહેવાતો હોય, તેમજ તેમાંના એક ગણનું નામ પણ વજ્જી હોય.

૨. પટણાથી પૂર્વમાં ૧૦૦ કોશ દૂર આવેલું સ્થાન. આજે તેનું નામ ચંપાનાલા છે, અને તે ભાગલપુરથી ત્રણ માઈલ દૂર આવેલું છે.

કરતા દધિવાહન સાથે થયું હતું;[1] મૃગાવતીનું લગ્ન વત્સદેશના કૌશાંબી[2] નગરમાં રાજ્ય કરતા શતાનીક સાથે કરવામાં આવ્યું હતું; શિવાનું લગ્ન ઉજ્જયિનીના રાજા પ્રદ્યોત સાથે કરવામાં આવ્યું હતું; જ્યેષ્ઠાનું લગ્ન મહાવીરસ્વામીના મોટા ભાઈ નંદિવર્ધન સાથે કરવામાં આવ્યું હતું; ચેલ્લણાનું લગ્ન મગધના રાજા શ્રેણિક-બિંબિસાર વેરે કરવામાં આવ્યું હતું;[3] અને સુજ્યેષ્ઠા કુમારિકાવસ્થામાં જ જૈનભિક્ષુણી થઈ ગઈ હતી.[4]

ચેટકની બહેન ત્રિશલાનું લગ્ન વૈશાલીના જ્ઞાતૃવંશીય ક્ષત્રિય સિદ્ધાર્થ સાથે કરવામાં આવ્યું હતું. આગળ જણાવી આવ્યા કે, વૈશાલીના સંયુક્ત રાજ્યમાં જ્ઞાતૃવંશીય ક્ષત્રિયોનો પણ સમાવેશ થતો હતો. સિદ્ધાર્થને જૈન ગ્રંથોમાં સામાન્ય રીતે 'ક્ષત્રિય સિદ્ધાર્થ' ( सिद्धत्थ खत्तिय ) તરીકે જ ઉલ્લેખવામાં આવે છે. અને તેથી તેમની પત્ની ત્રિશલાને પણ 'ક્ષત્રિયાણી ત્રિશલા' કહેવામાં આવે છે. કોઈ જગાએ 'રાજા સિદ્ધાર્થ'

---

૧. બુદ્ધ મહાવીરના સમયમાં અંગદેશમાં સ્વતંત્ર રાજ્ય અસ્તિત્વમાં હોય એમ લાગતું નથી. તે રાજ્ય તે જમાનામાં મગધ દેશનું ખંડિયું બની ગયું હતું. અને કાળાંતરે અંગ-મગધાઃ એ દ્વંદ્વસમાસથી અંગનો મગધ સાથે ઉલ્લેખ કરવાનું શરૂ થઈ ગયું હતું.

૨. અલ્હાબાદથી ૨૦ ગાઉ દૂર આવેલું આજનું કોસમ. શતાનીકનો પુત્ર સુપ્રસિદ્ધ વત્સરાજ ઉદયન, વિદેહવંશી ચેટકના પુત્રીનો પુત્ર હોવાથી 'સ્વપ્નવાસવદત્તા' નાટક ( અંક ૬ )માં 'વૈદેહિપુત્ર' કહેવાયો છે.

૩. તેથી તેનો પુત્ર અજાતશત્રુ વૈદેહિપુત્ર કહેવાતો હતો.

૪. આ વિગતો આવશ્યક ચૂર્ણિ ( વિક્રમના આઠમા સૈકા પહેલાંની ), આવશ્યક ટીકા ( વિ૦ સં૦ ૯૦૦ની આસપાસ ) તથા હેમચંદ્રકૃત મહાવીરચરિત્રમાં મળે છે.

( सिद्धत्थे राया ) એવો ઉલ્લેખ પણ મળે છે; એટલે તે જ્ઞાતૃવંશીય ક્ષત્રિયોનો આગેવાન ‘રાજા’ પણ હોય. એ ત્રિશલા ક્ષત્રિયાણી અને સિદ્ધાર્થ ક્ષત્રિયના મોટા પુત્ર નંદિવર્ધન સાથે પાછી ચેટકની પુત્રી જ્યેષ્ઠાનું લગ્ન કરવામાં આવ્યું હતું. તેમાં કાંઈ નવાઈ પામવા જેવું નથી. કેટલાક દેશો અને કેટલીક જાતોમાં મામાની કન્યા ઉપર ભાણેજનો પ્રથમ હક ગણાય છે. આવશ્યક ટીકામાં હરિભદ્રસૂરિ એક ઠેકાણે ‘દેશકથા’ વર્ણવતાં જણાવે છે કે, અંગ અને લાટ દેશના લોકોને ‘માતુલદુહિતા’ અર્થાત્ મામાની દીકરી ગમ્ય હોય છે, જ્યારે ગૌડદેશના લોકો માટે તે ભગિની હોઈ અગમ્ય છે.[1] ખુદ મહાવીરની પુત્રી પ્રિયદર્શનાનાં લગ્ન પણ તેની સગી ફોઈ સુદર્શનાના પુત્ર જમાલિ સાથે થયાં હતાં.[2]

## ૫. વૈશાલી નગરી

લિચ્છવીઓની રાજધાની વૈશાલી ( विशाला ) બહુ પ્રાચીન કાળમાં ઇક્ષ્વાકુના પુત્ર કે ઇક્ષ્વાકુના ભાઈ નભાગના પુત્ર વિશાલ રાજાએ વસાવી હતી એવા ઉલ્લેખો હિંદુ ગ્રંથોમાં[3] મળી આવે છે. પુરાણો વિશાલાના રાજવંશને દશરથના સમકાલીન પ્રમતિ સુધી ખેંચી લાવે છે. પરંતુ વિશાલાના રાજ્યવંશનો અંત ક્યારે કેવી રીતે આવ્યો, તથા તે લિચ્છવીઓના પ્રબળ ગણસત્તાક રાજ્યની રાજધાની કેવી રીતે બની, તે વિષે આપણે વિશેષ કાંઈ જાણી શકતા નથી.

---

૧. જુઓ પુરાતત્ત્વ. પુ. ૧. પા. ૨૬૫.

૨. આવશ્યક ભાષ્ય. ચૂર્ણિ, ટીકા, ૬૦.

૩. રામાયણ ( આ. ૪૫. ૬ ). વાયુ૦ ( ૮૬, ૧૬-૨૨ ), તથા વિષ્ણુ૦ ( ૪, ૧, ૧૮ ).

વૈશાલી[1] નગરી તથા ત્યાંના લિચ્છવીઓ બાબત મહાવીરના સમકાલીન બુદ્ધે પ્રશંસાત્મક ઘણા ઉદ્‌ગારો કાઢેલા છે, અને તે પ્રાચીન પાલીગ્રંથોમાં સંગ્રહાયા છે. વિશાલાનગરી મહાવીરની પોતાની જન્મભૂમિ હોવાનું ગૌરવ પણ પામી છે.[2] તે નગરીના નામ ઉપરથી જ મહાવીરનું 'વૈશાલિક' નામ પણ પડ્યું છે. વૈશાલી નગરીમાં તે સમયે વૈશાલી ઉપરાંત કુંડગ્રામ અને વાણિજ્યગ્રામ[3] એ બે ઉપ-નગરોનો સમાવેશ થતો હતો. વૈશાલીનો વિસ્તાર ધીમે ધીમે વધતો ગયો હતો એવી કથા બૌદ્ધપરંપરામાં પણ નોંધાયેલી છે.[4] વૈશાલી એ રીતે ત્રણ નગરોનું મળીને બનેલું હોવાથી પ્રસંગાનુસાર તે ત્રણમાંથી ગમે તે એક નામે પણ ઓળખાતું. બૌદ્ધપરંપરામાં પણ વૈશાલીના ત્રણ જિલ્લાઓનો ઉલ્લેખ છે. વૈશાલી દક્ષિણ-પૂર્વમાં આવ્યું હતું; કુંડપુર ઉત્તર-પૂર્વમાં અને વાણિજ્યગ્રામ પશ્ચિમમાં. કુણ્ડપુરની આગળ ઉત્તર-પૂર્વમાં એક કોલ્લાગ નામે સંનિવેશ હતો. તેમાં ઘણે ભાગે જ્ઞાતૃક્ષત્રિયો જ રહેતા હોવાથી

૧. આજે બિહારના મુઝફ્ફરપુર જિલ્લામાં ગંડકની પૂર્વમાં આવેલું બસાર.

૨. સૂત્રકૃતાંગ ૧. ૨. ૩. ૨૨માં મહાવીરને 'अरहा नायपुत्ते भगवं वेसालिए' કહ્યા છે. ઉત્તરાધ્યયન (૬. ૧૭)માં પણ તેમને 'વૈશાલિક' કહ્યા છે. ભગવતી૦ ૨-૧-૧૨-૨ ઉપરની ટીકામાં અભયદેવ પણ 'વૈશાલિક'નો અર્થ 'મહાવીર' કરે છે.

૩. આજે પણ બાનીયા અને બસુકુંડ નામે ગામો તે ઠેકાણે છે.

૪. સમાવેશ ન થઈ શકવાથી ત્રણ વાર ગાઉ ગાઉનો વધારો કરીને તેને ફરીફરીને વિશાલ કરવામાં આવ્યું તેથી તેનું નામ 'વેસાલી' પડ્યું હતું — મજ્ઝિમનિકાયટ્ઠકથા – મહાસિંહનાદ સુત્તવણ્ણના.

તેને ' नाय-कुल '* ' જ્ઞાતૃવંશી ક્ષત્રિયોનું ઘર ' કહેવામાં આવતો. તે કોલ્લાગ સંનિવેશની પાસે જ્ઞાતૃવંશી ક્ષત્રિયોનું દુતિપલાશ નામનું [1]ઉદ્યાન અને ચૈત્ય પણ હતું; તેને नाय—सण्ड—वणे-उज्जाणे કે नाय-सण्डे-उज्जाणे—જ્ઞાતૃવંશીઓનું વન કે ઉદ્યાન કહેતા. આચારાંગમાં ( ૨. ૪. ૨૨ ) उत्तर-क्षत्रिय-कुंडपुर-संनिवेश, અથવા दक्षिण-ब्राह्मण-कुंडपुर-संनिवेश એવા ઉલ્લેખ આવે છે તે પણ સૂચવે છે કે. કુંડપુરની ઉત્તરમાં ( જ્ઞાતૃ ) ક્ષત્રિયોનો સંનિવેશ હતો, અને કુંડપુરની દક્ષિણમાં બ્રાહ્મણોનો સંનિવેશ હતો. કલ્પસૂત્રમાં ક્ષત્રિય-કુંડગ્રામ-નગર અને બ્રાહ્મણ-કુંડગ્રામ-નગર એવો ઉલ્લેખ છે તેનો અર્થ પણ કુંડગ્રામ નગરનો ( ઉત્તરનો ) ' ક્ષત્રિય વિભાગ, ' અને (દક્ષિણનો) ' બ્રાહ્મણ વિભાગ ' એવો જ થાય છે. તિબેટની પરંપરામાં બુદ્ધકાલીન વૈશાલીમાં સોનાના કલશવાળાં ૭૦૦૦ ઘરો, રૂપાના કલશવાળાં ૧૪૦૦૦ ઘરો, અને તાંબાના કલશવાળાં એકવીસ હજાર ઘરોનો ઉલ્લેખ છે. અને તે ત્રણ જુદા જિલ્લાઓમાં અનુક્રમે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ કુળોના લોકો રહેતા હતા એવું જણાવ્યું છે. ઉપાસકદશાસૂત્રમાં પણ ઇંદ્રભૂતિ ગૌતમ ભિક્ષા માટે વૈશાલીનાં ઉચ્ચ-નીચ-મધ્યમ કુળોમાં જવાની પરવાનગી માગે છે, તે વસ્તુ ઉપરની પરંપરાને મળતી આવે છે.

બુદ્ધને વૈશાલી બહુ પ્રિય હતું; અને મહાપરિનિબ્બાન-સુત્તંતમાં જણાવ્યું છે કે. જ્યારે તે પોતાના જીવનમાં છેક છેલ્લી વાર વૈશાલીમાંથી ભિક્ષા લઈને નીકળ્યા, ત્યારે પાછા ફરી ફરીને તે પોતાના પ્રિય શહેર તરફ જોવા લાગ્યા [ नागापलोकितम् वेसालियम् अपलोकेत्वा ] અને અંતે બોલ્યા, ' હે આનંદ!

* ' कोल्लाए संनिवेसे नायकुलंसि ' ઉપાસકદશાસૂત્ર ૧. ૬૬. આ આખા ફકરાની દલીલો હોર્નલના ઉપાસકદશાના અંગ્રેજી ભાષાંતર પા. ૫ ઉપરથી ઉતારી છે.

૧. વિપાકસૂત્ર. ૧.

તથાગત વૈશાલીને આ છેલ્લી વાર જુએ છે.' ભગવાન મહાવીરે પણ પોતાના ૪૨ ચાતુર્માસોમાંથી બાર જેટલા ચાતુર્માસ વૈશાલીમાં જ ગાળ્યા હતા. આમ વૈશાલી તથા ત્યાંના નગરજનો પ્રત્યે આ બંને સમકાલીન મહાપુરુષોનો પ્રેમ દેખાઈ આવે છે.

બુદ્ધનો સત્કાર કરવા ઠાઠ–માઠ અને ધામધૂમથી વૈશાલી-માંથી નીકળી આવતા લિચ્છવીઓને જોઈને બુદ્ધે કહ્યું હતું કે, 'ભિક્ષુઓ! તમે ત્રાયસ્‌ત્રિંશ દેવોને તેમની સુદર્શના નગરીમાંથી નીકળી ઉદ્યાનમાં જતા કદી પૂર્વે જોયા નથી, તો આ વૈશાલીના લિચ્છવીઓને જોઈ લો; તેઓ સમૃદ્ધિ અને ઠાઠમાઠમાં તે દેવોની સમાન છે. સોનાનાં છત્રો, સોને મઢેલી પાલખીઓ, સોને જડેલા રથો તથા હાથીઓ સહિત આ લિચ્છવીઓને જુઓ. નાના–મોટા–વચેટ સૌ ઉમરના લિચ્છવીઓ આભૂષણોથી શણગારાઈ તથા રંગિત વસ્ત્રો પહેરી વિવિધ સુંદર ગતિપૂર્વક કેવા આવે છે!'

બુદ્ધને જન્મ લેવા માટે કઈ નગરી યોગ્ય છે તેની ચર્ચા કરતાં એક દેવે વૈશાલી નગરીનું વર્ણન આપતાં કહ્યું હતું કે, 'આ વૈશાલી મહાનગરી ઉત્કર્ષ પામેલી, ક્ષેમ, સુભિક્ષ, રમણીય, મનુષ્યોથી ભરેલી, ઘર અને વાડાઓથી અલંકૃત, પુષ્પ–વાટિકા અને ઉદ્યાનોથી પ્રફુલ્લિત છે. જાણે કે દેવોની રાજધાનીનું જ તે અનુકરણ કરે છે.'

## ૬. વૈશાલીના લિચ્છવીઓ

વૈશાલીના લિચ્છવીઓ વિશે પણ બુદ્ધને પ્રશંસાના જ શબ્દો કહેવાના હતા. 'હે ભિક્ષુઓ! અત્યારે લિચ્છવીઓ લાકડાનું ઓશિકું કરે છે, અને પ્રમાદરહિત અને વીર્યવાન થઈને કવાયત શીખે છે. તેથી મગધનો રાજા વૈદેહીપુત્ર અજાતશત્રુ તેમનું મર્મ જાણીને તેમના પર ચડાઈ કરી શકતો નથી. હે ભિક્ષુઓ ભવિષ્યમાં લિચ્છવીઓ સુકુમાર થઈ જશે,

અને એમના હાથપગ સુંવાળા અને કોમળ બની જશે. તેઓ સુંવાળી પથારી પર રૂનાં ઓશિકાં લઈને સૂર્યોદય સુધી ઊંઘ્યા જ કરશે. ત્યારે મગધરાજ અજાતશત્રુ તેમનો મર્મ કળી, તેમના પર ચડાઈ કરી શકશે.' (ઓપમ્મસંયુત્ત, વ૦ ૧, સુ૦ ૫.)

બીજે એક પ્રસંગે પણ તેમના ગુણો વર્ણવતાં બુદ્ધ કહે છે, 'આનંદ, વજ્જીઓ (લિચ્છવીઓ) વારંવાર સંમેલન કરે છે, તથા એ સંમેલનમાં લગભગ બધાયે એકઠા થાય છે; સઘળા સાથે જ બેસે છે, સાથે ઉઠે છે, અને સાથે જ કામ કરે છે; જે કાયદો પોતે ન કરેલો હોય તેને અમલમાં નથી મૂકતા, જે કાયદો ઘડ્યો હોય તેનો ઉચ્છેદ નથી કરતા, તથા પોતાના પૂર્વજોના પ્રાચીન ધર્મમાં ચાલ્યા આવે છે; પોતાના વડીલોને સત્કારે છે, માન આપે છે, પૂજે છે અને તેમનું કહ્યું માને છે; કુલકુમારીઓ તથા કુલસ્ત્રીઓને ઉપાડી નથી જતા તથા તેમના પર બળાત્કાર નથી કરતા; પોતાનાં આભ્યંતર તેમજ બાહ્ય ચૈત્યોને સત્કારે છે, માન આપે છે, પૂજે છે, તથા પરાપૂર્વથી તે ચૈત્યોને અપાતા આવેલા ધાર્મિક બલિ આપવામાં બેદરકાર નથી રહેતા; અરહંતોના યોગ્ય રક્ષણ માટે તથા તેમને ઉચિત આશ્રય આપવા માટે તેઓએ બંદોબસ્ત કરેલો છે, જેથી દૂરથી અરહંતો તેમના દેશમાં આવે અને આવેલા હોય તે સુખરૂપ વિહાર કરે — હે આનંદ જ્યાં લગી વજ્જીઓ એટલું કરે છે, ત્યાં લગી તેમની ઉન્નતિ જ થશે, અવનતિ નહીં થાય.' (મહાપરિનિબ્બાન સુત્ત).

લિચ્છવીઓ આ પ્રમાણે દૃઢ કસાયેલા શરીરવાળા, સાવધાન, અપ્રમાદી તથા વૈભવશાલી હતા એટલું જ નહીં, પણ સાધુ-સંતોના આદરમાં ઉત્સાહી, તથા તેઓ પોતાના દેશમાં આવે અને સુખે ફરે એ વાતની કાળજીવાળા હતા. બુદ્ધને તેમજ બૌદ્ધ સાધુસંઘને તેમણે કેટલાંય ચૈત્યો, આરામો, શાલાઓ

અને વનો આપેલાં હતાં.[1] બુદ્ધ ત્યાં વારંવાર જતા આવતા, અને ઉપદેશો આપતા.[2] લિચ્છવીઓ બુદ્ધ અને મહાવીર પહેલાંના જમાનામાં પોતાનાં ચૈત્યોમાં કોની પૂજા કરતા તે નક્કી કહી શકાતું નથી; પરંતુ લિચ્છવીઓનું રાજ્ય સમ્રાટ જનકની સુપ્રસિદ્ધ મિથિલાનગરીવાળું રાજ્ય હતું, એટલે તેમાં બ્રાહ્મણ-ધર્મી યજ્ઞયાગ, ઉપાસના આદિ પ્રચલિત હોવાં જોઈએ.

ભગવાન પાર્શ્વનો જૈનધર્મ પણ વૈશાલીમાં પ્રચલિત હતો તે વસ્તુ આચારાંગના ઉલ્લેખ ઉપરથી સિદ્ધ થાય છે. તેમાં જણાવ્યું છે કે, મહાવીરનાં માતપિતા પાર્શ્વનાં અનુયાયી હતાં અને શ્રમણોપાસક હતાં. મહાવીરના ધર્મોપદેશ પછી તો લિચ્છવીઓના દેશમાં તથા મગધમાં જૈનધર્મ સારી પેઠે પ્રચાર પામ્યો હતો તે વસ્તુ બૌદ્ધગ્રંથોમાંથી[3] પણ જણાઈ આવે છે.[4]

---

૧. કૂટાગારશાલા, ચાપાલચૈત્ય, સપ્તામ્રચૈત્ય, બહુપુત્રચૈત્ય, ગૌતમચૈત્ય, કપિનહ્યચૈત્ય, મરકટ–હ્રદ–તીર-ચૈત્ય, આમ્રપાલી ગણિકાનું આમ્રવણ, બાલિકારામ વગેરે.

૨. વજ્જીરાજાઓના કુળના અંજનવનીય, વજ્જીપુત્ત, સંભૂત, વગેરેનો તથા પ્રશ્ન પૂછનારા મહાલિ, અભય, સમંદક, ઉગ્ર, સાલ્હ, નંદક, ભદ્રિય વગેરે લિચ્છવીઓનો, તથા લિચ્છવી સ્ત્રીઓમાં જેન્તી કે જેન્તા, વાસિટ્ઠી, વગેરેનો ઉલ્લેખ બૌદ્ધ ગ્રંથોમાં મળે છે. ક્ષત્રિ૰ ક્લૅ૰ પા. ૮૭–૧૦૪.

૩. વિનયપિટકના મહાવગ્ગમાં લિચ્છવીઓનો સેનાપતિ નિર્ગ્રંથ જ્ઞાતપુત્રનો શ્રમણોપાસક હતો તેનો ઉલ્લેખ છે. ચુલ્લસચ્ચક સુત્ત (મજ્ઝિમનિકાય)માં નિર્ગ્રંથપુત્ર સચ્ચકનો ઉલ્લેખ છે.

૪. અહીં આગળ એટલું નોંધતા જઈએ કે, લિચ્છવી જાતિનો વંશ તરીકે ઉલ્લેખ ઈ. સ.ના ચોથા સૈકા સુધી મળે છે. સમુદ્રગુપ્ત મૌર્ય પોતાને બહુમાનપૂર્વક 'લિચ્છિવિ-દૌહિત્ર' તરીકે ઓળખાવે છે. અર્થાત્ તેની માતા કુમારદેવી લિચ્છવી રાજકુમારી હતી.

## ૭. ગર્ભાવસ્થા

ભગવાન મહાવીરનો જન્મ કયા દેશમાં કયા લોકોમાં થયો હતો તેનો ખ્યાલ મેળવવા માટે આપણે આટલો વિસ્તાર કરી લીધો.[૧]

હવે આપણે આગળ ચાલીએ.

વૈશાલી નગરીના દક્ષિણ તરફના બ્રાહ્મણવાડામાં ઋષભદત્ત નામે કોડાલગોત્રી બ્રાહ્મણ તેની જાલંધરાયણગોત્રી ભાર્યા દેવાનંદા સાથે રહેતો હતો. તે ઋષભદત્ત ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વણવેદ એ ચારનો, પાંચમા ઇતિહાસ-પુરાણનો, તથા છઠ્ઠા નિઘંટુ નામના કોશનો સાંગોપાંગ અને રહસ્ય સહિત પ્રવર્તક, યાદ કરનાર, તથા તેમાં થતી ભૂલોનો અટકાવનાર હતો. વળી તે વેદનાં છ અંગનો જ્ઞાતા હતો, તથા પષ્ટિતંત્ર (કાપિલીય) શાસ્ત્રમાં વિશારદ હતો. ગણિતશાસ્ત્રમાં, શિક્ષાશાસ્ત્રમાં, આચાર(કલ્પ)શાસ્ત્રમાં, વ્યાકરણશાસ્ત્રમાં, છંદઃશાસ્ત્રમાં, વ્યુત્પત્તિશાસ્ત્રમાં, જ્યોતિષશાસ્ત્રમાં અને બીજાં ઘણાં

૧. ઉપરના ઘણાખરા ઉતારા બૌદ્ધગ્રંથોમાંથી લીધા છે તેનું કારણ એ છે કે, જૈનગ્રંથોમાં ખાસ વૈશાલી માટે કોઈ વર્ણન સંઘરાયું નથી. બહુ પછીના વખતમાં (ઈ. સ. ૪૫૪માં) જ્યારે જૈન અંગ ગ્રંથો એકત્રિત તથા વ્યવસ્થિત કરવામાં આવ્યા, ત્યારે પ્રાચીન કાળની ઐતિહાસિક પરિસ્થિતિ ભુલાઈ જવા આવી હતી અને તેથી અંગગ્રંથોમાં આવતાં તમામ નગરો તથા રાજાઓ માટે એક જ શબ્દોમાં અમુક વર્ણનો પસંદ કરી બધાંને એક સરખાં જ લાગુ કરવામાં આવ્યાં. એટલે એ નિયત વર્ણન ઉપરથી જુદાં જુદાં નગરોની વિશેષતા વિષે જરા પણ ખ્યાલ આવે તેમ રહ્યું નથી. ઉપાસકદશાસૂત્રમાં વાણિજ્યગ્રામ અથવા વૈશાલીનો રાજા જિતશત્રુ કહ્યો છે. સૂર્યપ્રજ્ઞપ્તિમાં તેને વિદેહની રાજધાની મિથિલાનો રાજા કહ્યો છે. ખરી રીતે વિદેહ-મિથિલા-વૈશાલી-વાણિજ્યગ્રામ જુદાં ન હતાં, તથા રહ્યાં ન હતાં; એટલે જિતશત્રુ નામ કે વિશેષણ વૈશાલીના રાજા ચેટકનું જ ગણવું જોઈએ.

બ્રાહ્મણ તથા પરિવ્રાજક સંબંધી નીતિશાસ્ત્રોમાં તથા દર્શનશાસ્ત્રોમાં પણ ઘણો ચતુર હતો.*

અષાઢ માસના શુક્લપક્ષની છઠ્ઠી રાત્રીએ નંદનનો જીવ દેવલોકમાંથી ચ્યવી દેવાનંદા બ્રાહ્મણીની કૂખમાં પુત્ર તરીકે પ્રવિષ્ટ થયો. તે વખતે 'દુષમસુષમા' નામના ચોથા આરાનાં[1] પંચોતેર વર્ષ અને સાડાઆઠ માસ બાકી રહ્યાં હતાં, તથા ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર વર્તતું હતું.

જે રાત્રે દેવાનંદાની કૂખે ભગવાન ગર્ભરૂપે અવતર્યા. તે રાત્રે દેવાનંદાએ કલ્યાણમય તથા મંગળકારી નીચેનાં ચૌદ મહાસ્વપ્ન જોયાં.

૧. પ્રથમ તો મોહરૂપી પંકમાં ખૂંચી ગયેલા ધર્મરૂપી રથનો ઉદ્ધાર કરવામાં સમર્થ પુત્રની પ્રાપ્તિ સૂચવનાર સફેદ **વૃષભ** જોયો.

૨. પછી મહંત પુરુષોનો પણ ગુરુ અને ઘણા બળના એક સ્થાનરૂપ પુત્રને સૂચવનારો શ્વેત **હાથી** જોયો.

૩. પછી પુરુષોમાં સિંહરૂપ, ધીર, નિર્ભય, શૂરવીર અને અસ્ખલિત પરાક્રમવાળા પુત્રને સૂચવતો **કેસરી-સિંહ** જોયો.

૪. પછી ત્રૈલોક્યની સામ્રાજ્યલક્ષ્મીનું અધિપતિપણું પ્રાપ્ત કરનાર પુત્રને સૂચવતાં **લક્ષ્મીદેવી** દીઠાં.

૫. પછી પુણ્ય દર્શનવાળો તથા અખિલ જગત જેની આજ્ઞાને માળાની પેઠે મસ્તક ઉપર વહન કરનાર છે એવા પુત્રને સૂચવતી **પુષ્પમાળા** દીઠી.

---

* ભગવતી : ૯ : ૩૩.

૧. જૈનો કાળચક્રના બે ભાગ પાડે છે: ઉત્સર્પિણી (બધી બાબતમાં શ્રેષ્ઠ થતો જતો ભાગ) અને અવસર્પિણી (બધી બાબતમાં ઊતરતો જતો ભાગ). તે દરેકના છ ભાગને છ આરા કહેવામાં આવે છે. તેમની વર્ષસંખ્યા વગેરે માહિતી માટે જુઓ આ માળાનું 'આચારધર્મ' પુસ્તક પા. ૧૮૬.

૬. પછી મનોહર તથા નેત્રને આનંદ આપનાર પુત્રને સૂચવનાર चंद्रमंडळ દીઠું.

૭. પછી મોહરૂપી અંધકારનો નાશ કરી, જગતમાં ઉદ્યોત કરનાર પુત્રને સૂચવનાર सूर्य દીઠો.

૮. પછી વંશમાં મોટી પ્રતિષ્ઠાવાળા પુત્રને સૂચવનાર महाध्वज દીઠો.

૯. પછી સર્વ અતિશયોનો પૂર્ણ પાત્ર એવો પુત્ર સૂચવનાર જળપૂર્ણ कळश જોયો.

૧૦. પછી સંસારરૂપી અટવીમાં પડેલાં મનુષ્યોના પાપ-રૂપ તાપને હરનાર પુત્ર સૂચવનાર पद्मसरोवर જોયું.

૧૧. પછી અધૃષ્ય છતા પણ સમીપે અવશ્ય જવા યોગ્ય એવા પુત્રને સૂચવનાર क्षीरसमुद्र જોયો.

૧૨. પછી વિમાનવાસી દેવોથી પણ સેવાનાર પુત્રની પ્રાપ્તિ સૂચવનાર विमान દીઠું.

૧૩. પછી સર્વ ગુણરૂપ રત્નોની ખાણ તુલ્ય પુત્રને સૂચવનાર रत्नपुंज દીઠો. અને

૧૪. ચૌદમે સ્વપ્ને અન્ય તેજસ્વીઓના તેજને દૂર કરનાર પુત્રને સૂચવનાર જાજવલ્યમાન अग्निने મુખમાં પ્રવેશ કરતો જોયો.

દેવાનંદા આ સ્વપ્નો જોતાં અચાનક જાગી ઊઠી, તથા પોતાના પતિને આ સ્વપ્નો વર્ણવી બતાવી, તેમનું ફળ પૂછવા લાગી. ઋષભદત્તે વિચાર કરી તેને જણાવ્યું કે, હે સુભગે! આ સ્વપ્નોથી સૂચિત થાય છે કે, તને સર્વ શાસ્ત્રોનો જાણનાર, સુદૃઢ શરીરવાળો, સુલક્ષણો, તેજસ્વી, યશસ્વી, સૌભાગ્યવંત, સર્વગુણોયુક્ત તથા આપણા કુળને ઉજાળનારો સુપુત્ર થશે.

દેવાનંદા આ સાંભળી અતિ હર્ષિત થઈ, તથા ફરીથી કુસ્વપ્નો વડે એ શુભસ્વપ્નોનું ફળ ખંડિત ન થાય તે માટે શુભ વિચાર કરતી જાગતી જ રહી. જેની કૂખે આવો મહાપ્રતાપી

પુરુષ-શ્રેષ્ઠ જન્મવાનો હતો, તેને આવાં શુભ સ્વપ્નોની પેઠે બીજા પણ કેટલા અવનવા ઉલ્લાસ શરીરે સ્ફુરતા હશે! કથાકાર કહે છે કે, મહાવીર ભગવાન ગર્ભમાં આવ્યા ત્યારથી ઋષભદત્ત બ્રાહ્મણના ઘરમાં સર્વ પ્રકારની સમૃદ્ધિ વૃદ્ધિંગત થવા લાગી. બીજી સમૃદ્ધિ તો વધી હો કે ન વધી હો, પરંતુ આવા પ્રતાપી ગર્ભને કારણે માતપિતાના હર્ષની સમૃદ્ધિ તો જરૂર વૃદ્ધિંગત થઈ હશે.

### ૮. ગર્ભહરણ

પરંતુ ત્યાર પછી થોડા જ દિવસમાં* એક વિચિત્ર પ્રસંગ બની ગયો. આસમાની કે સુલતાની કોઈ પણ રહસ્યને કારણે દેવાનંદા બ્રાહ્મણીનો ગર્ભપુત્ર સિદ્ધાર્થક્ષત્રિયની ક્ષત્રિયાણી ત્રિશલાના ગર્ભપુત્રરૂપે જન્મેલો જાહેર થયો. એ બધું શું થયું એ કોઈ જાણી શકે તેમ નથી કે કલ્પી શકે તેમ નથી. કેટલાંય વર્ષ બાદ કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને ફરતા ફરતા મહાવીર વૈશાલીના બ્રાહ્મણવાડામાં પધાર્યા. ત્યારે મહાવીરને જોતાં દેવાનંદા બ્રાહ્મણીના 'સ્તનમાંથી દૂધની ધારા છૂટી, તેનાં લોચનો આનંદાશ્રુથી ભીનાં થયાં, તેની હર્ષથી એકદમ ફૂલતી ભુજાઓને તેનાં કડાંએ રોકી, હર્ષથી શરીર પ્રફુલ્લિત થતાં તેનો કંચુક વિસ્તીર્ણ થયો, મેઘની ધારાથી વિકસિત થયેલા કદંબપુષ્પની પેઠે તેના રોમકૂપ ઊભા થયા, અને તે શ્રમણભગવંત મહાવીરને અનિમિષ દૃષ્ટિથી જોતી જોતી ઊભી રહી.' [ભગવતીસૂત્ર ૯-૩૩-૪]

ત્યારે ગૌતમે ભગવંત મહાવીરને વંદી-નમીને પૂછ્યું: 'હે ભગવન્! આ દેવાનંદા બ્રાહ્મણીને પાનો કેમ ચઢ્યો, અર્થાત્ તેના સ્તનમાંથી દૂધની ધારા કેમ વછૂટી, તેને રોમાંચ કેમ થયો, તથા તે આપને અનિમિષ દૃષ્ટિથી કેમ જોયા કરે છે?'

* કથાકારને હિસાબે ૮૨ દિવસ વીત્યા બાદ.

ભગવાન મહાવીરે જવાબ આપ્યો : 'હે ગૌતમ! દેવાનંદા બ્રાહ્મણી મારી માતા છે, અને હું દેવાનંદા બ્રાહ્મણીનો પુત્ર છું. માટે તે દેવાનંદા બ્રાહ્મણીને પૂર્વના પુત્રસ્નેહાનુરાગથી પાનો ચઢ્યો, તેના રોમકૂપ ઊભા થયા, અને તે મારી સામું અનિમિષ નજરથી જોતી ઊભી છે.'

ભગવાન મહાવીરે પોતાના શબ્દોમાં આ પ્રમાણે એ હકીકત જણાવી છે, અને તે ભગવતીસૂત્રમાં સંગ્રહાઈ છે. ત્યાર બાદ મહાવીરે અલબત્ત, પોતાનાં માતપિતા ઋષભદત્ત અને દેવાનંદાને ધર્મ ઉપદેશ્યો તથા દીક્ષા આપીને તેમને કલ્યાણ-માર્ગે ચડાવી દીધાં. અને ભગવતીકાર તો નોંધે જ છે કે, તે બંનેએ યથાવત્ ધર્મ આરાધીને તે જન્મે જ મુક્તિપદ પ્રાપ્ત કર્યું. એથી ઊલટું, મહાવીરનાં જાહેર થયેલાં માતપિતા ક્ષત્રિય સિદ્ધાર્થ અને ક્ષત્રિયાણી ત્રિશલા, આચારાંગસૂત્રમાં જણાવ્યું છે તેમ[1], પાર્શ્વનાથની પરંપરાનાં શ્રમણોપાસક હોઈ, મૃત્યુ બાદ અચ્યુતકલ્પ નામના બારમા સ્વર્ગમાં દેવ તરીકે ઉત્પન્ન થયાં.

નવાઈની વાત એ છે કે, ભગવાન મહાવીર છેક મોટપણે જ્યારે પોતાની સાચી માતાને જાહેર કરે છે, ત્યારે પોતે ત્રિશલાના પુત્ર શી રીતે કહેવાયા તે વિષે કે ગર્ભહરણ વિષે કાંઈ કહેતા નથી. ભગવતીસૂત્રમાં આ પ્રસંગથી ઘણે દૂર પડેલાં (શતક ૫, ઉદ્દેશક ૪), ઇંદ્રનો સંબંધી શક્રનો દૂત હરિણેગમેષી નામનો દેવ સ્ત્રીના ગર્ભનું સંહરણ કરે છે ત્યારે એક ગર્ભાશયમાંથી ગર્ભ લઈને બીજા ગર્ભાશયમાં કેવી રીતે મૂકે છે, તે વિષે ગૌતમ અને મહાવીર વચ્ચેના પ્રશ્નોત્તર નોંધાયેલા છે અને ત્યાં મહાવીરે એટલું જ જણાવ્યું છે કે, તે દૂત પોતાના હાથ વડે ગર્ભને અડી-અડીને અને તે ગર્ભને પીડા ન થાય તેવી રીતે યોનિ દ્વારા બહાર કાઢીને બીજા ગર્ભાશયમાં મૂકે છે. વળી તે દૂત ગર્ભને નખની ટોચ વાટે

૧. આચારાંગ, શ્રુત૦ ૨, અ. ૧૫. કેટલાક, તેઓ ચોથા દેવ લોકમાં ગયાં એમ કહે છે.

યા તો રૂંવાડાના છિદ્ર વાટે અંદર મૂકવા કે બહાર કાઢવા સમર્થ છે. ઉપરાંત તે દેવ ગર્ભને [ તે સમયે ] કાંઈ પણ ઓછી કે વધારે પીડા થવા દેતો નથી. ગર્ભના શરીરમાં તે છેદ—કાપકૂપ—કરે છે અને પછી તેને ઘણો સૂક્ષ્મ કરીને અંદર મૂકે છે કે બહાર કાઢે છે.'

આ જગાએ સૂત્રકાર કે મહાવીર પોતે તેમની પોતાની બાબતમાં તે રીતે દેવે ગર્ભહરણ કર્યું હતું અને ૮૨ દિવસ વ્યતીત થયે તેમને દેવાનંદાના ગર્ભમાંથી હરીને ત્રિશલાના ગર્ભમાં મૂક્યા હતા, તેવો કાંઈ પણ ઉલ્લેખ કરતા નથી.

જોકે ટીકાકાર અભયદેવ આ સ્થળે એવી દલીલ કરે છે કે, 'સૂત્રના મૂળમાં સામાન્ય દેવનો ઉલ્લેખ નહીં કરતાં શક્રદૂત હરિણેગમેષી દેવનો ગર્ભના બદલાવનાર તરીકે ઉલ્લેખ કરેલો છે, અને મહાવીરનો ગર્ભ બદલવા માટે એ જ દેવ આવ્યા હતા, તેથી આ સૂત્રમાં મહાવીરનું નામ ન હોવા છતાં પણ આ ઉલ્લેખ મહાવીરને જ બંધ બેસતો આવે છે.'

અંગગ્રંથોમાં આ ઉલ્લેખ આચારાંગ-સૂત્રના તદ્દન છેવટના ભાગમાં 'ભાવના'-ચૂલિકામાં આવે છે. ભગવતીસૂત્રમાં આ ઉલ્લેખ ઉપરના સૂત્રમાં નોંધાયેલો છે. એ સિવાય આચાર્યશ્રી ભદ્રબાહુ રચિત કલ્પસૂત્રના મૂળમાં પણ એ હકીકત નોંધાયેલી છે. જેવી વિગતથી આ ત્રણ જગાએ એ હકીકત નોંધાયેલી છે, તેવી વિગતથી બીજાં અંગોમાં એ હકીકતની નોંધ જડતી નથી. આચારાંગસૂત્ર ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ બીજાં સૂત્રો કરતાં વિશેષ પ્રાચીન છે. તેથી કદાચ આપણે તે સૂત્રમાં આવતા આ ઉલ્લેખને વિશેષ પ્રાધાન્ય આપીએ; પણ તેમ કરતાં આચાર્યશ્રી હેમચંદ્રજી આપણને અટકાવે છે. (પરિશિષ્ટ પર્વ-સર્ગ ૯, શ્લો૦ ૮૩ થી ૧૦૧) તેઓ જણાવે છે કે, આચારાંગની એ ચૂલિકા તો મહાવીર પછી બસેં વરસે શ્રીભદ્રબાહુજીના સમયમાં આચારાંગમાં ઉમેરવામાં આવી છે તે ચૂલિકાની રચના પણ ભરતક્ષેત્ર બહારના અલૌકિક ક્ષેત્રમાં શ્રીસીમંધર નામના તીર્થંકરે કરેલી જણાવવામાં આવી છે. એટલે આચારાંગમાં આવવાને કારણે એ ઉલ્લેખને પ્રાચીન ગણી ન શકાય. બહુમાં બહુ તો મહાવીર પછી બસો વર્ષ બાદ એ જાતની કથા જોડાઈ કે ઉમેરાઈ એટલું જ આપણે કહી શકીએ.

કથાકાર તો દેવાનંદા બ્રાહ્મણીના ગર્ભમાં મહાવીર સ્વામીનો જીવ આવ્યા બાદ ૮૨ દિવસ વ્યતીત થતાં સૌધર્મ દેવલોકના સ્વામી ઇંદ્રને ફિકર કરાવે છે કે, 'તીર્થંકર કદી તુચ્છ કુળ, દરિદ્ર કુળ, કૃપણ કુળ કે ભિક્ષુક કુળને વિષે ઉત્પન્ન થયા નથી, થતા નથી કે થશે પણ નહીં; તીર્થંકર ઇક્ષ્વાકુ વગેરે ક્ષત્રિયકુળમાં જ ઉત્પન્ન થાય છે. કદાચ કોઈ કર્મવશે તે હીન કુળમાં અવતરે તો પણ મારા જેવા ઇંદ્રાદિની ફરજ છે કે, જન્મ પામ્યા પહેલાં તેમને અમારે ઉત્તમ કુળમાં સંક્રમાવી દેવા.' આમ વિચાર કરી તેણે પોતાના સેનાપતિ દેવ હરિણૈ-ગમેષીને આજ્ઞા કરી કે, તું તીર્થંકરના જીવને બ્રાહ્મણ કુળ થકી સંક્રમાવી કાશ્યપ ગોત્રના સિદ્ધાર્થની ભાર્યા વસિષ્ઠ ગોત્રની ત્રિશલાદેવીના ઉદરમાં સ્થાપન કર. તે પ્રમાણે આસો વદ તેરશની રાત્રે પૂર્વ ભાગમાં પહેલા બે પહોર પછી એટલે કે ગર્ભધારણ પછી બ્યાસી રાત્રી દિવસ વીત્યા બાદ ત્યાસીમા રાત્રી-દિવસની વચ્ચેના કાળમાં. ઉત્તરાફાલ્ગુની નક્ષત્રને વિષે મહાવીરને ત્રિશલાની કૂખે સ્થાપિત કરવામાં આવ્યા.*

કથાકાર ત્યાર બાદ દેવાનંદાની થયેલી દયાપાત્ર સ્થિતિ અને ત્રિશલાની હર્ષિત સ્થિતિનું વર્ણન રૂડેલી કલમે કરે છે. ત્રિશલા પણ દેવાનંદા જેવાં જ સ્વપ્ન જુએ છે, અને બીજે

*કથાકારનો આ 'કુલમદ' વાર્તાના પ્રવાહમાં ખટકે છે. કુલમદ કરવાને કારણે તો મરીચિને તીર્થંકરના જન્મ વખતે બ્રાહ્મણ કુળમાં જન્મવું પડ્યું', એમ કથાકાર પ્રથમ આપણને કહી જાય છે. અને તીર્થંકર તરીકે ઉપદેશ આપતી વખતે મહાવીર પોતે કુળમદ ન કરવાનું જણાવે છે. તથા બ્રાહ્મણ વગેરે લોકો પોતાની ઉચ્ચ જાતિને કારણે જે અભિમાન કરે છે તે ખોટું છે એમ સાબિત કરે છે; અને છતાં કથાકાર બ્રાહ્મણ કુળને હલકું ઠરાવી ક્ષત્રિય કુળને ઊંચું ઠરાવવાનો પ્રયત્ન કરીને આખા મહાવીર-સિદ્ધાંતને ખોટો પાડવા જેવું કરે છે.

દિવસે સિદ્ધાર્થ સ્વપ્નશાસ્ત્ર જાણનારાઓને બોલાવીને તે સ્વપ્નોનું ફળ પૂછે છે. સ્વપ્નપાઠકો જવાબ આપે છે કે, 'નવ મહિના બરાબર સંપૂર્ણ થયા પછી, સાડા સાત દિવસને અંતે ત્રિશલા ક્ષત્રિયાણી તમારા કુળને વિષે ધ્વજ સમાન, દીપક સમાન, મુકુટ સમાન, તિલક સમાન, તથા વૃક્ષ સમાન (સૌને પોતાની છાયામાં આશ્રય આપનારો), પંચેંદ્રિયોથી પરિપૂર્ણ, ઉત્તમ લક્ષણો યુક્ત, તથા સર્વાંગસુંદર પુત્રને જન્મ આપશે. તે સઘળી વિદ્યાઓનો જાણકાર, તથા દાન દેવામાં અને અંગીકાર કરેલું કાર્ય પાર પાડવામાં સમર્થ થશે. મહા પરાક્રમી થશે, પુષ્કળ લોકોનો અધિપતિ–નાયક થશે, તથા પૃથ્વીને ચારે છેડે તેની હાક વાગશે. આવાં ચૌદ સ્વપ્ન કાં તો તીર્થંકરની માતાને આવે કે કાં તો ચક્રવર્તીની માતાને આવે, એવું અમારું શાસ્ત્ર કહે છે. હે દેવાનુપ્રિય! ત્રિશલા ક્ષત્રિયાણીએ જે સ્વપ્ન જોયાં છે તે અતિ પ્રશસ્ત છે, આરોગ્ય–સંતોષ–દીર્ઘાયુષ–કલ્યાણ તથા મંગળ સૂચવનારાં છે; તેના પ્રતાપે તમને પણ રત્ન–સુવર્ણાદિ અર્થનો, તથા ભોગોપભોગની અન્ય સામગ્રીનો લાભ થશે તથા અન્ય શુભ બાબતોમાં પણ તમે વૃદ્ધિને પ્રાપ્ત થશો!'

સિદ્ધાર્થે એ સ્વપ્નપાઠકોને યથાયોગ્ય ખુશ કરીને વિદાય આપી. ત્યાર બાદ ત્રિશલાદેવી ગર્ભની રક્ષાને અર્થે ખાવા-પીવામાં, ઊંઘવામાં અને બીજી બધી શારીરિક ક્રિયાઓમાં ઘણી જ સંભાળ રાખીને વર્તવા લાગ્યાં. તેમણે અતિ ઉષ્ણ, અતિ શીત, અતિ મિષ્ટ, અતિ તિક્ત, અતિ ક્ષાર એવાં શરીરને બાધાકારક સર્વ કુભોજનોનો[1] તેમજ અતિ ચિંતા, અતિ શોક,

---

૧. ગર્ભવતી સ્ત્રી વાયુ કરનાર પદાર્થ ખાય તો ગર્ભ ખૂંધિયો, આંધળો, જડ બુદ્ધિવાળો અને ઠીંગણો થાય. પિત્ત કરનાર પદાર્થો ખાય તો ગર્ભ ટાલિયો, તથા પીળો–ફીકો થાય છે. કફકારક પદાર્થો ખાવાથી ગર્ભ સફેદ કોઢવાળો અથવા પાંડુરોગવાળો થાય. અતિ ખારા પદાર્થો ખાય તો ગર્ભનાં નેત્ર નાશ પામે; અતિ ઠંડો આહાર ગર્ભને વાયુનો

અતિ દૈન્ય, અતિ મોહ, અતિ ભય અને અતિ પરિત્રાસ વગેરે કુવૃત્તિઓનો ત્યાગ કર્યો; તથા બહુ અવર-જવર વિનાનાં, સુખકર, મનોહર, અને ચિત્તને આનંદ ઉપજાવે એવાં સ્થાનમાં રહેવા માંડયું.

બન્યું પણ એમ કે, જ્યારથી ભગવાન ત્રિશલાદેવીના ગર્ભમાં આવ્યા ત્યારથી સિદ્ધાર્થ ક્ષત્રિયને પૂર્વે દાટવામાં આવેલા, તથા જેમના માલિક નાશ પામેલા છે અને જેમના પિત્રાઈ-ગોત્રી વગેરે કોઈ અસ્તિત્વમાં નથી એટલું જ નહીં પણ જે નિધાનો ભૂમિ વગેરેમાં છે એવી કોઈને માહિતી પણ નથી એવા એવા નિધાનો-દ્રવ્યભંડારો. ગામ-નગર-જંગલ-રસ્તા જલાશય-આશ્રમ-તીર્થસ્થાન-પહાડ-બગીચા વગેરે જગાઓએથી પ્રાપ્ત થવા લાગ્યા.[1] આથી સિદ્ધાર્થનું ઘર ધન-ધાન્ય-બળ

---

પ્રકોપ કરે, અતિ ગરમ પદાર્થ ગર્ભના બળને હરે, અને અતિ વિષયસેવન ગર્ભના પ્રાણ હરે.

પાલખી, ઊંટ, ઘોડા વગેરે વાહનોમાં સવારી કરવી, અતિ ચાલવું, ચાલતાં લચકાવું, પડી જવું, દબાવું, દોડવું, અથડાવું, ઊંચું-નીચું સૂવું, ઊંચી-નીચી જગાએ બેસવું, સાંકડા સ્થાનમાં બેસવું, ઊભડક બેસવું, ઉપવાસ કરવા, જુલાબ લેવા, હીંચકા ખાવા, અતિ રાગ કે શોક કરવા, અજીર્ણ પ્રાપ્ત કરવું વગેરે કારણે ગર્ભ પીડિત થાય છે અથવા ગળી પણ જાય છે.

ગર્ભવતી જો દિવસે સૂએ તો ગર્ભ ઊંઘણશી થાય, અંજન કરે તો આંધળો થાય, રૂએ તો વાંકી નજરવાળો થાય, સ્નાન-વિલેપન કરે તો દુરાચારી થાય. તેલનું મર્દન કરે તો કોઢિયો થાય, દોડે તો ચંચળ થાય, હસે તો તેનાં દાંત-હોઠ-તાળુ-જીભ એ સર્વ કાળાં થાય, બહુ પંખો ખાય તો ઉન્મત્ત થાય. ઇ૦.

—કલ્પસૂત્ર-સુખબોધિકા.

૧. કથામાં તો શક્રેન્દ્રની આજ્ઞાથી કુબેરે પોતાના જૃંભક દેવો દ્વારા ઉપડાવીને તે નિધાનો સિદ્ધાર્થના ઘરમાં મુકાવવા માંડ્યા એવું છે.

–વાહન–કોઠાર–પ્રીતિસત્કાર વગેરે બાબતોમાં અત્યંત વૃદ્ધિ પામવા લાગ્યું. એ ઉપરથી ભગવાનનાં માતપિતાને વિચાર વિચાર આવ્યો કે, 'જ્યારથી આ ગર્ભ ઉત્પન્ન થયો છે, ત્યારથી ધન–ધાન્યાદિ વૈભવમાં આપણે વૃદ્ધિ પામીએ છીએ, માટે જ્યારે એ જન્મ પામશે ત્યારે એનું નામ આપણે વર્ધમાન પાડીશું.'

### ૯. ગર્ભમૃત્યુની શંકા

ત્યાર બાદ જન્મ સુધીની કથામાં કોઈ ખાસ વિશેષતા નથી. એક પ્રસંગ એવો નોંધાયો છે કે, ગર્ભાવસ્થા દરમ્યાન સાડાછ માસ વીત્યા બાદ અચાનક ત્રિશલાને ગર્ભનું ફરકવું વગેરે તદ્દન બંધ પડી ગયેલાં લાગ્યાં. આથી તમને એમ જ લાગ્યું કે, ગર્ભ કાંતો મૃત્યુ પામ્યો કે ચ્યવી ગયો. એ શોકનાં માર્યાં તે બાવરાં બની ગયાં. સખીઓએ વાતેવાતે એ ખબર જાણી લીધા. સિદ્ધાર્થને એ ખબર મળતાં તે ચિંતાતુર થઈ ગયો. તેના ઘરમાં આનંદ-પ્રમોદ બંધ થઈ ગયા, અને સૌ આ શોકનું નિવારણ કરવા સૂઝે તેવા વિવિધ ઉપાયો સૂચવવા તથા કરવા લાગ્યા. અંતે થોડા વખત બાદ ગર્ભ ફરીથી સ્ફુરતો જણાયો, અને સૌના જીવમાં જીવ આવ્યો.

આ બનાવ ઉપર જુદાજુદા અનેક કવિઓએ ભારે ભારે ઉત્પ્રેક્ષાઓ કરી છે. એક કવિ કહે છે, 'શું પ્રભુ ગર્ભાવસ્થામાં જ મોહરાજ ઉપર વિજય મેળવવાનો મંત્ર વિચારી રહ્યા હશે, કે પરબ્રહ્મની પ્રાપ્તિ માટે એકલા કોઈ અગોચર ધ્યાન આચારી રહ્યા હશે, અથવા શું કલ્યાણરસ સાધતા હશે, કે કામદેવ ઉપર કાબૂ મેળવવા પોતાનાં અંગો માતાની કૂખમાં સંકોચી રહ્યા હશે?'

કથાકાર અહીં એવી કલ્પના કરે છે કે, મહાવીરે માતા પ્રત્યેની અનુકંપા અથવા ભક્તિને લીધે વિચાર્યું કે મારા હલન-ચલનથી માતાને જરૂર કષ્ટ થતું હશે, તેથી તેઓ ગર્ભમાં નિશ્ચલ થયા; પરંતુ પછી માતાના શોકની ખબર પડતાં તેમણે પોતાના

શરીરનો એક ભાગ સહેજ કંપાવ્યો, અને માતાનો પોતા ઉપરનો એવો ગાઢ સ્નેહ જોઈને જ નિયમ લીધો કે, જ્યાં સુધી મારાં માતાપિતા જીવતાં રહે ત્યાં સુધી મારે ઘરનો ત્યાગ કરી દીક્ષા ન લેવી.

અલબત્ત, જેને પોતાના જન્મ-મરણનું જ્ઞાન હોય, તથા પોતાનું સર્વ ભવિષ્ય હસ્તામલકવત્ હોય તે ભલે એવો સંકલ્પ કરે; બાકી, અન્ય જીવો તો એવો સંકલ્પ ન કરી શકે. અને જૈન ગ્રંથોમાં દીક્ષા લેવા તૈયાર થયેલા પુત્રોને રોઈ-કકળીને પોતાના જીવતા સુધી દીક્ષા લેવાનું મોકૂફ રાખવા મનાવતી માતાઓને પાછળ મૂકીને આવેલા કેટલાય શિષ્યોને મહાવીરે પોતે જ દીક્ષા આપ્યાના ઉલ્લેખો છે; તથા તે શિષ્યોએ પોતાની માતાને એક જ દલીલ હંમેશાં આપી હોય છે કે, 'કોણ જાણે છે કે કોણ પ્રથમ જશે અને કોણ પછી જશે?'[1] ઉત્તરાધ્યયનમાં કહ્યું છે: "જેને મૃત્યુ સાથે મિત્રતા હોય, અથવા જે પોતાને મૃત્યુ નથી એમ અવશ્ય જાણતો હોય, તે જ એવો વિચાર કરી શકે કે, 'આ હું આવતી કાલે કરીશ.'"

કથાકારને અન્યાય ન થાય એટલા ખાતર, અહીં એટલું જણાવતા જવું જોઈએ કે, માતાના શોકની ગર્ભસ્થ મહાવીરને ખબર પડી તેનું કારણ કથાકાર એ જણાવે છે કે, મહાવીરને મતિ, શ્રુત અને અવધિ એ ત્રણ જ્ઞાન જન્મથી જ સિદ્ધ હતાં. [મતિજ્ઞાન એટલે ઇંદ્રિય અને મનના વ્યાપારથી થતું જ્ઞાન.[2] શ્રુતજ્ઞાન એટલે ઇંદ્રિય અને મનથી શ્રુત-શાસ્ત્ર-ગ્રંથાનુસારે થતું જ્ઞાન. અને અવધિજ્ઞાન એટલે ઇંદ્રિય-મનની

૧. જુઓ ભગવતી ૯. ૩૩માં જમાલિ; જ્ઞાતાધર્મકથાસૂત્ર ૧-૧માં મેઘકુમાર; અનુત્તરૌપપાતિકદશામાં જાલીકુમાર, ધન્ય વગેરે.

૨. એ જ્ઞાનના એક વિભાગ 'ધારણા'માં જાતિ-સ્મરણજ્ઞાન, એટલે કે પોતાના કેટલાક પૂર્વજનોના જ્ઞાનની સ્મૃતિનો પણ સમાવેશ થઈ જાય છે.

સહાયતા વિના આત્માની વિશિષ્ટ યોગ્યતાથી થતું મૂર્ત દ્રવ્યોનું પ્રત્યક્ષ જ્ઞાન. તે જ્ઞાનવાળો અસંખ્યાત ઉત્સર્પિણી-અવસર્પિણી જેટલા અતીત અનાગતકાળને જાણે અને જુએ છે. અર્થાત્ તેટલા કાળમાં રહેલાં સમગ્ર લોકનાં રૂપી દ્રવ્યોને જાણે છે.]

તેથી જ દેવલોકમાંથી ચ્યવતા પહેલાં પણ મહાવીર જાણતા હતા કે હું હવે અહીંથી ચ્યવવાનો છું, તથા દેવાનંદાના ગર્ભમાં ઉત્પન્ન થયા પછી પણ તે જાણતા હતા કે હું દેવલોકમાંથી ચ્યવીને અહીં ઉત્પન્ન થયો છું; તે જ પ્રમાણે દેવાનંદાની કૂખમાંથી ત્રિશલા માતાની કૂખમાં પોતાનું સંહરણ થયું હતું ત્યારે પણ તે જાણતા હતા કે મને દેવાનંદાના ગર્ભમાંથી લઈને અહીં મૂકવામાં આવ્યો છે.

ગર્ભના પ્રભાવથી માતાને જુદા જુદા જાતના દોહદો થાય છે.[1] તે ઉપરથી પણ જન્મનારા સંતાનનો સ્વભાવ માલૂમ પડે છે. ત્રિશલાના રાણીના દોહદો કથાકારોએ આ પ્રમાણે વર્ણવ્યા છે: “ચારે દિશામાં ‘અમારી’ (પશુ-પંખીને મારશો નહીં એવી) ઘોષણા કરાવું; ખૂબ દાન આપું; સાધુસંતોની ભલે પ્રકારે પૂજા કરું; તીર્થંકર પ્રભુની પૂજા રચાવું; સંઘ-મહોત્સવ કરી, સાધર્મિક સંઘનું વાત્સલ્ય કરું; સિંહાસન ઉપર બેસું; ઉત્તમ છત્ર માથે ધારણ કરાવું; સફેદ ચામરો મારી આસપાસ વીંઝાવું; સઘળાંઓ ઉપર ભલે પ્રકારે શાસન ચલાવું; હાથી ઉપર બેસી, વાજિંત્રો વાગતાં હોય, લોકો ભારે આનંદથી ‘જય’ ‘જય’ કરતા હોય અને હું સવારીએ નીકળું, ઇ૦.’ સિદ્ધાર્થ ક્ષત્રિય પણ તે તે દોહદો કાળજીથી પૂરા કરતા. કારણ કે, ગર્ભવતીના દોહદો પૂરા ન થાય તો તેને તેમ જ તેના ગર્ભને કાયમનું નુકસાન થાય.

---

૧. સામાન્ય રીતે તે દોહદો ગર્ભધારણ પછી ત્રણ-સાડાત્રણ મહિને થતા જૈનગ્રંથોમાં વર્ણવાયા છે.

## ૧૦. જન્મ

આમ ગર્ભને હરકત ન આવે તે રીતે વિચરતાં વિચરતાં નવ માસ અને સાડાસાત દિવસ પૂરા થયા, અને ચૈત્ર માસના શુક્લપક્ષની તેરશની તિથિએ ઉત્તરા-ફાલ્ગુની નક્ષત્રમાં ત્રિશલા રાણીએ પુત્રને જન્મ આપ્યો.[1] વધામણી લાવનાર દાસીને રાજાએ મુગટ સિવાયનાં પોતે ધારણ કરેલાં સર્વ આભૂષણ બક્ષીસ આપ્યાં તથા તેને દાસીપણામાંથી સાવ મુક્ત કરી દીધી.

દેવ-મનુષ્ય સર્વને ધર્મરૂપી સન્માર્ગ બતાવનાર મહા-પુરુષનો જન્મ વર્ણવતાં કથાકાર પોતાની સર્વ ભક્તિ વિવિધ રીતે પ્રગટ કરે છે. તેમના જન્મનો ઉત્સવ તેમ જ વિવિધ ક્રિયાઓ ભૂલોકનાં સગાંસંબંધી જ કરે એવું શું કામ? એ બધી ક્રિયાઓ કરવા દેવો પણ પડાપડી કરતા જ હોવા જોઈએ; કારણ કે લૌકિક સગાંસંબંધીને જે વાતની ખબર નથી હોતી, તે વાતની તેમને તો ખબર હોય છે કે, આ જીવ આ જન્મે તીર્થંકર થવાનો છે! અને દેવોનો વૈભવ વિશેષ તથા શક્તિ પણ વિચિત્ર, એટલે જે વખતે માનુષી સંબંધીઓ તે તે ક્રિયા કરે, તે વખતે જ તે દેવો પણ અદૃશ્ય રહીને જ તે તે ક્રિયા કરે. એટલે કોઈ ક્રિયા બેવડી થતી દેખાય નહીં, અને છતાં બંને પક્ષ દ્વારા સાથે થાય તો ખરી જ. તે પ્રમાણે સૂતિકા કર્મ કરવા દિક્કુમારીઓ આવી; જન્મસ્નાન

---

૧. ઋષભદેવનો ગર્ભવાસ નવ માસ અને ચાર દિવસનો ગણાય છે. બાકીના તીર્થંકરોમાંથી ૩-૫-૬-૧૦-૧૧-૧૪-૧૬-૨૩ મા તીર્થંકરોનો સમય નવ માસ અને છ દિવસનો છે; બીજાનો આઠ માસ ને પચીસ દિવસનો છે; ચોથાનો ૮-૨૮ છે; સાતમાનો ૯-૧૯ છે; આઠમા અને ૧૯માનો ૯-૭ છે; નવમા અને ૧૫માનો ૮-૨૬ છે; બારમાનો ૮-૨૦ છે; ૧૩માનો ૮-૨૧ છે; ૧૭માનો ૯-૫ છે; અને ૧૮મા, ૨૦મા, ૨૧મા અને ૨૨માનો ૯-૮ છે.

કરાવવા ઇંદ્રાદિ દેવો આવ્યા અને અભિષેક બાદ બીજાં મંગળ-લેખન, પુષ્પવૃષ્ટિ, ધૂપ, આરતી-દીપ, નૃત્ય-રંગ આદિ કર્મો પણ દેવ-મનુષ્ય બંનેએ સાથે જ કર્યાં.

દેવોની એ બધી પ્રક્રિયા દરમ્યાન કથાકાર એક રમૂજી પ્રસંગ કલ્પે છે. એટલા બધા દેવો એટલાં બધાં અભિષેક-જળ લાવ્યા કે, ઇંદ્રને શંકા થઈ કે, ભગવાનનું નાનું બાળ-સ્વરૂપ આટલો બધો પાણીનો માર સહન શી રીતે કરશે? તે વખતે પ્રભુએ લીલામાત્રે વામચરણના અંગૂઠાથી મેરુપર્વતને દબાવ્યો તેથી મેરુપર્વતનાં સર્વ શિખરો નમી ગયાં, પૃથ્વી કંપાયમાન થઈ ગઈ, અને સમુદ્રો ઊછળવા લાગ્યા. અચાનક થયેલો આ ઉત્પાત જોઈને 'આ શું થયું' એમ ચિંતા કરતા ઇંદ્રે અવધિજ્ઞાનથી જોયું તો પ્રભુના પરાક્રમની લીલા તેના જાણવામાં આવી. તેણે ભક્તિગદ્ગદ થઈને ભગવાનની સ્તુતિ કરતાં કહ્યું. 'હે ભગવન્! અસામાન્ય એવું આપનું માહાત્મ્ય મારા જેવો સામાન્ય પ્રાણી શી રીતે જાણી શકે?'

સિદ્ધાર્થક્ષત્રિયે જન્મોત્સવના આનંદમાં પોતાના તાબાના સર્વ કેદીઓ છોડી મૂક્યા, તથા સર્વ ઋણી જનોને ઋણ-મુક્ત જાહેર કરી પોતાના સર્વ લાગા માફ કર્યા. ઘરમાં તેમ જ બહાર દશ દિવસનો ભારે મહોત્સવ કરવામાં આવ્યો, તથા સર્વત્ર નાટ્ય-ગીત-નૃત્ય-ભોજન-પાન વગેરેની હેલી મચી રહી. એ બધાં વર્ણનો લૌકિક રૂઢિ અનુસાર હોઈ, તેમાં વિશેષ કાંઈ નોંધવા પાત્ર નથી. નોંધવા પાત્ર તો એ મુખ્ય બીના જ છે કે, ભગવાન તીર્થંકરનો જન્મ થયો હતો.

## ૨

# સંસ્કારકરણ

જન્મને પહેલે દિવસે તો કુલક્રમથી ચાલી આવતી ઉચિત ક્રિયાઓ યથાવિધિ પૂરી થઈ. પછી ત્રીજે દિવસે ચંદ્ર-સૂર્યનાં દર્શન કરાવવાનો વિધિ થયો; ત્યાર બાદ છઠ્ઠા દિવસની રાત્રીએ કુલધર્મ પ્રમાણે માતપિતાએ જાગરણ-મહોત્સવ કર્યો. એ પ્રમાણે બધા વિધિ કરતાં અગિયારમો દિવસ વીત્યો, અને નાલચ્છેદ વગેરે ક્રિયાઓ પતી ગઈ, એટલે બારમે દિવસે સિદ્ધાર્થે ખૂબ ખાન-પાન-મેવો-મુખવાસ વગેરે તૈયાર કરાવી પોતાના મિત્રો, જ્ઞાતિજનો, સ્વજનો, સંબંધીઓ, દાસ-દાસી વગેરે સૌને નિમંત્રણ આપ્યું; અને ભોજનવિધિ પૂરો થયા બાદ સૌની સમક્ષ પોતાના પુત્રનું 'વર્ધમાન' એવું નામ પાડ્યું. તે વખતે સિદ્ધાર્થે કહ્યું, "હે દેવાનુપ્રિયો! અમારો આ બાળક ગર્ભમાં હતો ત્યારથી અમે એવો સંકલ્પ કર્યો હતો કે, જ્યારથી આ બાળક કૂખને વિષે આવ્યો છે, ત્યારથી આપણે ધન-ધાન્ય-સુવર્ણાદિથી તથા સંતોષ-સત્કારાદિથી અતિશય વૃદ્ધિ પામીએ છીએ, માટે એ બાળક જન્મશે ત્યારે આપણે તેનું નામ 'વર્ધમાન' પાડીશું. અમારો એ મનોરથ આજે સફળ થયો છે." અહીં એટલું કહેતા જવું જોઈએ કે સિદ્ધાર્થને વર્ધમાન પહેલાં નંદિવર્ધન નામનો મોટો પુત્ર તથા સુદર્શના નામની કન્યા હતાં.

ધીમે ધીમે બાળક વર્ધમાન યોગ્ય દેખરેખ તથા લાડ-પાડમાં મોટો થવા લાગ્યો. તીર્થંકર થનારા જીવને પ્રાપ્ત થતા શરીર વિષે થોડીક પરંપરાગત માન્યતા અહીંથી આગળ વધતા પહેલાં જોઈ લેવી ઘટે છે.

તીર્થંકરના શારીરિક બળ વિષે વર્ણન કરતાં એક ગણતરી એવી કરવામાં આવે છે કે, બાર યોદ્ધાના બળ જેટલું બળ એક ગોધામાં હોય છે. દશ ગોધાનું બળ એક ઘોડામાં હોય છે. બાર ઘોડાનું બળ એક મહિષમાં, પંદર મહિષનું એક હાથીમાં, પાંચસેં હાથીનું એક કેસરીસિંહમાં, બેહજાર કેસરીસિંહનું એક અષ્ટાપદમાં, દશ લાખ અષ્ટાપદનું એક બલદેવમાં, બે બલદેવનું એક વાસુદેવમાં, બે વાસુદેવનું એક ચક્રવર્તીમાં, એક લાખ ચક્રીનું એક નાગેંદ્રમાં, એક કરોડ નાગેંદ્રનું એક ઇંદ્રમાં, અને એવા અનંત ઇંદ્રો જેટલું બળ જિનેંદ્રની ટચલી આંગળીમાં હોય છે.

તે ગણતરી બીજી રીતે કશા કામની નથી. પરંતુ બધા 'ચરમશરીરી' એટલે અંતિમ શરીરવાળા–અર્થાત્–આ જન્મે જ મોક્ષે જવાવાળા જીવોને નિયમપૂર્વક 'વજ્ર-ઋષભ-નારાચ' નામનું સંહનન હોવું જોઈએ એવો નિયમ છે. 'સંહનન' એટલે શારીરિક બાંધાનો અમુક વિશિષ્ટ પ્રકાર. તે વસ્તુ સ્થૂલ રીતે વર્ણવી શકાય તેમ ન હોવાથી તેનું વર્ણન અમુક કલ્પનાઓથી કરવામાં આવે છે. જેમકે બે હાડ માત્ર અડી રહે તેના કરતાં તે બેનો સાંધો કરી વચમાં ખીલી (કીલિકા) મારવામાં આવે તો તે સાંધો મજબુત ગણાય. તેના કરતાં પણ બે છેડા એક બીજાના ખાડામાં ગોઠવવામાં આવે, તો તે મર્કટબંધ (નારાચ) વધુ મજબૂત ગણાય. હવે તે મર્કટબંધ ઉપર પાછો હાડનો પાટો (ઋષભ) આવે તો તે ઋષભનારાચ બંધ તેના કરતાં વધુ મજબૂત થાય. હવે તે ઋષભનારાચને પણ વીંધી એક 'વજ્ર' ખીલો વધારામાં પરોવવામાં આવે તો તે વજ્ર–ઋષભ–નારાચ બંધ સૌથી મજબૂત ગણાય. કહેવાય છે કે એ સાંધા ઉપર થઈને ઘોડા સાથે રથ ચાલ્યો જાય તો પણ તે સાંધો છૂટો ન પડે.

એ ગમે તેમ હોય; પરંતુ એકાગ્ર—નિશ્ચલ ધ્યાન કરવા માટે વિશિષ્ટ પ્રકારનો શારીરિક બાંધો પણ જોઈએ, એ ઉઘાડું છે. નબળા શરીરવાળાથી થોડી પણ એકાગ્રતા કે તેનું સાતત્ય સાધી શકાતાં નથી. અને વર્ધમાને મોટા થઈને અંતિમ કોટીનું ધ્યાન સિદ્ધ કરી મુક્તિ-પદ સાધ્યું હતું, તો તેમનો બાંધો મજબૂત હોવો જોઈએ તે અર્થાત્ જ માનવું પડે. ઉપરાંત મોટપણે તેમણે જે કઠોર શારીરિક તપો સહન કર્યાં છે, તે ઉપરથી પણ એ જ વસ્તુ સિદ્ધ થાય છે.

તેમના શરીરની રચના પણ પ્રમાણસર તથા સર્વાંગ-પરિપૂર્ણ તેમ જ સર્વાંગસુંદર મનાઈ છે. એ જાતની રચનાને 'સમચતુરસ્રસંસ્થાન' કહે છે. તેનું સ્વરૂપ એ રીતે બતાવાય છે કે, બંને જાંઘના અધોભાગ પગની ઉપર આવે તે રીતે તથા હાથ નાભિ આગળ છતા દક્ષિણોત્તર રાખીને (અર્થાત્ પર્યંકાસને) બેસે; તે વખતે જેના બે ઢીંચણ વચ્ચેનું અંતર, જમણો ખભો અને ડાબા ઢીંચણ વચ્ચેનું અંતર, ડાબા ખભા અને જમણા ઢીંચણ વચ્ચેનું અંતર, અને પલાંઠીના મધ્ય પ્રદેશથી કપાલનું અંતર—એ ચારે પાસે સરખું હોય, તેનું શરીર સમચતુરસ્ર' કહેવાય.

છેક નાનપણથી જ વર્ધમાનના શરીરમાં અતુલ બળ હતું તેની ખાતરી કરાવવા કથાકાર તેમની બાલ્યાવસ્થાના જ એટલેકે આઠ વર્ષ પહેલાંની ઉંમરના બે અદ્ભુત પ્રસંગો વર્ણવે છે. તે બંને પ્રસંગો કથાકાર તો એ રીતે ઊભા થયેલા જણાવે છે કે, ઇંદ્રે એક વાર ભક્તિરાગથી મહાવીર ભગવાનની નીડરતા તથા સામર્થ્ય વિષે વાત કાઢી અને દેવસભામાં તેનાં વખાણ કર્યાં, તેથી તેની ખાતરી કરવા એક દેવે સાપનું રૂપ લઈ વર્ધમાનને ડરાવવાનો, તથા કુમારનું રૂપ લઈ તેમને ઉપાડી જવાનો મનોરથ કર્યો.

એક દહાડો સરખી ઉમરના કુમારો સાથે વર્ધમાન વૈશાલી નગર બહાર ઉદ્યાનો-વનોમાં આમલી-પીપળીની રમત રમતા હતા. તેવામાં જે વૃક્ષ ઉપર વર્ધમાન ચડયા હતા તે વૃક્ષ ઉપર એક ભયંકર સર્પ ચડયો, અને થડે વીંટળાઈ ફૂંફાડા મારવા લાગ્યો. બધા કુમારો વર્ધમાનની જોખમભરેલી સ્થિતિ જોઈ ગભરાયા. પરંતુ વર્ધમાને તો ભય કે ત્રાસ પામ્યા વિના તે સાપને પકડી-વીંઝીને દૂર ફગાવી દીધો. ત્યાર બાદ ફરી રમત શરૂ થઈ. મોટપણે એકાંત–નિર્જન–વિકટ જંગલોમાં હજારો ઝેરી-હિંસ્ર પ્રાણીઓ વચ્ચે અધરાત-મધરાત જરા પણ ભય-ચિંતા વિના વિચરનાર તપસ્વીની એ નિર્ભયતાનું બીજ આપણને બાળપણથી જ દેખાય છે.

બીજો પ્રસંગ અપહરણનો હતો. બધા કુમારો એવી રમત[1] રમતા હતા કે તેમાં જે જીતે તે બીજાની પીઠ ઉપર બેસે, અને હારનારો જીતનારને અમુક સ્થાન સુધી ઊંચકીને લઈ જાય. એ રમતમાં એક અજાણ્યો માણસ વર્ધમાનનું હરણ કરી જવાની બુદ્ધિથી ભળ્યો, અને વર્ધમાનથી હારતાં તેમને પીઠ ઉપર બેસાડી નાસવા લાગ્યો. બધા તેની દાનત સમજી ગયા. પણ પછી શું થાય ? સામાન્ય બાળક તો આવે પ્રસંગે ચીસાચીસ કરી મૂકે અને અસહાયપણે રડવા લાગે. પણ વર્ધમાને ઉપર રહ્યા રહ્યા જ પોતાના પ્રબળ હાથ વડે તે દુષ્ટને એવી તો થપાટ લગાવી કે, પેલો ઊંચો ઊંચો થઈ દોડતો હતો તે જાણે ઉપરના મારથી જમીનમાં પેસી ગયો હોય તેમ બેવડો વળી ગયો. અને વર્ધમાનની નમ્રપણે માફી માગતો રવાના થઈ ગયો ! કથાકાર કહે છે, એ રીતે પરીક્ષા કરવા આવેલા તે દેવે જ પછી વર્ધમાનની વીરતા જોઈને તેમને પહેલવહેલા ‘મહાવીર’ તરીકે સંબોધ્યા. ભવિષ્યમાં

૧. તે રમતનું નામ ‘તિંદૂસક હતું.— વિશેષાવશ્યક ભાષાંતર.

એ વીર બાળક એ યથાર્થ નામ વડે જ હંમેશને માટે પ્રસિદ્ધ થવાના હતા.*

વર્ધમાન કંઈક-અધિક-આઠ વર્ષના થયા એટલે તેમને વિદ્યાગુરુ પાસે ભણવા મૂકવામાં આવ્યા. જેનો જ્ઞાનપ્રદીપ દેવલોકના ભોગ વખતે તથા મૃત્યુલોકના ગર્ભવાસ વખતે પણ ઓલવાયો નથી, તે આ લૌકિક વિદ્યાઓ ભણવામાં પાવરધા જ નીવડે એટલું કહીને કથાકારો સંતોષ નથી માનતા. તેઓ તો ઇંદ્રને ફિકર કરાવે છે કે, વર્ધમાન પ્રભુનાં માતપિતા મોહ-વશ થઈ આ શો અનર્થ કરવા બેઠાં! તે તરત એક વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઈને વર્ધમાનનાં માતપિતા વર્ધમાનને લઈને જે શાળામાં ગયાં હતાં ત્યાં આવ્યા. અને વર્ધમાનને અઘરા અઘરા વ્યાકરણશાસ્ત્રના પ્રશ્નો પૂછવા લાગ્યો. તેના જવાબો એ નાના બાળકને મુખે સાંભળતાં જ પેલો ભણાવનારો ઉપાધ્યાય શરમીંદો થઈ ગયો, અને ભગવાનને મુખે નીકળેલા ઉત્તરો ભેગા કરીને તેણે નવું વ્યાકરણ રચ્યું.[1]

*પરંતુ આ પ્રસંગો પાછળ શ્રીકૃષ્ણના વધ માટે કંસે કરેલી ખટપટ જેવી જ કાંઈક રાજખટપટ સહેજે કલ્પી શકાય. બ્રાહ્મણીને પેટે જન્મેલ મહાવીરને ત્રિશલાના પુત્ર તરીકે જાહેર કરવામાં આવ્યા એ બીનાથી એ કલ્પનાને પુષ્ટિ મળે છે જ.

૧. જૈનસૂત્રોમાં જ્યાં ભણવા-ભણાવવાની વાત આવે છે, ત્યાં સામાન્ય રીતે ૭૨ કળાઓ શીખ્યા-શીખવ્યાની વાત આવે છે. તે કળાઓમાં લેખન, ગણિત, કાવ્ય, છંદજ્ઞાન, સમસ્યા, ગાથા, ગીતિ, શ્લોક એવા ભણતરના કહી શકાય તેવા વિષયો ઉપરાંત વધારે પ્રમાણમાં તો વિવિધ હુન્નર-વિધિઓ અને વિદ્યાઓનો સમાવેશ થતો. જુઓ આ માળાનું 'ધર્મકથાઓ' પુસ્તક પા. ૧૯૩–૨૦૧. તે ઉપરાંત ૧૮ પ્રકારની દેશી ભાષાઓમાં વિશારદ થવા-કરવાની વાત સાથે જ આવે છે. તે માટે પણ સદર પુસ્તકમાં જુઓ પા. ૨૦૧.

૩

# યુવાવસ્થા

કથાકાર વર્ધમાનના વિદ્યાભ્યાસ બાબત ઉપરનો પ્રસંગ બતાવી એટલું જ સૂચિત કરીને અટકી જાય છે કે, વર્ધમાન શાળામાં ભણ્યા ન હતા.* કદાચ તે જમાનાના લિચ્છવી કુમારો ધનુર્વિદ્યા સાધવા આગળ ભાગ્યે જ શબ્દવિદ્યા સાધવાની ફુરસદ કે વલણવાળા હોતા હશે. ઓપમ્મસંયુત્તની અટ્ઠકથામાં લિચ્છવીઓની દિનચર્યા આ પ્રમાણે વર્ણવી છે:

'તે કાળે તેઓ પરોઢિયે ઊઠીને શિલ્પશાળામાં જતા. શિલ્પના એટલે યુદ્ધકળાના [ત્યાં શિલ્પના] સિદ્ધાંત અને પ્રયોગ બંને શીખી લઈ, પછી મોઢું ધોઈને કાંજી પીવા જતા. કાંજી પીને ફરી શિલ્પશાળામાં જતા. શિલ્પ શીખતા અને સ્વાધ્યાય

* મહાવીર તીર્થંકર તરીકે પ્રસિદ્ધ થયા બાદ પણ ગોશાલકે આર્દ્રકની આગળ તેમને માટે એવું જણાવ્યું છે કે: 'ધર્મશાળાઓમાં કે ઉદ્યાનગૃહોમાં ઘણા ચતુર તથા નાના મોટા તાર્કિક અતાર્કિક લોકો હશે એમ માની, તમારો શ્રમણ ત્યાં રહેવા જતો નથી. તેને બીક લાગે છે કે, કદાચ તે બધા મેધાવી, શિક્ષિત, બુદ્ધિમાન તથા સૂત્રો અને તેમના અર્થના નિર્ણય જાણનારા ભિક્ષુઓ કાંઈક પ્રશ્નો પૂછે, તો શો જવાબ દઈએ?' [સૂત્રકૃતાંગ, શ્રુત૦ ૨-૬, ૧૫-૬] એટલે મહાવીરની તાર્કિક કે શાસ્ત્રજ્ઞ તરીકે ખ્યાતિ સમકાલીનોમાં નયે હોય. અને તેમાં કશું વિચિત્ર પણ નથી. જેનાં વચનો ઉપર પંડિતો પછીથી શાસ્ત્રાર્થ કરવાના છે, તે પુરુષ લૌકિક અર્થમાં સાક્ષર ન પણ હોય.

કરતા કરતા સવારનો નાસ્તો કરવાને જતા. નાસ્તો કર્યા પછી પ્રમાદને લીધે લાંબો વખત ઊંઘી ન જવાય એની સંભાળ રાખીને ખેરના કકડા પર માથું અને પગ મૂકી થોડો વખત સૂઈ જતા અને ફરી પાછા શિલ્પશાળામાં જઈ, શિલ્પ શીખી સ્વાધ્યાય કરતા. સાંજે સ્વાધ્યાય કરતા કરતા ઘેર જતા અને સાંજનું વાળુ કરી, રાતના પહેલા પહોરે સ્વાધ્યાય કરીને, સૂતી વખતે તે જ પ્રમાણે લાકડાનું ઓશિકું કરીને સૂઈ જતા. એવી રીતે તેઓ ક્ષણમાત્રમાં વેધ કરનારા (અક્ષણવેધી) અને વાળને પણ વીંધી નાખવાની શક્તિવાળા (વાલવેધી) થતા.'

બૌદ્ધ ગ્રંથોમાં વર્ણવ્યું છે કે, એક વખત ભગવાન બુદ્ધ વૈશાલી પાસે મહાવનમાં કૂટાગારશાળામાં રહેતા હતા. એક દિવસ વૈશાલીમાં ભિક્ષા માગી, ભોજન કરીને તેઓ મહાવનમાં પાછા ફર્યા અને એક વૃક્ષના મૂળ આગળ વિશ્રાંતિ (દિવા-વિહાર) માટે બેઠા. એટલામાં કેટલાક લિચ્છવી કુમાર ધનુષ સજ્જ કરીને કૂતરાનું ટોળું લઈને મહાવનમાં આમતેમ ફરતા હતા. તેમણે ભગવાનને બેઠેલા જોઈ, સજ્જ કરેલાં ધનુષ નાખી દીધાં, અને કૂતરાના ટોળાને એક બાજુએ રાખી, તેઓ ભગવાન પાસે આવ્યા, અને ભગવાનને પ્રણામ કરી, બોલ્યા ચાલ્યા વગર હાથ જોડીને તેમની સેવામાં બેઠા.

એટલામાં મહાનામ નામનો લિચ્છવી મહાવનમાં આમ-તેમ ફરતો હતો. તેણે પેલાઓને આમ બોલ્યા ચાલ્યા વગર હાથ જોડીને બેઠેલા જોઈ કહ્યું, 'ધન્ય છે! ધન્ય છે

બુદ્ધે પૂછ્યું, 'મહાનામ! તું ધન્ય છે! ધન્ય છે! એમ કેમ બોલ્યો?'

મહાનામે પ્રણામ કરી જવાબ આપ્યો, 'ભદંત! આ લિચ્છવી કુમારો કઠોર અને અનાડી છે. એમના ઘરમાં જે કંઈ ખાવાનું ભેટ આવે—તે પછી શેરડી હોય, બોર હોય, વડું

હોય, લાડુ હોય કે સક્ખલકા (?) હોય – તે તેઓ ઉપાડી ઉપાડીને ખાઈ જાય છે; અને કુળની સ્ત્રીઓ અને છોકરીઓની પીઠ ઉપર ફેંકે છે. એ કુમારો અત્યારે બોલ્યા ચાલ્યા વગર હાથ જોડીને બેઠા છે, એ જોઈને હું એ શબ્દો બોલ્યો.'
[ અંગુત્તરનિકાય–પંચકનિપાત ]

બુદ્ધ તો મહાવીરના સમકાલીન જ હતા; એટલે ઉપરના ઉતારામાં તે કાળના વૈશાલીના ક્ષત્રિય કુમારોનું જે વર્ણન આપણને મળે છે, તે સૂચક છે. બધાં પ્રતાપી શસ્ત્રોપજીવી[1] ગણસત્તાક રાજ્યોની જેમ લિચ્છવીઓના ગણસત્તાક રાજ્યમાં પણ કુમારોને બહુ પહેલેથી જ શસ્ત્ર-વિદ્યાનું શિક્ષણ અપાતું હશે; અને એ રીતે ધનુષ્ય સજ્જ કરી, શિકારી કૂતરાઓને સાથે લઈ મહા-વનોમાં રખડવામાં તેમના ઘણા કાળ જતા હશે.

વર્ધમાન એ પ્રમાણે શસ્ત્રવિદ્યામાં પારંગત થયા હતા કે નહીં, તેનો ઉલ્લેખ 'જૈન' ગ્રંથકાર તો કરે જ નહીં; એટલે તે તો સીધા સાદા 'વ્યાકરણ'–શાસ્ત્રનો ઉલ્લેખ કરીને અટકી જાય છે.

કથાકાર કુળમદ કરીને મહાવીરને બ્રાહ્મણ માતપિતાને ઘેરથી ઉપાડી ક્ષત્રિય માતપિતાને ત્યાં લાવવામાં કશું વિઘ્ન નથી અનુભવતા; પરંતુ પછીથી ક્ષત્રિયકુમાર તરીકે તે કાળમાં બધા યુવાનોને ફરજિયાત એવી શસ્ત્રવિદ્યા તે શીખ્યા હતા કે નહીં તે વિષે કશું કહેતા નથી. એટલે એ વિષે કલ્પના જ કરવાની રહે છે.

---

૧. પાણિનિ તેવા સંઘો માટે 'આયુધજીવી' શબ્દ વાપરે છે (૫. ૩. ૧૧૫-૭); કૌટિલ્ય 'આયુધજીવી'ને બદલે 'શસ્ત્રોપજીવી' શબ્દ વાપરે છે (૧૯). 'શસ્ત્રોપજીવી' એટલે (ઉપજીવી શબ્દનો મનુસ્મૃતિ ૧૦-૭૪ પ્રમાણે અર્થ કરીએ તો) 'શસ્ત્રવિદ્યામાં દરેકે કુશળ થવું એવો નિયમ પાળનારા સંઘો.'

વર્ધમાન યુવાવસ્થામાં, 'સાત હાથ ઊંચા'[1] બલિષ્ઠ ક્ષત્રિય કુમાર બન્યા હશે, તો પણ તેમની આચાર-વિચાર-ધારા અન્ય યુવાનોથી જુદી — અસામાન્ય — હશે એમ કલ્પી શકાય છે. શસ્ત્રવિદ્યામાં પારંગત થઈ, બીજાઓની સરસાઈ કરી, કેમ આગળ આવવું, તથા રાજખટપટમાં પડી રાજાધિરાજ થવું એ જાતના વિચાર કરવાને બદલે તે જુદી જ જાતના પરાક્રમની સાધના કરવાનો વિચાર કરતા હશે.

'પ્રાણીઓના નાશ માટે શસ્ત્રવિદ્યા શીખવામાં કે કામ-ભોગો માટે માયાદિ આચરવામાં કે સંયમરહિતપણે વૈરભાવ-યુક્ત બની આત્માનું અહિત થાય એવી પ્રવૃત્તિઓ મન-વચન-કાયાથી આચરવામાં દાખવેલું પરાક્રમ સંસાર પ્રાપ્ત કરાવનાર હોય છે. સમજુ માણસ તો સમજે છે કે, શ્રેષ્ઠ પુરુષોએ કહેલા તથા મુક્તિમાર્ગે લઈ જનારા આર્ય ધર્મનું શરણ લઈ, પાપકર્મરૂપ કાંટાને મૂળમાંથી ખેંચી કાઢવા પ્રબળ પુરુષાર્થ કરવો. એ જ સાચું વીરત્વ છે.'
[સૂત્રકૃતાંગ ૧–૮]

આવા આવા આત્મોન્મુખ વિચારો તે યુવાવસ્થાથી કે તે પહેલાંથી પણ કરતા હતા કે નહીં. તેનો કશો પુરાવો કથાકારો આપતા નથી. પરંતુ તેઓએ જે એક મુખ્ય વાત નોંધી રાખી છે કે, મહાવીરને જન્મથી જ ત્રણ જ્ઞાનો પ્રાપ્ત હતાં અને તેથી તેમને તેમના અતીત–અનાગતની ખબર હતી, અને એ કારણે તે પોતે કોણ છે, શું કરવા આવ્યા છે, અને શું કરવાનું છે

---

૧. તેમના શરીરનો વર્ણ તપાવેલા ઉત્તમ સુવર્ણના જેવો હતો. છઠ્ઠા અને બારમા તીર્થંકર રક્ત વર્ણના હતા; આઠમા અને નવમા તીર્થંકર ગૌર વર્ણના હતા; વીસમા અને બાવીસમા તીર્થંકર શ્યામ વર્ણના હતા; ૧૯મા અને ૨૩મા તીર્થંકર રાયણ વૃક્ષના વર્ણના હતા; અને બાકીના ૧૬ ઉપર જણાવેલા મહાવીર જેવા વર્ણના હતા.

એ વસ્તુ કદી તેમને વિસ્મૃત થઈ જ નહોતી, એ બાબતને આચારાંગસૂત્રની શરૂઆતના ભાગમાં જ એક અણધાર્યો ટેકો મળી જાય છે; અને વર્ધમાનની યુવાવસ્થા કેવા કેવા વિચારો કે કૃત્યોમાં પસાર થઈ હશે તે શોધવાની ચાવી પણ સાથે સાથે આપણને મળી જાય છે.

"મહાવીર ભગવાને કહ્યું છે કે, જગતમાં કેટલાય લોકોને એવી ખબર નથી હોતી કે પોતે ક્યાંથી આવેલા છે અને ક્યાં જવાના છે. પોતાનો આત્મા જન્માંતરગામી છે કે નહીં, તેમજ પોતે કોણ હતા અને હવે પછી શું થવાના છે એ પણ તેઓ નથી જાણતા હોતા. પરંતુ કેટલાક લોકો 'સહજસ્મૃતિથી' અર્થાત્ પૂર્વજન્મોની સાહજિક સ્મૃતિથી પોતે ક્યાંથી આવ્યા છે કે ક્યાં જવાના છે તે જાણતા હોય છે. પોતાનો આત્મા જન્માંતરગામી છે, તે વિવિધ દિશાઓમાં કે યોનિઓમાં (કર્માનુસાર) ભટક્યા કરે છે, અને પોતે તે આત્મા જ છે એમ પણ તે જાણતા હોય છે."

એટલે વર્ધમાનને એવું જાતિસ્મરણજ્ઞાન હતું, યુવાવસ્થાથી જ તેમની સાંપરાયદૃષ્ટિ સતેજ હતી. અને તેથી તે પોતે કોણ છે, ક્યાંથી આવ્યા છે, અને ક્યાં જવાના છે – ઇત્યાદિ જીવનમૂલક પ્રશ્નોનું તેમને વિસ્મરણ થયું નહોતું. તેવા પુરુષને તો હરવખત એ ખ્યાલ મોજુદ હોય છે જ કે, 'મનુષ્યજન્મ મળવો દુર્લભ છે, સામાન્ય રીતે જીવો વિવિધ કામનાઓથી મૂઢ બની, અનેક કર્મો કરી, પરિણામે સંસારમાં અનેકવિધ મનુષ્યેતર યોનિઓમાં જન્મ પામ્યા કરે છે. તેમ કરતાં કરતાં ઘણે લાંબે કાળે, ક્રમે કરીને, કોઈ વાર શુદ્ધિ પામેલા વિરલ જીવો કર્મોનો નાશ કરી શકાય તેવું મનુષ્યપણું પ્રાપ્ત કરે છે.' [ઉત્ત૦ ૩]

'મનુષ્યજન્મરૂપી આ અવસર અનુપમ છે. કારણ કે, મનુષ્યજન્મથી ચ્યુત થનારને પછી સમ્યગ્જ્ઞાન થવું દુર્લભ છે.

તેમ જ ધર્મનું રહસ્ય પામી શકે તેવી ચિત્તવૃત્તિ પણ દુર્લભ છે. માટે મનુષ્યદેહ પ્રાપ્ત કરી, કર્મોનો નાશ થાય તેવું પરાક્રમ પ્રગટાવી, સાચું જ્ઞાન પ્રાપ્ત કરવા વેળાસર પ્રયત્ન કરવો જોઈએ. [ સૂત્રકૃતાંગ ૨–૧૫, તથા ૧–૨ ]

'મનુષ્યનું જીવિત દિવસ જતાં પીળું થઈ ખરી જતા ઝાડના પાન જેવું, અને દાભની અણી ઉપર લટકી રહેલા ઝાકળના ટીપા જેવું ક્ષણિક તથા થોડો કાળ રહેનારું છે. વળી તે અનેક વિઘ્નોથી ઘેરાયેલું છે. માટે એક ક્ષણ પણ પ્રમાદ ન કરવો.' [ ઉત્ત૦ ૧૦ ]

તેમની આ જાતની વિચારસરણી તેમની રીતભાતમાં તથા રોજિંદા વ્યવહારમાં પ્રગટ થયા વિના નહીં રહેતી હોય, તથા તેમનાં માતપિતાને પણ ચાલુ ફિકરનું કારણ બન્યા જ કરતી હશે. કથાકાર એ વિષે કશો સીધો ઉલ્લેખ નથી કરતા. પરંતુ વર્ધમાન યોગ્ય ઉમરના થતાં તેમને માટે જ્યારે કન્યાઓના પિતાઓ તરફથી માગાં આવવા માંડયાં, ત્યારે માતપિતાના હૃદયની એ ગુપ્ત ચિંતા પ્રગટ થયા વિના ન રહી.

સમરવીર નામના કોઈ રાજાએ[1] પોતાની રાણી પદ્માવતીની પુત્રી યશોદાનું વર્ધમાન સાથે લગ્ન કરવા વર્ધમાનના પિતા સિદ્ધાર્થ ઉપર કહેણ મોકલ્યું. વર્ધમાનની વિરક્ત ટેવોથી પરિચિત એવાં માતપિતા, તેમના મનની વાત જાણ્યા વિના કશો નિશ્ચિત જવાબ શી રીતે આપે? એટલે તેમણે વર્ધમાનના મિત્રો દ્વારા એ બાબતમાં તેમનો અભિપ્રાય જાણવાનો પ્રયત્ન કર્યો. જવાબ જેવો ધાર્યો હતો તેવો જ મળ્યો. વર્ધમાને સ્ત્રીભોગ તેમજ સંસારી જીવન વિષે પોતાના ખ્યાલ[2] કહી બતાવીને

---

૧. તે કયા દેશનો હતો તે વિષે કશી માહિતી નોંધાઈ નથી. માત્ર તે વસંતપુરનો હતો એટલી વિગત નોંધાઈ રહી છે.

૨. જુઓ છેલ્લા ખંડમાં તે વિષયનાં વાક્યો.

પોતાના મિત્રોને જણાવ્યું કે, 'હું તો ક્યારનો સાધુ થઈ ગૃહત્યાગ કરવાનો વિચાર કર્યા કરું છું. પરંતુ મારી માતાનો મારા ઉપર જે ઉત્કટ સ્નેહ છે, તેને અસહ્ય ધક્કો ન લાગે તે ઇરાદાથી જ તેમના જીવતાં એમ ન કરવું એવી ગાંઠ વાળી બેઠો છું. પરંતુ એ વસ્તુસ્થિતિ જાણવા છતાં તેઓ જો મને લગ્નબંધનથી સંસારમાં કાયમનો જકડવા ઇચ્છે, તો તો તેમણે મારા માતૃસ્નેહ ઉપર અત્યાચાર જ કર્યો કહેવાય.'

સિદ્ધાર્થ તથા ત્રિશલા હવે વિમાસણમાં પડ્યાં. જે વસ્તુની તેમને ઊંડે ઊંડે આશંકા હતી તે જ આગળ આવી. છેવટે તેમણે વર્ધમાનના માતૃસ્નેહને જ વટાવીને તેને ગૃહજીવનમાં જકડવાનો નિર્ણય કર્યો. ત્રિશલા પોતે વર્ધમાન પાસે આવ્યાં.

માતાપુત્ર વચ્ચે કોણ જાણે એવું અકલ્પ્ય સ્નેહબંધન હતું કે, મહાવીરને સમજાવવામાં ત્રિશલાને કશી વધારે રકઝક કરવી ન પડી. વર્ધમાને તરત જ કબૂલ કર્યું કે, તમારો એવો જ આગ્રહ હોય, તો હું કોઈ રીતે તેને નકારી શકું તેમ નથી. પરિણામે યશોદા સાથે વર્ધમાનનું લગ્ન થયું.

યથાકાળે તેમને પ્રિયદર્શના નામની એક પુત્રી થઈ, તથા યોગ્ય કાળે તેને તે જ નગરના જમાલિ નામના ક્ષત્રિયકુમાર સાથે પરણાવવામાં આવી. તે જમાલિ વર્ધમાનનાં મોટાં બહેન સુદર્શનાનો જ પુત્ર થતો હતો. તેને પણ પ્રિયદર્શનાથી શેષવતી કે યશસ્વતી નામની કન્યા થઈ.

કથાકારો તો વર્ધમાનનું સાંસારિક જીવન તેમનો સાંસારિક પરિવાર ગણી બતાવીને જ આ પ્રમાણે ટૂંકમાં પતવે છે. જેમકે, વર્ધમાનના પિતા કાસ્યપ ગોત્રના હતા, તથા ત્રણ નામથી પ્રસિદ્ધ હતા: સિદ્ધાર્થ, શ્રેયાંસ અને યશસ્વી. વર્ધમાનની માતા વાસિષ્ઠ ગોત્રનાં હતાં તથા ત્રણ નામે પ્રસિદ્ધ હતાં: ત્રિશલા,

વિદેહદિન્ના, અને પ્રીતિકારિણી. વર્ધમાનને સુપાર્શ્વ નામે કાકા હતા, નંદિવર્ધન નામે મોટાભાઈ હતા, સુદર્શના નામની બહેન હતી, અને કૌંડિન્ય ગોત્રની યશોદા નામની સ્ત્રી હતી. વર્ધમાનની પુત્રી કાશ્યપ ગોત્રની ગણાય. તે બે નામે પ્રસિદ્ધ હતી: અનવદ્યા અને પ્રિયદર્શના. પ્રિયદર્શનાની પુત્રી કૌશિક ગોત્રની હતી. તેણીનાં બે નામ ઉપર આપ્યાં છે.

બીજા કેટલાક પ્રાચીન લેખકો ગૃહવાસમાં વર્તતા વર્ધમાનનાં નીચે પ્રમાણે વિશેષણો આપીને જ અટકે છે: સર્વ બાબતોમાં કુશળ [ दक्खे ], પ્રતિજ્ઞાનો નિર્વાહ કરવામાં હંમેશાં તત્પર [ दक्खपइण्णे ], અત્યંત સુંદર રૂપવાળા [ पडिरूवे ], સર્વગુણસંયુક્ત [ आलीणे ], સરળ પ્રકૃતિવાળા [ भद्दए ], વડીલોનો વિનય કરનારા [ विणीए ], જ્ઞાતવંશી [ णाए ], જ્ઞાતવંશી ક્ષત્રિયના પુત્ર [ णायपुत्ते ], જ્ઞાતવંશી ક્ષત્રિયોના કુળમાં ચંદ્ર સમાન, [ णायकुलचंदे ], વિદેહવંશી [ विदेहे ], વિદેહદિન્ના ( ત્રિશલા )ના પુત્ર, વિદેહાની કૂખ વિષે ઉત્પન્ન થયેલા [ विदेहजच्चे ], અને વિદેહવંશી સુકુમાર યુવાન [ विदेहसूमाले ].

એટલે ગૃહવાસમાં તેમના આચાર વિષે સીધું કશું જાણવા મળતું હોય તો થોડું જ છે. સૂત્રકૃતાંગમાં 'મહાવીરે આમ કહ્યું છે', એવા સીધા ઉલ્લેખ સાથે જે કેટલાક ફકરાઓ સંઘરાયા છે, તેમાંનો એક, ગૃહસ્થાશ્રમ દરમ્યાન તેમનું વર્તન કેવું હશે તે સમજવામાં આપણને ઉપયોગી થાય તેવો છે; તે અહીં આપણે ઉતારીને સંતોષ માનીએ:

"વિવેકી પુરુષ ગૃહસ્થાશ્રમ દરમ્યાન પણ પોતાની યોગ્યતાનુસાર અહિંસાદિ વ્રતો પાળવા પ્રયત્ન કરવો. મૂર્ખ મનુષ્ય જ સાંસારિક પદાર્થો અને સંબંધીઓને પોતાનું શરણ માની, તેઓમાં બંધાઈ રહે છે. તે જાણતો નથી કે અંતે તો તે બધાંને છોડી એકલા જ જવાનું છે તથા પોતાનાં

કર્મોનાં વિષમ પરિણામો ભોગવતા, દુઃખથી પીડાઈ હંમેશાં આ યોનિચક્રમાં ભટકવું પડવાનું છે. પોતાનાં કર્મ પોતાને ભોગવ્યા વિના છૂટકો જ નથી. માટે જાગૃત થાઓ; વર્તમાન કાળ એ જ એકમાત્ર તક છે, અને બોધપ્રાપ્તિ સુલભ નથી. માટે આત્મકલ્યાણ સારુ તીવ્રતાથી કમર કસો. ત્રણે કાળના સંતપુરુષો ભારપૂર્વક એ જ વાત કહેતા આવ્યા છે."

[ સૂત્ર૦ શ્રુત૦ ૧. શ્લો૦ ૧૩-૨૨ ]

## ૪

# ગૃહત્યાગ

## ૧

મહાવીરના ગૃહજીવન ઉપર પડેલો આ અંધારપડદો છેક છેવટે ત્યારે જ ઊઘડે છે, જ્યારે મહાવીર અઠ્ઠાવીસ વર્ષના થતાં તેમનાં માતપિતા સ્વર્ગે સિધાવે છે, અને એ રીતે મહાવીર તેમના જીવનકાળ દરમ્યાન દીક્ષા ન લેવાની પ્રતિજ્ઞામાંથી મુક્ત થાય છે. તે વખતે તેમના મોટા ભાઈ નંદિવર્ધન તેમને હજુ બે વર્ષ વધારે ગૃહજીવનમાં રહેવા આગ્રહ કરે છે, જેથી તે દરમ્યાન માતપિતાના દેવલોકવાસથી આખા કુટુંબને થયેલો ઘા રુઝાઈ જાય, અને મહાવીરના ગૃહત્યાગથી પડનારો નવો જ કારમો ઘા વેઠવાની બધામાં શક્તિ આવે.

કોણ જાણે શાથી, મહાવીર મોટાભાઈના આ આગ્રહને પણ વશ થાય છે, અને પોતાના ગૃહત્યાગનો સમય બીજાં બે વર્ષ જેટલો લંબાવે છે. આયુષ્યને ક્ષણભંગુર માનનારો પુરુષ સગાંસંબંધીના હંમેશ ચાલુ રહેનારા આગ્રહને આટલું બધું માન વારંવાર આપ્યા કરે, એ વસ્તુ સૂચક છે, અને કદાચ મહાવીરના સ્વભાવની એક વિશિષ્ટ બાજુ પ્રગટ કરે છે. વૈરાગ્યવૃત્તિની પ્રબળતા હોવા છતાં પણ વડીલો પ્રત્યેના બહુમાનને લુપ્ત થવા ન દેવું, તેમ જ સમયને ઓળખી, પોતાના નિશ્ચિત જીવનપથમાં ખલેલ આવવા દીધા વિના સમજુતી કરી લેવાનું ઔદાર્ય દાખવવું, એ કોઈ વિવેકી તેમ જ ભાવપૂર્ણ હૃદયનું જ કામ છે. કદાચ એ આંતરિક સાચા વૈરાગ્યનું દ્યોતક પણ છે.

જો કે, તે બે વર્ષનો ગાળો મહાવીર પોતાના આગામી કઠોર તપસ્યા-જીવનની તૈયારીમાં જ ગાળે છે. કેમકે, ત્યારથી માંડીને તે સર્વ પ્રકારની સદોષપ્રવૃત્તિઓના ત્યાગપૂર્વક સજીવ પાણીનો ઉપયોગ તજવાનું, સદોષ આહાર ત્યાગવાનું, બ્રહ્મચર્ય પાળવાનું, અને સર્વ પ્રકારના સ્નાનવિલેપનાદિ શરીર-સંસ્કારો ત્યાગવાનું નક્કી કરે છે.

૨

આ જગાએ જ મહાવીરના ધર્મજીવનની તૈયારી પાછળ રહેલી વિચારસરણિ ટૂંકમાં સમજતા જવાની જરૂર છે. સમકાલીન અન્ય જીવનસરણિઓ કરતાં તેમાં અમુક મુદ્દાની બાબતમાં વિશેષતા છે, અને તેથી જ તેમાં સજીવ પાણીનો ઉપયોગ તજવા જેવા નિયમો સમાવેશ પામે છે. કથાકારો ક્યાંય મહાવીરના ધર્મજીવનના પ્રારંભકાળમાં તેમની વિચારસરણિ કેવી હતી, તથા તેનાં મુખ્ય કે વિશિષ્ટ અંગો શાં હતાં તે નોંધતા જતા નથી. પરંતુ મહાવીર પોતાનાં માતપિતા પાર્શ્વનાથની જે જૈન પરંપરાને અનુસરતાં આવ્યાં હતાં તેને જ પહેલેથી છેવટ સુધી અનુસર્યા હોવાથી,[1] તથા તેમણે જિન થયા બાદ તે પરંપરામાં જે બે મુખ્ય સુધારા શરૂ કર્યા[2] તે પણ આપણે નિશ્ચિત જાણતા હોવાથી, તેમની જિન થયા બાદની નોંધાયેલી વિચારસરણિ ઉપરથી જ તેમની પ્રારંભ-

૧. ગૌતમબુદ્ધ તો ગૃહત્યાગ કર્યા બાદ કેટલાંક વર્ષ સુધી પોતાના જમાનાના અન્ય આચાર્યોની સાધનાપ્રણાલિને અનુસર્યા હતા; અને ઘણાં વર્ષ સુધી તેમાં ન ફાવ્યા ત્યારે તેમણે પોતાના સ્વભાવને કે ઘડતરને યોગ્ય નવી પ્રણાલિ વિચારી કાઢી અને તેને અનુસરીને સિદ્ધિ પ્રાપ્ત કરી, એ સુવિદિત જ છે.

૨. ચાર મહાવ્રતોમાં બ્રહ્મચર્ય ઉમેરી પાંચ મહાવ્રત (યામ) કર્યાં તે; તથા દોષ થયો હોય કે ન હોય તો પણ રોજ પ્રતિક્રમણ (દોષની કબૂલાત અને પ્રાયશ્ચિત્ત) નો વિધિ શરૂ કર્યો તે.

કાળની વિચારસરણિની પણ કંઈક રૂપરેખા તારવવાનો પ્રયત્ન કરીશું, તો તે છેક અંધારામાં બાથોડિયાં ભર્યા જેવું નહીં થાય. તેની પરિપૂર્તિ રૂપે મૂળ સૂત્રગ્રંથોમાંથી ઉતારા વાચકને આ ગ્રંથના છેલ્લા ખંડમાં જોવા મળશે. તેમની વિચારસરણિનાં પગથિયાં કાંઈક આ ક્રમમાં ગોઠવાય છે:—

૧. લોકો સુખબુદ્ધિથી શબ્દાદિ વિષયોરૂપ કામ-ગુણોની પાછળ દોડતા તેમને સેવ્યા કરે છે, પરંતુ —
 – તે બધા તેમને દુઃખનું જ કારણ થઈ પડે છે;
 – વિશેષે તો અન્ય જીવોની હિંસાનું કારણ થઈ પડે છે;
 – અને એ રીતે પોતાના અહિતનું તથા સાચા સુખ કે શાંતિનો માર્ગ ભૂલવા તથા હારવાનું કારણ બને છે.

૨. તે વિષયો પ્રત્યેની આસક્તિ દૂર કરવી એ જ —
 – સાચા સુખનું કારણ થાય છે;
 – અન્ય જીવોની અહિંસાનું પણ કારણ થાય છે;
 – અને એ રીતે આપણા સાચા કલ્યાણનું પણ કારણ બને છે.

૩. એ અહિંસામૂલક સાચી શાંતિ એ જ આપણું મૂળ—સત્ય—સ્વરૂપ પણ છે.

વાચક જોઈ શકશે કે ઉપરના ત્રણ વિભાગોમાંથી પ્રથમ બે વિભાગોમાં જે ત્રણ-ત્રણ પેટા-વિભાગો છે, તે દરેકમાં વચલો હિંસા-અહિંસાનો છે. અને તર્કશાસ્ત્રની આવશ્યકતા વિચારીએ, તો તે બિનજરૂરી છે. પરંતુ તર્કશાસ્ત્રની દૃષ્ટિએ ભલે તે નિરુપયોગી હોય, પરંતુ મહાવીરની વિચારસરણિમાં તો તે અતિ અગત્યનું સ્થાન ભોગવે છે. અને એ વસ્તુ પ્રથમથી જ સમજી લેવાની ખાસ જરૂર છે. હિંદુ ધર્મના વેદાંતદર્શનનું મુખ્ય સૂત્ર જેમ અજ્ઞાનનિવારણ છે, બૌદ્ધધર્મનું જેમ તૃષ્ણાનિવારણ છે, તેમ જૈનધર્મનું હિંસાનિવારણ છે. વેદાંતદર્શન માણસના જ્ઞાનસ્વરૂપ ઉપર આધાર રાખી કહે છે

કે, અજ્ઞાનમાં શા માટે સબડો છો? બૌદ્ધદર્શન માણસના સાચા નિર્વાણસ્વરૂપ ઉપર આધાર રાખી કહે છે કે, તૃષ્ણાથી શા માટે દાઝ્યા કરો છો? ત્યારે જૈનદર્શન સર્વ આત્માઓની એકતા તો નહીં પણ સમતાના રોજિંદા અનુભવ ઉપર આધાર રાખી કહે છે કે, અન્ય જીવની હિંસા શા માટે કરો છો? વેદાંતદર્શન એમ માને છે કે, માણસ સ્વભાવે ચિત્સ્વરૂપ હોઈ, અજ્ઞાનાવરણ પસંદ નહીં કરે; બૌદ્ધદર્શન એમ માને છે કે, માણસ નિર્વાણસ્વરૂપ હોઈ તૃષ્ણાનું શલ્ય પસંદ નહીં કરે: અને જૈનદર્શન એમ માને છે કે, 'પોતાના જેવા જ બીજા જીવો પણ છે' એ સાહજિક અનુભવથી માણસ બીજાની હિંસા કરવાનું પસંદ નહીં કરે. અલબત્ત, ત્રણેનું લક્ષ્ય એક જ છે – જન્મમરણનો ત્યાગ: પણ 'અપીલ' જુદી છે. સહેજ વિચાર કરીશું તો જણાશે કે, મહાવીરની 'અપીલ' પણ સમજાય તેવી સુસંગત છે. હું સુખ માટે આટલો પ્રયત્ન કર્યા કરું છું, અને તે દરમિયાન મારા જેવા બીજા જીવો મને દુઃખ દઈ કે મારી નાખી, મારો પ્રયત્ન વંધ્ય કરી મૂકે એ જેમ હું પસંદ ન કરું, તેમ બીજા જીવો પણ મારી દ્વારા થતી તેવી બાધા કેમ પસંદ કરે? માટે મારી સુખની શોધ એવી તો ન જ હોવી જોઈએ કે જેથી બીજા જીવોની સુખની શોધમાં બાધાકારક નીવડે. પરંતુ મારા સુખ માટેના આરંભ-માત્ર કોઈ ને કોઈ રીતે અન્ય જીવોની હિંસામાં પરિણમે જ છે; કારણ કે શરીરનું અસ્તિત્વ પોતે જ અન્ય જીવોની હિંસા વિના શક્ય નથી. એટલે શરીરને રાખી તેના સુખ માટે હું કોઈ પણ પ્રયત્ન એવો નથી કરી શકવાનો કે જે સંપૂર્ણ રીતે અહિંસક હોય. વળી હિંસક પ્રયત્ન દ્વારા આત્યંતિક સુખ પ્રાપ્ત થવાની કોઈ સૂરત પણ દેખાતી નથી; કારણ કે, હું જેમ મારા સુખ માટે બીજા જીવોની હિંસા કરવા ઇચ્છું, તેમ તે બીજા જીવો પણ પોતાના સુખ માટે મારી હિંસા

કરવા ઇચ્છે જ. એટલે મનુષ્યની શોધનો વિષય વસ્તુતાએ અહિંસક સુખની શોધનો બની જાય છે, બીજા શબ્દોમાં કહીએ તો અશરીરી સુખની શોધનો બની જાય છે. શરીરવિહીન અવસ્થા જો શક્ય હોય, અને તે આત્યંતિક સુખની પણ અવસ્થા હોય, તો જૈનદૃષ્ટિએ માનવ પ્રાણીની આખીયે શોધનો છેડો મળી જાય. અને નવાઈની વાત એ છે કે, તે મુદ્દા ઉપર જ હિંદુ, બૌદ્ધ તેમ જ જૈન ત્રણે દર્શનોની શોધ પૂરી થાય છે. વેદાંત પણ કહે છે કે, શરીરરહિત આત્મસ્વરૂપે સ્થિતિ તે સત્-ચિત-આનંદની સ્થિતિ છે. બૌદ્ધ દર્શન પણ કહે છે કે, એ શરીરરહિત સ્થિતિ નિર્વાણ અથવા પરમ શાંતિની સ્થિતિ છે; અને જૈનદર્શન પણ કહે છે કે, એ શરીર-રહિત અહિંસક સ્થિતિ સાચા સુખની સ્થિતિ છે.

## ૩

મહાવીર કેવી જાતના ખ્યાલોથી પ્રેરાઈને પોતાનું જીવન ઘડી રહ્યા હતા, તે સમજવા માટે આપણે ઉપર તેમનું કાંઈક દિગ્દર્શન કરી લીધું. હવે આપણે આગળ ચાલીએ.

ધર્મજીવનની પૂર્વતૈયારીમાં એક વર્ષ વીત્યું–ન–વીત્યું તેવામાં તો તેમના અંતરની કામના વધુ ઉગ્ર બનવા લાગી, અને હવે વધુ સાધનાની શક્યતા માટે સંસારત્યાગ કરવો જ જોઈએ એવું તેમને સ્પષ્ટ દેખાવા લાગ્યું. કથાકાર પોતાની રોચક શૈલીમાં એ બીના આ રીતે વર્ણવે છે:

બાર સ્વર્ગોમાંથી પાંચમા સ્વર્ગ બ્રહ્મલોકની ચારે બાજુની દિશાઓ–વિદિશાઓમાં લોકાંતિક નામના દેવો રહે છે.[૧]

૧. તેઓ વિષયરતિથી રહિત હોવાથી દેવર્ષિ કહેવાય છે. તેઓ પરસ્પર નાના–મોટા ન હોવાથી સ્વતંત્ર છે, અને ત્યાંથી ચ્યુત થઈ એક મનુષ્યજન્મ લઈ મોક્ષ પ્રાપ્ત કરે છે. જુઓ તત્ત્વાર્થસૂત્ર (વિદ્યાપીઠ) પા. ૧૮૪ અથવા અ૦ ૪, સૂ૦ ૨૫–૬

જ્યારે કોઈ ભાવી તીર્થંકરને ગૃહત્યાગ કરવાનો સમય આવે છે, ત્યારે તેમની પાસે જઈ 'જાગો !, જાગો !' એવા શબ્દ દ્વારા તેમને પ્રતિબોધ કરવાનો તેમનો આચાર છે. એ નિયમ પ્રમાણે વર્ધમાન પાસે આવીને તેઓ તેમને 'બુજ્ઝહ! બુજ્ઝહ! ('જાગો'! 'જાગો'!) એમ કહી ચેતવવા લાગ્યા. એ પ્રમાણે દિવ્ય સૂચના મળતાં જ મહાવીરે પોતાના ગૃહસ્થાશ્રમનું સર્વ ધન દાનમાં આપી દેવા માંડ્યું. એમ કરતાં કરતાં બીજું વર્ષ પણ વીતી ગયું. મોટાભાઈ પાસે કબૂલેલો અવધિ પણ હવે પૂરો થયો; એટલે મહાવીર ગૃહત્યાગ કરવા તત્પર થયા.

વિજય નામના મુહૂર્તે, ઉત્તરાફાલ્ગુની નક્ષત્રને યોગે, છાયા પૂર્વ તરફની તથા બરાબર પુરુષ જેટલી લાંબી થઈ ત્યારે, તેમણે છેક છેલ્લું શીતળ જળથી સ્નાન કર્યું; અને ઉત્તમ સફેદ બારીક વસ્ત્ર તથા આભૂષણ પહેરી, પોતાનાં કુટુંબી-જનોએ તેમનો છેક છેલ્લો વિદાયસત્કાર કરવા ખાતર આણેલી ચંદ્રપ્રભા નામની વિશાળ શિબિકામાં પૂર્વદિશા તરફ મુખ રાખી નિર્મળ ચિત્તે તે બેઠા.

તેમણે એક જ વસ્ત્ર ધારણ કર્યું હતું, તથા છ ટંકના ઉપવાસ કર્યા હતા.[1] શિબિકામાં તેમની જમણી બાજુએ એક કુલવૃદ્ધા સ્ત્રી પવિત્ર થઈ, શુદ્ધ વસ્ત્રાલંકાર પહેરી. હંસ જેવું સફેદ વસ્ત્ર સાથે લઈને બેઠાં. ડાબી બાજુએ મહાવીરની

૧. પાર્શ્વનાથ તેમજ મહાવીર બંનેનો કુમારવાસ ૩૦ વર્ષનો હતો, અર્થાત્ તેમણે ત્રીસ વર્ષે દીક્ષા લીધી હતી. ત્યાર પહેલાંના તીર્થંકરોની આયુષ્યમર્યાદા જ આપણી અત્યારની માનુષી ગણતરી ઓળંગી જતી હોવાથી તેને નોંધવાનો અર્થ નથી. જેમકે છેક ઓછામાં ઓછો કાળ જ ત્રણસો વરસનો (અરિષ્ટનેમિનો) છે.

ચોવીસ તીર્થંકરોમાંથી સુમતિનાથે દીક્ષા લેતા પહેલાં ઉપવાસ નહોતો કર્યો. વાસુપૂજ્યે ચાર ટંકનો, પાર્શ્વ તથા મલ્લિનાથે આઠ ટંકનો, અને બાકીનાઓએ છ ટંકનો ઉપવાસ કર્યો હતો.

ધાવ-મા દીક્ષાની સાધનસામગ્રી લઈને બેઠી. પાછળ એક સ્ત્રી સોળ શૃંગાર પહેરી, મહાવીર ઉપર છત્ર ધરીને બેઠી. ઈશાન ખૂણે એક સ્ત્રી મણિમય વીંજણો લઈને બેઠી; ત્યાર બાદ દીક્ષાનો વરઘોડો વાજતેગાજતે જ્ઞાતૃવંશી ક્ષત્રિયોના ઉદ્યાન તરફ ચાલ્યો. અન્ય નગરજનોએ મોટી સંખ્યામાં આ દીક્ષા-મહોત્સવમાં ભાગ લીધો.

ધન્ય છે તે જમાનાને કે, યુદ્ધવીરોને સમરાંગણમાં વળાવતાં કુટુંબીઓની પેઠે લોકો જીવન-વીરોના અભિનિષ્ક્રમણનો એક ઉત્સવ મનાવે છે!

જ્ઞાતવંશીઓના ઉદ્યાનમાં પહોંચ્યા બાદ મહાવીર શિબિકા-માંથી ઊતર્યા, અને ત્યાં પોતાનાં આભૂષણ શરીર ઉપરથી ઉતારી નાખ્યાં. તે બધાં પેલી કુલવૃદ્ધાએ 'હંસલક્ષણ' રેશમી વસ્ત્રમાં ઝીલી લીધાં. ત્યાર બાદ ત્રીજે પહોરે માગશર માસની વદ દશમે ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર સાથે ચંદ્રનો યોગ આવ્યો ત્યારે તેમણે પોતાની મેળે જ પાંચ મૂઠીઓ ભરી ડાબા હાથથી ડાબા અને જમણા હાથથી જમણા એમ પોતાના દાઢી મૂછ અને માથાના બધા વાળ ઉખાડી નાખ્યા.* તે કેશ પણ ઉત્તમ વસ્ત્રમાં [1] ઝીલી લેવામાં આવ્યા, અને ક્ષીરસાગરમાં પધરાવવામાં આવ્યા. ત્યાર બાદ ત્રણ વાર સિદ્ધોને નમસ્કાર કરી પોતાની જાતે જ મહાવીરે પંચમહાવ્રતરૂપ ચારિત્ર ગ્રહણ કર્યું. તેની સાથે જ તેમને જન્મસિદ્ધ ત્રણ જ્ઞાનો ઉપરાંત ચોથું મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થયું. તેનાથી તેમને મનુષ્યલોકની મર્યાદામાં આવેલાં પર્યાપ્ત અને વ્યક્ત મનવાળાં સંજ્ઞી પંચેંદ્રિય પ્રાણીઓના મનોગત ભાવો પ્રત્યક્ષ થઈ ગયા. પેલી કુલવૃદ્ધાએ તેમ જ અન્ય કુટુંબીજનોએ ઊભરાતા હૃદયે અને ખચકાતી

* એક મૂઠીથી દાઢી અને મૂછના, અને ચાર મૂઠીથી માથા ઉપરના.

૧. આચારાંગમાં હીરાના થાળમાં ઝીલી લેવામાં આવ્યા, એમ છે.

વાણીએ મહાવીરને આશીર્વાદ આપ્યા કે, 'લીધેલા વ્રતમાં અડગ રહેજો, સંકટો અને મુશ્કેલીઓથી ગભરાશો નહીં, તથા એવો પુરુષાર્થ દાખવજો કે જેથી શીઘ્ર તમારું લક્ષ સિદ્ધ થાય.' ત્યાર બાદ ભગવાનને પ્રણામ કરી, તેમને એકલા* પોતાને માર્ગે જવા માટે છૂટા મૂકી, સૌ સમુદાય પોતપોતાને સ્થાને પાછો ફર્યો.

* બીજા તીર્થંકરો તો સેંકડો અને હજારો સાથીઓની સાથે દીક્ષિત થયા હતા, પરંતુ મહાવીર તો એકલા જ દીક્ષિત થયા હતા.

આ દીક્ષા વગેરે બાબતોમાં જુદા જુદા તીર્થંકરોની સરખામણી આ પ્રમાણે કરવામાં આવે છે:

(૧) મહાવીર, અરિષ્ટનેમિ, પાર્શ્વ, મલ્લિનાથ, અને વાસુપૂજ્ય એ સિવાયના બાકીના તીર્થંકરો રાજકુળમાં જન્મેલા રાજાઓ હતા, પણ રાજ્યાભિષેકની ઇચ્છા રાખ્યા વિના કૌમાર અવસ્થામાં જ પ્રવ્રજિત થયા હતા. શાંતિનાથ, કુંથુનાથ, અને અરનાથ તીર્થંકર તથા ચક્રવર્તી બંને પદવીવાળા હતા. અને બાકીના તીર્થંકરો માંડલિક રાજાઓ જ હતા.

(૨) ઋષભદેવ ચાર હજાર પુરુષો સાથે, પાર્શ્વનાથ અને મલ્લિનાથે ત્રણસો પુરુષો સાથે, વાસુપૂજ્યે છસો પુરુષ સાથે, મહાવીર તો એકલા જ, અને બાકીના તીર્થંકરોએ એક હજાર પુરુષોના પરિવાર સહિત દીક્ષા લીધી હતી.

(૩) મહાવીર, અરિષ્ટનેમિ, પાર્શ્વનાથ, મલ્લિનાથ, અને વાસુપૂજ્ય સ્વામીએ પ્રથમ વયમાં દીક્ષા લીધી, અને બાકીના તીર્થંકરોએ પાછલી વયમાં.

(૪) ચોવીસે તીર્થંકરો એક વસ્ત્રે ઘર છોડી નીકળ્યા હતા.

(૫) ઋષભદેવે વિનીતા નગરીમાં, અરિષ્ટનેમિએ દ્વારકામાં અને બાકીનાઓએ જન્મભૂમિ વિષે દીક્ષા લીધી હતી.

(૬) ઋષભદેવે સિદ્ધાર્થ નામના વનમાં, વાસુપૂજ્યે વિહારગૃહમાં, ધર્મનાથે વપ્રકામાં, સુવ્રતે નીલગુહામાં, પાર્શ્વે આશ્રમપદમાં, મહાવીરે જ્ઞાતવંશીઓના ઉદ્યાનમાં અને બાકીનાઓએ સહસ્રામ્રવન (આંબાવાડિયા)માં દીક્ષા લીધી હતી.

મિત્ર, જ્ઞાતિ, સ્વજન અને સંબંધી વર્ગને વિદાય કરી, મહાવીરે ત્યાં જ એવો નિયમ લીધો કે હવેથી બાર વર્ષ સુધી હું કાયાની સારસંભાળ કે મમતા રાખ્યા વિના, જે કોઈ વિઘ્નો અને સંકટો આવી પડશે, તે બધાં અડગપણે સહન કરીશ. અને તે તે વિઘ્નો નાખનાર પ્રત્યે સમભાવ રાખીશ. આવો નિયમ લઈ તે ત્યાંથી ચાલી નીકળ્યા, અને મુહૂર્ત જેટલો દિવસ બાકી રહ્યો, ત્યારે કુમ્મારૂ[1] ગામે આવી પહોંચ્યા.

આ જગાએ એક પ્રશ્ન થાય છે કે, ઉત્તરાધ્યયન સૂત્ર અ. ૨૩, શ્લો. ૯–૧૩ માં મહાવીરના આચારવિધિને પાર્શ્વના આચારવિધિથી જુદો પાડી અચેલક–વસ્ત્રરહિત રહેવાનો વિધિ કહ્યો છે. અને એ રીતે તેને પાર્શ્વના આચારવિધિમાં મહાવીરે કરેલા સુધારા–ફેરફાર રૂપ જણાવ્યા છે. તો પછી મહાવીરે ગૃહત્યાગ કર્યા બાદ વસ્ત્ર ધારણ કરેલું કે તે નગ્ન સ્થિતિમાં જ ચાલી નીકળેલા? કથાકારો જે રીતે એ પ્રશ્નનું નિરાકરણ રજૂ કરે છે, તે ઉપરથી જણાયા વિના નથી રહેતું કે, મહાવીરે વસ્ત્રનો સદંતર ત્યાગ જ કરેલો. કારણ કે તેઓ જણાવે છે કે, તેમણે પોતે તો વસ્ત્ર ધારણ નહોતું

(૭) પહેલા અને છેલ્લા જિનને પાંચ મહાવ્રત હતાં, બાકીનાઓને ચાર હતાં.

(૮) પહેલા અને છેલ્લા જિને સ્વીકારેલ સંયમાદિ ચારિત્ર સામાયિક અને છેદોપસ્થાપનીય એમ બે પ્રકારે હતું, અને બાકીનાઓને સામાયિક જ હતું. સમભાવમાં રહેવા માટે બધી અશુદ્ધ પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો, તે 'સામાયિક' ચારિત્ર કહેવાય. અને પ્રથમ દીક્ષા લીધા બાદ વિશિષ્ટ શ્રુતનો અભ્યાસ કરીને વિશેષ શુદ્ધિ ખાતર જે જીવન પર્યંતની ફરી દીક્ષા લેવામાં આવે છે તે, તેમજ પ્રથમ લીધેલ દીક્ષામાં દોષાપત્તિ આવવાથી તેનો છેદ કરી, ફરી નવેસર દીક્ષાનું જે આરોપણ કરવામાં આવે, તે 'છેદોપસ્થાપન' ચારિત્ર.

૧. વૈશાલીથી નાલંદા જતાં રસ્તામાં ૧૭–૧૮ માઈલ ઉપર કરમર ગામ છે, તે કુમ્મારૂ હોવાનો સંભવ છે.

કર્યું, પરંતુ ઇંદ્રે પોતાની મેળે તેમના ખભા ઉપર એક દેવદૂષ્ય વસ્ત્ર નાખ્યું હતું. જો કે, એવું એક વસ્ત્ર પણ મહાવીર સ્વામીએ કાયમ રાખ્યું હતું એવું તો તેઓ પણ નથી કહી શકતા. કારણ કે, રસ્તામાં જ તેમના પિતાનો મિત્ર સોમ નામનો એક વૃદ્ધ બ્રાહ્મણ આવ્યો અને કહેવા લાગ્યો કે, 'હું જન્મથી જ મહા દરિદ્રી છું, અને બીજાઓ પાસે યાચના કરતો અહર્નિશ ગામ–પરગામ ભટક્યા કરું છું. તમે જ્યારે સાંવત્સરિક દાનથી અનેક લોકોનું દારિદ્ર ટાળી દીધું, ત્યારે હું મંદભાગી ધનની આશાથી બહારગામ જ ભટક્યા કરતો હતો. તેથી તે વાતની મને કશી ખબર પડી નહીં. જ્યારે હું ખાલી હાથે પાછો ફર્યો ત્યારે મારી બ્રાહ્મણીએ મારો તિરસ્કાર કરી, મને તમે હજુ પણ કાંઈક આપશો એવી આશાએ અહીં મોકલ્યો છે.' મહાવીરે કહ્યું, હવે તો હું નિષ્કિંચન થયો છું, પરંતુ મારા ખભા ઉપર જે આ કીમતી વસ્ત્ર છે, તેનો અર્ધ ભાગ તું લઈ જા. બ્રાહ્મણ તે વસ્ત્રનો અર્ધ ભાગ લઈ હર્ષિત ચિત્તે પાછો ફર્યો અને ફાટેલી બાજુએ દશી બંધાવવા માટે તૂણનાર પાસે ગયો. તૂણનારે તેને પૂછ્યું, કે આવું અમૂલ્ય અર્ધ વસ્ત્ર તને ક્યાંથી મળ્યું? ત્યારે બ્રાહ્મણે તેને સાચી વાત કહી સંભળાવી. તે ઉપરથી તૂણનારે તે બ્રાહ્મણને સૂચવ્યું કે, તું શીઘ્ર તેમની પાછળ પાછો જા. કારણકે ફરતાં ફરતાં મહાવીરનું બાકીનું અર્ધ વસ્ત્ર કાંટા વગેરેમાં ભરાઈને પડી જશે, પછી તે નિઃસ્પૃહ મુનિ તેને લેવા રહેશે નહીં. એટલે તું તેને લઈને આવતો રહેજે. પછી તેના બે ભાગ ચોડીને હું તેને આખું કરી આપીશ. તો તેનું મૂલ્ય લાખોથી ઊપજશે. તે ધન આપણે બે અર્ધોઅર્ધ વહેંચી લઈશું. બ્રાહ્મણ તે ઉપરથી પાછો જઈ મહાવીરની પાછળ પાછળ ફરવા લાગ્યો. તેર માસે તે અર્ધ વસ્ત્ર એક નદીકિનારે કાંટા સાથે ભરાઈ ગયું. મહાવીર તો તેના તરફ એક નજરમાત્ર કરી આગળ ચાલ્યા ગયા. પેલો બ્રાહ્મણ પછી તે વસ્ત્ર લઈ પાછો આવ્યો.

૫

# દીક્ષાનાં પ્રથમ છ વર્ષ

દીક્ષા લીધા બાદ પહેલે દિવસે ફરતા ફરતા મહાવીર બે ઘડી દિવસ બાકી રહ્યો ત્યારે કુમ્માર ગામે પહોંચ્યા. ત્યાં આવી ગામની સીમ પાસે તે ધ્યાનસ્થ થયા. પરંતુ તે દરમ્યાન, અભિષેક વખતે તેમના ઉપર લગાડેલા ચંદનાદિ સુગંધી પદાર્થોની સુગંધથી ખેંચાયેલા ભમરા, તેમની પાસે તે સુગંધ બનાવવાની કે મેળવવાની માહિતી પૂછતા જુવાનિયાઓ, તથા તે સુગંધ તેમજ તેમના શરીરસૌંદર્યથી કામમોહિત થયેલી સ્ત્રીઓ તરફથી તેમને ઘણો ત્રાસ વેઠવો પડ્યો. આ જાતનો ત્રાસ, ન નાહવાને કારણે, ચાર મહિના સુધી પહોંચ્યો હતો, એમ આચારાંગ, કલ્પસૂત્ર વગેરે ગ્રંથોમાં નોંધાયેલી હકીકત પરથી જણાય છે.

### ૧. ગોવાળ

હવે કુમ્માર ગામના સીમાડા પર જ્યાં મહાવીર ધ્યાનસ્થ થયા હતા, ત્યાં એક ગોવાળ આખા દિવસ હળ ખેંચી થાકેલા તથા ક્ષુધાપીડિત થયેલા બળદો લઈને આવ્યો. તેને ગામમાં ગાયો દોહવા જવું હતું, પરંતુ બળદોને ચારો ચરવા ઇચ્છતા જોઈ, તે ગોવાળ મહાવીર પ્રભુને તે બળદો તરફ જોતા રહેવાનું કહી, 'થોડી વારમાં જ પાછો આવું છું' એમ માનતો ગામમાં ચાલ્યો ગયો. મહાવીરે તેનું કહ્યું સાંભળ્યું કે નહીં, અથવા સ્વીકાર્યું કે નહીં, તે જાણવાનો તેને ઉતાવળમાં ખ્યાલ પણ ન રહ્યો. બળદો ચરતા ચરતા ત્યાંથી દૂર ચાલ્યા ગયા.

એટલે જ્યારે તે ગોવાળ પોતાનું કામ પરવારી મોડા મોડા બળદ લેવા પાછો આવ્યો, ત્યારે તેણે આસપાસ બળદ જોયા નહીં તથા મહાવીરને પૂછતાં તેને કંઈ ઉત્તર પણ મળ્યો નહીં. એટલે આ બાવાને કાંઈ ખબર નહીં હોય એમ માની. તે બળદ શોધવા નીકળી પડ્યો. આખી રાત ભટક્યા બાદ જ્યારે તે ખાલી હાથે પાછો આવ્યો, ત્યારે તેણે તે બળદોને તે જ ઠેકાણે મહાવીરની પાસે વાગોળતા બેઠેલા જોયા. એ ઉપરથી તેણે માની લીધું કે, આણે જાણતો હોવા છતાં નાહક મને રખડાવ્યો, તથા તેની દાનત સવાર થતાં બળદ લઈ રસ્તે પડવાની જ હશે! આથી તે તરત બળદની રાશ લઈ પ્રભુને મારવા દોડ્યો. તે વખતે, દીક્ષા લીધા બાદ પ્રથમ દિવસે મહાવીરનું શું થયું તેની તપાસ રાખતા તેમના અનુરાગી ઇંદ્રે તેને વાર્યો અને કહ્યું કે, 'આ તો સિદ્ધાર્થ રાજાનો પુત્ર છે. ચોર નથી. તેને ઓળખતો નથી શું?'

આમ છતા થયેલા તે ઇંદ્રે આગળ ઉપર પણ આવું કરી ન બને તે માટે પોતાને સાથે રાખવા મહાવીરને આજીજી કરી. ત્યારે મહાવીરે તેને સમજાવ્યા કે, આ કર્મક્ષયના માર્ગમાં બીજા કોઈની મદદ કામ આવતી નથી. મારાં પૂર્વકર્મોનો ક્ષય મારે તેમનાં ફળ ભોગવીને જ કરવો પડવાનો છે, માટે તારે આ પ્રકારે મારી પાછળ ફરવાનું કાંઈ પ્રયોજન નથી. પરંતુ નાછૂટકે પાછા ફરેલા ઇંદ્રે મહાવીરની માસીના પુત્ર સિદ્ધાર્થને છૂપી રીતે તેમની પાછળ મોકલવાની વ્યવસ્થા તો કરી જ.

કથાકાર જણાવતા જાય છે કે, તે સિદ્ધાર્થ મૂળે તપસ્વી હતો, તથા અન્ય સંપ્રદાયમાં જણાવ્યા પ્રમાણે તપ આચરી, વ્યંતર દેવમાં ઉત્પન્ન થવારૂપ હીન ગતિ પામ્યો હતો.

મહાવીર કુમ્માર ગામથી નીકળી દીક્ષા વખતે પોતે કરેલા છ ટંકના ઉપવાસનું પારણું કરવા પાછા પોતાને ગામ

કોલ્લાકમાં આવ્યા.[૧] ત્યાં બહુલ નામે બ્રાહ્મણને ત્યાં તેમણે ભિક્ષાન્નથી પારણું કર્યું. ત્યાંથી નીકળી, તે થોડે દૂર મોરાકમાં આવેલા પોતાના પિતા સિદ્ધાર્થના મિત્ર એક તાપસ કુલપતિના આશ્રમે આવ્યા. તે તાપસો 'દુઇજ્જંત' કહેવાતા હતા. પેલો તાપસ કુલપતિ મહાવીરને જોઈ, તેમને ઓળખી તેમની સામે આવ્યો. રોજના અભ્યાસથી મહાવીરે તેને મળવા માટે હાથ પસાર્યો. તેની ઇચ્છાથી મહાવીર એક રાત તેના આશ્રમે જ રહ્યા. પછી બીજે દિવસે તે ત્યાંથી ચાલવા લાગ્યા, ત્યારે તે કુલપતિએ તેમને ચોમાસાના ચાર મહિના એ આશ્રમમાં જ ગાળવા આવવાની વિનંતિ કરી. કારણ કે એ સ્થળ એકાંતમાં હોવાથી ધ્યાનાદિ માટે બધી રીતે યોગ્ય હતું. તેના આગ્રહથી તેનું વચન સ્વીકારી, મહાવીર ત્યાંથી શંખની જેમ નિરંજનપણે ચાલી નીકળ્યા.

તે શરૂઆતના વખતની તેમની શારીરિક તથા માનસિક દશા વર્ણવતાં કથાકારો કહે છે, તે પ્રભુ ચંદ્ર જેવી શીતળ મનોવૃત્તિવાળા હોવા છતાં સૂર્ય જેવા તેજસ્વી હતા; ગજેંદ્ર જેવા બળવાન હતા, મેરુ જેવા નિશ્ચલ હતા, પૃથ્વીની પેઠે સર્વ પ્રકારના સ્પર્શો સહન કરનારા હતા, સમુદ્ર જેવા ગંભીર હતા, સિંહ જેવા નિર્ભય હતા, તથા નાસ્તિકો જેમ હોમાગ્નિથી દૂર રહે

૧. વાણિજ્યગ્રામ–વૈશાલી–ક્ષત્રિયકુંડપુર એ ત્રણ મળીને બનતા મોટા શહેરની ઉત્તરમાં ક્ષત્રિયોનો સંનિવેશ (પરું) હતો, અને દક્ષિણમાં બ્રાહ્મણોનો સંનિવેશ હતો. ક્ષત્રિયોના કોલ્લાક સંનિવેશમાં જ જ્ઞાતૃવંશી ક્ષત્રિયો પ્રધાનપણે રહેતા હતા. એ સંનિવેશની બહાર જ્ઞાતૃવંશીઓનું દ્યુતિપલાશ નામનું ચૈત્ય હતું. તેની આસપાસ એક ઉદ્યાન પણ હતું. તે **नाय-सण्ड-वणे-उज्जाणे** કે **नाय-सण्डे-उज्जाणे** નામથી ઓળખાતું હતું. તેમાં આવીને જ મહાવીરે દીક્ષા લીધી હતી. એટલે કોલ્લાક સંનિવેશ જ મહાવીરના પિતાનું નિવાસસ્થાન કહેવાય.

છે તેમ પોતે નાસ્તિકોથી દૂર રહેનારા હતા. વળી તે ગેંડાના શીંગડા જેવા એકાકી, મોટા સાંઢ જેવા મહાબળશાળી, સુવર્ણની જેમ શુદ્ધ, પક્ષીની જેમ સ્વતંત્ર, જીવની જેમ અસ્ખલિત ગતિવાળા, ભારંડ પક્ષીની જેમ પ્રમાદરહિત, આકાશની જેમ નિરાશ્રય, તથા કમળપત્રની જેમ નિર્લેપ, હતા. શત્રુ-મિત્ર, તૃણ-સ્ત્રી, સુવર્ણ-પાષાણ, મણિ-મૃત્તિકા, આ લોક-પરલોક, સુખ-દુઃખ અને સંસાર તથા મોક્ષમાં તે સમાનભાવવાળા હતા, તથા અહેતુક કરુણાળુ મનને લીધે સંસારસાગરમાં ડૂબી જતાં મુગ્ધ પ્રાણીઓનો ઉદ્ધાર કરવાની ઇચ્છાવાળા હતા. [ જોકે, દીક્ષાના સમયથી માંડીને સંપૂર્ણ એવું કેવળજ્ઞાન પ્રાપ્ત ન થાય, ત્યાં સુધીની છદ્મસ્થાવસ્થામાં તીર્થંકરો કોઈને ઉપદેશ કરતા નથી. ]

## ૨. તાપસોનો આશ્રમ

ઉપર જણાવ્યા પ્રમાણે કમળપત્રની પેઠે નિર્લેપ રહી, સર્વત્ર વિચર્યા કરતા મહાવીરે ગ્રીષ્મકાળ વ્યતીત કરી નાખ્યો. ત્યાર બાદ ચાતુર્માસ કરવા, પોતે પિતાના મિત્ર પેલા તાપસોના કુળપતિને આપેલું વચન યાદ કરી, મોરાક ગામે પાછા પધાર્યા. કુળપતિએ ઘાસની એક કુટી તેમને રહેવા માટે આપી.

વરસાદ પડવો શરૂ થઈ ગયો હતો. પરંતુ નવું ઘાસ હજુ બરાબર ઊગ્યું ન હતું. ગ્રીષ્મકાળમાં તૃણ નાશ પામ્યાં હોવાથી ગાયો આ તાપસોના આશ્રમોનું ઘાસ ખાવા વારંવાર પડાપડી કરતી. તે વખતે તે તાપસોને સાવધાન રહી, તે ગાયો હાંક્યા કરવી પડતી. પરંતુ મહાવીર એવું કશું ધ્યાન રાખતા નહીં, એટલે તેમની ઝૂંપડી તરફ ગાયો વારંવાર દોડી આવતી. આથી મહાવીરના અન્ય પડોશી તાપસો મહાવીર ઉપર ચિડાયા. તેમને લાગ્યું કે આ માણસ તો ભારે અકૃતજ્ઞ, ઉદાસી, આળસુ અને દાક્ષિણ્યરહિત છે. કારણ કે, તે પણ કુલપતિએ આપેલી ઝૂંપડી સાચવતો હોત, તો કશું ખાવાનું ન મળવાથી

ગાયોનો હલ્લો આ તરફ ચાલુ રહેત નહિ, અને કોઈને સાચવવા બેસી રહેવું પડત નહિ.

તાપસોએ કુલપતિને આ બાબત ફરિયાદ કરી. ત્યારે કુલપતિએ મહાવીરને મૃદુપણે પોતાની ઝૂંપડી બાબત સાવધાન રહેવાની સૂચના કરી, જેથી પોતાની ઝૂંપડીનું પણ રક્ષણ થાય તથા પડોશના અન્ય ઝૂંપડીઓવાળાને પણ ત્રાસ ન થાય. એ વાત મહાવીરને ગળે ઊતરી. પરંતુ તે પોતે પોતાની સાધનામાં એવા ગરક રહેતા હતા કે, આવી ઊઠવેઠ કરવી તેમને પાલવે તેમ નહોતી. આથી તે રાજીખુશીથી એ આશ્રમ છોડી, વર્ષાઋતુનો અર્ધ માસ વ્યતીત થયો હોવા છતાં ચાલી નીકળ્યા. સાથે સાથે તેમણે મનમાં એ ગાંઠ પણ વાળી લીધી કે, ૧. જ્યાં અપ્રીતિ થાય તેવું હોય તે સ્થાને કદી પણ રહેવું નહિ. ૨. જ્યાં રહેવું ત્યાં સદા ધ્યાનમગ્ન જ રહેવું, અને તેથી જગા પણ તેને અનુકૂળ જ શોધવી. ૩. ત્યાં પણ પ્રાયઃ મૌનાવસ્થામાં જ રહેવું. ૪. હાથરૂપી પાત્ર વડે જ ભોજન કરવું. અને ૫. ગૃહસ્થની ખુશામત કરવી નહિ.

મહાવીર તાપસોના આશ્રમમાંથી નીકળી અસ્થિક ગામે આવ્યા. ત્યાં ગામ બહાર એક ટેકરા ઉપર શૂલપાણિ યક્ષનું મંદિર હતું. મહાવીરે ત્યાં વાસો કરવા દેવા ગામલોકોને વિજ્ઞપ્તિ કરી. ત્યારે લોકોએ તેમને તે યક્ષમંદિરની વાત કહી, અને જણાવ્યું કે આ સ્થાનમાં શૂલપાણિ યક્ષ કોઈને રાત્રીવાસ કરવા દેતો નથી, અને કરનારને મારી નાખે છે, માટે કોઈ સાયંકાળ બાદ ત્યાં રહેતું નથી મંદિરનો પગારદાર પૂજારી ઇંદ્રશર્મા પણ દિવસ દરમ્યાન જ ત્યાં રહે છે. માટે અમે તમને બીજું નિવાસસ્થાન બતાવીએ ત્યાં જાઓ. પરંતુ મહાવીર તો તેવી યક્ષોની વાતોથી બીને તેમ ન હતા, તથા નિવાસસ્થાન પાસે હોવા છતાં માત્ર ભયને કારણે દૂર જવાની પ્રવૃત્તિ કરે તેવા નહોતા. તેથી તેમણે તો ત્યાં જ વાસો કર્યો.

## ૩. શૂલપાણિ યક્ષ

ગામલોકોએ કહેલી યક્ષની વાત આ પ્રમાણે હતી. આ અસ્થિક ગામનું નામ પહેલાં વર્ધમાન હતું. અહીં બંને તટમાં કાદવવાળી વેગવતી નામે નદી વહે છે. એક વખત ધનદેવ નામે કોઈ વણિક કરિયાણાનાં પાંચસો ગાડાં ભરી અહીં આવ્યો હતો. તેની પાસે એક બળવાન વૃષભ હતો. તેને આગળ રાખી તેણે બધાં ગાડાં એ કાદવમાંથી હેમખેમ પાર કર્યાં. પરંતુ અતિ શ્રમ પડવાથી તે વૃષભ લોહી ઓકતો પૃથ્વી ઉપર ગબડી ગયો તે ફરી ઊભો થઈ શક્યો નહીં. પેલા વેપારીને બળદ ખાતર રોકાઈ રહેવું પાલવે તેમ નહોતું, તેથી કૃતજ્ઞતા-પૂર્વક બળદના પાલનપોષણ અર્થે ગામલોકોને પુષ્કળ ધન આપી, બળદ તરફ આંસુભરી આંખે જોતો જોતો તે આગળ ચાલ્યો ગયો.

ગામલોકોએ તે વેપારીએ આપેલું ધન તો લીધું, પણ પછી કોઈએ પેલા બળદની કશી દરકાર લીધી નહીં. આથી ભૂખ અને તરસથી રિબાતો તથા ગામલોકોની દુષ્ટતા સમજતો તે બળદ કમોતે મરણ પામ્યો, અને શૂલપાણિ નામે વ્યંતર થયો. ત્યાર બાદ ગામલોકો ઉપર કોપ લાવી તેણે તેમનો ખાડો કાઢી નાખ્યો. પોતે કયા દેવને કેવી રીતે કુપિત કર્યો છે તે ન જાણતા તે લોકો સર્વ દેવ–અસુર–યક્ષ–રાક્ષસ–કે કિન્નરનાં સ્થાનોમાં બળિ આપતા, આજીજી કરવા લાગ્યા. ત્યારે પેલા વ્યંતરે તેમને પોતાની ઓળખ આપી, તથા તેમને તેમની દુષ્ટતા કહી બતાવી. તે જાણી ગામલોકો ક્ષમા માગી તેને શરણે ગયા, અને મરેલાં મનુષ્યોનાં હાડકાંના ઢગલા ઉપર જ તેમણે તે શૂલપાણિ યક્ષનું દેવસ્થાન ચણાવ્યું, અને ત્યાં તેની નિત્ય પૂજા માટે એક ઇંદ્રશર્મા નામે પગારદાર બ્રાહ્મણને રોક્યો.

મહાવીરસ્વામી તો આ વાત સાંભળી, ઉપર જણાવ્યું તેમ

નિર્ભયતાને કારણે, તથા શૂલપાણિની વાત સાચી હોય અને તે જોવામાં આવે તો તેને ઉપદેશ આપી, અવગતિમાંથી તેના ઉદ્ધારનો માર્ગ તેને બતાવવાની ઇચ્છાથી, તે સ્થાનમાં જ રાતવાસો કરી રહ્યા, અને બધા ચાલ્યા જતાં, એકાગ્રપણે ધ્યાનસ્થ થયા.

પેલો શૂલપાણિ આ બધી ઘટના જોઈ રહ્યો હતો; પોતાના સામર્થ્યનો અનાદર કરી, પોતાના સ્થાનમાં રાતવાસો રહેવા ઇચ્છનારને તેની ધૃષ્ટતાનું પૂરું ફળ ચખાડવા તે તલપાપડ થઈ ગયો. ધીરે ધીરે તે મહાવીરની નજીક આવ્યો, તથા પ્રથમ તો અચાનક આભ તૂટી પડતું હોય તેવા ભયંકર અવાજે તેણે અટ્ટહાસ્ય કર્યું. ભયાનક કાળરાત્રી, નિર્જન ભખ ભખ કરતું એકાંત, સર્વને ગળી ગઈ હોય તેવી અપાર શૂન્યતા — એમાં આવો અચાનક ભયજનક અવાજ, એ વસ્તુ જેવા તેવાને તો મરણશરણ જ કરી નાખે. પરંતુ જેણે જીવનના તત્ત્વનો અડગ પાયો અંતરમાં નિશ્ચળ કર્યો છે, જે તે અડગ તત્ત્વ ઉપર શ્રદ્ધાવાન છે, તથા તેની આંતરિક પ્રતીતિ જેને રોમરોમ વ્યાપી રહી છે, તે માણસ ઉપર ભય–શોક, હર્ષ–વેદના આદિ દ્વંદ્વોમાંથી કોઈ પણ શી અસર કરી શકે? ત્યાર પછી તો ખીજવાયેલા યક્ષે હાથી, પિશાચ, સર્પ આદિ રૂપો વડે તેમને ખૂબ બિવરાવવા પ્રયત્ન કર્યો, પરંતુ તે પણ નિષ્ફળ ગયો. તત્ત્વને જે જાણતો નથી, જેનું ચિત્ત અજ્ઞાન અને તજ્જન્ય વાસનાઓથી દૂષિત છે, તથા તે કારણે અન્ય જીવોને ભય–વેદના–વધ આદિ આપવા પણ તત્પર છે, તેને આ જગતમાં ચારે તરફ ભય જ ભય છે; પરંતુ જેનું ચિત્ત શાંત છે, જેને કોઈ પણ પ્રાણીને દુઃખ આપી લેશ પણ સુખ મેળવવાની વૃત્તિ નથી, ઊલટું જેનું ચિત્ત તે બધાં પ્રત્યે સમતા તથા કરુણાથી વ્યાપ્ત છે, તે પુરુષને સ્થાવર-જંગમ, સત્ય કે કલ્પિત કોઈ પણ સત્ત્વો કે પ્રાણીઓનો ભય કેવો?

પરંતુ એકાંતવાસ સેવવા ઇચ્છનારને આવાં કલ્પિત સત્ત્વો કે ભૂતોનો ભય જીતવો પડે છે, એટલું જ નહીં પણ દુરાત્મા મનુષ્યો કે ક્રૂર પ્રાણીઓ તરફના પ્રાણાંતક અથવા તીવ્ર વેદનાથી ધખધખતા ઉપદ્રવો પણ સહન કરવા પડે છે. તેવા ઉપદ્રવોની નિત્ય કાયમ રહેતી આશંકા પણ ચિત્તને એકાંતવાસ વેળા અસ્વસ્થ કરી મૂકે. એ બધા ભયો અને ઉપદ્રવો સહન કરવાની શક્તિ મહાવીરે પ્રાપ્ત કરી લીધી હતી એ સૂચવવા, આ શૂલપાણિ યક્ષના વર્ણન પ્રસંગે જ કથાકાર તે યક્ષને મહાવીરનાં શિર, નેત્ર, મૂત્રાશય, નાસિકા, દાંત, પૃષ્ઠ, અને નખ એવાં સાત મર્મસ્થાને મારણાંતિક વેદના કરતો વર્ણવે છે. તેમાંની એક એક વેદના પણ ગમે તેવા માણસનેય કંપાવી મૂકે, તો અહીં તો સાતે વેદનાઓ એક સાથે કરવામાં આવેલી સૂચવીને કથાકાર મહાવીરની શારીરિક સહનશક્તિ કે તિતિક્ષાની પરાકાષ્ઠા સૂચવી દે છે. જેનામાં એવા માનસિક ભયો, અને શારીરિક વેદનાઓ સહન કરવાની શક્તિ ન હોય, તે નિર્જન એકાંતમાં રહી, એકાગ્ર ધ્યાન સિદ્ધ કરવાની કલ્પના પણ શી રીતે કરી શકે?

કોઈ રખે એવું માનવાની ભૂલ કરે કે, આવા ભયો અને ઉપદ્રવો સહન કરવા માટે માત્ર માનસિક કે શારીરિક જડ શક્તિની જ જરૂર છે. બુદ્ધને શ્રાવસ્તીમાં મળેલા એક બ્રાહ્મણે કહ્યું, 'દૂર જંગલમાં આવેલા એકાન્ત સ્થળે રહેવું બહુ દુષ્કર છે. જેમને સમાધિલાભ થયો ન હોય, તેમનાં મન તો આવાં સ્થળો જાણે કે લૂંટી જ જાય છે.'

બુદ્ધે જવાબમાં કહ્યું, 'હે બ્રાહ્મણ, તારું કહેવું બરાબર છે. જ્યારે મને સંબોધ પ્રાપ્ત થયો ન હતો, જે સમયે હું કેવળ બોધિસત્ત્વની (ભાવી બુદ્ધની) અવસ્થામાં હતો, ત્યારે મને આવો જ વિચાર આવ્યો હતો. ત્યારે મને એમ લાગ્યું કે, જે કોઈ શ્રમણ કે બ્રાહ્મણ પરિશુદ્ધ કાયકર્મોનું, પરિશુદ્ધ વાક્કર્મોનું,

પરિશુદ્ધ મનઃકર્મોનું, અને પરિશુદ્ધ ઉપજીવિકાનું આચરણ ન કરતો હોવા છતાં અરણ્યમાં રહે છે, તે પોતાનાં અપરિશુદ્ધ કર્મોના દોષોથી ભયભૈરવને આમંત્રે છે.

"જે શ્રમણ કે બ્રાહ્મણ લોભી, કામાસક્ત, પ્રદુષ્ટચિત્ત, આળસુ, ભ્રાંતચિત્ત, અને સંશયગ્રસ્ત હોવા છતાં અરણ્યમાં રહેવા જાય છે, તે તેના તે પાંચ દોષોને કારણે ભયભૈરવને આમંત્રે છે.

"જે શ્રમણ કે બ્રાહ્મણ સ્વસ્તુતિ અને પરનિંદા કરે છે, બીકણ હોય છે, લાભસત્કાર વગેરેની ઇચ્છાથી અરણ્યમાં રહે છે, નિરુત્સાહી હોય છે, સ્મૃતિવિહીન હોય, વિક્ષિપ્તચિત્ત હોય છે, અને જડબુદ્ધિવાળો હોય છે, તેનો અરણ્યવાસ ભયભૈરવને આમંત્રણરૂપ જ છે.

"પરંતુ એ દોષોથી રહિત એવા જે સજ્જનો અરણ્યમાં રહે છે, તેઓમાંનો જ હું એક છું એવું મને જણાયું, ત્યારે અરણ્યમાં વિહાર કરવામાં મને અત્યંત નિર્ભયતા લાગવા માંડી.

"આઠમ, ચૌદશ, પૂનમ અને અમાસની રાત 'ભયભૈરવ' માટે પ્રસિદ્ધ છે. લોકો જે ઉદ્યાનમાં, જે અરણ્યમાં કે જે વૃક્ષો નીચે દેવતાઓને બલિદાન આપે છે, તથા જે સ્થળો અત્યંત ભયંકર છે એમ માને છે, તે જગાએ હું રહેતો. કારણ ભયભૈરવ કેવું હોય છે, તે જોવાની મારી ખૂબ ઇચ્છા હતી. આવી જગાએ જ્યારે રહેતો ત્યારે કોઈ વાર કોઈ હરણ ત્યાં આવતું, કોઈ મોર સુકાઈ ગયેલું લાકડું નીચે પાડતો, અથવા તો પવનને લીધે ઝાડનાં પાંદડાં હાલતાં, તે વખતે મને લાગતું કે, આ જ તે ભયભૈરવ છે. અને હું કહેતો, 'અરે, ભયભૈરવની ઇચ્છા રાખીને જ હું અહીં આવ્યો છું. જે સ્થિતિમાં આ ભયભૈરવ આવ્યું છે, તે સ્થિતિમાં રહીને જ આ ભયભૈરવનો નાશ મારે કરવો છે.' આવા વિચારથી, જો

હું ચાલતો હોઉં ત્યારે આ ભયભૈરવ આવતું, તો ચાલતાં ચાલતાં જ હું તેનો નાશ કરતો. ત્યાંસુધી હું ઊભો રહેતો નહીં, બેસી જતો નહીં, કે પથારીમાં ઊંધું ઘાલી પડતો નહીં. હું ઊભો હોઉં ત્યારે ભયભૈરવ આવતું તો ઊભા ઊભા જ હું તેનો નાશ કરતો; બેઠો હોઉં ત્યારે આવતું તો બેઠો બેઠો જ હું તેનો નાશ કરતો; અને જો પથારીમાં પડ્યો હોઉં ત્યારે આવતું, તો પથારીમાં પડ્યો પડ્યો જ તેનો હું નાશ કરતો." [મજ્ઝિમ૦ ભયભેરવસુત્ત]

એક જ અનુભવ બૌદ્ધ સૂત્રકારે અને જૈન સૂત્રકારે જુદી જુદી ભાષામાં અને શૈલીમાં રજૂ કર્યો છે. પરંતુ ગૃહવાસ તજી, ધ્યાનાદિ માટે નિર્જન અરણ્યવાસ સ્વીકારનારને જે તીવ્ર અનુભવો સૌથી પ્રથમ સહન કરવાના આવે છે, તેનું એ બંને સૂચન કરે છે. મહાવીર એ ભયભૈરવને જીતવા શક્તિમાન થયા. શૂલપાણિ યક્ષનો પરાભવ થયો. તે મહાવીરને શરણે આવ્યો. મહાવીરે તેને તત્ત્વોપદેશ આપી,[1] અહિંસાના સુવર્ણ-માર્ગે ચડાવ્યો. શૂલપાણિ બોધ પામ્યો, પારકા જીવોના કરેલા ઘાતથી પોતાના જ આત્માનો ઘાત કેવી રીતે થાય છે એ રહસ્ય તે સમજ્યો, અને શાંત થઈ હર્ષાવેગમાં સંગીત કરવા લાગ્યો.

આ કપરી કસોટીમાં પાર ઊતરતાં પોતાને વેઠવા પડેલા શારીરિક તેમ જ માનસિક શ્રમને કારણે મહાવીરને મોડી રાતે

---

૧ કથાકારે આ ઉપદેશ પેલા અપદેવ થયેલા માસીના છોકરા સિદ્ધાર્થ દ્વારા અપાવ્યો છે. એને ઇંદ્રે મહાવીરની રક્ષા માટે નિયુક્ત કર્યો હતો. પરંતુ તે સતત કશું ધ્યાન રાખતો નહીં. તેથી જ્યારે શૂલપાણિ યક્ષ મહાવીરને સારી પેઠે ખોખરા કરી-કરીને થાક્યો અને તેમને શરણે આવ્યો, ત્યારે જ સિદ્ધાર્થ-ભાઈ ત્યાં આવી પહોંચ્યા, અને ભગવાન મહાવીરની મહત્તા બતાવી શૂલપાણિને ઠપકો આપવા લાગ્યા.

જરા નિદ્રા આવી ગઈ. ભયભેરવના પરાજયથી આત્મવિશ્વાસ પામેલા મહાવીરને તે નિદ્રામાં હવેથી ભવિષ્યમાં થનારી તેમની પ્રગતિનાં સૂચક દશ સ્વપ્ન આવ્યાં. બીજે દિવસે સવારે તેમની દશા જાણવા આવેલા ગામલોકો સાથે આવેલા ઉત્પલ નામના નિમિત્તશાસ્ત્રજ્ઞે તે સ્વપ્નોનો અર્થ તેમને આ રીતે કરી બતાવ્યો :

"હે મહાત્મન્! પ્રથમ સ્વપ્ને તમે જે તાલપિશાચને હણ્યો, તે મોહરૂપ પિશાચનો તમારે હાથે થનાર વધનું સૂચક છે. બીજે સ્વપ્ને તમે શ્વેત રંગનો કોકિલ જોયો, તે તમને પ્રાપ્ત થનાર શુક્લ ધ્યાનનું સૂચક છે. ત્રીજે સ્વપ્ને તમે જે રંગબેરંગી કોકિલ જોયો, તે તમારે હાથે થનાર ચિત્રવિચિત્ર શાસ્ત્રરચનાનું સૂચક છે. પાંચમે સ્વપ્ને તમે તમારી સેવા કરવામાં ઉદ્યત જે ગોવર્ગ જોયો, તે ચતુર્વિધ સંઘથી થનારી તમારી સેવાનું સૂચક છે. છઠ્ઠે સ્વપ્ને તમે પદ્મોથી ભરેલું જે સરોવર જોયું, તે દેવોનો સમૂહ તમારો સેવકભૂત થશે તે બીનાનું સૂચક છે; સાતમે સ્વપ્ને તમે જે સમુદ્ર તરી ગયા, તે આ ભવસાગરને તમે તરવાના છો તેનું સૂચક છે. આઠમે સ્વપ્ને તમે જે સૂર્ય જોયો, તે તમને ઉત્પન્ન થનાર કેવલજ્ઞાનનું સૂચક છે. નવમે સ્વપ્ને પોતાનાં આંતરડાંથી વીંટાયેલો જે માનુષોત્તર[1] પર્વત તમે જોયો, તે તમારા યશ અને પ્રતાપથી વ્યાપ્ત થનાર ત્રિલોકનું સૂચક છે; અને દશમા સ્વપ્ને તમે પોતાને મેરુ પર્વતના શિખર ઉપર આરૂઢ થયેલા જોયા, તે તમારી દ્વારા સિંહાસન ઉપર બેસીને થનારા ધર્મોપદેશનું સૂચક છે. આમ તમારાં દશમાંથી નવ સ્વપ્નોનું ફળ હું જાણું છું, પરંતુ ચોથા સ્વપ્ને તમે જે બે માળાઓ જોઈ, તેનું ફળ હું જાણતો નથી."

૧. મનુષ્યલોકને જુદો પાડનાર પર્વત.

મહાવીરે વિચાર કરી તરત જવાબ આપ્યો, 'હું ગૃહસ્થનો તેમ જ સાધુનો એમ બે પ્રકારના ધર્મ વિચારવા ઇચ્છું છું. તેનું એ સ્વપ્ન સૂચક હશે.'

[ પ્રથમ ચોમાસું ]

જે સ્થળે પોતે ભયભૈરવ ઉપર વિજય મેળવી, દશસ્વપ્ન-સૂચિત આત્મશ્રદ્ધા પ્રાપ્ત કરી, તે સ્થાનમાં જ મહાવીરે ચોમાસાના ચાર માસ વ્યતીત કર્યા. આ ચાતુર્માસ દરમ્યાન તેમણે પખવાડિયા પખવાડિયાનો એક એવા આઠ ઉપવાસો કર્યા હતા.

### ૪. પાખંડી અચ્છંદક

ચોમાસું પૂરું થતાં, મહાવીર અસ્થિક ગામથી ચાલી નીકળ્યા, અને મોરાક નામના ગામે આવી, ગામબહાર આવેલી ઝાડીમાં ઊતર્યા. તે ગામમાં અચ્છંદક નામે એક પાખંડી પોતાની મંત્ર-તંત્ર-સિદ્ધિની વાતોથી લોકો ઉપર પ્રભાવ પાડી રહ્યો હતો. મહાવીરના સાંભળવામાં પણ તેની આશ્ચર્યકારક સિદ્ધિઓની ઊડતી વાતો આવી. પરંતુ મહાવીર ત્યાં રહ્યા તે દરમ્યાન, રાત-મધરાતે ગામ બહાર આવી તે અચ્છંદક જે કાંઈ ચોરી વગેરેનો માલ દાટતો કે બીજા અનાચાર કરતો, તે તેમના જાણવામાં આવ્યા. તે ઉપરથી ગામલોકોને ચેતવી તેમને આ દુરાચારી મનુષ્યના જાળમાંથી છોડવવાનો મહાવીરને સ્વાભાવિક રીતે વિચાર આવ્યો. જે મૂઢ લોકો ચમત્કારોની વાતોથી જ ભરમાય છે, તેમને કાંઈક ચમત્કારોની વાતોથી જ ખેંચી શકાય. એમ વિચારી તેમણે લોકોને ભૂત-ભવિષ્ય-વર્તમાનની ખબરો કહેવા માંડી. એક ગોવાળે ગામમાં જઈ પોતાનો અનુભવ કહી સંભળાવ્યો કે, 'ગામ બહાર ઝાડીમાં રહેવા આવેલા મહાત્મા તો બીજાના મનની વાતો જાણી લે છે. મેં રાબડી (સૌવીર) સાથે કાંગનો ભાત ખાધો હતો, હું બળદનું રખવાળું કરવા જતો હતો,

તથા રાત્રે સ્વપ્નમાં ખૂબ રોયો હતો, એ બધી વાતો તેમણે મને કહી બતાવી.'

પછી લોકોનું તો પૂછવું જ શું! બધા ભેટ-સોગાદ તથા પૂજનસામગ્રી વગેરે લઈ મહાવીરનાં દર્શને આવ્યા.

લોકોની મહાવીર તરફ વળતી જતી ભક્તિથી અચ્છંદક અકળાયો. 'મહાવીર ભૂત-ભવિષ્ય-વર્તમાન જાણે છે' એ વાત ખોટી છે એવું સિદ્ધ કરી બતાવવા, તે એક તૃણ લઈ, લોકો સાથે મહાવીર પાસે આવ્યો, અને પૂછવા લાગ્યો કે, આ તૃણ મારાથી તોડી શકાશે કે નહીં? તેના મનમાં એમ હતું કે, જે તે કહેશે તેનાથી ઊલટું હું કરીશ. એટલે મહાવીર જૂઠા પડશે! પરિસ્થિતિ બહુ નાજુક બની ગઈ. તોપણ છેવટે મહાવીરે કહ્યું કે, તારાથી તે તૃણ નથી છેદાવાનું. એટલે આનંદમાં આવી જઈ અચ્છંદક પેલું તૃણ તોડવા ગયો. તેવામાં અકસ્માત તેની તીણી બાજુથી તેની આંગળીઓ કપાઈ ગઈ! આ જોઈ લોકો તેની ફજેતી ઉપર હસવા લાગ્યા. અને તે ત્યાંથી પડેલે મોંએ પાછો ફર્યો.

પછી મહાવીરે તે અચ્છંદકના દુરાચારોની વાત ગામ-લોકોને એક પછી એક જણાવી. જેમકે, તેણે કોઈના ઘરમાંથી ચોરી આણેલું પાત્ર અમુક ઠેકાણે દાટ્યું છે, બીજા કોઈનો મેંઢો ચોરી લાવી, તેને રાંધી ખાઈ, તેનાં હાડકાં તેણે અમુક બોરડીનાં ઝાંખરાંમાં નાખ્યાં છે, તથા એકાંતમાં આવી તે પોતાની બહેન સાથે વિષયસુખ ભોગવે છે, વગેરે વગેરે. જે લોકોનો માલ ચોરાયો હતો તે તરત જ એ વાતની ખાતરી કરી શક્યા, તથા પતિનો દુરાચાર જાણતી અચ્છંદકની સ્ત્રીએ તેના વ્યભિચારની વાતની પણ સાબિતી આપી દીધી. એટલે ગામ-લોકોને મહાવીરનાં વચનો ઉપર વિશ્વાસ બંધાઈ ગયો, અને તેઓ હવે પેલા દુરાત્મા અચ્છંદકનો તિરસ્કાર કરવા લાગ્યા.

અંતે અચ્છંદકે આવી મહાવીરને જણાવ્યું કે, હું એક જાતની ચાલાકી કરું છું. તો તમે બીજી જાતની ચાલાકી કરનારા છો. તમે તો બીજે ગામ પણ લોકોમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકશો; તો પછી અહીં જ્યાં મેં મારી દુકાન જમાવી છે, ત્યાં મારા પેટ ઉપર શા માટે પગ મૂકો છો? માટે મહેરબાની કરી બીજે ચાલ્યા જાઓ. હું અહીંનું મને ફાવશે તેમ ફોડી લઈશ.

પરંતુ આ જાતના ચમત્કારોથી અંતે બીજાઓને લાભને બદલે હાનિ જ થાય છે. નાહક કોઈની અપ્રીતિ વહોરવી પડે છે, પોતાને પોતાના કામમાં વિક્ષેપ પડે છે, અને પોતાની સાધનાનું કામ હજુ થાળે પડયું ન હોય ત્યાં સુધી આવા ડખાઓમાં પડવું પોતાને માટે સલાહભરેલું નથી, એમ માની, મહાવીર તરત ત્યાંથી ચાલ્યા ગયા.*

---

* કથાકાર તો, આ આખો પ્રસંગ મહાવીરની પરવાનગી વિના તેમના શરીરમાં પેઠેલા પેલા માસીપુત્ર સિદ્ધાર્થ વ્યંતરે ઊજવ્યો હતો એવું કહી, આ કંઈક કઢંગા પ્રસંગની જવાબદારીમાંથી મહાવીરને મુક્ત કરવાનો પ્રયત્ન કરે છે. પરંતુ જો આ બધું મહાવીરને મંજૂર ન હતું, તો તેમણે પોતાનાં શરીર-વાણી દ્વારા પેલા વ્યંતરને કરવા શા સારુ દીધું? તેટલા પૂરતી તેમાં તેમની અનુમતિ ન આવી? એટલે એ બધું સિદ્ધાર્થે કર્યું કહો, કે મહાવીરે કર્યું કહો, વસ્તુસ્થિતિમાં તેથી કશો ફરક પડતો નથી. અને અચ્છંદકની પેલું તણખલું તોડવા ન તોડવાની યુક્તિને પ્રસંગે મહાવીર જે કઢંગી પરિસ્થિતિમાં ભરવાઈ પડે છે, તેમાંથી મુક્ત કરવા કથાકારને પાછી ઇંદ્રની મદદ સ્વર્ગમાંથી ઉતારવી પડે છે. મહાવીરની આબરૂ જવાનો પ્રસંગ દેખાતાં ઇંદ્ર પોતાનું વજ્ર પેલી દાભની સળીમાં દાખલ કરી દે છે, જેથી તે સળી તૂટવાને બદલે અચ્છંદકની આંગળીઓ જ કપાઈ જાય છે. ગમે તેમ હો, પરંતુ આ આખા પ્રસંગમાંથી મહાવીર કાંઈક પાઠ તો શીખે છે જ એવું કથાકારને સૂચવવું જ પડે છે, અને અપ્રીતિવાળા સ્થળમાં ન રહેવું એવો પોતાનો જૂનો નિશ્ચય

મોરાકથી નીકળી મહાવીર ઉત્તરવાચાલ નામે ગામ તરફ વળ્યા માર્ગમાં સુવર્ણ[૧]વાલૂકાના તટ ઉપર તેમનું અર્ધવસ્ત્ર ઝાંખરાંમાં ભરાઈ ગયું અને તે પેલા પાછળ ફરતા બ્રાહ્મણે ઉપાડી લીધું એ આપણે આગળ જોઈ આવ્યા છીએ. જો કે, શૂલપાણિના ભયંકર મંદિરમાં ચાતુર્માસના વસવાટ વખતે કે મોરાકમાં અચ્છંદકના ઉપદ્રવ વખતે તે પાછળ પાછળ સાથે જ કેવી રીતે રહી શક્યો તે કલ્પવાનું કથાકાર આપણા ઉપર જ છોડી દે છે.

## ૫. ચંડકૌશિક સર્પ

હવે મહાવીર શ્વેતાંબી તરફ આગળ વધ્યા શ્વેતાંબી જવાના બે માર્ગ હતા: એક ટૂંકો. અને એક લાંબો. ટૂંકા માર્ગમાં વચ્ચે કનકખલ નામે તાપસોનું આશ્રમસ્થાન હતું. ત્યાં તે વખતે ચંડકૌશિક નામનો ભયંકર સર્પ રહેતો હતો. તેથી કોઈ તે ટૂંકે માર્ગે જતું નહોતું. પરંતુ ભગવાન તો ગોવાળિયાઓએ ચેતવ્યા છતાં ટૂંકે માર્ગે જ ગયા. માત્ર જીવનભયને કારણે એવા સાધુપુરુષ ટૂંકો માર્ગ છોડી. લાંબો માર્ગ વાટવાનું શી રીતે પસંદ કરે!

એ ચંડકૌશિક સર્પની કથા આ પ્રમાણે છે: પૂર્વ જન્મમાં તે સર્પ [ગોભદ્ર નામે][૨] તપસ્વી સાધુ હતો. તે ભારે તપસ્વી હતો, અને મહિના મહિનાના ઉપવાસ કરતો હતો. પોતાના

યાદ કરી મહાવીર ગામ છોડી ચાલ્યા જાય છે. આપણે ઉમેરીએ કે, સાથે સાથે હવેથી આવી નાહક અપ્રીતિ ઉત્પન્ન થાય એવા અઘડાઓ હાથે કરી ઊભા કરવા નહીં, એવો નિશ્ચય પણ તેમણે કર્યો જ હોવો જોઈએ. નહીં તો ડખા ઊભા કરી, પરિણામે અપ્રીતિ થાય ત્યારે તે 'અપ્રીતિવાળું' સ્થાન છોડી જવાનો નિયમ યાદ કરવાનો કશો અર્થ નથી

૧. ગુણચંદ્રગણી સુવર્ણકૂલા નામ આપે છે.

૨. ગુણચંદ્રગણી કૃત ચરિત્રમાં જણાવ્યા પ્રમાણે.

શ્રમણુધર્મનું પણ તે વિધિવત્ પાલન કરતો હતો. એક વખત પોતાની સાથે એક નાની ઉમરનો શિષ્ય લઈ, તે ભિક્ષા નિમિત્તે બહાર નીકળ્યો. તે વખતે ધૂંસરી જેટલો માર્ગ આગળ જોઈ જોઈને ચાલવા છતાં દૈવયોગે તેના પગ નીચે એક દેડકી કચરાઈ ગઈ. પેલા શિષ્યે તેનું ધ્યાન તે તરફ ખેંચ્યું, જેથી તેનું યોગ્ય પ્રાયશ્ચિત્તાદિ તે કરી શકે. પરંતુ માત્ર તપસ્વીની બાબતમાં ઘણી વાર બને છે તેમ તપથી તેનું શરીર કૃશ થયું હતું, પરંતુ તેના ક્રોધાદિ ભાવો કૃશ થવાને બદલે ઉગ્ર બન્યા હતા. એટલે ગોભદ્ર તે વસ્તુ સ્વીકારવાને બદલે પેલા શિષ્યને કચરાઈ ગયેલી બીજી દેડકીઓ બતાવી-બતાવીને પૂછવા લાગ્યો કે, આ બધી પણ શું મેં કચરી નાખી છે?

પેલો શિષ્ય તે વખતે ચૂપ થઈ ગયો. તેણે માની લીધું કે સાયંકાળે તે જરૂર આ પાપની આલોચના કરશે. પરંતુ તે વખતે પણ તેમણે આલોચના ન કરી. એ જોઈ, 'કદાચ ભૂલી ગયા હશે' એમ માની તે વાત તેણે તેમને ફરી યાદ કરાવી. પરંતુ એથી તો એકદમ ગુસ્સાથી સળગી ઊઠી, ગોભદ્ર પેલા શિષ્યને મારવા દોડ્યો. ક્રોધાંધ થઈને દોડતાં વચમાં આવેલા એક થાંભલા સાથે તેનું મસ્તક અફળાવાથી તે ત્યાં ને ત્યાં મરણ પામ્યો.

મર્યા બાદ પોતાનાં તપને કારણે તે જ્યોતિષ્ક દેવગતિને પામ્યો. ત્યાંથી યથાકાળે ચ્યવી તે આ કનકખલ નામના સ્થાનમાં પાંચસો તપસ્વીઓના કુલપતિની પત્નીને પેટે કૌશિક નામે પુત્ર થયો. પહેલેથી જ તે અત્યંત ક્રોધી હતો. આથી બધા તાપસોમાં તે ચંડકૌશિક નામે ઓળખાતો. પિતા મરણ પામતાં તે કુલપતિ થયો. તેને પોતાના વનખંડ ઉપર ઘણી આસક્તિ હતી, જેથી તે રાતદિવસ ચોતરફ ભમ્યા કરતો, અને કોઈ તે વનખંડમાંથી પત્ર, પુષ્પ, ફલ કે મૂળ લેવા આવતું તો જે હાથમાં આવે તે લઈને મારવા દોડતો.

એક વખત તે વાડ કરવા કાંટા-ઝાંખરાં લેવા દૂર નીકળી ગયો હતો, તેવામાં કેટલાક રાજકુમારો શ્વેતાંબીમાંથી આવી તે વનખંડને ભાગવા લાગ્યા. પહેલાં ચંડકૌશિકે તેમને ત્યાંથી ફળમૂળ લેતાં વાર્યા હશે, તેનો આ રીતે બદલો લેવાનો તેમનો વિચાર હતો. ચંડકૌશિક પાછો આવ્યો ત્યારે આ બધું જોઈ ગુસ્સાથી સળગી ગયો. અને તીક્ષ્ણ કુહાડો લઈ તેમને મારવા દોડ્યો. તેને આવતો જોઈ રાજકુમારો પંખીની પેઠે ત્યાંથી જલદી નાસી ગયા. તેમની પાછળ દોડતાં ચંડકૌશિક એક ખાડામાં ગબડી પડ્યો, અને પોતાના હાથના કુહાડાનો જ ઘા પામી મરણશરણ થયો. ત્યાર બાદ તે પોતાના વનખંડમાં જ દૃષ્ટિવિષ (અર્થાત જેની દૃષ્ટિ પડતાં જ ઝેર વ્યાપી જાય તેવા) સર્પરૂપે ઉત્પન્ન થયો. પૂર્વભવની આસક્તિને કારણે, તે સર્પ ત્યાં કોઈને પેસવા દેતો નહીં.

મહાવીર તે આશ્રમસ્થાનમાં આવ્યા, ત્યારે ત્યાં બધું વેરણ-છેરણ તથા શૂન્ય હતું. થોડી વારમાં તે ધ્યાનસ્થ થઈ ગયા. એવામાં પેલો સાપ ફરતો ફરતો ત્યાં આવ્યો. ઘણે દિવસે કોઈ માણસને પોતાના વનખંડમાં પેઠેલો જોઈ, તે તરત ફૂંફાડા મારતો મહાવીરને કરડવા દોડ્યો. પરંતુ મહાવીરસ્વામીના શાંત, નિર્ભય, સ્નેહાર્દ્ર સ્વરૂપ ઉપર નજર પડતાં જ તે સ્તબ્ધ થઈ ઊભો રહ્યો. મહાવીરે તેને પ્રેમથી સંબોધતાં કહ્યું, 'ચંડકૌશિક! આ શું? હવે તો સમજ!'

મહાવીરનાં તે વાક્ય સાંભળતાં વેંત જ તે સર્પને પોતાના પૂર્વભવનું જ્ઞાન થયું, તથા પોતે પોતાના ક્રોધને કારણે કેવી રીતે સ્ખલન પામી આવી દુર્ગતિને પ્રાપ્ત થયો છે, તેનું ભાન થયું. તે તરત પ્રભુની ત્રણ પ્રદક્ષિણા કરી શાંત અને સ્થિર થઈ ગયો.

બીજે દિવસે મહાવીરને જીવતા રહેલા જોઈ કેટલાક ગોવાળિયા વગેરે આશ્ચર્યચકિત થઈ પાસે આવ્યા. તો પેલા

સર્પને, રાફડામાં મોં ઘાલીને સ્થિર પડેલો તેમણે જોયો; જેથી કોઈને દેખી, કરડવા દોડવાનું પોતાને મન ન થાય! લોકો આ કૌતુક જોવા ટોળાબંધ આવવા લાગ્યા. કેટલીક સ્ત્રીઓએ તો પૂજનાર્થે તેને શરીરે ઘી પણ ચોપડયું. પરંતુ તે સ્ત્રીઓનું આ પૂજન તે સર્પને વસમું થઈ પડ્યું. કારણ કે કીડીઓ તે ઘી ખાવા ત્યાં ખેંચાઈ આવી અને સાપને આખે શરીરે તીવ્ર ચટકા ભરવા લાગી. પરંતુ એ વેદનાને પોતાનાં પૂર્વકર્મોનું ઉચિત પરિણામ માની, તે સાપ તે કીડીઓ કચરાઈ ન જાય તે માટે હાલ્યા-ચાલ્યા વિના પડ્યો રહ્યો અને પંદર દિવસ રિબાઈને મરણ પામ્યો. ત્યાર બાદ તે સહસ્રાર નામના દેવલોકમાં દેવતા થયો.

જેના સાન્નિધ્યમાં ક્રૂર, હિંસક પ્રાણીઓ પોતાનો સ્વભાવ છોડી દઈ, અરસપરસ વિરોધભાવનો ત્યાગ કરે છે, તેના હૃદયમાં પ્રાણીમાત્ર પ્રત્યે સમતા અને અભય છલોછલ ભરેલાં હોવાં જોઈએ. તે બે ભાવોના સરવાળારૂપ ભાવને જ અહિંસા કહેવામાં આવે છે. અન્ય પ્રાણીઓ પ્રત્યે કશી પરિગ્રહબુદ્ધિ ન હોવાથી કશી હિંસકબુદ્ધિ ન હોય, અને તેથી જ ભયબુદ્ધિ પણ ન હોય. તેમજ તેમને પોતાના જેવા આત્મારૂપ જોવાની સમદૃષ્ટિ પ્રાપ્ત થઈ હોય, તો જ સાચી અહિંસા પ્રગટે. અને તેનો પ્રભાવ બહાર બીજા ઉપર પડ્યા વિના ન રહે.

### ૬. સુદંષ્ટ્ર નાગકુમાર

એક વખત બંધાયેલાં વેર કેવાં ચિરસ્થાયી નીવડે છે, તથા જન્માંતરમાં પણ પાછળ પાછળ આવે છે, તેનો દાખલો હવે મહાવીરના જીવનમાં ઘટવાનો હતો. ત્રિપૃષ્ઠ વાસુદેવના જન્મમાં મહાવીરે[1] ગુહાવાસી જે સિંહને માર્યો હતો, તે આ જન્મે ગંગાનદીમાં સુદંષ્ટ્ર નામે એક નાગકુમાર થયો હતો.

મહાવીર કનકખલથી આગળ ચાલી પાસેના ઉત્તરવાચાલ ગામમાં પખવાડિયાના ઉપવાસનું પારણું કરવા ગયા. ત્યાં એક

---

૧ જુઓ પાન ૩૯.

નાગસેન નામના ગૃહસ્થે બાર વરસે પોતાનો પુત્ર પરદેશથી હેમખેમ પાછો ફર્યો હોવાથી ઉત્સવ કર્યો હતો. ત્યાં ભિક્ષા લાવ્યા બાદ મહાવીર શ્વેતાંબી નગરી તરફ ચાલ્યા. ત્યાં પ્રદેશી નામે રાજા રાજ્ય કરતો હતો. તપસ્વી મહાવીરને જોઈ આકર્ષાયેલા રાજાએ તેમનું ઠીકઠીક સન્માન કર્યું. બુદ્ધ જ્યારે ગૃહત્યાગ કરીને નીકળ્યા હતા, ત્યારે ભિક્ષા માટે રાજગૃહમાં જતાં અગાસીમાં બેઠેલા ત્યાંના રાજા બિંબિસાર (શ્રેણિક)ની નજરે પડ્યા હતા. તેમની તેજસ્વી તથા સુમધુર આકૃતિ જોઈ આકર્ષાયેલા તે રાજાએ તેમની પાછળ પાછળ પોતાનો માણસ મોકલી તે ક્યાં ઊતર્યા છે તે જાણી લીધું, અને ત્યાર બાદ જાતે દૂર પર્વતતળેટીમાં તેમને મળવા ગયો. ત્યાં તેમની તેજસ્વી કાંતિ ઉપરથી તેમને ક્ષત્રિયકુળમાં જન્મેલા માની, તેણે તેમને નાની ઉંમરમાં રાજ્યશ્રી છોડી કઠોર સંન્યાસ સ્વીકારવાનું કારણ પૂછ્યું, તથા જો તે સંન્યાસ છોડી દે, તો પોતાના સૈન્યમાં ક્ષત્રિયને ઉચિત ઊંચી પાયરીએ ચડાવવાની લાલચ પણ આપી. પછી બુદ્ધનો જવાબ સાંભળી તે રાજાને તેમના ઉપર ભક્તિભાવ પેદા થયો, અને તેણે તેમને લલચાવવાનું છોડી, વિનંતિ કરી કે, 'હે રાજકુમાર! તમને જો કદી પણ જગદુદ્ધારનો માર્ગ જડે, તો સૌથી પહેલું મારું વિહારદાન તમારે સ્વીકારવું.' બુદ્ધે તે વાત કબૂલ રાખી હતી.

મહાવીરની બાબતમાં પણ આ પ્રદેશી રાજાની મુલાકાત એક રાજા સાથેની તેમની પહેલવહેલી મુલાકાત હતી. ભયંકર સર્પ જેવા પ્રાણી ઉપર પણ પ્રભાવ પાડી શકે તેવા પ્રતાપવાળા મહાવીરને દેખી પ્રદેશી જેવો રાજા તેમના પ્રત્યે આકર્ષાય એ નવાઈની વાત નથી. પરંતુ જૈન કથાકારો આ મુલાકાતને એક લૂખી વિગત તરીકે નોંધીને અટકી જાય છે.

મહાવીર ત્યાંથી નીકળી સુરભિપુર નગરે આવ્યા. ત્યાં તેમને મહાનદી ઓળંગવાની આવી. બીજા લોકોની સાથે

મહાવીર પણ સિદ્ધદંત નામના નાવિકની નાવમાં બેઠા. નાવ ચાલવા માંડી તે વખતે કાંઠા ઉપર એક ઘુવડ બોલ્યું. તે સાંભળી તે નાવમાં બેઠેલા ક્ષેમિલ નામના શકુનશાસ્ત્રીએ કહ્યું કે, થોડા સમયમાં આપણે કોઈ મરણઘાંટીમાં જરૂર સપડાઈશું. થયું પણ તેમજ. નાવ ઊંડા જળમાં આવતાં જ અચાનક કોઈ ભયંકર મહાપવન ફૂંકાવા લાગ્યો, અને ગંગાનાં નીર હિલોળે ચડવા માંડ્યાં. પેલી નાવ આમ તેમ ઝોકાં ખાવા લાગી. સઢના ડોલ ( કૂવા-સ્તંભ ) તડતડાટ કરતો તૂટી ગયો, સઢનાં ચીંથરે ચીંથરાં ઊડી ગયાં, અને સૌ મુસાફરો વ્યાકુળ ચિત્તે પોતપોતાના ઇષ્ટદેવને સંભારવા લાગ્યા.

સંતપુરુષનો પ્રભાવ મૂઢ પ્રાણીઓ ઉપર પડે, તો આજુબાજુની તેટલી જ સજીવ પ્રકૃતિ ઉપર પણ પડે, એ વસ્તુ સ્વીકારતાં બીજો કશો વાંધો આવે તેમ નથી. કોણ જાણે આજુબાજુના મુસાફરોના કલ્પાંતથી દ્રવીભૂત થયેલા મહાવીરના સંકલ્પનો પ્રભાવ પડ્યો કે શું, પરંતુ એ ભયંકર તોફાનમાંથી નાવ હેમખેમ સામે પાર પહોંચી તો ગઈ જ. અને બધા આ પ્રસંગનો યશ મહાવીરને જ અર્પવા લાગ્યા. કહેવાની જરૂર નથી કે, આ બનાવ તે સ્થળના લોકોની સ્મૃતિમાં જડાઈ ગયો અને આવા પ્રસંગો ભેગા કરનાર કથાકારના હાથમાં આવતાં એક જુદી કથા રૂપે જ મહાવીરચરિત્રમાં સંઘરાઈ ગયો. કથાકારે તે બનાવને આ પ્રમાણે રજૂ કર્યો છે :

મહાવીર પેલી હોડીમાં બેઠા કે તરત જ પૂર્વવૈર યાદ કરનારા પેલા સુદંષ્ટ્ર નાગકુમારે એકદમ આ ભયંકર તોફાન પોતાની શક્તિથી ઊભું કર્યું. પરંતુ ત્યાંના સંબલ કંબલ નામે બીજા બે સદ્‌ભાવી નાગકુમારોએ તેને ડાર્યો, અને તેને ભગાડી મૂકી, નાવને હેમખેમ સામે પાર પહોંચાડી દીધી. એ બે નાગકુમારોની કથા આ પ્રમાણે છે :

મથુરામાં જિનદાસ નામનો વેપારી સાધુદાસી નામની પોતાની સ્ત્રી સાથે રહેતો હતો. તેઓએ પોતાના કોઈ કામ માટે ઢોરઢાંખ ન પાળવાનો નિયમ લીધો હતો. તેથી તેઓ ભેળસેળ વિનાનું ખાતરીબંધ દૂધ-દહીં આપતી એક ગોવાળણી પાસેથી તે બધું ખરીદતાં. વખત જતાં તે ગોવાળણીને ને સાધુદાસીને બહેનપણા જેવો સંબંધ થઈ ગયો. એક વખત તે ગોવાળણીને ઘેર વિવાહનો પ્રસંગ આવતાં શેઠશેઠાણીએ પોતાને ત્યાંથી વસ્ત્ર, અલંકાર, ધન-ધાન્ય વગેરે પુષ્કળ પદાર્થો મોકલી આપ્યા. આથી પેલી ગોવાળણીને ત્યાં આવેલા ગોવાળોમાં તેની શોભા સારી થઈ. ઉત્સવ પતી ગયા બાદ, ખુશ થયેલાં ગોવાળ-ગોવાળણી ત્રણ વર્ષની વયના પોતાના હૃષ્ટપુષ્ટ કંબલ અને સંબલ નામના બે બળદો લઈને શેઠને આપવા આવ્યાં, તથા શેઠે ના પાડવા છતાં તેમને બારણે બાંધી ચાલ્યાં ગયાં. જિનદાસે વિચાર્યું કે, જો હું આ બળદો છોડી મૂકીશ, તો બીજા ગમે તે લોકો તેમને હળ વગેરે જોડીને દુઃખી કરશે. અને આ મૂર્ખ ગોવાળ-ગોવાળણી તો તેમને પાછા લેશે જ નહિ. તો પછી નિર્દોષ ઘાસ-પાનથી આ બળદોનું પોષણ કરવાનું જ મારે માટે બાકી રહે છે. અને તેણે તેમજ કરવા માંડ્યું. તે બળદો એટલા જ્ઞાનવાન હતા કે, શેઠની સર્વ ધાર્મિક પ્રક્રિયાઓ ધ્યાનથી લક્ષમાં રાખતા. શેઠ જ્યારે અષ્ટમી કે ચતુર્દશીએ ઉપવાસ કરે, ત્યારે તે બળદો પણ કશું ઘાસ-પાન ખાય-પીવે નહીં. શેઠ તેમની આ ભદ્રિક વૃત્તિ જોઈ તેમના ઉપર પ્રસન્ન રહેતા, તથા તેઓ સમજે કે ન સમજે તો પણ તેમના કાનમાં ધર્મામૃતનું સેચન કરતા.

એક વખત તે નગરીમાં ભંડીરવણ[1] નામના યક્ષની યાત્રાનો ઉત્સવ આવ્યો. તે વખતે ગામના જુવાનો વાહન-ક્રીડાની શરતો રમતા. તે ગામમાં જિનદાસનો એક કૌતુકી

૧. 'ભંડીર,' યક્ષ, — ગુણચંદ્રગણી.

મિત્ર રહેતો હતો; તે જિનદાસના આ બળદોને હૃષ્ટપુષ્ટ જોઈ સ્નેહને કારણે જિનદાસની રજા માગવાની જરૂર ન ગણી પરભાર્યો જ બળદોને ઉત્સવમાં વાહને જોડવા લઈ ગયો. તે બળદો દેખાતા હૃષ્ટપુષ્ટ હતા, પરંતુ કાંઈ પણ કઠિન કામકાજ કદી ન કરવું પડયું હોવાને કારણે, સુકુમાર બની ગયા હતા તે મેળાની શરતોમાં ચાબુક--પરોણાના મારથી તેઓ ખૂબ દોડયા, તથા બધી શરતો જીત્યા પણ ખરા, પરંતુ તેમના સાંધા તૂટી ગયા. પેલો મિત્ર પોતાનું કામ પતી ગયે તે બળદોને શેઠને ત્યાં પાછા બાંધી ગયો. ભોજનનો અવસર થતા શેઠ જ્યારે ઘાસ લઈ બળદો પાસે આવ્યા ત્યારે તેમનાં મો ફાટી ગયેલાં, તેમને ખૂબ શ્વાસ ચડેલો, તથા શરીરે આરે ભોંકાવાથી તેઓ લોહીલોહાણ થઈને પડેલા. પોતાના નોકરોને પૂછતાં બધી વાતની શેઠને ખબર પડી. તેમને અત્યંત ખેદ થયો, તથા તેમણે બળદો પાસે પૌષ્ટિક અન્નથી ભરેલા થાળો લાવી–લાવીને મૂકવા માંડયા, પણ બળદોએ તેમની સામું પણ જોયું નહીં. શેઠ તેમની ઉપરના સદ્ભાવને કારણે કામકાજ છોડી, તેમના કાનમાં નવકારમંત્ર જપતા ત્યાં જ બેસી રહ્યા. અંતે તે બળદો મૃત્યુ પામી, સંબલ અને કંબલ નામના સદ્ભાવી દેવકુમારો થયા. એ દેવોએ જ પેલા સુદંષ્ટ્રને ભગાડી મૂકી નાવ બચાવી લીધી, એમ કથાકાર કહે છે.

મહાવીર જ્યાં જતા ત્યાં તેમની તેજસ્વી મૂર્તિ જોઈ સૌ કોઈને નવાઈ તો થતી જ કે, ચક્રવર્તી રાજા જેવાં લક્ષણો વાળો આ પ્રતાપી પુરુષ, આવો રખડેલ ભિક્ષુ કેમ? તે લોકોને શી ખબર કે, અનેક પ્રતાપી રાજાઓને જીતનાર ચક્રવર્તીઓથી પણ અજેય એવા મોહરાજનો પરાજય કરનાર આ પુરુષ તો ચક્રવર્તીઓનો પણ ચક્રવર્તી છે. ચક્રવર્તીની આણ બહુ તો લોકોની શારીરિક સુરક્ષિતતા સાધી શકે; પરંતુ કામ-ક્રોધાદિ ષડ્રિપુઓથી તેમનું રક્ષણ હરગિજ ન કરી શકે. જન્મોજન્મ

અધોગતિ પમાડનાર તે રિપુઓથી હજારો લોકોને બચાવે તેવા ધર્મની આણ પ્રવર્તાવનાર આ ધર્મ-ચક્રવતીનો પ્રભાવ સામાન્ય ચક્રવર્તીથી કેટલો બધો મોટો ગણાય? પરંતુ લૌકિક જનો એ વાત શી રીતે સમજી શકે?

ગંગાનદીના તટની રેતી ઉપર પડેલાં મહાવીરનાં પગલાંમાં ચક્રવર્તીનાં લક્ષણો જોઈ, સામુદ્રિક લક્ષણ જાણનારો પુષ્ય નામનો કોઈ પુરુષ, 'આ પગલાંવાળો પુરુષ ભલે અત્યારે એકલવાયો છે, પણ તે હજુ ચક્રવર્તી નહીં થયો હોય તો જરૂર થશે, અથવા અત્યારે શત્રુથી જિતાઈ ગયો હશે તો પણ ભવિષ્યમાં પાછો જરૂર ચક્રવર્તી થશે એમ માની, તે પગલાંએ પગલાંએ મહાવીરની પાછળ પાછળ જઈ પહોંચ્યો. એક ગામ [1]પાસે અશોક વૃક્ષ નીચે મહાવીરને બેઠેલા તેણે જોયા. તેમની કંગાળ ભિક્ષુક દશા જોઈ, તેને પોતે કરેલી કલ્પના ઉપર પ્રથમ તો હસવું આવ્યું, તથા પછી તે પોતાનાં શાસ્ત્રોની નિંદા કરવા લાગ્યો. પરંતુ મહાવીરના વધુ નિકટના પરિચયથી, કે કથાકારે જણાવ્યું છે તેમ ઇંદ્રના કહ્યાથી અંતે તે સમજ્યો કે, આ પુરુષ ભલે લૌકિક અર્થમાં ચક્રવર્તી નથી, પરંતુ (ભવિષ્યમાં) ધર્મચક્ર પ્રવર્તાવનાર તીર્થંકર તો જરૂર થવાનો છે જ. તીર્થંકર થનાર પણ એક પ્રકારે ચક્રવર્તી જ છે; એટલે તે બેનાં લક્ષણોનું સામ્ય હોય તેમાં નવાઈ નથી.

### ૭. ગોશાલક સાથે મેળાપ

[બીજું ચોમાસું]

મહાવીર હવે ફરતા ફરતા રાજગૃહની નજીક આવેલા નાલંદા નામના ઉપનગરમાં આવી પહોંચ્યા. ત્યાં આવીને તે કોઈ વણકરના ડહેલામાં ઊતર્યા. ચોમાસું નજીક આવ્યું હોવાથી ચાર માસ પૂરતા તે ત્યાં જ સ્થિર થયા. દીક્ષા પછીનું એ તેમનું બીજું ચોમાસું હતું.

---

૧ 'સ્થૂણાક' નામના ગામ પાસે. –હેમચંદ્ર તથા ગુણચંદ્ર.

આ સ્થળે તેમને એક એવા પુરુષની સોબત થઈ કે જે તેમના જીવનમાં આગળ બહુ લાંબો તથા અગત્યનો ભાગ ભજવવાનો હતો — અરે એક વખત તો તેમને લગભગ મોતના મુખમાં જ ધકેલી મૂકવાનો હતો. તે પુરુષ તે મંખલિપુત્ત ગોશાલક.*

મહાવીરની પેઠે તે પણ ચાતુર્માસ કરવાને નિમિત્તે તે જ ડહેલામાં ઊતર્યો હતો. જૈનગ્રંથોમાં આવતી કેટલીક ગણતરીઓ [1]ઉપરથી સૂચિત થાય છે કે, ગોશાલક મહાવીરને મળ્યો તે અરસામાં નવો નવો જ સાધુ થયો હતો. તે

---

* ગોશાલકના નામનો અર્થ વગેરે કેટલાક મુદ્દાઓ બાબત જુઓ આ પ્રકરણને અંતે પરિશિષ્ટ.

૧. ભગવતીસૂત્રમાં જણાવ્યા પ્રમાણે ગોશાલકે કુલ ૨૪ વર્ષનું સાધુજીવન ગાળ્યું હતું, અને તેના છેલ્લા ૨૪ મા વર્ષમાં મહાવીર સાથે તેને મારણાંતિક ઝઘડો થયો, અને ત્યારબાદ સાત રાતમાં તે મરણ પામ્યો. તેની પછી મહાવીર ૧૬ વર્ષ વધુ જીવ્યા. ગોશાલકના ૨૪ વર્ષના સાધુજીવનમાંથી આઠ વર્ષ તેણે છદ્મસ્થ (એટલે કે સાધક) તરીકે ગાળ્યાં હતાં, અને ૧૬ વર્ષ જિન તરીકે. હવે મહાવીરના કુલ ૭૨ વર્ષના જીવનમાંથી તેમણે ૩૦ વર્ષ ગૃહસ્થ તરીકે, ૧૨ વર્ષ છદ્મસ્થ તરીકે, અને ૩૦ વર્ષ જિન તરીકે ગાળ્યાં હતાં. મહાવીરે સાધુપણું સ્વીકાર્યા બાદ બીજે વર્ષે ગોશાલક તેમને મળ્યો હતો અને ૬ વર્ષ તેમની સાથે રહ્યો હતો. એ વાતો ધ્યાનમાં રાખતાં ગણતરી આ પ્રમાણે થાય છે :

| | |
|---|---|
| મહાવીરે ઘર છોડયું | ૩૦ વર્ષ |
| ગોશાલકને મળ્યા | ૨ વર્ષ |
| ગોશાલક સાથે રહ્યા | ૬ વર્ષ |
| ગોશાલકે જિન થતા પહેલાં એકલાં ગાળ્યાં | ૨ વર્ષ |
| ગોશાલકે જિન તરીકે ગાળ્યાં | ૧૬ વર્ષ |
| મહાવીર ગોશાલક બાદ જીવ્યા | ૧૬ વર્ષ |
| | ૭૨ વર્ષ |

એકદંડી તાપસોના [ મસ્કરિન્ ] સંપ્રદાયનો સાધુ હતો. તે સાધુઓના 'પરમહંસ' વર્ગના સાધુઓ દંડ-ભિક્ષાપાત્ર-અને કટીબંધન એ ત્રણે વસ્તુઓનો ત્યાગ કરીને વિચરે છે. ગોશાલક મહાવીરને મળ્યો ત્યારે તે પરમહંસ દશાના સાધુની પેઠે વસ્ત્ર-રહિત દશામાં વિચરતો હતો, કે મહાવીરના સંસર્ગમાં આવીને નિર્વસ્ત્ર બન્યો હતો, એ કહેવું કઠણ છે. પરંતુ ચાતુર્માસ દરમ્યાન એક જ સ્થળે કરેલા લાંબા નિવાસ દરમ્યાન સાથે રહેવા બાદ, તેઓ બંને બીજાં છ વર્ષ સુધી સાથે રહેવા જેટલા એક બીજાથી આકર્ષાયા એટલું નક્કી છે.

મહાવીરે તે ચોમાસા દરમ્યાન મહિના-મહિનાના ઉપવાસ સ્વીકાર્યા હતા. જૈન ગ્રંથકારો લખે છે કે, તે દીર્ઘ ઉપવાસોના પારણા વખતે લાગલાગટ ત્રણ પ્રસંગે[1] નાલંદાના ગૃહસ્થો દ્વારા પરમ ભક્તિ તથા સત્કારપૂર્વક તેમને જે વિપુલ ભિક્ષા મળી, તે ઉપરથી એંચાઈને ગોશાલક મહાવીરનો શિષ્ય થવા લલચાયો. જો કે તે કથન સ્વીકારી લેવા જેવું લાગતું નથી. કારણ કે, આગળ આપણે જોઈશું તેમ, મહાવીર શરૂ-આતમાં સામાન્ય રીતે લાંબા લાંબા ઉપવાસો જ કર્યા કરતા, અને ચોમાસામાં તો મહિના-મહિનાના, બબ્બે મહિનાના, અને ચાર ચાર મહિનાના ઉપવાસ પણ કરતા. ઉપરાંત મ્લેચ્છ લોકોના પ્રદેશોમાં મહાવીર દુઃખસહન કરવા ખાતર જ મહિનાઓ સુધી બે વાર વિચર્યા, ત્યારે પણ ગોશાલક તેમનો સાથ છોડી ગયો નહોતો. એટલે આજીવિકા માટે જ ગોશાલક મહાવીરનો અનુયાયી થયો એમ કહેવું નિરર્થક છે. મહાવીરની કોઈ બીજી વિભૂતિથી કે તેમના માહાત્મ્યથી આકર્ષાઈને જ તે તેમની સાથે દુઃખે-સુખે પણ રહેવા તૈયાર થયો, એમ જ કહેવું યોગ્ય છે.

---

૧. પહેલા પારણા વખતે વિજય શેઠને ત્યાં, બીજા વખતે આનંદ નામના ગૃહસ્થને ત્યાં, અને ત્રીજા વખતે સુનંદ ગૃહસ્થને ત્યાં.

તે વિષે વધુ વિગતે ચર્ચા આ પ્રકરણને અંતે આપેલા પરિશિષ્ટમાં કરેલી છે.

અસ્તુ. હવે ચાતુર્માસ પૂરા થવા આવ્યા હતા; અને કાળક્રમે કાર્તિકી પૂર્ણિમાનો દિવસ આવી પહોંચ્યો. ચાતુર્માસમાં એક સ્થળે જ સ્થિર થનાર સાધુસંન્યાસી હવે બીજે સ્થળે જઈ શકે – તેમણે જવું પણ જોઈએ. ગોશાલકનો વિચાર ચાતુર્માસ બાદ પણ મહાવીરની સાથે જ રહેવાનો હતો. પરંતુ તે બાબત બંને વચ્ચે કદી નિર્ણયાત્મક વાતચીત થઈ નહોતી. કાર્તિકી પૂર્ણિમાને દિવસે ભિક્ષા માગવા નીકળતા પહેલાં જ મહાવીરની ભવિષ્ય ભાખવાની શક્તિનું પારખું કરવા ગોશાલકે તેમને સવારમાં પૂછ્યું કે, 'આજે કાર્તિકી પૂર્ણિમાને દિવસે તો ઘેરેઘેર મહોત્સવ થશે અને જાતજાતની વાનીઓ રંધાશે. કહો મને આજે ભિક્ષામાં ખાવાનું શું મળશે?'

"ઊતરી ગયેલું ધાન અને દક્ષિણામાં ખોટો રૂપિયો." જવાબ મળ્યો.

ગોશાલક એ જવાબની સચ્ચાઈ વિષે ખાતરી કરવા વહેલી સવારથી જ ઘેરેઘેર ભિક્ષા માટે રખડવા નીકળી પડ્યો. મહાવીર પણ ચોમાસું પૂરું થયું હોવાથી બીજે ગામ જઈને જ ચોથા ઉપવાસનું પારણું કરવાના ખ્યાલથી કોલ્લાક ગામે આવ્યા. ત્યાં બહુલ નામે બ્રાહ્મણે તેમને ઘી-સાકર સહિત ખીર ભિક્ષામાં આપી.

આ બાજુ નાલંદામાં ઘેરઘેર રખડવા છતાં ગોશાલકને ભિક્ષામાં વાસી અન્ન અને દક્ષિણમાં ખોટો રૂપિયો જ મળ્યાં. એ ઉપરથી મહાવીરની ભવિષ્ય ભાખવાની શક્તિ વિષે તેને ખાતરી થઈ; અને તે ચમત્કારી પુરુષ સાથે ચાતુર્માસ બાદ પણ રહેવાનો તેણે નિશ્ચય કર્યો. ચાતુર્માસ પૂરા થયા હોવાથી મહાવીર ભિક્ષા બાદ ઉતારે પાછા આવશે જ એવી તેને ખાતરી તો ન હતી: તેમ છતાં તે ત્યાં ખબર કાઢવા તો

આવ્યો જ. એટલામાં પાસેના કોલ્લાક ગામમાં બહુલ નામના બ્રાહ્મણને ત્યાં મહાવીરને મળેલા ભિક્ષા-સત્કારની વાત જાણવામાં આવતાં તે કોલ્લાક જઈ પહોંચ્યો. મહાવીર પાસે જઈ, તેણે પોતાને મળેલી ભિક્ષાની વાત કહી સંભળાવી, તથા ચાતુર્માસ બાદની મુસાફરીમાં પણ તેમની સાથે જ રહેવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો. મહાવીરે તેની તે વાત મંજૂર રાખી.

ગોશાલક અને મહાવીરના સહજીવનની કથામાં આગળ વધતા પહેલાં એક વાત અહીં નોંધતા જવાની જરૂર છે. કોણ જાણે કેમ, તે સહવાસની કથામાં કથાકારોને હાથે મહાવીરની ચમત્કાર કરવાની શક્તિઓનું ચિત્રણ આવશ્યક હોય તેથી વધારે ઘેરો રંગ પામે[1] છે; અને તેથી તે બધી વિગતો મહાવીર-કથામાં વારંવાર આવી આપણા મન સામે એક વિશિષ્ટ કલ્પનાચિત્ર ખડું કરે છે. અલબત્ત, બારીકાઈથી તપાસીએ તો કથાકારોએ મહાવીરની એ ચમત્કાર કરવાની શક્તિઓના પરિણામે મહાવીરને લાભને બદલે હાનિ જ વધારે થતી ચીતરી છે. અત્યાર અગાઉના એક-બે પ્રસંગોથી વાચક પરિચિત છે જ, અને ભવિષ્યમાં પણ ગોશાલકને તેજોલેશ્યા સિદ્ધ કરવાની રીત શીખવવાને પરિણામે મહાવીરને તથા તેમના શિષ્યોને મારણાંતિક આફત વેઠવાની આવવાની છે.

૧. મહાવીરના જ સમકાલીન બુદ્ધના જીવનમાં ચમત્કારોની શક્તિનું આ પાસું હયાત નથી, એ એક વસ્તુ અહીં યાદ કરવા જેવી ગણાય. કેવદ્ધ નામનો એક માણસ બુદ્ધ પાસે આવી આવીને તેમને વારંવાર આગ્રહ કરે છે કે, તમે કાંઈક ચમત્કાર કરી બતાવો, તો આખું શહેર તમારા સંપ્રદાયમાં જોડાશે. ત્યારે બુદ્ધ માત્ર એટલો જ જવાબ આપે છે કે, 'હું ગમે તેવા પાપી તથા મૂઢ લોકોને મહાવ્રતના માર્ગ ઉપર લાવી કલ્યાણભાગી કરું છું, તે ઓછો મોટો ચમત્કાર છે? તેટલો ચમત્કાર બસ ન હોય, તો બીજા ચમત્કાર કરીને મારે લોકોને આકર્ષવા નથી.'

[ ત્રીજું ચોમાસું ]

અસ્તુ. કોલ્લાકમાં ગોશાલકને સહચારી તરીકે સ્વીકારી, મહાવીર સુવર્ણખલ તરફ ચાલ્યા. માર્ગમાં કેટલાક ગોવાળિયાઓ ક્ષીર રાંધતા હતા. ગોશાલકને ભૂખ લાગી હતી; આથી તેણે મહાવીરને વિનંતી કરી કે, ચાલો આપણે આ ગોવાળીઆઓ પાસે ખીર માગીએ. ત્યારે તેને જવાબ મળ્યો કે, એ ખીર માગવી વ્યર્થ છે, કારણ કે એ ખીર બનવાની જ નથી. ગોશાલકને આ સાંભળી મહાવીરના શબ્દોની ખાતરી કરવાનું મન થયું. તેણે જઈને પેલા ગોવાળિયાઓને ચેતવ્યા કે, આ ત્રિકાલજ્ઞ સાધુ એમ કહે છે કે, 'આ ખીર પૂરી રંધાવાની નથી, કારણકે અધવચ્ચ જ તેનું પાત્ર ફૂટી જવાથી તે ઢોળાઈ જવાની છે.' આ સાંભળી ગોવાળોએ વાંસની ખપાટો વગેરે બાંધીને હાંડીને સુરક્ષિત કરી લીધી; પરંતુ બન્યું એવું કે હાંડીમાં ચોખા પ્રમાણથી વધારે પડેલા, એટલે તે ફૂલતાં હાંડી ફાટી ગઈ.

મહાવીર તથા ગોશાલક પછી આગળ ચાલ્યા અને બ્રાહ્મણગ્રામ આવ્યા. ત્યાં ચમત્કારનો બીજો એક પ્રસંગ બન્યો અને મહાવીરની ચમત્કાર કરવાની શક્તિ તરફના ગોશાલકના આકર્ષણમાં વધારો થયો. વાત એમ બની કે, તે ગામમાં નંદ અને ઉપનંદ એ બે ભાઈઓના બે મુખ્ય મહોલ્લા હતા. મહાવીર નંદના મહોલ્લામાં નંદને ત્યાં ભિક્ષા માગવા ગયા, અને ગોશાલક મહા તામસી પ્રકૃતિના ઉપનંદના મહોલ્લામાં ઉપનંદને ત્યાં ભિક્ષા માગવા ગયો. મહાવીરને નંદે દહીં સહિત કૂરની ભિક્ષા આપી; ત્યારે ઉપનંદે ગોશાલકને ઊતરી ગયેલા વાસી ભાત અપાવ્યો. આખાબોલા ગોશાલકે એ બાબત ઉપનંદ સાથે તકરાર કરતાં ઉપનંદે દુષ્ટ બુદ્ધિથી તે ભાત ગોશાલકના માથા ઉપર જ નખાવ્યો. આથી ગોશાલક ચિડાયો. અને તેણે કહ્યું કે, મહાવીરના તપના તેજની આણથી કહું છું કે, આ દુષ્ટનું ઘર બળી જાઓ! અને બન્યું પણ તેમજ.

બ્રાહ્મણગ્રામથી નીકળી મહાવીર તથા ગોશાલક ચંપા-નગરીએ આવ્યા. તે વખતે ચોમાસાનો સમય થઈ જવાથી તેમણે તે ત્રીજું ચોમાસું તે સ્થળે જ બબ્બે મહિનાના બે ઉપવાસ કરીને ગાળ્યું. તે ચોમાસા દરમ્યાનની વિશેષ કાંઈ વિગતો કથાકાર નોંધતા નથી. માત્ર એટલું જ કહે છે કે, તે ચોમાસા દરમ્યાન તેમણે વિવિધ આસનોએ સ્થિત થઈ ધ્યાન કર્યા કર્યું, અને છેવટના બે માસના ઉપવાસનું પારણું ચંપાનગરીની બહાર કોઈને ત્યાં કર્યું.

[ચોથું ચોમાસું]

ચંપાથી નીકળી મહાવીર ગોશાલક સહિત કોલ્લાક આવ્યા, અને ત્યાં એક શૂન્ય ગૃહમાં ઉતારો કરી ધ્યાનસ્થ થયા. પછી ત્યાંથી નીકળી તે પત્રાલક ગયા; અને ત્યાંથી કુમ્માર સંનિવેશ. તે ઠેકાણે પાર્શ્વનાથની પરંપરાના નિર્ગ્રંથ શિષ્યો સાથે ભેટો થતાં, મહાવીર સાથે ફરતા[1] ગોશાલકે તેમને સંબોધી કહ્યું કે, 'તમે વસ્ત્રાદિ ગ્રંથીને ધારણ કરો છો, છતાં જાતને નિર્ગ્રંથ કહાવો છો, એ ભારે વિચિત્ર વાત છે. તમે પેટ ભરવા માટે જ આ માર્ગની કલ્પના કરી હોય એમ લાગે છે. નિર્ગ્રંથ તો મહાવીરને કહેવાય કે જે વસ્ત્રાદિના પણ સંગથી રહિત છે, તથા શરીરમાં પણ અપેક્ષા વિનાના છે.' પાર્શ્વનાથના શિષ્યોએ સામો જવાબ આપ્યો કે, 'તમે બંનેએ પણ પોતાની મેળે કલ્પિત માર્ગ જ ઉપજાવી કાઢ્યો લાગે છે!'

કુમ્મારથી નીકળી મહાવીર ચોરાક આવ્યા. તે દિવસોમાં ત્યાં શત્રુરાજ્યનો ભય વિશેષ હતો. તેથી કોટવાળો વગેરે બહારથી આવનાર નવા માણસની ખાસ તકેદારી રાખતા. ગોશાલક સાથે મહાવીર એક નિર્જન ઠેકાણે ધ્યાનમાં બેઠા

---

૧. ભગવાનને તો ઉપવાસ હોવાથી ભિક્ષા માગવા ગામમાં ગયા નહોતા.

હતા, ત્યાં કોટવાળોએ આવી તેમને પડપૂછ કરવા માંડી. પરંતુ બંનેએ મૌન વ્રત ધારણ કર્યું હોવાથી કોઈએ જવાબ ન આપ્યો. ત્યારે તેમને જાસૂસો ધારી, તે લોકોએ તે બંનેનું મૌન તોડાવવા માટે તેમને બાંધીને કૂવામાં ઉતારી ડૂબકીઓ ખવરાવવા માંડી. પરંતુ મહાવીરને સિદ્ધાર્થના પુત્ર તરીકે ઓળખતી બે પરિવ્રાજિકાઓએ[1] તે વખતે આવી પહોંચીને તેમને છોડાવ્યા.

ત્યાંથી મહાવીર ચોથું ચોમાસું કરવા માટે પૃષ્ઠચંપા પધાર્યા. તે ચોમાસા દરમ્યાન તેમણે ચાર માસનો એક ઉપવાસ કર્યો. ત્યાંથી તેઓ કૃતમંગલ નામના નગરે ગયા. તે નગરમાં દરિદ્રસ્થવિર તરીકે ઓળખાતા કેટલાક સ્ત્રી-પરિગ્રહાદિવાળા સાંપ્રદાયિકો રહેતા હતા. તેમના મહોલ્લાની વચમાં તેમનું એક મોટું દેવાલય હતું. તેમાં એક ખૂણામાં મહાવીર તથા ગોશાલક ઊતર્યા. રાત્રે પેલા લોકોનો મહોત્સવ હતો. તેથી તેઓ સ્ત્રીઓ સાથે આવી, મદ્યપાન કરી. નૃત્યાદિ કરવા લાગ્યા. ગોશાલક આવાં પાખંડ સાંખી શાનો રહે? તેણે તો તરત તે લોકોનો તિરસ્કાર કરી, તેમને સંભળાવી દીધું કે, 'ક્યાં ધ્યાન-અધ્યયન, અને ક્યાં મદ્યપાન સહિત સ્ત્રીઓનો પ્રસંગ? તમારો આ માર્ગ વળી મોક્ષમાર્ગ કેમનો?' અલબત્ત, સત્ય પણ અપ્રિય વસ્તુ સાંભળવી કોને ગમે? એટલે ગોશાલકને ઢોરમાર ખાવો પડ્યો. પરંતુ ત્રણ ત્રણ વાર માર ખાવા છતાં ગોશાલક પોતાના અભિપ્રાયમાંથી ચળ્યો નહીં. ત્યારે છેવટે થાકીને તેઓએ તેને પડતો મૂક્યો. અને તેનું બોલવું સંભળાય નહીં તે માટે વાદ્યોનો મોટો ધ્વનિ કરી, તેઓએ પોતાનો વિધિ ચાલુ રાખ્યો.

---

૧. તેમનાં નામ સોમા અને જયંતી હતાં. તથા તે નિમિત્ત-શાસ્ત્રી ઉત્પલ-(જુઓ પા. ૧૩૩)ની બહેનો હતી.

સવારમાં ત્યાંથી નીકળી મહાવીર ગોશાલક સાથે શ્રાવસ્તી આવ્યા. મહાવીરને તો તે દિવસે ઉપવાસ હતો. એટલે ગોશાલકને એકલાને જ ભિક્ષા માગવા જવાનું હતું. ઘણે દિવસે આજે પાછું ગોશાલકને મહાવીરની ભવિષ્ય ભાખવાની શક્તિનું પારખું જોવાનું મન થઈ આવ્યું. તેણે મહાવીરને પૂછ્યું કે, આજ મને ભિક્ષામાં શું મળશે? જવાબ મળ્યો: 'નરમાંસ.'

ગોશાલક આ જવાબ સાંભળી, ખૂબ તકેદારી રાખી, જ્યાં માંસાહાર થતો જ ન હોય તેવે સ્થાને ભિક્ષા માગવા ચાલી નીકળ્યો. એ નગરીમાં પ્રિયદત્ત ગૃહસ્થની ભદ્રા નામે સ્ત્રીને મરેલાં છોકરાં જન્મતાં. શિવદત્ત નામે નિમિત્તશાસ્ત્રીએ ભદ્રાને એવો ઉપાય બતાવ્યો કે, હવેથી તને જે મરેલું બાળક જન્મે, તેનું માંસ રાંધી, ભોજન કશામાં ભેળવી દઈ, કોઈ સારા તપસ્વી ભિક્ષુકને તારે ખવરાવી દેવું, અને પછી તરત ઘરનું બારણું ફેરવી નાખવું, જેથી તે ભિક્ષુકે આપેલા શાપાદિથી નુકસાન ન થાય. ભદ્રાએ તેમજ કર્યું. અને નસીબયોગે ગોશાલક જ તેને ત્યાં ભિક્ષા માગવા આવી ચડ્યો. તેની તેજસ્વી આકૃતિ જોઈ, ભદ્રાએ પેલું તૈયાર કરેલું માંસાન્ન તેને ભિક્ષામાં ભક્તિપૂર્વક આપી દીધું. ગોશાલક તો નિર્માંસાહારી લોકોનો લત્તો જાણી, ત્યાં ભિક્ષા માટે આવેલો, એટલે મહાવીરનું કહેલું ખોટું પડ્યું એમ માનતો રાજી થતો પાછો ઉતારે આવ્યો. તેને ક્યાં ખબર હતી કે, વહેમી સ્ત્રીઓ સંતાન ખાતર ગમે તેવું અપકૃત્ય કરવા પણ તૈયાર થાય? મહાવીરે ગોશાલકને જણાવ્યું કે, તેં જે ખાધું છે તે નરમાંસ જ છે. ગોશાલકે મોંમાં આંગળી ઘાલીને ખાધેલું ઓકી કાઢ્યું, તો તેમાં બાળકના નખ વગેરે ઝીણા અવયવો દેખાયા. રોષે ભરાયેલો ગોશાલક ભિક્ષા આપનાર સ્ત્રીનું ઘર શોધતો પાછો નગરમાં આવ્યો. પરંતુ પેલીએ તો ઘરનું બારણું ફેરવી નંખાવેલું, એટલે

અને ગોશાલક તે ઘર ઓળખી શક્યો નહીં.[1] ત્યાંથી નીકળી મહાવીર તથા ગોશાલક હવે હલદ્દુત નામે ગામ આવી પહોંચ્યા, તથા હરિદ્રુ વૃક્ષ નીચે ધ્યાનસ્થ થયા. તે અરસામાં વણજાર-વાળાઓએ ટાઢના ભયથી સળગાવેલા અગ્નિવડે શરૂ થયેલા દાવાગ્નિમાં તે બંને સપડાયા. ગોશાલક વેળાસર ચેત્યો, તથા મહાવીરને પણ તેણે વેળાસર ચેતવ્યા. પરંતુ મહાવીર તો ધ્યાન પૂરું થયા વિના ન ખસવાનો નિયમ લઈને ધ્યાનસ્થ થયા હોવાથી વખતસર ઊઠ્યા નહીં. દાવાગ્નિથી તેમને બીજી ખાસ ઈજા તો ન થઈ, પણ તેમના બંને ચરણ શ્યામ થઈ ગયા.

ત્યાંથી નીકળી બંને જણ મંગલ નામે ગામ આવ્યા, અને ત્યાં વાસુદેવના મંદિરમાં ઊતર્યા. પછી તે આવર્ત ગામે ગયા, અને ત્યાંના બળદેવ-મંદિરમાં ઊતર્યા. એ ગામના લોકો તરફથી મહાવીર તથા ગોશાલકને મારપીટ થઈ હોય તેમ લાગે છે.[2]

ત્યાંથી નીકળી તેઓ ચોરાક ગામે આવ્યા. ઉપવાસ હોવાથી ત્યાં ભિક્ષા માગ્યા વિના ભગવાન કલંબુકાગામે પધાર્યા. ત્યાંના પર્વતપ્રદેશના રક્ષક તરીકે કાલહસ્તી અને મેઘ નામે બે ભાઈઓ કામ કરતા હતા. સૈન્ય લઈ ચોર પછવાડે નીકળેલા કાલહસ્તીએ મહાવીર તથા ગોશાલકને ચોર માની પકડ્યા, અને પોતાના ભાઈ મેઘને સોંપ્યા. પરંતુ મેઘ મહાવીરના પિતા સિદ્ધાર્થનો મેળાપી હતો, એટલે તેણે મહાવીરને ઓળખી કાઢ્યા, અને છોડી મૂક્યા.

---

૧. કથાકાર ઉમેરે છે કે, ગોશાલકે દીધેલા મહાવીરના તપસ્તેજની આણથી ત્યારબાદ એ આખો લત્તો બળી ગયો.

૨. અલબત્ત, પછી તો કથાકારનો વ્યંતર બળરામની પ્રતિમામાં પેસી તે પ્રતિમાના હાથમાંનું હળ ઊંચકી દોડ્યો, એટલે લોકો ભાગ્યા જ!

## ૮. લાઢદેશની યાતનાઓ

આ બધા પ્રદેશો પોતાના પિતાના ઓળખીતા લોકોથી ભરેલા હોઈ, મહાવીરે હવે જ્યાં કોઈ ઓળખીતા ન હોય, તેવા પ્રદેશોમાં જવાનો વિચાર કર્યો. તે મુજબ તે દુર્ગમ એવા લાઢ પ્રદેશમાં[1] પધાર્યા. આચારાંગસૂત્રમાં તે પ્રદેશના પ્રવાસ દરમ્યાન તેમને પડેલી મુશ્કેલીઓ અને વેઠવાં પડેલાં કષ્ટોનું હૃદયદ્રાવક વર્ણન છે.

"ત્યાં તેમને તદ્દન હલકી જાતનાં શય્યા અને આસનોનો ઉપયોગ કરવો પડ્યો હતો. ત્યાંના લોકો પણ તેમને બહુ મારતા. ખાવાનું બહુ લૂખું મળતું અને કૂતરાં કરડતાં. કેટલાક લોકો તે કૂતરાઓને રોકતા, તો કેટલાક તે કૂતરાઓને છુછકારીને કરડાવતા. વજ્રભૂમિના લોકો બહુ કઠોર હતા. ત્યાં કૂતરાં કરડી ન જાય તે માટે બીજા શ્રમણો હાથમાં લાકડી કે નાળ લઈને ફરતા. કેટલીક વાર કૂતરાઓ મહાવીરને કરડતા અને તેમના માંસની પેશીઓ ખેંચી કાઢતા. છતાં એવા દુર્ગમ લાઢ દેશમાં હિંસાનો ત્યાગ કરીને અને શરીરની મમતા છોડીને તે અનગાર ભગવાને આવી પડતાં સંકટોને સમભાવે સહ્યાં; અને સંગ્રામને મોખરે રહેતા વિજયવંત હાથીની જેમ એ દુઃખો ઉપર જય મેળવ્યો.

"કેટલીક વાર લાઢ દેશમાં ઘણે દૂર ચાલ્યા છતાં ગામ જ ન આવતું. કોઈ જગાએ ગામની ભાગોળ પાસે આવતાં જ ગામના લોકો બહાર નીકળીને તેમને મારતા, અને હાંકી કાઢતા. કોઈ વાર તેઓ ભગવાનના શરીર ઉપર બેસી તેમનું માંસ કાપી લેતા, કોઈ વાર તેમના ઉપર ધૂળ વરસાવવામાં

---

૧. મુર્શીદાબાદની નવાબીમાં આવતો રાઢ. આચારાંગમાં [૧-૯] લાઢ સાથે વજ્રભૂમિ અને શુભ્રભૂમિ એવા તેના બે પ્રદેશોનો પણ ઉલ્લેખ છે.

આવતી. કોઈ વાર તેમને ઊંચેથી નીચે પટકવામાં આવતા, તો કોઈ વાર આસન ઉપરથી તેમને ગબડાવી નાખવામાં આવતા."

એ પ્રમાણે લાઢ દેશનો યાતનાભર્યો વિહાર પૂરો કરી મહાવીર તે પ્રદેશમાંથી બહાર નીકળ્યા. પૂર્ણકળશ ગામની નજીક પહોંચતાં જ, લાઢ દેશમાં ચોરી કરવા જતા ચોરોને તે સામા મળ્યા. અપશુકન થયા માની, તે ચોરો તેમની ઉપર ખડ્ગ લઈને તૂટી પડયા. પરંતુ છેવટે કોણ જાણે કેવી રીતે[1] મહાવીર બચી ગયા, અને તે ખડ્ગપ્રહારથી તે બંને ચોરો પોતે જ હણાયા.

[ પાંચમું ચોમાસું ]

ત્યાંથી નીકળી મહાવીર ભદ્દિલપુર આવ્યા. ત્યાં તેમણે ચાર માસનો એક એવો ઉપવાસ કરી, પોતાનું પાંચમું ચોમાસું વિતાવ્યું. ઉપવાસનું પારણું કરી ભગવાન ત્યાંથી નીકળી કદલી-સમાગમ નામના ગામે આવ્યા. ત્યાંથી જંબૂખંડ, ત્યાંથી તુંબાક, અને ત્યાંથી કૂપિકા. કૂપિકામાં પણ કોટવાળોએ મહાવીર તથા ગોશાલકને જાસુસ ધારીને બાંધ્યા. છેવટે મહાવીરને ઓળખતી બે પરિવ્રાજિકાઓ ( પ્રગલ્ભા અને વિજયા ) એ સિદ્ધાર્થના પુત્ર તરીકે તેમની ઓળખ આપી તેમને છોડાવ્યા.

ત્યાંથી મહાવીર વૈશાલી નગરીમાં પધાર્યા, અને લુહારના ડહેલામાં ઊતર્યા. તેનો માલિક લુહાર છ માસ સુધી રોગથી પીડાઈ તરતમાં જ નીરોગી થયો હતો. તે જ દિવસે તે પોતાનાં સ્વજનોથી વીંટાઈ પોતાની કોઢમાં આવ્યો. ત્યારે પહેલે જ દિવસે મૂંડિયાનાં દર્શન થવાથી, અપશુકન થયા માની, ક્રોધથી લોઢાનો ઘણ ઉપાડીને તે મહાવીરને મારવા દોડ્યો. પરંતુ પેલા ચોરોની બાબતમાં બન્યું હતું તેમ, આ

---

૧. કથાકાર ઇંદ્રના વજ્રને મદદે લાવે છે.

વખતે પણ ઉગામેલો તે ઘણ લુહારના પોતાના જ માથા ઉપર પડતાં તેનો જ જાન ગયો.[૧]

ત્યાંથી નીકળી મહાવીર ગ્રામક ગામે આવી બિભેલક નામના યક્ષના મંદિરમાં ઊતર્યા. ત્યાં તેમનું સન્માન સારું થયું હોય એમ લાગે છે; કારણ કે કથાકાર એ યક્ષને પૂર્વજન્મનો સંસ્કારી કહી. તેની દ્વારા તેમની પૂજા કરાવે છે. ગ્રામકથી નીકળી મહાવીર શાલિશીર્ષ નામે ગામે આવ્યા. ત્યાં તેમની દ્વારા ઇચ્છાનુરૂપ સ્ત્રીજનોચિત સત્કાર નહીં પામેલી એક સ્ત્રીએ માઘ મહિનાની ટાઢમાં ધ્યાન કરતા બેઠેલા ભગવાન ઉપર ઠંડા પાણીનાં બિંદુઓ સતત વરસાવ્યા કર્યાં. બીજો કોઈ પુરુષ હોત તો ઠંડીથી ઠરીને ફાટી જાત. પરંતુ મહાવીરનું ધર્મધ્યાન તો એ ઉપસર્ગ સમયે વિશેષ દીપી નીકળ્યું અને તેમનું અવધિજ્ઞાન વિશેષ વિકસિત થઈને સર્વ લોક જોઈ શકાય તેવું ઉત્કૃષ્ટ કોટીનું બન્યું.[૨] પહેલાંના સામાન્ય અવધિજ્ઞાનમાં અને આ નવા અવધિજ્ઞાનમાં તફાવત એ છે કે, સામાન્ય અવધિજ્ઞાનનો વિષય મર્યાદિત છે, તથા તે આવેલું પાછું પણ જાય છે. પરંતુ લોકાવધિ અવધિજ્ઞાન તો ઉત્પન્ન થયા પછી પાછું જતું નથી, એટલું જ નહીં પણ સમસ્ત લોકમાં રહેલાં રૂપી દ્રવ્ય તેનો વિષય થાય છે. કથાકાર તે સ્ત્રીનું કટપૂતના વ્યંતરી એવું નામ જણાવે છે, તથા કહે છે કે, મહાવીરના ત્રિપૃષ્ઠ વાસુદેવના જન્મમાં તે વ્યંતરી તેમની અણમાનીતી વિજયવતી નામની રાણી હતી. ત્રિપૃષ્ઠે કરેલા અનાદરથી તે રોષ ભરાઈ હતી.

[છઠ્ઠું ચોમાસું]

ત્યાંથી નીકળી મહાવીર ભદ્રિકાપુરી આવ્યા. ત્યાં તેમણે

૧. કથાકાર ઇંદ્રની શક્તિને વચ્ચે લાવે છે.

૨. તેને પરિભાષામાં 'લોકાવધિ' અવધિજ્ઞાન કહે છે.

ચાર માસનો ઉપવાસ કરી પોતાનું છઠ્ઠું ચોમાસું વીતાવ્યું. વૈશાલીથી ટૂંક સમય માટે રાજગૃહ તરફ વળીને છૂટો પડેલો ગોશાલક આ સ્થળે તેમને પાછો આવી મળ્યો.

# પરિશિષ્ટ

## મંખલિપુત્ર ગોશાલક

જૈન ગ્રંથો સામાન્ય રીતે 'મંખલિપુત્ર ગોશાલક' એ નામની વ્યુત્પત્તિ ઉપરથી તેનો અર્થ આપવાનો પ્રયત્ન કરી, તે માણસનો પરિચય આપવાની રીત સ્વીકારે છે, પરંતુ તે ભાગ્યે જ પ્રતીતિકર કહેવાય. તેઓ કહે છે કે, ચિત્રપટ બતાવીને આજીવિકા ચલાવનાર 'મંખ' નામની ભિક્ષુજાતિના 'મંખલિ' નામના એક ભિક્ષુનો પુત્ર હોવાથી 'મંખલિપુત્ર'; અને શરવણમાં આવેલી ગોબહુલ નામના બ્રાહ્મણની ગોશાળામાં તેની ભદ્રા માને પેટે જન્મ્યો હોવાથી 'ગોશાલક'.

પરંતુ 'મંખલિપુત્ત' શબ્દ 'નાયપુત્ત' કે 'નિગ્ગંઠપુત્ત' જેવો હોઈ, તેનો અર્થ 'મંખલિ અર્થાત્ મસ્કરિન્ જાતના સાધુ સંપ્રદાયનો' એવો થાય. પાણિનિ (ઈ. સ. પૂ. ૩૫૦) પોતાના વ્યાકરણમાં (૬-૧-૧૫૪) મસ્કરિન્નો અર્થ બતાવતાં જણાવે છે કે, 'મસ્કર' અથવા દંડ ધારણ કરનાર સાધુ તે મસ્કરિન્ કહેવાય. તેને એકદંડી પણ કહે છે. એટલે ગોશાલક એકદંડી તાપસોના વર્ગનો હતો, એટલું જ તેના નામ ઉપરથી સિદ્ધ થાય છે.

બુદ્ધઘોષાચાર્ય દીઘનિકાયની ટીકામાં ગોશાલકના પૂર્વ-જીવન વિષે એવી કથા આપે છે કે, તે કોઈ શેઠને ત્યાં નોકરીએ હતો, તેવામાં તેના હાથે એક ઘી ભરેલું વાસણ ફૂટી ગયું. પોતાનો શેઠ હવે પોતાને ખૂબ ફટકારશે એ બીકથી તે બીજે ગામ નાસી ગયો. ત્યાંના લોકોએ તેને કપડાં વગેરે આપવા

માંડયાં; પરંતુ તેણે તો ભિક્ષુક થવામાં જ વધારે સારી આજીવિકા જોઈ. એટલે તે ભિક્ષુક જ થયો.

જૈન ગ્રંથો તેની પૂર્વકથા એવી આપે છે કે, તે પણ પોતાના બાપની પેઠે ચિત્ર બતાવીને આજીવિકા કરનારો 'મંખ'[1] હતો. તેવામાં તેનો ઉપર જણાવ્યા પ્રમાણે નાલંદામાં આવેલી વણકરશાળામાં મહાવીર સાથે ભેટો થયો. મહાવીરને માન-પાન સાથે મળતી ભિક્ષા જોઈને,[2] તેને પણ પોતાનો ધંધો છોડી, આજીવિકા માટે મહાવીર પાસે રહેવાનું જ વધારે યોગ્ય લાગ્યું.

ઉપરની કથાઓથી બૌદ્ધ તેમજ જૈન ગ્રંથકારો, ગોશાલકે પછીથી પ્રવર્તાવેલા 'આજીવિક' સંપ્રદાયનું 'આજીવિક' નામ પડવાનું કારણ આપવાનો પ્રયત્ન કરે છે. પરંતુ એટલું તો સહેજે કબૂલ કરી શકાય કે, કોઈ પણ સંપ્રદાય તેના હરીફો કે વિરોધીઓમાં ભલે તેવાં ઉપનામોથી ઓળખાય; પરંતુ તેના પોતાના અનુયાયીઓમાં પણ તે નામે ઓળખાય એમ બનવું

---

૧. પરંતુ અહીં નોંધતા જઈએ કે, પ્રાકૃત શબ્દ 'મંખલિ'નું સંસ્કૃતરૂપ 'મસ્કરિન્' જેમ મળે છે, તેમ પ્રાકૃત શબ્દ 'મંખ'ની સમાન કોઈ સંસ્કૃત 'મસ્ક' શબ્દ અસ્તિત્વમાં નથી. ઉપરાંત પ્રાકૃત 'મંખ' શબ્દ પણ ભગવતીસૂત્રના ગોશાલક બાબતના ફકરા સિવાય બીજે ક્યાંય વપરાયેલો મળતો પણ નથી. ઉપરાંત તે કલ્પિત 'મંખ' શબ્દનો અર્થ જૈન ટીકાકારોને પણ બરાબર જાણીતો હોય તેમ લાગતું નથી. અભયદેવ (ઈ. સ. ૧૦૫૦) ભગવતીસૂત્રની ટીકામાં તેનો અર્થ 'ચિત્રપટ બતાવી નિર્વાહ કરનાર ભિક્ષુ' આપે છે; પરંતુ અભિધાન ચિંતામણિમાં આચાર્ય હેમચંદ્ર (ઈ. સ. ૧૧૪૦) તેનો અર્થ 'માગધ' અર્થાત્ ભાટ-ચારણ કરે છે.

૨. જેમકે ચોમાસાના પહેલા મહિનાના ઉપવાસના પારણા વખતે વિજયશ્રેષ્ઠીને ત્યાં; બીજા માસના પારણા વખતે આનંદ ગૃહપતિને ત્યાં; ત્રીજા માસના પારણા વખતે સુનંદ ગૃહસ્થને ત્યાં; અને ચોથા માસના પારણા વખતે કોલ્લાકમાં બહુલ બ્રાહ્મણને ત્યાં.

સંભવિત નથી. મહાન અશોકે પોતાની રાજ્ય-કારકીર્દિના તેરમા વર્ષમાં ગયા પાસેની ટેકરીઓના ખડકમાં કોતરી કાઢેલ બે ગુફાઓની દીવાલ ઉપર કોતરાવેલા ટૂંકા શિલાલેખમાં જણાવ્યું છે કે,[૧] 'રાજા પ્રિયદર્શીએ પોતાના રાજ્યના તેરમા વર્ષમાં આ ગુફા આજીવિકોને આપી છે.' અને મહાવંશ-ટીકામાં જણાવ્યા પ્રમાણે તો અશોકની માતા ધર્મા રાણીનો કુલગુરુ જ જનસાન નામે આજીવિક હતો. બિંદુસારે તેને અશોકના જન્મ પહેલાં રાણીને આવેલા સ્વપ્નનો અર્થ કરવા બોલાવ્યો હતો. વળી દિવ્યાવદાનમાં જણાવ્યું છે કે, બિંદુસારે પોતાના પુત્રોમાંથી કોને ગાદી આપવી એ નક્કી કરવા પિંગલવત્સ નામના આજીવિકને બોલાવ્યો હતો. અશોક પછી ગાદીએ આવેલા 'દશરથ મહારાજાએ' પણ 'ગાદીએ' આવ્યા પછી તરત જ 'નાગાર્જુની ટેકરી ઉપર ત્રણ કોતરેલી ગુફાઓ' ચંદ્ર સુરજ તપે ત્યાં સુધી આજીવિકોને નિવાસસ્થાન તરીકે વાપરવા આપતી વખતે તેમને 'સંમાન્ય આજીવિકો' તરીકે ઉલ્લેખ્યા છે. આમ એક પછી એક બિંદુસાર-અશોક-દશરથ એ ત્રણ એક જ વંશપરંપરાના રાજાઓના અમલ સુધી (અર્થાત્ ઈ. સ. પૂર્વે બીજી સદીના અંત સુધી[૨]) 'રાજસંપ્રદાય' જેવું અગત્યનું સ્થાન ભોગવતો

---

૧. પોતાના રાજ્યકાળના ૨૮મા વર્ષ દરમ્યાન કોતરાવેલા સુપ્રસિદ્ધ સાતમા સ્તંભલેખમાં પણ અશોકે પોતાના ધર્માધિકારીઓને બૌદ્ધો, બ્રાહ્મણો અને નિર્ગ્રંથોની પેઠે આજીવિકોની પણ સંભાળ રાખવા જણાવ્યું છે.

૨. છેક વરાહમિહિરના સમયમાં (ઈ. સ. ૫૫૦ના અરસામાં) પ્રસિદ્ધ એવા સાત ભિક્ષુવર્ગોમાં શાક્ય, નિર્ગ્રંથ, તાપસ, ભિક્ષુ, વૃદ્ધશ્રાવક, અને ચરક સાથે આજીવિક ભિક્ષુઓનો વર્ગ પણ સ્થાન પામે છે. અને પછી તો ધીમેધીમે તે શબ્દ દિગંબર જૈનો માટે જ રૂઢ થઈ જાય છે, અને છેક ૧૩ મા સૈકા સુધી ચાલ્યો આવે છે, એ પણ અહીં ધ્યાનમાં રાખવું જોઈએ. [જુઓ શીલાંકદેવ

તે સંપ્રદાય, પોતાના વિરોધીઓએ આપેલા ઉપનામ વડે જ પોતાના ભક્તો દ્વારા પણ ઉલ્લેખાય એ બનવા સંભવ નથી.

બાકી, ક્યા ધર્મ કે સંઘમાં માત્ર પેટ ભરવા સાધુ થયેલા લોકો નથી હોતા? જૈન ઉત્તરાધ્યયનસૂત્રમાં આખું સત્તરમું અધ્યયન, 'દુર્લભ એવું સદ્ધર્મનું શ્રવણ પ્રાપ્ત કર્યા પછી પણ' ખાઈ-પીને સુખે સૂવામાં જ વખત ગાળનારા, તથા જ્યોતિષ વગેરેથી આજીવિકા ચલાવનારા પાપી શ્રમણો માટે રોક્યું છે. તેથી શું જૈન ધર્મના બધા સાધુ 'આજીવિક' ગણી શકાય?

એટલે, ઘણાખરા અર્વાચીન વિદ્વાનો ગોશાલકના સંપ્રદાયનું 'આજીવિક' નામ પડવાનું કારણ એવું બતાવે છે કે, બુદ્ધના અષ્ટાંગિક માર્ગમાં સમ્યક્ દૃષ્ટિ. સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વાચા, સમ્યક્ કર્માન્ત ( કર્મ ), સમ્યક્ વ્યાયામ. સમ્યક્ સ્મૃતિ, અને સમ્યક્ સમાધિની સાથે જે સમ્યક્ 'આજીવ' ગણાવવામાં આવેલ છે, તે પ્રમાણે આજીવિકાની શુદ્ધિની બાબતમાં કાંઈ વિશિષ્ટ ખ્યાલો ધરાવનાર હોવાથી જ એ સંપ્રદાય આજીવિક કહેવાતો હશે.

વસ્તુતાએ પણ મજ્ઝિમનિકાયના મહાસચ્ચકસુત્તમાં નિગંઠપુત્ત સચ્ચક આજીવિકોના આચાર વિષે કહેતાં બુદ્ધને જણાવે છે: 'તેઓ નગ્ન રહે છે; શરીરસંસ્કારાદિ આચારો અનુસરતા નથી; હાથ ઉપર જ ભિક્ષા લઈને નિર્વાહ કરે છે; કોઈ ગૃહસ્થ ભિક્ષા માટે કહે કે, 'આવો, બેસો, જરા ઊભા રહો' તો તેઓ તેનું કહ્યું સાંભળતા નથી — અર્થાત્ નિમંત્રણ

(ઈ. સ. ૮૭૬)ની સૂત્રકૃતાંગ ઉપરની ટીકા. તે તો ત્રૈરાશિક, આજીવિક અને દિગંબર — એ શબ્દોને પર્યાય જ ગણે છે. જુઓ હલાયુધની અભિધાનરત્નમાલા (ઈ. સ. ૯૫૦); તથા જુઓ દક્ષિણ હિંદુસ્તાનના વિરિંચિપુર નજીકના પેરુમલ મંદિરના લેખો (ઈ. સ. ૧૨૩૮, ૧૨૩૯, ૧૨૪૩, ૧૨૫૯.)

દઈને તયાર કરેલું કે આપેલું અન્ન સ્વીકારતા નથી, પરંતુ વધ્યુંઘટયું માગી આણેલું અન્ન જ સ્વીકારે છે; માગ્યા વિના પોતાની પાસે ઊંચકી આણેલું, કે પોતાને આપવા માટે જ તૈયાર કરેલું અન્ન પણ સ્વીકારતા નથી; કોઈ આમંત્રણ કરે ત્યાં જતા નથી; રાંધેલા વાસણમાં આણેલું અન્ન સ્વીકારતા નથી; ઊંબરાની, લાકડીની કે સાંબેલાની પેલી તરફ ઊભા રહીને આપેલું અન્ન લેતા નથી; સ્ત્રીપુરુષ જમવા બેઠાં હોય ત્યારે તેમાંથી એક ઊઠીને ઊભા થઈ આપેલી ભિક્ષા લેતા નથી; ગર્ભિણી સ્ત્રી, છોકરાને ધવરાવતી સ્ત્રી અને પુરુષની સાથે એકાંત સેવતી સ્ત્રીની પાસેથી અન્ન લેતા નથી; નેવાં પડતાં હોય એવી જગાએ ઊભા રહીને, કૂતરાની પાસે ઊભા રહીને, કે જ્યાં ઘણી માખીઓ હોય તેવી જગાએ ઊભા રહીને ભિક્ષા લેતા નથી ( કારણ કે એમ કરે તો, તે તે જીવોને અન્ન મેળવવામાં વિઘ્ન આવે ): મત્સ્ય–માંસ–સુરા વગેરે પદાર્થો ગ્રહણ કરતા નથી; એક જ ઘેર ભિક્ષા માગીને એક જ કોળિયો અન્ન ખાય છે; બે ઘેર ભિક્ષા માગીને બે કોળિયા . . . એમ સાત ઘેર ભિક્ષા માગીને સાત કોળિયા અન્ન ખાય છે; એક પળીથી, બે પળીથી . . . એમ સાત પળીથી નિર્વાહ ચલાવે છે; એક દિવસે એક વાર, બે દિવસે એક વાર . . . એમ સાત દિવસે એક વાર કે પંદર દિવસે એક વાર જમે છે."

એટલું યાદ રાખવાનું કે ઉપરનું કથન બુદ્ધ આગળ એક જૈન ( નિગંઠપુત્ત ) પંડિત કરે છે. પરંતુ ખુદ જૈન ગ્રંથોમાં જ આજીવિકોની આહાર બાબતમાં કઠોરતા બાબત અનેક ઉલ્લેખો પડ્યા છે. ઔપપાતિકસૂત્રમાં તેમને 'બબ્બે ઘર છોડીને ત્રણ ત્રણ ઘર છોડીને . . . એમ સાત સાત ઘર છોડીને' ભિક્ષા લેવાનો નિયમ રાખનારા, તથા ભિક્ષામાં માત્ર કમળદંડ જ લેનારા . . . કહ્યા છે; ઠાણાંગસૂત્ર ( ૪-૨-૩૧૦; પૃ. ૨૩૩ ) તો તેમને આઠ ટંક વગેરેના ઉપવાસરૂપી ઉગ્ર તપ

કરનારા; પોતાની જાતનું ભાન ભૂલી ઘોર તપ કરનારા; ઘી-તેલ આદિ વિકૃતિકારક રસપદાર્થોનો ત્યાગ કરનારા; અને જીભની લોલુપતા છોડી, ગમે તેવો સારો વા નરસો, રસીલો વા રસહીન ખોરાક મળ્યો હોય તેને નિરપેક્ષપણે ખાઈ લેનારા કહે છે. ભગવતીસૂત્ર પોતે જ ( ૮-૫ ) આજીવિક સાધુઓ તો શું પણ આજીવિક ગૃહસ્થોને જ ઊંબરો-વડ-બોર-સતર-પીપળો વગેરેનાં ફળ ન ખાનારા, ડુંગળી-લસણ વગેરે કંદમૂલના વિવર્જક, અને ત્રસ પ્રાણીની હિંસાવિવર્જિત વ્યાપાર વડે આજીવિકા કરનારા જણાવે છે. મહાવીર તો તેમનો દાખલો આપી પોતાના શ્રમણોપાસકોને એ બાબતમાં ધડો લેવાનું સુધ્ધાં જણાવે છે!

એટલે આજીવિકો બીજા ગમે તેવા હશે પણ પેટભરુ તો નહોતા જ, એવું જૈન તેમજ બૌદ્ધ ઉલ્લેખોથી જ જણાઈ આવે છે. ખાવા-પીવાના નિયમો અને નિયંત્રણોની બાબતમાં તેઓ જૈન સાધુઓ જેવા જ હતા; ઊલટું ભિક્ષા પણ પાત્રમાં ન લેતાં હાથ ઉપર જ લઈને ખાવાની બાબતમાં તો તેઓ તેમને પણ ટપી જતા હતા; હા કોઈ માંદુંસાજું હોય તો જુદી વાત.

એટલે આજીવિકા માટે સાધુ થયેલ હોવાથી ‘આજીવિક’ એવો અર્થ કરવાને બદલે એવો અર્થ સમજવો જોઈએ કે, ધર્મજીવનની બીજી બાબતો કરતાં આજીવિકાના નિયમો ઉપર વધારે પડતો ભાર મૂકતા હોવાથી ( સમ્યક્ + આજીવ ) તેઓ આજીવિક કહેવાતા હશે.

# ૬

# દીક્ષાનાં બીજાં છ વર્ષ

## ૧. ગોશાલક છૂટો પડે છે

[ સાતમું ચોમાસું ]

મહાવીર હવે ગોશાલકની સાથે કાંઈક નિરાંતવાળા મગધ-દેશમાં આઠ માસ વિચર્યા, અને ચોમાસા વખતે આલંભિકા નગરીમાં આવી, ચાર માસનો ઉપવાસ કરી તેમણે પોતાનું સાતમું ચોમાસું વિતાવ્યું. ત્યાંથી નીકળી તે કુંડક ગામે આવ્યા અને વાસુદેવના મંદિરમાં ઊતર્યા. પછી મર્દન ગામે જઈ, બળદેવના મંદિરમાં ઊતર્યા. ત્યાંથી તે બહુશાલ ગયા. તે ઠેકાણે તેમના ઉપર થોડોક ત્રાસ ગુજર્યો લાગે છે; કારણકે કથાકાર જણાવે છે કે, ત્યાંની શાલાર્યા નામે વ્યંતરીએ વિના કારણ ગુસ્સે થઈ પ્રભુને સારી પેઠે ત્રાસ આપ્યો. પછી પ્રભુ લોહાર્ગલ ગામે આવ્યા. ત્યાં પરરાજ્યના ભયથી સાવચેત રહેતા કોટવાળોએ તેમને જાસુસ ધારી પકડ્યા. છેવટે અસ્થિક ગામથી આવેલા ઉત્પલ નિમિત્તશાસ્ત્રજ્ઞે તેમને ઓળખીને છોડાવ્યા.[1]

ત્યાંથી વિહાર કરીને મહાવીર પુરિમતાલ નગરે પધાર્યા. અહીં આગળ ભગવાન ઉપર બુદ્ધના જીવનમાં ઘટેલો સુજાતાની ભિક્ષા જેવો રસિક પ્રસંગ[2] આવી પડ્યો.

---

૧. તેણે મહાવીરનાં સ્વપ્નોનો અર્થ કહી બતાવ્યો હતો. જુઓ આગળ પા. ૧૩૩.

૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટ.

પુરિમતાલ નગરમાં વાગુર નામે શેઠ રહેતો હતો. તેને ભદ્રા નામે પ્રિય પત્ની હતી. તે વંધ્યા હતી. સંતાન માટે અનેક દેવતાઓની બાધા રાખી–રાખીને તે થાકી ગઈ હતી. એક વખત ઉદ્યાનક્રીડા કરતાં કરતાં તે મલ્લિનાથના મંદિરમાં આવી. તે વખતે સહેજસાજમાં જ તેણે બાધા રાખી કે મને પુત્રપ્રાપ્તિ થશે તો મલ્લિનાથ તીર્થંકરનું ઠાઠમાઠથી પૂજન કરીશ. ભાગ્યયોગે ભદ્રાને ગર્ભ રહ્યો અને યથાકાળે પુત્ર જન્મ્યો. શેઠશેઠાણી હવે હર્ષિત થઈ શકટમુખ ઉદ્યાનમાં આવેલા મલ્લિનાથ તીર્થંકરના બિંબને પૂજવા ચાલ્યાં. મહાવીર તે જ ઉદ્યાનમા ધ્યાનસ્થ થઈને વિરાજ્યા હતા. તેમની તેજસ્વી મૂર્તિ જોઈ, શેઠશેઠાણીએ તેમને જ પ્રત્યક્ષ તીર્થંકર માની, પરમ ભક્તિભાવથી તેમનું પૂજન કર્યું; અને કહ્યું કે, અમે આવ્યાં હતાં તો તીર્થંકરના બિંબનું પૂજન કરવા; પરંતુ અમને તો પુણ્યયોગે પ્રત્યક્ષ તીર્થંકર જ મળ્યા એમ અમે માનીએ છીએ. આપનું પૂજન કરવાથી દેવ પણ અમારા ઉપર અત્યંત પ્રસન્ન થશે એમાં શંકા નથી.*

[ આઠમું ચોમાસું ]

ત્યાંથી નીકળી મહાવીર ઉપ્પણાક ગયા, ત્યાંથી ગોભૂમિ, અને ત્યાંથી રાજગૃહ. ત્યાં તેમણે ચારમાસી એક આખા ઉપવાસ વડે જ પોતાનું આઠમું ચોમાસું વ્યતીત કર્યું.

[ નવમું ચોમાસું ]

મગધદેશના નિરુપદ્રવી તથા પરિચિત જીવનથી કંટાળેલા મહાવીર, ત્યાંથી ફરી પાછા લાઢદેશના વજ્રભૂમિ, શુદ્ધભૂમિ વગેરે અનાર્ય પ્રદેશોમાં વિચરવા નીકળ્યા, અને છ માસ સુધી

* કથાકાર તો આ પ્રત્યક્ષ તીર્થંકરની પૂજા મૂકી ગત તીર્થંકરની પૂજા કરવારૂપી શેઠશેઠાણીની ભૂલ સુધારવા ઇંદ્રને વચ્ચે લાવે છે. પરંતુ તે વિના પણ આખો પ્રસંગ ઉચિત રીતે ઘટી શકે છે. આ પ્રકરણને અંતે આપેલો સુજાતાનો દાખલો જુઓ.

ત્યાં તેમણે અનેક હૃદયદ્રાવક કષ્ટો સમબુદ્ધિથી સહન કર્યાં. તે ભૂમિમાં તેમને ઉતારો મળવાના પણ સાંસા પડતા. તે સ્થિતિમાં ખંડેરઘરો કે વૃક્ષ તળે જ ધ્યાનસ્થ રહીને મહાવીરે નવમું ચોમાસું પણ વ્યતીત કર્યું. આ બધા પ્રસંગોએ પણ ગોશાલક તેમની સાથે જ હતો, એ યાદ રાખવાનું છે. મહાવીરને મળતાં માનપાન અને વિપુલ ભિક્ષાની લાલચથી જ તે મહાવીર સાથે નહોતો વિચરતો, એ વાતની આ જાણ્યા પછી ભાગ્યે જ ખાતરી થયા વિના રહે.

છમાસ પૂરા થયે ત્યાંથી નીકળી મહાવીર ગોશાલક સાથે સિદ્ધાર્થપુર આવ્યા, અને ત્યાંથી કૂર્મગ્રામ તરફ વળ્યા. માર્ગમાં એક તલનો છોડવો જોઈને ગોશાલકે મહાવીરને પૂછ્યું : 'કહો જોઉં, આ તલનો છોડવો ફળશે કે નહીં?' મહાવીરે જવાબ આપ્યો,[1] 'એ છોડ જરૂર ફળશે. તલના પુષ્પના સાત જીવ આ છોડમાં તલની સીંગમાં સાત તલપણે ઉત્પન્ન થશે.' ગોશાલકે પારખું કરવા ખાતર તે તલના છોડને મહાવીર ન જાણે તેમ ઉખાડીને અળગો કર્યો, અને પછી મહાવીર સાથે તે આગળ ચાલ્યો. પરંતુ બનવાકાળ તે એ અરસામાં જ તે પ્રદેશમાં વૃષ્ટિ થઈ, અને પેલા છોડનું મૂળ એક ગાયની ખરી નીચે આવી દબાઈને જમીનમાં પેસતાં. વરસેલા વરસાદના જોરે જમીનમાં, ચોટી ગયું!

મહાવીર અને ગોશાલક કૂર્મગ્રામે પહોંચ્યા. તે વખતે ગામબહાર મધ્યાહ્ન સમયે હાથ ઊંચા કરી વૈશિકાયન નામે એક તાપસ પોતાની લાંબી જટા ફેલાવીને સૂર્યમંડળ સામે દૃષ્ટિ રાખી સ્થિર ઊભો ઊભો કઠોર તપ કરતો હતો. તેની પૂર્વકથા નીચે પ્રમાણે છે :

---

૧. આ જગાએ કથાકાર મહાવીરને મોંએ જ સીધો જવાબ અપાવે છે. પહેલાંની રીત પ્રમાણે પેલા સિદ્ધાર્થવ્યંતરને મહાવીરના શરીરમાં પેસાડીને જવાબ અપાવતા નથી.

ચંપા અને રાજગૃહ વચ્ચે ગૌબર નામે ગામ હતું. ત્યાં ગોશંખી નામે એક આહીરપતિ રહેતો હતો. તેને બંધુમતી નામે વંધ્યા સ્ત્રી હતી. તે ગામની પાસે ખેટક નામે પરું હતું. તેને રાતોરાત ચોરલોકોએ આવીને ભાગ્યું. પકડાયેલાં સ્ત્રીપુરુષોમાં વેશિકા નામની ગર્ભવતી સ્ત્રીએ પુત્રને જન્મ આપ્યો. પરંતુ વેશિકા સ્વરૂપવતી હોવાથી ચોરો તેના પુત્રને પડતો મૂકી તેને પકડીને સાથે લઈ ગયા. સવારમાં ગોશંખીની નજરે પેલો વેશિકાનો પુત્ર પડ્યો. તેને તેણે પોતાના પુત્ર તરીકે ઉછેરવા માંડ્યો. બીજી બાજુ ચોરલોકોએ વેશિકાને ચંપાનગરીમાં એક વેશ્યાને વેચી દીધી. વેશ્યાએ તેને સ્વરૂપવતી જોઈ પોતાના સર્વ વ્યવહાર શીખવ્યા.

હવે વેશિકાનો પુત્ર મોટો થતો થતો યુવાન થયો. એક વખત મિત્રોની સાથે ઘીનું ગાડું વેચવા તે ચંપાનગરીમાં આવ્યો. ત્યાં નગરજનોને ચતુર રમણીઓની સાથે વિલાસ કરતા જોઈ, તે પણ વિલાસની ઇચ્છાથી વેશ્યાઓના લત્તામાં ગયો. અને ત્યાં વેશ્યા તરીકે રહેતી પોતાની માતાના રૂપ ઉપર મોહિત થઈ તેની પાસે જ ગયો, અને તેને આભૂષણાદિથી પ્રસન્ન કરી, રાત્રે આવવાનો સંકેત કરીને પાછો ફર્યો. રાત્રે સ્નાનવિલેપનાદિથી તૈયાર થઈ તે વેશ્યાના ઘર ભણી ચાલ્યો; માર્ગે જતાં તેનો એક પગ વિષ્ટામાં પડ્યો. પણ ઉતાવળમાં પગ ધોવાનો વિલંબ સહેવાને બદલે પાસે ઊભેલી ગાયના વાછરડાને પગ ઘસીને તે ચાલતો થયો. તે જોઈ વાછરડો ખિન્ન થઈ પોતાની માતાને મનુષ્યભાષામાં કહેવા લાગ્યો, ‘હે માતા! જુઓ આ પુરુષ તેનો વિષ્ટા ભરેલો પગ મને ઘસે છે.’ ત્યારે ગાય પણ તે જ ભાષામાં બોલી, ‘બેટા, ખેદ ન કર. એ તો કામદેવનો ગધેડો બની પોતાની માતા સાથે જ વિલાસ કરવા જાય છે, તેને વળી સારાસારનું ભાન શું!’

ગાય-વાછરડાની આ વાત સાંભળી, પેલો યુવાન વિચારમાં પડી પેલી વેશ્યાને ત્યાં ગયો. તે વેશ્યાએ તેનો સત્કાર કર્યો, પરંતુ તે યુવાનનું ચિત્ત તો પેલો સંવાદ સાંભળીને વિમાસણમાં પડેલું હતું, એટલે તેણે બમણા ધનની લાલચ આપી વેશ્યાને તેનો પૂર્વ ઇતિહાસ પૂછ્યો. વેશ્યાએ કહેલો ઇતિહાસ સાંભળી તે યુવાન તરત જ પોતાનાં કહેવાતાં માતાપિતા પાસે ગયો, અને પૂછવા લાગ્યો, “હું શું તમારો અંગજ પુત્ર છું કે પાલિત પુત્ર છું?” તેમને મોંએથી સાચી વાત સાંભળ્યા બાદ તેને ખાતરી થઈ કે, પોતે જે વેશ્યા સાથે કામભોગ કરવા ગયો હતો, તે જ પોતાની જન્મદાત્રી મા હતી! તે તરત પાછો ચંપાનગરી ગયો, અને પોતાની માને પેલી કુટ્ટની પાસેથી છોડાવીને પોતાને ગામ લઈ ગયો. હવે તે વેશિકાનો પુત્ર ‘વૈશિકાયન’ એવા નામથી ઓળખાવા લાગ્યો. પોતે કામવશ થઈ માતા સાથે અનાચાર કરવાની અણી ઉપર આવી ગયો હતો, તે પ્રસંગથી તેને સારી પેઠે આઘાત થયો હતો. આથી લગ્ન કરવાનું માંડી વાળી તે તાપસ બન્યો.

જે અરસામાં મહાવીર અને ગૌશાલક કૂર્મગ્રામે આવી પહોંચ્યા, તે અરસામાં તે તાપસ પણ ફરતો ફરતો કૂર્મગ્રામે આવી પહોંચ્યો હતો, અને શરૂઆતમાં જણાવ્યા મુજબ સૂર્યના તડકામાં ઊભો રહી તપ તપતો હતો. સૂર્યના તડકાને કારણે તેની લાંબી જટામાંથી જૂઓ તરવરીને જમીન ઉપર ખરી પડતી હતી. તેમને તપી ગયેલી જમીન ઉપર તરફડતી જોઈ, તે દયાળુ તાપસ તેમને ઉપાડી ઉપાડીને પાછી પોતાની જટામાં નાખતો હતો.

ગોશાલકને એ બીના જોઈને હસવું આવ્યું. લાંબી જટા વિના કારણ રાખવી, તેમાં જૂઓ ઉત્પન્ન થવા દેવી, અને પછી તપ-ધ્યાનને સમયે જ તે જૂઓને બચાવવા જમીન ઉપરથી વીણ્યા કરવી એ વસ્તુ તેને વિચિત્ર લાગી. તે મૂળે

આખાબોલો તો હતો જ. તેણે કહ્યું કે, 'ભાઈ, તું તો તપ કરે છે કે જૂઓ જ વીણ્યા કર્યા કરે છે! મને તો તું તપસ્વી-ધ્યાની નથી લાગતો પણ જૂઓનો મિજમાન લાગે છે!'

પરસંપ્રદાયના લાગતા ગોશાલકે પોતાની આ રીતે ઠેકડી કરી, એ જોઈ વૈશિકાયનને ખૂબ ગુસ્સો ચડ્યો. તેણે તરત ગોશાલકને બાળી નાખવા તેજોલેશ્યા છોડી. સામાન્ય વાતચીતમાંથી આવું દારુણ પરિણામ આવેલું જોઈ, મહાવીરે સામી શીતલેશ્યા છોડી, અને ગોશાલકને બચાવી લીધો. પેલો વૈશિકાયન પણ પોતે ગુસ્સામાં આવીને કરી દીધેલા કૃત્યથી જરા પસ્તાતો હતો જ, તેવામાં મહાવીરની દરમિયાનગિરિથી ગોશાલકનો વિનાકારણ વધ થતો અટક્યો એ જાણી, તે ખુશ થયો, અને મહાવીર પ્રત્યે પોતાની આભારવૃત્તિ પ્રગટ કરવા લાગ્યો.

પરંતુ આવા સામાન્ય તાપસને પણ તેજોલેશ્યા પ્રાપ્ત થયેલી જોઈ, ગોશાલકની તે શક્તિ પ્રાપ્ત કરવાની ઇંતેજારી હવે વધી ગઈ. તેથી તેણે તે શક્તિ પ્રાપ્ત કરવાની રીત મહાવીરને પૂછી. મહાવીરે જણાવ્યું કે, માણસ નિયમધારી થઈ હંમેશાં છ ટંકના ઉપવાસ કર્યા કરે, અને તે ઉપવાસોનું પારણું પણ એક મૂઠી અડદ તથા અંજલિમાત્ર જળથી કરે. તો છ માસને અંતે તેને પ્રબળ તેજોલેશ્યા પ્રાપ્ત થાય.

હવે મહાવીર તથા ગોશાલક કૂર્મગ્રામથી નીકળી સિદ્ધાર્થ-પુર તરફ પાછા વળ્યા. માર્ગમાં પેલા તલના છોડવાળો પ્રદેશ આવ્યો. ગોશાલકને તો ખાતરી જ હતી કે, તે છોડ નાશ પામ્યો જ હશે, પરંતુ તેને તો હર્યોભર્યો જોઈ તથા તેની શીંગમાં તલના બરાબર સાત દાણા થયેલા જોઈ તે વિસ્મય પામ્યો. તેને હવે મહાવીરની શક્તિમાં પૂરેપૂરો વિશ્વાસ બેસી ગયો. અને તેવી શક્તિઓ પ્રાપ્ત કરવાની ઇંતેજારીથી તથા મહાવીરે બતાવેલી તેજોલેશ્યા સિદ્ધ કરવા ગોશાલક મહાવીરથી છૂટો

પડ્યો અને શ્રાવસ્તીમાં ગયો. ત્યાં છ માસ યથાવિધિ તપ કરી, તેણે તેજોલેશ્યા સિદ્ધ કરી,

આ અરસામાં જ તેને પાર્શ્વનાથની પરંપરાના શાન, કલિંદ, કર્ણિકાર, અચ્છિદ્ર, અગ્નિવેશ્યાયન અને ગોમાયુપુત્ર નામના છ જૈન સાધુઓ મળ્યા. તેમને જૈન ધર્મના પ્રાચીનમાં પ્રાચીન ગણાતા પૂર્વગ્રંથો તથા તેમાં વર્ણવેલી નિમિત્તાદિ વિદ્યાઓનું જ્ઞાન હતું. ગોશાલકે તેમની પાસેથી તે બધી વિદ્યાઓ પણ પ્રાપ્ત કરી લીધી. હવે તે લાભ--અલાભ, સુખ--દુઃખ, જીવિત-અને મરણનું ભવિષ્ય ભાખી શકે તેવો શક્તિમાન થયો. અને જિન, અર્હંત, કેવલી અને સર્વજ્ઞ તરીકે સંમાન પામતો તે નગરમાં જ હાલાહલા નામે તવંગર તથા શ્રદ્ધાળુ કુંભારણના હાટમાં રહેવા લાગ્યો.

છ વર્ષના લાંબા સહવાસ બાદ ગોશાલક આ રીતે મહાવીરથી છૂટો પડ્યો. કથાકારે એ છ વર્ષ દરમ્યાન ગોશાલકના અટકચાળા સ્વભાવના તેમ જ તેના આખાબોલાપણાના તથા તેને પરિણામે લોકોને હાથે તેને થતી મારપીટના કેટલાય પ્રસંગો છૂટથી વેર્યા છે. એ બધી કથાઓ તે સ્વરૂપે જ સાચી હોય તો પણ, આપણને તેમની સાથે કશી નિસબત નથી; કારણ કે, મહાવીરના ચરિત્રનું ઘડતર સમજવામાં ગોશાલકના જીવનના તે દુષ્પ્રસંગો આપણને કોઈ રીતે ઉપયોગી થતા નથી; તેમ જ તેમનું પારાયણ કરવાથી આપણને પણ બીજો કશો લાભ થાય નથી. એટલે આપણે તે બધા પ્રસંગો જતા કર્યા છે.

આ જગાએથી છૂટા પડેલા મહાવીર અને ગોશાલકનો ફરી ભેટો થાય છે ૧૬ વર્ષ બાદ શ્રાવસ્તીમાં. તે વર્ષો દરમ્યાન ગોશાલકે પોતાનો આજીવિક સંપ્રદાય સ્થાપી દીધો હોય છે; તેમજ જૈન કથાકારનો અટકચાળો ગોશાલક મટીને હવે તો તે બૌદ્ધ પ્રતિસ્પર્ધીઓમાં પણ મહાવીર જેવાં જ 'સંઘી, ગણી,

ગણાચાર્ય, સુવિખ્યાત, યશસ્વી, તીર્થંકર, સાધુસંમત, બહુ લોકોનો શ્રદ્ધાસ્પદ, ચિરદીક્ષિત ' — વગેરે વિશેષણ પામ્યો હોય છે. તત્ત્વશંકાઓથી વ્યાકુળ બનેલો મગધરાજ કુણિક જે વિખ્યાત આચાર્યો પાસે શંકાનિવારણ અર્થે જાય છે, તેમાં ગોશાલકનો સમાવેશ પણ થાય છે.

મહાવીર જિનપદ પ્રાપ્ત કર્યા બાદ જ્યારે પરિભ્રમણ કરવા નીકળે છે, ત્યારે ઉપાસકદશાસૂત્રમાં જણાવ્યા પ્રમાણે પોલાસપુરમાં સદ્દાલપુત્ર નામના તવંગર આજીવિકોપાસક કુંભારનો તેમને ભેટો થાય છે.[1] મહાવીર આગળ ઉપર ગોશાલકના સિદ્ધાંતનું ખંડન કરી, સદ્દાલપુત્ર જેવા કેટલાય આજીવિકોપાસકોને તેના માર્ગમાંથી છોડાવી, પોતાના માર્ગમાં લાવે છે, અને અંત ગોશાલકના અકાલ મૃત્યુનું નિમિત્ત બને છે. એટલે અહીં આગળથી જ ગોશાલકે સ્થાપેલા આજીવિક સંપ્રદાય અને સિદ્ધાંત વિષે બને તેટલી માહિતી મેળવતા જઈએ. જેથી, અત્યાર સુધીમાં ગોશાલકનું જે અધૂરું ચિત્ર આપણી સમક્ષ ઊભું થયું છે. તેમાં પણ આવશ્યક ફેરફાર થાય. તથા આગળ ઉપર આજીવિકોપાસકો સાથે મહાવીરના મેળાપના જે પ્રસંગો આવે તે સમજવામાં પણ સુગમતા થાય.

## ૨. ગોશાલકનો આજીવિક સિદ્ધાંત

ગોશાલકના આજીવિક સિદ્ધાંતનું સળંગ નિરૂપણ કરતો એક પણ ગ્રંથ આજે વિદ્યમાન નથી. જે કાંઈ ઉલ્લેખો અત્યારે મળે છે, તે તેના પ્રતિસ્પર્ધીઓના – અર્થાત્ જૈનો અને બૌદ્ધોના ગ્રંથોમાં જ સંઘરાયેલા છે. તે બધા માત્ર

૧. આ ઘટનાને મહાવીરે જિનપદ પ્રાપ્ત કર્યાના નવમા વર્ષમાં મૂકી શકાય, અર્થાત્ તેમના દીક્ષાજીવનના ૨૧મા વર્ષમાં. ગોશાલક સાથેનો તેમનો મેળાપ તો તેમના જિનપદપ્રાપ્તિના ૧૫મા વર્ષમાં અને દીક્ષાના ૨૭મા વર્ષમાં થાય છે.

નિંદાત્મક હોઈ, ખોટા જ છે એમ માનવાનું કારણ નથી; કારણ કે, સિદ્ધાંત ગમે તેવો સારો હોય, પરંતુ તેનાથી સામાન્ય જનસમુદાયના જીવનમાં જો અમુક પ્રકારના વિપરીત આચારને જ સમર્થન મળે તેમ હોય, તો તે સિદ્ધાંતને તે આચારના પ્રતિપાદક તરીકે રજૂ કરવામાં છેક જ અસત્ય નિરૂપણ થાય છે એમ ન કહેવાય.

જૈન સિદ્ધાંત અમુક જીવોને કાયમને માટે 'અભવ્ય' ઠરાવે છે: તેઓનો કર્મસંગ્રહ અનાદિ અનંત છે. તેથી તેઓ કદી પણ મોક્ષ પામવાના નથી. [ભગવતી, શતક ૬, ઉદ્દે૦ ૩]. તેથી ઊલટું ગોશાલક એવા મતનો છે. કે, ગમે તેવા કર્મ-બંધનવાળા હોવા છતાં તમામ જીવો ગમે તેટલું રખડીને પણ છેવટે મુક્તિ પામવાના જ છે. આને અંગે તે પોતાની સૂતરના દડાની સુપ્રસિદ્ધ ઉપમા આપે છે: 'જે પ્રમાણે સૂતરનો દડો ફેંકતાં તે ઊકલી રહે ત્યાં સુધી જ જાય, તે પ્રમાણે ૮૪ લાખ મહાકલ્પના ફેરામાં ગયા પછી ડાહ્યા અને મૂર્ખ તમામના દુઃખનો નાશ થાય છે જ.'[1]

પરંતુ આટલી સાદી સીધી વાત ઉપરથી નિયતિવાદ ઉપર કૂદી જતાં વાર નથી લાગતી. જો બધા જીવો અંતે મુક્ત થવાના જ હોય, તો આજે મુક્ત થવા પ્રયત્ન કરો કે ન કરો, બધું સરખું જ છે. ભલેને ચોરાસી લાખનું ચક્કર હોય, પરંતુ છેવટે તો તે પૂરું થવાનું જ છે, તો અત્યારે જે કાંઈ સુખ-દુઃખ આવી મળે, તે નિરાંતે ભોગવ્યા જ કરીએ. તોપણ શું ખોટું? આવા સ્વરૂપમાં જ ગોશાલકનો આજીવિક સિદ્ધાંત જૈન તેમજ બૌદ્ધ ગ્રંથોમાં સંઘરાયો છે. જેમકે જૈન ઉપાસકદશાંગસૂત્રમાં (અધ્ય૦ ૬) ગોશાલકની ધર્મપ્રજ્ઞપ્તિ આ શબ્દોમાં સંઘરી છે: 'મંખલિપુત્ર ગોશાલની ધર્મપ્રજ્ઞપ્તિ સુંદર છે, તેમાં ઉત્થાન, કર્મ, બલ, વીર્ય કે પુરુષકાર – પરાક્રમ

---

૧. દીઘનિકાય, સામઞ્ઞફલસુત્ત.

નથી, તેમજ બધા ભાવો નિયત છે. શ્રમણ ભગવાન મહાવીરની ધર્મપ્રજ્ઞપ્તિ સુંદર નથી. કારણ કે, તેમાં ઉત્થાન, કર્મ, બલ, વીર્ય, અને પુરુષકાર-પરાક્રમ છે, તેમજ બધા ભાવો અનિયત છે.'

બૌદ્ધગ્રંથોમાં જણાવ્યું છે: [મંખલિ ગોશાલનું એવું કહેવું હતું કે,] "પ્રાણીઓની અપવિત્રતાનું કંઈ પણ કારણ નથી. કારણ સિવાય પ્રાણી અપવિત્ર થાય છે. હેતુ સિવાય, કારણ સિવાય જ પ્રાણી અપવિત્ર થાય છે. પ્રાણીઓની શુદ્ધતામાં કાંઈ પણ હેતુ નથી, કાંઈ પણ કારણ નથી. હેતુ સિવાય, કારણ સિવાય જ પ્રાણી શુદ્ધ થાય છે. પોતાના સામર્થ્યથી કાંઈ પણ થતું નથી. પુરુષના સામર્થ્યથી કાંઈ થતું નથી. બલ નથી, વીર્ય નથી, પુરુષના વીર્ય અથવા પરાક્રમમાં પણ કાંઈ નથી. સર્વ સત્ત્વો, સર્વ પ્રાણી, સર્વ જીવ અવશ, દુર્બલ અને નિર્વીર્ય છે. તે નસીબ, જાતિ, વૈશિષ્ટ્ય અને સ્વભાવથી બદલાય છે. અને છમાંથી કોઈ પણ જાતિમાં રહી [1] સર્વ દુઃખનો ઉપભોગ લે છે. 'આ શીલ, વ્રત, તપ અથવા બ્રહ્મચર્યથી અપરિપક્વ થયેલાં કર્મોનાં ફળોને ભોગવી તેમને નહીં જેવાં કરી નાખીશ' એવું જો કોઈ કહે, તો તે થવાનું નથી. આ સંસારમાં સુખદુઃખો પરિમિત પાલીથી માપી શકાય એ રીતે ઠરાવેલાં છે; અને તે કર્માન્તસ્તી અથવા વત્તાંઓછાં કરાવી શકાય એમ નથી.'

ઉપરના ફકરામાં અવતરણચિહ્નમાં આપેલી દલીલ જૈનો સામે જ છે, એ ઉઘાડું છે. એ જ જાતની દલીલ જૈન સાધુઓ સામે ક્રિયાવાદી ગણાતા બુદ્ધે પણ કરી છે, તે અર્થમાં જ ગોશાલકની ટીકા પણ સમજવી જોઈએ. બુદ્ધવાળો પ્રસંગ આ પ્રમાણે છે:

---

૧. જુઓ પા. ૧૭૫, નોંધ ૨.

રાજગૃહમાં કેટલાક નિર્ગ્રંથ ઊભા રહ્યા તપશ્ચર્યા કરતા હતા. બુદ્ધ તેમની પાસે જઈ કહેવા લાગ્યા : ' આ રીતે તમે તમારા શરીરને કષ્ટ શા માટે આપો છો ? '

તેઓ કહેવા લાગ્યા, " નિર્ગ્રંથ નાતપુત્ર સર્વજ્ઞ છે. તે અમને ઉપદેશ કરે છે : ' હે નિર્ગ્રંથો ! તમે પૂર્વજન્મમાં પાપો કરેલાં છે. તે આ પ્રકારના દેહદંડથી જીર્ણ કરો [ निज्जरेथ ] અને આ જન્મમાં કાયાવાચા અને મન વડે કોઈ પણ પાપ કરો નહીં.' આ પ્રમાણે પૂર્વજન્મનાં પાપોનો તપ વડે નાશ કરવાથી અને નવાં પાપો ન કરવાથી, આવતા જન્મમાં કર્મક્ષય અને તેને લીધે સર્વ દુઃખનો નાશ થશે, એવું તેમનું કહેવું અમને પસંદ છે. "

બુદ્ધે પૂછ્યું : તમે પૂર્વજન્મમાં હતા કે નહીં, પૂર્વજન્મમાં તમે પાપ કર્યાં છે કે નહીં, અને તે અમુક અમુક તરેહનાં હતાં, અથવા આટલાં દુઃખનો નાશ થયો અને આટલાં બાકી છે, એ બધી વાતની તમને ખબર છે ?

જવાબ : તેની અમને ખબર નથી.

બુદ્ધ૦ આ વાતની જો તમને ખબર નથી, તો પછી આ જ લોકમાં કરેલાં પાપકર્મો ધોવા માટે તમે તપશ્ચર્યા કરો છો એમ નહીં વારુ ? એટલે કે, તમે પારધિ જેવાં ક્રૂર કર્મ કરનારા હતા એવો એનો અર્થ નથી ?[1]

અલબત્ત, બુદ્ધના કહ્યાનો એવો અર્થ નથી જ કે, તે કર્મક્ષય માટે કોઈપણ પ્રકારની સાધનાને આવશ્યક ગણતા ન ન હતા. તેમનો કટાક્ષ કર્મક્ષયની બાબતને જ ગોખ ગોખ કરવાની હિસાબી ગણતરી ઉપર હતો. ગોશાલકનો કટાક્ષ પણ પૂર્વકર્મોને નિયત ગણી, તેથી થતાં સુખદુઃખને પણ અપરિહાર્ય ગણી, તેમાંથી છૂટવાના સર્વ પ્રયત્નોને નિરર્થક

૧. મજ્ઝિમનિકાય, ચૂળદુક્ખક્ખંધસુત્ત.

ગણી,[૧] નવા પુરુષાર્થ તરફ ધ્યાન આપવા તરફ લક્ષ ખેંચવા માટે હોય, એમ બની શકે. ગોશાલકના છ અભિજાતિ તથા આઠ પુરુષભૂમિના સિદ્ધાંતનો બૌદ્ધ ગ્રંથોમાં જે ઉલ્લેખ મળે છે,[૨] તે ઉપરથી ગોશાલક નર્યા નિયતિવાદને બદલે અમુક

૧. સરખાવો ગીતા० मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदा। आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥

૨. જેમકે, ગોશાલક મનુષ્યમાત્રને છ અભિજાતિઓમાં વહેંચી નાખે છે :

(૧) કૃષ્ણાભિજાતિ — ક્રૂર કાર્ય કરનાર, ખાટકી, પારધિ, શિકારી, ચોરડાકુ, અને ખૂની વગેરે લોક.

(૨) નીલાભિજાતિ — બૌદ્ધ ભિક્ષુકો.

(૩) લોહિતાભિજાતિ — એક વસ્ત્રધારી નિર્ગ્રંથો ( મહાવીરના શિષ્યો. )

(૪) હરિદ્રાભિજાતિ — સ્વચ્છ વસ્ત્રધારી અચેલક ( આજીવિક) શ્રાવકો.

(૫) શુક્લાભિજાતિ — આજીવિક સાધુઓ.

(૬) પરમશુક્લાભિજાતિ — નંદવચ્છ, કિસસંકિચ્ચ તથા મક્ખલિ-ગોશાલ એ આજીવિક આચાર્યો.

આઠ પુરુષભૂમિનું વર્ણન આ પ્રમાણે છે.

(૧) મંદભૂમિકા — જન્મ્યા પછીના જેવી મૂઢ સ્થિતિ.

(૨) ક્રીડાભૂમિકા — સારાસાર, હિતાહિતના વિચાર વિનાની સ્થિતિ.

(૩) પદવીમંસાભૂમિકા — પગ માંડવાની સ્થિતિ.

(૪) ઉજ્જુગતભૂમિકા — પગથી સ્વતંત્ર ચાલવાના સામર્થ્ય-વાળી સ્થિતિ.

(૫) સેખભૂમિ — શીખવાની, અભ્યાસની સ્થિતિ.

(૬) સમણભૂમિ — ઘરનો ત્યાગ કરી સંન્યાસ લેવાની સ્થિતિ.

(૭) જિનભૂમિ — આચાર્યને સેવી જ્ઞાન મેળવવાનો સમય.

(૮) પન્ન(પ્રાજ્ઞ)ભૂમિ — પ્રાજ્ઞ થયેલો ભિક્ષુ (જિન) જ્યારે કાંઈ પણ નથી બોલતો, તેવી નિર્લોભ શ્રમણની સ્થિતિ.

પ્રકારના આધ્યાત્મિક વિકાસક્રમમાં માનતો હોય એવું સ્પષ્ટ જણાઈ આવે છે.

અલબત્ત, બુદ્ધની પેઠે જ તે પણ માત્ર તપ ઉપર બહુ ઓછો ભાર મૂકતો હશે; મહાવીરની સાથેના સહવાસ દરમ્યાન તેણે મહાવીરને જે ઉદ્દંડ તપ સાધતા જોયા, તેની આવશ્યકતા-અનાવશ્યકતા વિષે તેના મનમાં જરૂર ગડભાંજ ઉત્પન્ન થઈ હશે; અને બુદ્ધ જેમ મહાવીરની પેઠે ઉપવાસાદિ ઘોર તપ સાધ્યા બાદ દેહદંડના માર્ગમાંથી મુક્તિનો માર્ગ ન મળતાં 'તેમાં આર્યપ્રજ્ઞા' નથી એમ કહી તેમાંથી પાછા ફર્યા, અને પોતાની સાથે રહેતા પંચભિક્ષુઓનો વિશ્વાસ તથા આદર ગુમાવી બેઠા, તેમજ ગોશાલક મહાવીરના તીવ્ર દેહદંડના માર્ગમાંથી પાછો ફરી, મહાવીરનો આદર ગુમાવી બેઠો હોય, એમ બનવામાં કશું અશક્ય જેવું નથી.

સંયુક્ત નિકાયમાં ( ૨. ૩-૧૦ ) સહલી નામનો દેવપુત્ર બુદ્ધને ગોશાલક સંબંધી એક ગાથા કહે છે.

'તપને પસંદ નહિ કરનાર — નહિ સેવનાર : સંયમી, કલહરૂપ વાચાને છોડનાર : સમભાવી, પાપયુક્ત — નિંદનીય કામથી દૂર રહેનાર : સત્યવાદી — ( ગોશાલક ) ખરેખર એવું પાપ સેવતા નથી. '

મહાવીર સાથે ગોશાલકને કઈ કઈ બાબતામાં મતભેદ હતો તે વિષે સૂત્રકૃતાંગ ( ૨-૬ )માં એક રસિક સંવાદ ગોશાલક અને મહાવીરભક્ત આર્દ્રક વચ્ચે નોંધાયેલો છે. ગોશાલક મહાવીર ઉપર ત્રણ આક્ષેપ કરે છે : ૧. પહેલાં તે એકાંતમાં એકલો વિચરનાર શ્રમણ હતો; હવે તે અનેક ભિક્ષુઓને એકઠા કરી ધર્મોપદેશ આપવા નીકળ્યો છે. આમ તે અસ્થિર માણસે પોતાની આજીવિકા ઊભી કરી છે. ૨. ઠંડું પાણી પીવાની બાબતમાં, બીજ વગેરે ધાન્ય ખાવાની બાબતમાં, પોતાને માટે તૈયાર થયેલો આહાર ખાવાની બાબતમાં, તેમ જ સ્ત્રીઓના

સહવાસની બાબતમાં તેણે વધારે પડતું કડક વલણ અખત્યાર કર્યું છે. ૩. ધર્મશાળાઓમાં કે ઉદ્યાનગૃહોમાં ઘણા ચતુર તથા નાનામોટા તાર્કિક લોકો હશે એમ માની તે શ્રમણ ત્યાં રહેવા જતો નથી. તેને બીક લાગે છે કે, કદાચ તે બધા મેધાવી, શિક્ષિત, બુદ્ધિમાન તથા સૂત્રો અને તેમના અર્થનો નિર્ણય જાણનારા ભિક્ષુઓ કાંઈક પ્રશ્નો પૂછે, તો શો જવાબ દઈએ?

આ ત્રણમાંથી બીજા આક્ષેપમાં સ્ત્રીઓના સહવાસનો જે પ્રશ્ન છે, તે બાબત થોડો વધારે વિચાર કરવાનો રહે છે. ગોશાલકે હાલાહલા કુંભારણને ત્યાં લાંબો સમય રહીને પોતાની સાધના પૂરી કરી હતી, એ વાત આગળ આવી ગઈ છે. મહાવીરના સિદ્ધાંત પ્રમાણે એક ઠેકાણે લાંબો સમય સ્થિર રહેવું અને તે પણ સ્ત્રીના સહવાસમાં — એ વસ્તુ કોઈ પણ રીતે ક્ષમ્ય નથી. મજ્ઝિમનિકાયમાં જણાવ્યું છે કે, જે સ્ત્રીઓના પુત્રો મરી જાય છે, તેમના પુત્ર જેવા થઈને આજીવિકો રહે છે. ગોશાલકની વિચારસરણી એ બાબતમાં કાંઈક વેદાંતવાદી જેવી હતી. મહાવીર કર્મબદ્ધ અને કર્મમુક્ત એવી બે જ અવસ્થાઓ સ્વીકારે છે, જ્યારે ગોશાલક બદ્ધ, 'ન બદ્ધ અને ન મુક્ત,' તથા મુક્ત એવી ત્રણ અવસ્થાઓ સ્વીકારે છે. સંસારી જીવો તે 'બદ્ધ;' મહાવીર જેવા ગૃહત્યાગ કરનારા પણ હજુ મુક્તિથી દૂર એવા લોકો તે 'ન–બદ્ધ–અને–ન–મુક્ત;' અને પોતાના (ગોશાલકના) જેવા કર્મના લેપથી કાયમને માટે મુક્ત થયેલા તે 'મુક્ત'. એવો મુક્ત પુરુષ સ્ત્રીઓનો સહવાસ કરે તો પણ તેને કશો ભય હોય નહીં. આવી દલીલની ઓથે સેવાવા લાગેલા અનાચારનો વિરોધ કરીને જ મહાવીરે પાંચમું બ્રહ્મચર્ય વ્રત, પાર્શ્વનાથનાં ચાર વ્રત (ચાતુર્યામ)માં દાખલ કર્યું હશે. તથા સ્ત્રીઓના સહવાસને સદંતર વખોડી કાઢ્યો હશે.

સૂત્રકૃતાંગમાં (૧–૪) જણાવ્યું છે: 'માતાપિતા વગેરે કુટુંબીઓનો તથા કામભોગોનો ત્યાગ કરી, પોતાના કલ્યાણ માટે તત્પર બની, નિર્જનસ્થાનમાં જ રહેવાનો સંકલ્પ કરનાર ભિક્ષુને, ભિક્ષા તથા ઉપદેશાદિ પ્રસંગે સારી-નરસી અનેક સ્ત્રીઓના પ્રસંગમાં આવવાનું થાય છે. તે વખતે પ્રમાદથી અથવા તો પોતામાં રહેલી વાસનાને કારણે, તે પ્રસંગને વધવા દેનાર ભિક્ષુનું શીઘ્ર અધઃપતન થાય છે. અગ્નિ પાસે મૂકેલો લાખનો ઘડો જેમ ઓગળી જઈ નાશ પામે છે, તેમ તેમના સહવાસથી તે વિદ્વાન ભિક્ષુ પોતાનાં સમાધિયોગથી ભ્રષ્ટ થઈ, નાશ પામે છે. માટે પ્રથમથી જ ભિક્ષુએ સ્ત્રીઓ સાથેના પ્રસંગનો ત્યાગ કરવો. ભલે ને પુત્રી હોય, પુત્રવધૂ હોય, પ્રૌઢ હોય, કે નાની કુમારી હોય, તો પણ તેણે તેનો સંસર્ગ ન કરવો. તથા કોઈ પણ કારણે તેમના નિકટ પ્રસંગમાં અવાય તેવી રીતે, તેમના ઓરડાઓમાં કે ઘરોમાં એકલા ન જવું. કારણ, સ્ત્રીસંગ કરી ચૂકેલા તથા સ્ત્રીચરિત્રના અનુભવી બુદ્ધિશાળી પુરુષો પણ સ્ત્રીઓનો સંસર્ગ રાખવાથી થોડા જ વખતમાં ભ્રષ્ટ થઈ, દુરાચારીઓની કોટીના બની જાય છે.'

ઉત્તરાધ્યયનસૂત્રમાં (૩૨–૧૬) જણાવ્યું છે કે, "ભલે ને મન–વાણી–અને કાયાનું બરાબર રક્ષણ કરતા હોય, તથા સ્વરૂપવાન અને અલંકૃત દેવીઓ પણ જેમને ક્ષોભ પમાડવાને શક્તિમાન ન હોય; પરંતુ તેવા મુનિઓએ પણ, અત્યંત હિતકર જાણી, સ્ત્રી વગેરેથી રહિત એવો એકાંતવાસ જ સ્વીકારવો."

આ પ્રમાણે નિયતિવાદનો ભલતો અર્થ, અને સ્ત્રીસહવાસની જોખમકારક છૂટ એ બે વાતોને કારણે ઊભા થયેલા અનાચારોથી ગોશાલક તથા તેનો આજીવિક સંપ્રદાય તે જમાનામાં મહાવીર–બુદ્ધ જેવા સુજ્ઞ લોકોને હાથે તિરસ્કાર પામ્યો હોય, એમ લાગે છે.

અંગુત્તરનિકાયના મક્ખલિવર્ગમાં બુદ્ધ કહે છે: "હે ભિક્ષુઓ! આ અવનિ ઉપર મિથ્યાદૃષ્ટિ જેવો બીજો કોઈ અહિતકર પાપી નથી. મિથ્યાદૃષ્ટિ એ સર્વ પાપીઓમાં શિરોમણિ છે, કારણ કે, તે સદ્ધર્મથી વિમુખ રાખે છે. હે ભિક્ષુઓ! આવા મિથ્યાદૃષ્ટિ જીવો ઘણા છે, પણ મોઘપુરુષ ગોશાલક જેવું અન્યનું અહિત કરનાર હું બીજા કોઈને જોતો નથી. સમુદ્રમાંની જાળ જેવી રીતે અનેક માછલીઓ માટે દુઃખદાયી અહિતકર અને ઘાતક નીવડે છે, તેવી રીતે આ સંસારસાગરમાં મોઘપુરુષ ગોશાલક અનેક જીવોને ભ્રમમાં નાખીને દુઃખદાયી અને અહિતકર નીવડે છે."

"હે ભિક્ષુઓ! જેવી રીતે વસ્ત્રોની અંદર વાળનો કામળો નિકૃષ્ટતમ છે, કારણ કે તે ગરમીમાં ગરમ થઈ જાય છે, શરદીમાં ઠંડો થઈ જાય છે, તેનો રંગ પણ સારો લાગતો નથી, તે સહેલાઈથી હાથમાં પણ રહેતો નથી; તેવી રીતે મક્ખલિ ગોશાલકનો વાદ પણ બધા શ્રમણવાદોમાં નિકૃષ્ટતમ છે."

મજ્ઝિમનિકાયમાં બુદ્ધનો શિષ્ય આનંદ એક પરિવ્રાજકને કહે છે: 'ભગવાન બુદ્ધે ચાર પ્રકારના આચાર્યોને અબ્રહ્મચર્ય-વાસ સેવનારા, તથા બીજા ચાર પ્રકારનાને અનાશ્વાસિક (અસંતોષકારક) બ્રહ્મચર્ય સેવનારા કહ્યા છે. આ ઠેકાણે પ્રથમના ચારમાં ગોશાલકનું નામ છે, તથા બાકીના ચારમાં મહાવીરનું સ્થાન છે.

ગોશાલક તથા તેના વાદ વિષે આટલી ઊડતી માહિતી મેળવી લીધા બાદ, આપણે હવે ગોશાલકથી છૂટા પડેલા મહાવીરની ભ્રમણયાત્રાનો [પા. ૧૭૦] છેડો ફરી સાંધી લઈએ.

### ૩: આકરી પરીક્ષા

સિદ્ધાર્થપુરથી નીકળી મહાવીર વૈશાલિ નગરીમાં પધાર્યા. ત્યાં તેમના પિતાનો મિત્ર શંખ નામનો ગણરાજા તેમનાં

દર્શને આવ્યો. ત્યાંથી નીકળી તે વાણિજ્યગ્રામે ચાલ્યા. માર્ગમાં ગંડકિકા નદી ઊતરવાની હતી. નાવવાળાએ પૈસા માટે તેમને રોકયા: છેવટે શંખ ગણરાજનો ભાણેજ ચિત્ર નૌકાસૈન્ય લઈને આવતો હતો. તેણે તેમને ઓળખ્યા. અને તે આગળ ચાલ્યા. વાણિજ્યગ્રામ આવતાં, તે ગ્રામમાં રહેતો આનંદ નામનો ગૃહસ્થ સાધક તેમને મળ્યો. તે નિરંતર છ ટંકના ઉપવાસ કરતો હતો. તપના પ્રભાવથી તેને અવધિજ્ઞાન પ્રાપ્ત થયું હતું. તેણે આવી મહાવીરને જણાવ્યું:

"હે ભગવંત! આપે જે દુઃસહ સંકટો અને દારુણ વિઘ્નો સહન કર્યાં છે, તે ઉપરથી એમ જ માનવું પડે કે, આપનું શરીર તથા મન વજ્રનું બનાવેલું છે. પરંતુ હે પ્રભુ! હવે આપની મુશ્કેલીઓનો અંત આવવાનો થયો છે, અને થોડા વખતમાં જ આપ કેવળજ્ઞાન પ્રાપ્ત કરશો."

[ દશમું ચોમાસું ]

ત્યાંથી મહાવીર શ્રાવસ્તીમાં પધાર્યા અને ત્યાં જ પોતાનું દશમું ચોમાસું પણ વિવિધ તપ કરીને વિતાવ્યું. ચાતુર્માસ પૂરા થતાં પ્રભુ સાનુયષ્ટિક ગામે આવ્યા: અને ત્યાં તેમણે ભદ્રા નામની પ્રતિમા ( તપ ) ધારણ કરી. તે તપનો વિધિ આ પ્રમાણે છે: ઉપવાસી રહી, પૂર્વદિશામાં મોં રાખી, કોઈ એક પદાર્થ ઉપર જ દૃષ્ટિ સ્થિર કરીને રહેવું. પછી રાત પડયે દક્ષિણ દિશામાં મોં કરીને એ જ પ્રમાણે રહેવું; બીજે દિવસે સવાર થતાં પશ્ચિમ દિશામાં મોં કરીને. અને બીજી રાત્રીએ ઉત્તર તરફ મોં કરીને એ જ પ્રમાણે રહેવું. આમ બે દિવસની ચાર ટંક, અને આગળ પાછળની એક-એક એમ કુલ છ ટંકના ઉપવાસ સાથે સાથે થાય છે. પછી તે તપ પૂરું થતાં પારણું કર્યા વિના જ તેમણે મહાભદ્રા પ્રતિમા ધારણ કરી. તેનો વિધિ આ પ્રમાણે છે: ભદ્રામાં દરેક દિશામાં બાર-બાર કલાક રહેવાનું હોય છે; આમાં તો દરેક દિશામાં

એક-એક રાતદિવસ રહેવાનું હોય છે. એટલે કુલ ચાર રાતદિવસ વ્યતીત થાય. ઉપવાસ પણ તે ચાર દિવસની આઠ ટંક, તથા આગળ-પાછળની એક-એક ટંક ઉમેરતાં કુલ દશ ટંકનો થાય. મહાભદ્રા પ્રતિમા પૂરી થતાં, પારણું કર્યા વિના જ પાછી તેમણે સર્વતોભદ્રા પ્રતિમા અંગીકાર કરી. મહાભદ્રામાં ચાર દિશામાં એક-એક રાત-દિવસ રહેવાનું હતું, આમાં એ જ પ્રમાણે ચાર દિશા, ચાર ખૂણા, અને ઉપર તથા નીચે એમ કુલ દશ દિશાઓમાં એક-એક રાત-દિવસ રહેવાનું હોય છે. એમ કુલ દશ દિવસ વ્યતીત થાય. ઉપવાસ પણ દશ દિવસની વીસ ટંકો, અને એક આગળની તથા એક પાછળની ટંક મળી કુલ ૨૨ ટંકનો થાય.

આટલું તપ એકી સાથે કર્યા બાદ મહાવીર પારણું કરવા આનંદ નામના ગૃહસ્થને ત્યાં ગયા. તેની બહુલા દાસી વાસી અન્ન કાઢી નાખી, વાસણ ધોતી હતી. મહાવીરે એ વાસી અન્ન ખાઈને જ પારણું કર્યું.

ત્યાંથી નીકળી મહાવીર. મ્લેચ્છોથી ભરપૂર એવી દઢભૂમિમાં ગયા. ત્યાં પેઢાલ ગામની બહાર, પેઢાલ નામના ઉદ્યાનમાં, પોલાસ નામે ચૈત્યમાં આઠ ટંકનો ઉપવાસ કરીને રહ્યા. અને પછી એક રાત્રી મહાપ્રતિમા નામનું તપ આદર્યું. તે તપનો વિધિ આ પ્રમાણે છે: જીવજંતુને ત્રાસ ન થાય તેવા એક શિલાતટ ઉપર શરીરને જરા નમાવી, હાથ ઢીંચણ સુધી લંબાવવા; ચિત્ત સ્થિર કરવું અને એક નિર્જીવ લૂખા પદાર્થ ઉપર દૃષ્ટિ સ્થિર કરી, પાંપણ પણ બીડ્યા વિના આખી રાત વ્યતીત કરવી. "એ ઉગ્ર તપ ખરેખર દુષ્કર છે, તથા કાયર લોકોને ગભરાવી મૂકનાર છે."

પરંતુ હવે જ મહાવીરની ખરી અગ્નિપરીક્ષા થવાની હતી. મ્લેચ્છોનો દેશ, સાધુ-સંતને પિછાને નહીં કે સંમાને નહીં. તે દેશમાં પોતાની જાતને લાવી મૂકીને તેમણે આવું ઉગ્ર તપ

આખી રાત સાધવાનો નિશ્ચય કર્યો હતો, તે રાત દરમ્યાન તેમને જે ભયંકર ત્રાસો અને ચિત્તવેધક પ્રલોભનો વેઠવાં પડયાં એ ખરેખર બુદ્ધના મારવિજયની પેઠે એક અત્યુત્તમ કાવ્યનું વસ્તુ થઈ શકે તેમ છે.

એ રાત્રી મહાવીરને માટે ખરેખર કાળરાત્રીરૂપ જ થઈ પડી. પ્રથમ તો મોટો ધૂળકટ ઊપડ્યો. આંખો પણ ન મીંચવાના નિશ્ચયવાળા મહાવીરને એ સમય દરમ્યાન શું વેઠવું પડયું હશે તેની કલ્પના પણ કરી શકાતી નથી. એ ધૂળકટ શમ્યો–ન શમ્યો એવામાં વજ્ર જેવાં તીક્ષ્ણ મુખવાળી કીડીઓ તે સ્થળે જ ઊભરાઈ આવી. તેમણે મહાવીરના આખા શરીરને કોચી–કોચીને ચાળણી જેવું કરી નાખ્યું. છતાં તે તો પોતાના નિશ્ચયમાંથી સહેજ પણ ડગ્યા વિના સ્થિર જ ઊભા રહ્યા. કીડીઓનો ત્રાસ ચાલુ જ હતો, તેવામાં ભયંકર ડાંસનું ટોળું આવી પહોંચ્યું, અને મહાવીરના શરીરને છેદી–છેદીને તેમનું લોહી પીવા લાગ્યું. મહાવીરનું આખું શરીર તે વખતે લોહીનાં ઝરણાંથી છવાઈ ગયું. ડાંસ તો હતા જ એવામાં તીવ્ર મુખ વાળા ઘિમેલો ઊભરાઈને આવી પહોંચ્યા. તે તેમના શરીર ઉપર પોતાનાં તીવ્ર મુખોથી એવી તો ચોટી ગઈ કે જાણે તેમના શરીર ઉપર રૂંવાંટાં જ ખડાં ન થઈ ગયાં હોય એવો દેખાવ થઈ રહ્યો. તો પણ યોગેશ્વર મહાવીર જરા પણ ચલિત થયા નહીં. પછી તો વીંછી, નોળિયા, સર્પ, અને ઉંદરો પણ એક પછી એક આવી–આવીને તેમના માંસ–લોહીની યથેષ્ટ મિજબાની ઉડાવી ગયા. પરંતુ એ અસહ્ય વેદનાઓ તેમણે જરા પણ કંપ્યા વિના સહન કરી.

પછી જંગલી હાથીનો વારો આવ્યો. તેણે દંતૂશળ મારી મારીને, તથા સૂંઢ વડે ઉછાળી–ઉછાળીને મહાવીરને અધમૂઆ જ કરી નાખ્યા. હાથી પાછળ હાથણી આવી. તેણે પણ પોતાનો તીખો ક્રોધ મહાવીરના શરીર ઉપર બરાબર કાઢ્યો.

તેમનું શરીર આ બધી યાતનાઓ શી રીતે સહન કરી રહ્યું હશે, તેની આજે તો આપણે કલ્પના પણ કરી શકતા નથી. પરંતુ મેરુ પર્વતના ભાર હેઠળ પણ વીર પુરુષોનો સંકલ્પ અડગ અણનમ રહે છે, એમ આપણેય નથી કહેતા?

અત્યાર સુધીનાં દુઃખ તો મહાવીરે સહન કર્યાં પરંતુ રાત્રી તો પિશાચોને ક્રીડા કરવાનો સમય, અને પિશાચ જેવાં નિશાચર પ્રાણીઓ તથા મનુષ્યોને પણ વિચરવાનો સમય. તેમના તરફથી આવેલાં દુઃખો તો અત્યંત ભયંકર જ હોય એમાં કહેવું શું? ઉપરાંત આવી ભયંકર રાતે તથા આવા ભયંકર ત્રાસો વચ્ચે પોતાનાં માત-પિતા યાદ આવે જ. તેમનાં રડતાં મુખ નજર સામે તરવરે, તેમના કાલાવાલાના ભણકાર કાનમાં ગૂંજી રહે. એ પણ ખરું જ. અને આખા વખત દરમ્યાન ભયંકર પવન તો પોતાનું કામ કરી જ રહ્યો હોય. મોટી મોટી શિલાઓ અને વૃક્ષો ઉપાડીને દડાની પેઠે ફેંકતો એ પવન મહાવીરના શરીરને શું શું નહીં કરી ગયો હોય?[1]

આવાં ભયંકર દુઃખો સામે તો માણસ ઉગ્ર નિશ્ચયથી પણ, માનો કે, ટકી રહે; પરંતુ અનુકૂળ પ્રલોભનોના હુમલા સામે ટકી રહેવું એ ખરેખરું મુશ્કેલ હોય છે. મહાવીરને આ દુષ્કર શરીરકષ્ટ છોડી, સદેહે સ્વર્ગ જેવાં સુખ ભોગવવાની લાલચો પણ તે કાળરાત્રી દરમ્યાન મળી. અને અંતે સર્વ પ્રલોભનોમાં મુખ્ય એવી દેવાંગના જેવી સ્ત્રીઓ પણ એકાંત જોઈ, કામમોહિત થઈ તેમની સાથે દેહસુખ ભોગવવા અનેક

૧. મૂળમાં આ ફકરામાં આવતા ત્રાસોનો ક્રમ આ પ્રમાણે છે : પિશાચો, વાઘ, સિદ્ધાર્થ અને ત્રિશલાનાં સ્વરૂપ, પાસેની છાવણીના રસોઈયાએ પથરા ન મળતાં મહાવીરના પગનો જ ચૂલો બનાવી, વચ્ચે અગ્નિ સળગાવી, ઉપર તપેલી ચડાવવી; એક હરામખોર ચંડાળે પકડેલાં પક્ષીઓનાં પાંજરાં તેમને શરીરે લટકાવવાં; ભયંકર વંટોળિયો, અને જોરથી ઊછળતું આવતું કાળચક્ર.

આજીજીઓ, હાવભાવો, તથા મધુર તેમજ કટાક્ષભરેલાં વચનો કહેતી આવી. પરંતુ મહાવીર એ મ્લેચ્છ દેશની કાળરાત્રી દરમ્યાન થયેલાં બધાં અનુકૂળ-પ્રતિકૂળ વિઘ્નો અને સંકટોને[1] અણનમ રહી, પાર ઊતર્યા.

અને પછી તો એક-બે દિવસ નહીં પણ છ મહિના સુધી મહાવીર ઉપવાસ કરીને આ ક્રૂર તથા ભયંકર દેશમાં વિચર્યા. વાલુકાગ્રામે જતાં જતાં તો ઢીંચણ સુધી પગ કળી જાય તેવી રેતીનો મોટો પટ તેમને ઓળંગવો પડ્યો. રસ્તામાં પાંચસો ચોરોનો ભેટો પણ થયો. અવસ્ત્ર મહાવીર પાસે લૂંટવાનું તો કશું હતું નહીં, એટલે એ હરામખોરોએ 'મામા,' 'મામા' કહી તેમની ભારે ઠેકડી તથા ક્રૂર છેડતી કરી. એનું વર્ણન કરતાં કથાકાર એટલું જ કહીને અટકી જાય છે કે, એ ત્રાસથી તો મોટો પર્વત હોય તો પણ ફૂટી જાય.

છ મહિનાના ઉપવાસ બાદ મહાવીર પારણા માટે ગોવાળોના વ્રજમાં આવ્યા. ત્યારે તે અધમ લોકો જાણી જોઈને તેમને દૂષિત આહાર જ ધરવા લાગ્યા. આથી મહાવીર તે સ્થળમાંથી બહાર નીકળી આવ્યા. બીજે દિવસે છેવટે કંઈક વળતાં પાણી થયાં,[2] અને એક વૃદ્ધ ગોવાલણે તેમને ખીર ખાવા આપી.

---

૧. કુલ ૨૦ પ્રસંગો ગણાવાય છે.

૨. પેઢાલ ગામથી માંડીને અત્યાર સુધી મહાવીરને જે ત્રાસો સહન કરવા પડ્યા, તે બધા સંગમ નામના દેવે ઊભા કર્યા હતા, એમ કથાકાર પોતાની રૂપક-શૈલીમાં કહે છે. એ રૂપક સર્વથા યથાયોગ્ય છે. કારણ એ પ્રદેશમાં ભગવાનને એટલાં બધાં દુઃખોનો એકી સાથે 'સંગમ' થયો હતો, કે, તે બધાં જાણે કોઈએ બદદાનતથી જાણી જોઈને જ યોજ્યાં હોય, એમ જ માનવું પડે. ઇંદ્રે કરેલી મહાવીરની અડગતાની પ્રશંસા સાંભળી, સંગમદેવે મહાવીરની આ આકરી પરીક્ષા લીધી હતી; પરંતુ પછી ક્રોધમાં આવી

## ૪ : વિકટ નિયમ

[ અગિયારમું ચોમાસું ]

આમ અગ્નિપરીક્ષામાંથી પસાર થઈ મહાવીર હવે આલભિકા નગરી[૧] તરફ આગળ વધ્યા. ત્યાંથી શ્વેતાંબી,[૨] ત્યાંથી શ્રાવસ્તી.[૩] ત્યાંથી કૌશાંબી,[૪] ત્યાંથી વારાણસી,[૫] ત્યાંથી રાજગૃહ,[૬] ત્યાંથી મિથિલા,[૭] અને ત્યાંથી વૈશાલી. ત્યાં મહાવીરે સમર નામના ઉદ્યાનમાં બળદેવના મંદિરમાં અગિયારમું ચોમાસું ગાળ્યું.[૮] તે નગરીમાં જિનદત્ત નામે નગરશેઠ રહેતો હતો. તે દયાળુ હતો, પણ વૈભવના ક્ષયથી 'જીર્ણશ્રેષ્ઠી' એવું ઉપનામ પામ્યો હતો; તેને બદલે બીજો એક તુમાખી શેઠ હવે 'અભિનવ શ્રેષ્ઠી'નું પદ પામ્યો હતો. જીર્ણશ્રેષ્ઠીએ બળદેવના મંદિરમાં મહાવીરને જોયા. તેમની તેજસ્વી આકૃતિથી આકર્ષાઈ, તેમને

---

તેણે મર્યાદા ઓળંગીને જે દુઃખો આપ્યાં તેથી ગુસ્સે થઈ ઇંદ્રે તેને તેનું બાકીનું (સાગરોપમ) આયુષ્ય સ્વર્ગથી બહાર મેરુ પર્વત ઉપર ભોગવવા કાઢી મૂક્યો. તેની સ્ત્રીઓની વિનંતિથી ઇંદ્રે તેમને, તેની સાથે જઈ વસવાની છૂટ આપી.

૧. ત્યાં વિદ્યુત્કુમારોનો હરિ નામનો ઇંદ્ર તેમની સ્તુતિ કરી ગયો.

૨. ત્યાં વિદ્યુત્કુમારોના હરિસ્સહ નામના ઇંદ્રે તેમની સ્તુતિ કરી

૩. ત્યાં કાર્તિકસ્વામીની મૂર્તિની પૂજા કરતા લોકોને પાઠ શીખવવા, ઇંદ્રે તે મૂર્તિ પાસે ભગવાનની પ્રદક્ષિણા તથા ઉપાસના કરાવી.

૪. ત્યાં ચંદ્ર તથા સૂર્ય સાક્ષાત્ આવી ભગવાનની વંદના કરી ગયા.

૫. ત્યાં શક્રેંદ્રે વંદના કરી.

૬. ત્યાં ઈશાનેંદ્રે પૂજા કરી.

૭. ત્યાં ધરણેંદ્ર આવી પૂજા કરી ગયો.

૮. ત્યાં ભૂતાનંદ નામે નાગકુમારોનો ઇંદ્ર વંદના કરી ગયો.

પોતાને ત્યાં ભિક્ષા માટે લઈ જવા તે રોજ એ મંદિરમાં ફેરા ખાવા લાગ્યો. પરંતુ મહાવીરે તો ચાર માસના ઉપવાસ સ્વીકાર્યા હોવાથી, ભિક્ષા માટે તે બહાર નીકળતા જ નહીં.

ઉપવાસને છેલ્લે દિવસે તે શેઠ મહાવીરને નિમંત્રણ કરી પોતાને ઘેર ભિક્ષાની તૈયારી કરવા ગયો. પરંતુ મહાવીર કોઈનું નિમંત્રણ સ્વીકારીને તેને ઘેર ભિક્ષા લેવા જાય શાના? તેમણે તો પેલા તુમાખી અભિનવશ્રેષ્ઠીનું ઘર પહેલું આવતાં તેને ત્યાં ભિક્ષા માગી. પેલાએ તુચ્છકારથી 'આને કંઈ આપીને વિદાય કરો' એમ પોતાની દાસીને કહ્યું. દાસીએ લાકડાની પાલીમાં અડદના બાકળા લાવીને મહાવીરને આપ્યા. મહાવીર તે લઈને ચાલતા થયા. અલબત્ત, કથાકાર કહે છે તેમ, મહાવીરે ભિક્ષા તો અભિનવશ્રેષ્ઠીને ત્યાં જ ગ્રહણ કરી, પરંતુ તેને ભિક્ષાદાનનું ફળ ન મળ્યું, કારણ તેણે તે દાન ભક્તિભાવ વિના – તુચ્છકારથી કર્યું હતું. પરંતુ જિનદત્ત શ્રેષ્ઠીને ત્યાંથી ભગવાને જો કે ભિક્ષા ગ્રહણ ન કરી, તો પણ તેના હૃદયની ભક્તિ મહાવીરને ભિક્ષા આપવામાં જ એકાગ્ર થઈ હોવાથી, ભિક્ષાદાનનું ફળ તેને જ મળ્યું.[1]

મહાવીર ત્યાંથી નીકળી સુંસુમારપુરીમાં આવ્યા. ત્યાં અશોકખંડ નામના ઉદ્યાનમાં મહાવીરે આઠ ટંકનો ઉપવાસ ધારણ કરી, એક રાત્રીનું મહાપ્રતિમા (જુઓ પા. ૧૮૧) તપ આદર્યું. આ અરસામાં એક આશ્ચર્યજનક બનાવ બન્યો.

વિંધ્યાચળની તળેટીમાં વસેલા વેભેલ નામના ગામમાં પૂરણ નામે ગૃહસ્થ રહેતો હતો. તેને એક વખત વિચાર આવ્યો કે, "આ ભવમાં હું જે સુખસમૃદ્ધિ ભોગવું છું, તે મારાં પુર્વજન્મનાં તપનું ફળ છે. તો આવતા ભવમાં પણ એવું ફળ પ્રાપ્ત કરવા મારે આ ભવમાં તપ આચરવું જોઈએ.

---

૧. આ વાત લોકોને મહાવીરના ચાલ્યા ગયા બાદ તે ઉદ્યાનમાં જ ઊતરેલા પાર્શ્વનાથના એક કેવળી શિષ્યે પ્રગટ કરી હતી.

કહ્યું છે કે, વર્ષના આઠ માસ એવું કામ કરવું, જેથી ચોમાસાના ચાર માસ સુખે રહેવાય; દિવસે એવું કામ કરવું, જેથી રાત્રે સુખે રહેવાય; પૂર્વ વયમાં એવું કામ કરવું, જેથી વૃદ્ધ વયમાં સુખે રહેવાય; અને આ જિંદગીમાં એવું કામ કરવું, જેથી આગામી ભવે સુખ પ્રાપ્ત થાય.”

આવો વિચાર કરી તેણે ‘દાનામા’ નામની દીક્ષા લીધી. તેમાં વિધિ એ હોય છે કે, નિરંતર છ ટંકનો ઉપવાસ કર્યા કરવો. પારણાને દિવસે ચાર ખાનાંવાળું લાકડાનું પાત્ર લઈ ભિક્ષા માગવા નીકળી પડવું. પાત્રના પહેલા ખાનામાં જે ભિક્ષા આવે, તે વાટમાં મળતા વટેમાર્ગુને દાન કરી દેવી; બીજા ખાનામાં આવે, તે કાગડા-કૂતરાંને નાખવી; ત્રીજા ખાનામાં આવે, તે માછલાં-કાચબાને ખવરાવવી; અને ચોથા ખાનામાં આવે તે પોતે ખાવી.

આ પ્રકારનું તપ કરતાં કરતાં અંત સાઠ ટંક અનશન કરી તે તાપસ દેવગત થયો, અને અસુરકુમાર દેવોની ચમરચંચા રાજધાનીમાં ચમરેંદ્ર તરીકે ઉત્પન્ન થયો. એક વખત અવધિજ્ઞાન વડે તેણે સૌધર્મ નામના પોતાની ઉપર આવેલા સ્વર્ગના ઇંદ્ર શક્રને સિંહાસન ઉપર બેસી દિવ્ય ભોગો ભોગવતો જોયો. પોતાના મસ્તક ઉપર નિર્લજ્જપણે વિલાસ કરતા તે દેવને જોઈ, ગુસ્સે થઈ, તેનું શાસન કરવાનો તેણે વિચાર કર્યો. પરંતુ અધિક પરાક્રમવાળાનું શરણ લીધા વિના બળિયા સાથે બાથ ન ભીડવી એમ વિચારી, અગમચેતી ખાતર તેણે સુંસુમારપુરમાં મહાવીર પાસે આવી, તેમને પ્રદક્ષિણા કરી પોતાનો અભિપ્રાય નિવેદિત કર્યો. મહાવીર તો ધ્યાનસ્થ હોવાથી હા-ના કાંઈ બોલ્યા નહીં. ત્યાર બાદ ચમરેંદ્રે શક્રેંદ્ર ઉપર હલ્લો શરૂ કર્યો.

શક્રેંદ્રે તેની ધૃષ્ટતા જોઈ, હસતાં હસતાં જ તેના ઉપર પોતાનું વજ્ર છોડયું. તે ભયંકર વજ્રને પોતાની સામે આવતું

જોઈ, નવાઈ પામી, તેવા હથિયારની કામના કરતો ચમરેંદ્ર જીવ લઈને નાઠો અને 'હે ભગવન્! તમે મારું શરણ છો' એમ બોલતો મહાવીરના ચરણની વચ્ચે પડ્યો.

તે જ વખતે દેવરાજ શક્રને વિચાર આવ્યો કે, કોઈ અરિહંતાદિ પરમપુરુષોનો આશરો લીધા વિના આ અસુરરાજ આટલે ઊંચે આવી શકે નહીં. માટે મેં ફેંકેલા વજ્રથી તે અરિહંતાદિનો કાંઈ અપરાધ ન થાય તે મારે જોવું જોઈએ. એમ વિચારી, અવધિજ્ઞાનથી જોતાં તેણે મહાવીરને જોયા. એટલે તરત જ, 'માર્યા તો!' એમ બોલતો, પોતે ફેંકેલા વજ્રને પાછું પકડવા તે ઉત્તમ દિવ્ય દેવગતિથી દોડ્યો, અને મહાવીરથી માત્ર ચાર આંગળ છેટે રહેલા વજ્રને પકડી પાડ્યું. પછી ભગવાનને સત્ય હકીકત નિવેદિત કરી, મહાવીરની ક્ષમા માગી, ચમરેંદ્રને નિર્ભય થવાનું આશ્વાસન આપી. તે પાછો ચાલ્યો ગયો. ચમરેંદ્ર પણ મહાવીર ભગવાનની સ્તુતિ કરી વિદાય થયો.

મહાવીર ત્યાંથી નીકળી ભોગપુર આવ્યા. ત્યાં માહેંદ્ર નામના ક્ષત્રિયે તેમને ખજૂરીની સોટી વડે ખૂબ માર માર્યો.[1] એટલી હકીકત નોંધાયેલી મળે છે. ત્યાંથી તે નંદીગ્રામ આવ્યા. ત્યાં તેમના પિતાના મિત્ર નંદીએ તેમનો ઠીકઠીક સત્કાર કર્યો. ત્યાંથી નીકળી મહાવીર મેઢક ગામે આવ્યા. ત્યાં એક ગોવાળે વાળ આમળીને બનાવેલી વાધરીથી તેમને ખૂબ ફટકાવ્યા,[2] એમ નોંધાયું છે. ત્યાંથી નીકળી મહાવીર કૌશાંબી નગરીએ આવ્યા. તે વખતે પોષ માસની કૃષ્ણ પ્રતિપદા (વદ પડવો) હતી. મહાવીરે તે દિવસે પાર પડવો અશક્ય એવો એક નિયમ ગ્રહણ કર્યો :

૧. દર્શન કરવા આવેલા સનત્કુમારેંદ્રે તેને વાર્યો.
૨. કુમ્માર ગામની જેમ ઇંદ્રે આવી તેને વાર્યો.

'કોઈ સતી અને સુંદર રાજકુમારી દાસીપણાને પામી હોય, તેના પગમાં લોઢાની બેડી નાખેલી હોય, તેનું માથું બોડેલું હોય, તે ભૂખી હોય, રુદન કરતી હોય; તે એક પગ ઉંબરામાં અને બીજો બહાર રાખીને સૂપડાને એક ખૂણેથી અડદના બાકળા મને ભિક્ષામાં આપે, ત્યારે જ હું પારણું કરીશ, નહીં તો ભૂખ્યો રહીશ.'

આવો નિયમ લઈ મહાવીર દરરોજ ભિક્ષા સમયે ઊંચ-નીચ કુળોમાં ભિક્ષા માટે કૌશાંબી નગરીમાં ફરવા લાગ્યા, પરંતુ પોતાના નિયમ મુજબની ભિક્ષા ક્યાંયથી ન મળતી હોવાને લીધે તે ભિક્ષા લીધા વિના જ પાછા ફરતા. એમ કરતાં કરતાં ચાર મહિના નીકળી ગયા. મહાવીર પ્રત્યે ભક્તિભાવવાળાં સ્ત્રી-પુરુષો[1] તેમનો કોઈ વિચિત્ર નિયમ હશે, એમ કલ્પીકલ્પી અનેક પ્રકારે તેમને ભિક્ષા ધરવા લાગ્યાં, પરંતુ કોઈથી પોતાની શરતો પૂરી થતી ન હોવાથી મહાવીર તેનો અંગીકાર કરતા નહીં.

કૌશાંબી નગરી વત્સદેશની રાજધાની હતી. તેમાં ભરતવંશી રાજાઓ રાજ્ય કરતા હતા.[2] ઉપરના પ્રસંગ વખતે તે નગરમાં શતાનીક નામે રાજા રાજ્ય કરતો હતો. તેની રાણી મૃગાવતી મહાવીરના મામા તથા વૈશાલીના રાજા ચેટકની પુત્રી થતી હતી. મૃગાવતીની એક બહેન મગધની પૂર્વે આવેલા 'અંગ' દેશના ચંપા નામના નગરમાં રાજ્ય કરતા દધિવાહન

---

૧. જેમકે કૌશાંબીના રાજા શતાનીકનો મંત્રી સુગુપ્ત, અને તેની સ્ત્રી નંદા, શતાનીકની રાણી મૃગાવતી વગેરે.

૨. હિંદુ પુરાણ ગ્રંથો જણાવે છે કે, પાંડવોના પૌત્ર જનમેજય રાજાના વંશજ નિચક્ષુએ હસ્તિનાપુર ગંગાના પુરમાં તણાઈ જતાં પોતાની રાજધાની કૌશાંબીમાં ખસેડી હતી. 'સ્વપ્નવાસવદત્તા' નાટકમાં ભાસ કવિ પણ કૌશાંબીના રાજા ઉદયનને ભરતકુલદીપક કહે છે.

વેરે પરણાવવામાં આવી હતી. [ પા. ૭૮ ] શતાનીક 'પરંતપ'ને નામે પણ ઓળખાતો. વત્સરાજ ઉદયન, જેની ઉજ્જયિનીના રાજા પ્રદ્યોતની દીકરી વાસવદત્તા સાથેની પ્રેમકથા ભારતીય સાહિત્યમાં મશહૂર થઈ ગઈ છે, તે આ શતાનીક પરંતપનો પુત્ર થાય. તેની મા વૈશાલીની હોવાથી મહાવીરની પેઠે તેને પણ વૈદેહીપુત્ર કહેવામાં આવે છે.

શતાનીક રાજાએ આ અરસામાં ચંપાનગરી ઉપર હુમલો કર્યો હતો. તે નગરીનો રાજા દધિવાહન બીકનો માર્યો નાસી ગયો. નાસભાગ તથા લૂંટાલૂંટમાં તેની રાણી તથા પુત્રી વસુમતી એક ઊંટવાળાના હાથમાં આવ્યાં. રાણીનું સૌંદર્ય જોઈ, તેણે તેની સાથે લગ્ન કરવા ઇરાદો કર્યો. પરંતુ રાણીએ તેનો વિચાર પામી જઈ પોતાના પ્રાણ તજી દીધા. તેના દાખલાથી સમજી જઈ, ઊંટવાળાએ તેની કન્યાને કૌશાંબીના ધનવાહ નામના શેઠને વેચી દીધી. વસુમતીએ પોતાનું નામ તથા કુળ છુપાવી રાખ્યાં. તેને ખરીદનાર શેઠે તેના શીતળ ગુણોથી પ્રસન્ન થઈ તેનું 'ચંદના' નામ પાડ્યું.

ધીમે ધીમે ચંદના યુવાવસ્થામાં આવી. પેલા શેઠની મૂલા નામની ભાર્યા ચંદનાના ખીલતા જતા સ્વરૂપથી કાંઈક ફિકરમાં પડી. એવામાં એક દિવસ શેઠ ઉનાળાના તાપમાં દુકાનેથી ઘેર આવ્યા. ત્યારે દૈવયોગે કોઈ સેવક તેમના પગ ધોવાને હાજર ન હોવાથી, શેઠ તરફ પિતૃભાવ રાખતી ચંદના પોતે નીચી નમી શેઠના પગ ધોવા માંડી. તેવામાં તેના કેશની એક લટ નીચે પાણીમાં પલળવા લાગી. તેથી શેઠે સહજભાવે તે લટ લઈને આદરથી બીજી લટો સાથે બાંધી દીધી. ગોખમાં રહેલી શેઠાણીએ આ બધો વ્યવહાર જોઈ વિચાર્યું કે, યુવાન સ્ત્રીનો કેશપાશ પુરુષે બાંધવો, એ તો કામક્રીડાનું પ્રથમ અંગ છે. માટે મારે આ શત્રુને વેળાસર દૂર કરવો જોઈએ.

આમ વિચારી, શેઠ બહાર ગયા ત્યારે શેઠાણીએ ચંદનાને સારી પેઠે માર મરાવી, શેઠનો આદર પામેલા તેના કેશ મુંડાવી નખાવ્યા, તથા તેના પગમાં લોઢાની બેડીઓ નખાવીને તેને મકાનના એક દૂરના ઓરડામાં કેદ કરી. પછી તેણે પોતાના નોકરચાકરોને સખત તાકીદ આપી કે કોઈએ ચંદનાની કશી ખબર શેઠને આપવી નહીં.

બે-ચાર દિવસ તો શેઠની આગ્રહભરી પડપૂછ થવા છતાં કોઈએ ચંદનાની કશી માહિતી તેમને ન આપી; પરંતુ પછી પોતાને મરવાની અણી ઉપર આવેલી માનતી એક વૃદ્ધાદાસીએ શેઠને બધી વાત કહી દીધી, તથા જ્યાં ચંદનાને પૂરી હતી તે ઓરડો પણ બતાવી દીધો. શેઠે બારણું ઉઘાડીને જોયું, તો ચંદના હૃદયદ્રાવક સ્થિતિમાં જમીન ઉપર પડેલી. શેઠ જલદી જલદી તેને ખાવાનું લાવી આપવા રસોડા તરફ દોડ્યા, અને ઉતાવળમાં એક સૂપડામાં પડેલા અડદના બાકળા હાથ આવતાં તે જ ઉપાડી લાવ્યા. ત્યાર બાદ તે તરત બેડી તોડાવવા માટે લુહારને બોલાવવા ગયા.

ચંદનાને એ ત્રણ દિવસના વાખા થયા હતા; તો પણ અતિથિને ખવરાવ્યા વિના પોતાને મળેલા મૂઠી અડદ પણ ખાઈ લેવાનું તેને મન થયું નહીં. તેણે બારણા બહાર નજર કરી, તો બરાબર તે જ વખતે ભગવાન મહાવીર પોતાનો પાર પાડવો અશક્ય નિયમ ધારણ કરી ભિક્ષા માગતા ત્યાં થઈને જતા હતા. ચંદનાએ તરત જ પ્રસન્ન થઈ, બેડીને લીધે ઉમરો ઓળંગવો અશક્ય હોવાથી એક પગ ઉમરામાં અને બીજો પગ બહાર રાખી ભગવાનને સૂપડામાંના અડદ ધર્યા. ભગવાનના નિયમની બધી શરતો આમ અણકલ્પી રીતે પૂરી થઈ, અને ભગવાને તે ભિક્ષા સ્વીકારી.

ભગવાન મહાવીરે ભિક્ષા સ્વીકારી જાણી, તેમના ઉપર ભક્તિભાવવાળા તેમના સૌ ભક્તો તેમજ સંબંધીઓ રાજી

થતા તે સ્થળે આવ્યા. મૃગાવતી રાણી તો મહાવીરના મામાની દીકરી હોઈ, બહેન જ થાય. તે તથા શતાનીક રાજા, તેનો મંત્રી સુગુપ્ત તથા તેની સ્ત્રી નંદા વગેરે ત્યાં આવી પહોંચ્યાં. દધિવાહન રાજાના કંચુકી સંપુલને શતાનીક કેદ પકડી લાવેલો તેને તરતમાં જ રાજાએ છૂટો કરેલો, તે પણ બધી ધમાલ જોઈ ત્યાં આવ્યો. તે તો ચંદનાને જોઈ તેને તરત પગે પડ્યો, અને છૂટે મોંએ રડવા લાગ્યો. પિતાના કંચુકીને જોઈ ચંદના પણ રડવા લાગી. રડવાનું કારણ પૂછતાં કંચુકીએ જણાવ્યું કે, આ તો મારા રાજા દધિવાહનની પુત્રી વસુમતી છે: તેની આ દશા જોઈ મને રડવું આવ્યું છે.

મૃગાવતી બોલી, આ તો મારી ભાણેજ! તેની આ સ્થિતિ? પછી તે તેને પોતાની સાથે રાજમહેલમાં લઈ ગઈ. શેઠે શેઠાણીને કાઢી મૂકી. અને એ આખા ગંભીર પ્રસંગનો આ રીતે અંત આવ્યો.

### ૫. છેલ્લું દારુણ દુઃખ

છ મહિનામાં પાંચ દિવસ ઓછા રહેલા ઉપવાસનું એ રીતે પારણું કરી, મહાવીર સુમંગળ ગામે આવ્યા.[૧] ત્યાંથી સત્ક્ષેત્ર[૨] અને ત્યાંથી પાલક, ત્યાં પણ તેમના ઉપર એક વિકટ પ્રસંગ આવી પડ્યો. તેમાંથી તે અકસ્માત જ જીવતા બચી નીકળ્યા.

ભાયલ (ધાહિલ?) નામે કોઈ વણિક દેશયાત્રા કરવા જતો હતો, તેવામાં તેણે મહાવીરને સામે આવતા જોયા. આ મૂંડિયાએ શરૂઆતમાં જ ક્યાં અપશુકન કર્યાં, એમ વિચારી ગુસ્સે થઈ તે તલવાર ઉગામી તેમને મારવા દોડ્યો. પરંતુ ત્યાં પહોંચતા પહેલાં જ અકસ્માત પોતાની ઉગામેલી તરવાર દ્વારા પોતે જ

૧. ત્યાં સનત્કુમાર ઇંદ્ર વંદના કરી ગયો, એવી વિગત કથાકાર નોંધે છે.

૨. ત્યાં માહેંદ્ર કલ્પના ઇંદ્ર વંદના કરી ગયો.

કપાઈ મૂઓ.[1] આવા આવા જીવલેણ પ્રસંગોમાંથી હેમખેમ ઊગરી જવું એ પૂર્વેની અનુપમ કર્મસમૃદ્ધિનું ફળ જ હોઈ શકે.

[ બારમું ચોમાસું ]

ત્યાંથી નીકળી મહાવીર ચંપાનગરીમાં આવ્યા. ત્યાં સ્વાદિદત્ત નામે બ્રાહ્મણની અગ્નિશાળામાં ચાર માસનો ઉપવાસ કરી, તે ચાતુર્માસ રહ્યા. તે દરમ્યાન તે બ્રાહ્મણ સાથે મહાવીરને સૂક્ષ્મ તેમ જ ઇંદ્રિયોથી અગમ્ય એવા આત્મતત્ત્વ સંબંધે વાર્તાલાપ થયો, અને તેથી પ્રસન્ન થયેલો તે બ્રાહ્મણ તેમનું બહુમાન કરવા લાગ્યો.

ચોમાસું પૂરું થતાં ભગવાન જૃંભક ગામે આવ્યા,[2] ત્યાંથી નીકળી મેઢક ગામે ગયા;[3] અને ત્યાંથી ષણ્માનિ. ત્યાં મહાવીર ગામ બહાર ધ્યાનસ્થ થઈને બેઠા. ત્યાં તેમને કેવળ-જ્ઞાન પ્રાપ્ત થવાનું હતું. પરંતુ તે પહેલાં તેમને છેક છેલ્લો એક કારમો પ્રસંગ સહન કરવાનો આવ્યો.

ત્રિપૃષ્ઠ વાસુદેવના ભાવમાં ભગવાને (પા. ૪૨) જે શય્યાપાલકના કાનમાં ઊકળતું સીસું રેડાવેલું, તે શય્યાપાલક આ સમયે આ ગામમાં જ ગોવાળ તરીકે અવતર્યો હતો. તે આસપાસ જંગલમાં બળદ ચરાવતો હતો. એટલામાં ગાયો દોહવાનો સમય થતાં, ધ્યાનસ્થ મહાવીરને બળદો સાચવવાનું કહી તે થોડી વાર માટે ગામમાં દોડ્યો. પ્રભુએ કાંઈ તેનું કહેવું સાંભળ્યું કે સ્વીકાર્યું ન હતું. તેથી બળદો ધણી વગરના થતાં ફરતા ફરતા દૂર ઝાડીમાં ચાલ્યા ગયા. ગોવાળે પાછા આવી પોતે સોંપેલા બળદો વિષે મહાવીરને પૂછ્યું. પણ ધ્યાનસ્થ

---

૧. કથાકાર પેલા માસીપુત્ર સિદ્ધાર્થની મદદને અહીં વચ્ચે લાવે છે.

૨. ત્યાં ઇંદ્ર આવીને તેમને નાટકવિધિ બતાવી ગયો.

૩. ત્યાં પૂર્વ ઉપકાર યાદ કરી પેલો ચમરેંદ્ર વંદના કરી ગયો. (જુઓ પા. ૧૯૭)

મહાવીરે કશો જવાબ આપ્યો નહિ, ત્યારે તેણે 'તારે કાન છે કે બાકાં છે?' કહી બે શૂળો લઈ બે બાજુથી તેમના બે કાનમાં ખોસી દીધી. પછી કોઈ તે શૂળો ખેંચી કાઢે નહિ, માટે તેમના બહારના ભાગ ભાગી નાખી તે દુષ્ટ ગોવાળ ચાલ્યો ગયો. એ ભયંકર વેદના મહાવીરે જરા પણ કંપિત થયા વિના સહન કરી લીધી.

પછી કાનમાં શૂળો સાથે જ તે અપાપા નગરીએ પધાર્યા. પારણા માટે ભિક્ષાર્થે ફરતાં ફરતાં તે સિદ્ધાર્થ નામે વણિકને ઘેર ગયા. સિદ્ધાર્થે તેમનું પ્રતાપી મુખ જોઈ, તેમને ભક્તિભાવથી ભિક્ષા આપી. તે વખતે ત્યાં સિદ્ધાર્થનો ખરક નામે પ્રિયમિત્ર વૈદ્ય બેઠો હતો. તે મહાવીરની મુખાકૃતિ ઉપરથી સમજી ગયો કે, તેમના શરીરમાં ક્યાંક વેદના છે. તપાસ કરતાં કાનની શૂળો તેના જોવામાં આવી. સિદ્ધાર્થ તો આ ભયંકર જખમ જોઈને કંપી ઊઠ્યો, તથા ગમે તે પ્રકારે તે શૂળો ભગવાનના કાનમાંથી કાઢવા પોતાના વૈદ્યમિત્રને વિનંતિ કરવા લાગ્યો.

મહાવીર યથાક્રમે ભિક્ષા લઈ ગામ બહાર ઉદ્યાનમાં પાછા આવી ધ્યાનસ્થ થયા. પરંતુ તેમની સહનશક્તિ તથા તેમનું તેજ જોઈને આકર્ષાયેલા પેલા બે જણ શૂળ કાઢવાની બધી સાધનસામગ્રી લઈ તેમની પાછળ પાછળ ઉદ્યાને આવ્યા. વૈદ્યે બધા પ્રાથમિક વિધિઓ પૂરા કરી, મહાવીરના બે કાનમાંથી બે સાણસીઓ વડે પેલી શૂળો બળપૂર્વક એકી સાથે ખેંચવા માંડી. તે શૂળો લોહીની ગાંઠો સાથે લઈને નીકળી તો ખરી, પરંતુ એ વખતે થયેલી ભયંકર વેદનાને કારણે દયાત્મા મહાવીરના મુખમાંથી પણ કારમી ચીસ નીકળી પડી. કથાકાર કહે છે કે, એ કારમી ચીસના કંપારાથી આખી પૃથ્વી ફૂટી ન ગઈ, તેનું કારણ એટલું જ હતું કે, એ ચીસ એક દયાળુ મહાત્માના અંતરમાંથી નીકળેલી હતી. પ્રભુની એ ભયંકર

ચીસ ઉપરથી તે સ્થાન મહાભૈરવ નામથી ઓળખાવા લાગ્યું. અને બધી વાત જાણી આશ્ચર્યમૂઢ થયેલા ગામલોકોએ તે સ્થળે દેવાલય કરાવ્યું.

કર્મમળ હવે દૂર થવા આવ્યો હતો, અને મહાવીરને તરતમાં જ કેવળજ્ઞાન પ્રાપ્ત થવાનું હતું. તે પ્રસંગ ઉપાડવા પહેલાં, અતિ દુષ્કર તપશ્ચર્યાઓ કરતાં કરતાં મહાવીરે સહન કરેલાં કષ્ટોનું વર્ગીકરણ કરતાં કથાકાર કહે છે કે, તે બધી વેદનાઓના જઘન્ય, મધ્યમ, અને ઉત્કૃષ્ટ એવા ત્રણ ભાગ પાડીએ, તો જઘન્ય વર્ગમાં સૌથી કારમી વેદના પેલી કટપૂતનાએ કરેલી શીતની વેદના ગણાય (પા. ૧૫૭). મધ્યમ વર્ગમાં સૌથી કારમી વેદના સંગમે મૂકેલા કાળચક્રની ગણાય (પા. ૧૮૩, નોંધ ૧). અને ઉત્કૃષ્ટ વર્ગની સૌથી કારમી વેદના ગોવાળની શૂળોની ગણાય. એ વેદના સૌથી મોટામાં મોટી હતી, તેમજ છેલ્લામાં છેલ્લી પણ હતી.

કથાકારો અત્યાર સુધીનાં મહાવીરનાં તપોની પણ સળંગ યાદી આ ઠેકાણે આપતા જાય છે.

છમાસી ઉપવાસ ૧; છમાસી ઊણા પાંચ દિવસનો ઉપવાસ ૧; ચારમાસી ઉપવાસ ૯; ત્રણમાસી ઉપવાસ ૨; અઢી માસી ઉપવાસ ૨; બે માસી ઉપવાસ ૬; દોઢ માસી ઉપવાસ ૨; માસિક ઉપવાસ ૧૨; પાક્ષિક ઉપવાસ ૭૨; સર્વતોભદ્ર પ્રતિમા (દશ દિવસની) ૧; મહાભદ્ર પ્રતિમા (ચાર દિવસની) ૧; આઠ ટંકના ઉપવાસ ૧૨; છ ટંકના ઉપવાસ ૨૨૯; ભદ્રાપ્રતિમા (૨ દિવસની) ૧; પારણાં ૩૫૦[1]. કુલ

૧. છ ટંકના ઉપવાસ ૨૨૯ છે; પરંતુ તેમનાં પારણાં ૨૨૮ ગણ્યાં છે, કારણ છેલ્લા છ ટંકના ઉપવાસ દરમ્યાન ભગવાનને કેવળજ્ઞાન થયેલું; અને તેનું પારણું પછી કરેલું, એટલે તે છદ્મસ્થાવસ્થામાં નથી ગણ્યું.

બાર વર્ષ, ૬ માસ, અને પંદર દિવસ[1].

## ૬. ઉપસંહાર

મહાવીરનાં તપની એ તો સ્થૂલ ગણતરી થઈ. એ જડ આંકડા પણ અપ્રમત્ત આપણને કંપાવી મૂકે તેવા છે. પરંતુ તેમણે બાર વર્ષ જેટલા[2] લાંબા સમય સુધી જે કઠોર વેદનાઓ નિરંતર સહ્યા કરી છે, તેમનું વર્ણન ખાલી આંકડાથી જ કરવું એ તો નરી પામરતા કહેવાય. સૂત્રકારોએ મહાવીરની છદ્મસ્થાવસ્થાની એ આખી તપસ્યાનું સળંગ વર્ણન આચારાંગ સૂત્રમાં[3] સંઘર્યું છે. તે રોમાંચકારી વર્ણન સાંભળી આપણે પણ પાવન થઈએ.

"હે આયુષ્માન જંબુ! શ્રી મહાવીર ભગવાનની તપશ્ચર્યાનું વર્ણન મેં જેમ સાંભળ્યું છે, તેમ તને કહી સંભળાવું છું. તે શ્રમણ ભગવાને ઉદ્યમવંત થઈ, સંસારનાં દુઃખ સમજી, પ્રવ્રજ્યા લીધી, અને તે જ દિવસે હેમંત ઋતુની કડકડતી

---

૧. દીક્ષા માગશર વદ ૧૦મે લીધેલી, અને કેવળજ્ઞાન વૈશાખ સુદી ૧૦મે થયેલું તે હિસાબે છદ્મસ્થાવસ્થા કુલ ૧૨ વર્ષ, પાંચ માસ અને પંદર દિવસની થાય. પરંતુ પૂર્ણિમાંત માસને હિસાબે ગણતરી, અધિકમાસ ૨૯ દિવસના જ હોવા, વગેરે કારણે ગણતરીમાં એટલો ફેર પડી જાય છે. તે વિષે જુઓ 'ઉત્થાન' મહાવીર અંક — વિ. સં. ૧૯૯૦ પા. ૬૭-૭૩.

૨. જુદા જુદા તીર્થંકરોની સાધકદશાનો સમય આ પ્રમાણે ગણાવાય છે. ૧ લા તીર્થંકરનો — હજાર વર્ષ, ૨ જાનો ૧૨ વર્ષ, ૩ — ૧૪ વર્ષ, ૪ — ૧૮ વર્ષ, ૫ — ૨૦ વર્ષ, ૬ — ૬ માસ, ૭ — ૯ માસ, ૮ — ૩ માસ, ૯ — ૪ માસ, ૧૦ — ૩ માસ, ૧૧ — ૨ માસ, ૧૨ — ૧ માસ, ૧૩ — ૨ માસ, ૧૪ — ૩ વર્ષ, ૧૫ — ૨ વર્ષ, ૧૬ — ૧ વર્ષ, ૧૭ — ૧૬ વર્ષ, ૧૮ — ૩ વર્ષ, ૧૯ — એક રાત દિવસ, ૨૦ — ૧૧ માસ, ૨૧ — ૯ માસ, ૨૨ — ૫૪ દિવસ, ૨૩ — ૮૪ દિવસ, ૨૪ — ૧૨ વર્ષ.

૩. શ્રુતસ્કંધ ૧, અધ્ય૦ ૯.

ઠંડીમાં તે બહાર ચાલી નીકળ્યા. તે ઠંડીમાં વસ્ત્રથી શરીર ન ઢાંકવાનો તેમનો દૃઢ સંકલ્પ હતો, અને જીવનપર્યંત કઠણમાં કઠણ મુશ્કેલીઓ ઉપર વિજય મેળવનાર ભગવાન માટે તે ઉચિત જ હતું. [૧–૨]

"અરણ્યમાં વિહરતા ભગવાનને [તેમના દીક્ષાભિષેક વખતે તેમના ઉપર સીંચવામાં આવેલાં ગંધાદિને કારણે આકર્ષાયેલાં] નાનાં મોટાં અનેક જંતુઓએ ચાર મહિના સુધી ઘણો ત્રાસ આપ્યો અને એમનાં લોહી-માંસ ચૂસ્યાં. [૩]

"તેર મહિના સુધી ભગવાને વસ્ત્રને ખભા ઉપર જ રાખી મૂક્યું. પછી બીજે વર્ષે શિશિર ઋતુ અડધી વ્યતીત થતાં તેને છોડીને ભગવાન સંપૂર્ણ 'અચેલક' – વસ્ત્રરહિત થયા. [૪,૨૨]

"વસ્ત્ર ન હોવા છતાં તથા સખત ટાઢમાં તે હાથ લાંબા રાખીને ધ્યાન કરતા. ટાઢને કારણે કોઈ દિવસ તેમણે હાથ બગલમાં ઘાલ્યા નથી. કોઈ કોઈ વાર શિયાળામાં તે છાયામાં જ બેસીને ધ્યાન ધરતા, અને ઉનાળામાં તાપમાં જ ખુલ્લે દિલે ઉભડક બેસી ધ્યાન ધરતા. [૨૨, ૧૬-૭]

"તે વખતે શિશિર ઋતુના હિમાળુ વાયરા વાવાને લીધે અનેક લોકો કંપ્યા જ કરતા અને કેટલાય સાધુઓ તે પવનોના ઉપદ્રવ વિનાનાં સ્થાન શોધવા લાગતા. કેટલાક કપડાં પહેરવાનો વિચાર કરતા, તો કેટલાક તાપણીઓ સળગાવતા. પરંતુ જિતેંદ્રિય અને આકાંક્ષા વિનાના મહાવીર ભગવાન તો એ શીતને ખુલ્લામાં રહીને જ સહી લેતા. કોઈ વાર ઠંડી અસહ્ય થઈ પડે, ત્યારે ભગવાન સાવધાનપણે રાત્રે બહાર નીકળી થોડું ચાલતા. [૩૬-૮]

"વસ્ત્ર વિનાના હોવાથી ટાઢ-તાપના તીવ્ર સ્પર્શો ઉપરાંત તૃણના કઠોર સ્પર્શો, તથા ડાંસ-મચ્છરના કારમા સ્પર્શો ભગવાને સમપણે સહ્યા હતા. [૪૦]

"રસ્તે ચાલતાં ભગવાન આગળ આગળ પુરુષની લંબાઈ જેટલા માર્ગ ઉપર દૃષ્ટિ રાખીને, આડુંઅવળું જોયા વિના સાવધાનીથી ચાલતા; કોઈ બોલાવે તો ઘણું ઓછું બોલતા અને દૃષ્ટિ સ્થિર કરીને અંતર્મુખ રહેતા. તેમને આવા નગ્ન જોઈને તથા તેમનાં સ્થિર નેત્રોથી ભય પામતાં છોકરાં ટોળે વળી, તેમને મારતાં મારતાં રાડો નાખતાં. [૫,૨૧]

"કોઈવાર ભગવાન ઉજ્જડ ઘરો, સભાસ્થાનો, પરબો અને હાટડાં - એવાં સ્થાનોમાં રહેતા, તો કોઈવાર લુહારની કોઢોમાં કે પરાળના ઢગલાઓ પાસે, તો કોઈ વાર ધર્મશાળાઓમાં, બગીચાઓમાં, ઘરોમાં કે નગરોમાં રહેતા હતા. આ રીતે એ શ્રમણે બાર વર્ષ કરતાં વધુ સમય વિતાવ્યો. તે વર્ષો દરમ્યાન રાત-દિવસ યત્નવાન રહીને ભગવાન અપ્રમત્તપણે સમાધિપૂર્વક ધ્યાન કરતા, પૂરી ઊંઘ પણ ન લેતા; ઊંઘ આવતાં, ઊઠીને આત્માને જાગ્રત કરતા. કોઈ વાર તે આડે પડખે થતા, પણ તે નિદ્રાની ઇચ્છાથી નહિ. કદાચિત્ નિદ્રા આવતી, તો તેને પ્રમાદ વધારનારી સમજી, ભગવાન ઊઠીને તેને દૂર કરતા. કોઈવાર મુહૂર્ત સુધી રાત્રે ચંક્રમણ કરતા. [૨૪-૯]

"તે રહેઠાણોમાં ભગવાનને અનેક પ્રકારનાં ભયંકર સંકટો વેઠવાં પડ્યાં. તે તે સ્થળમાં રહેનારાં જીવજંતુઓ કે પંખીઓ તો તેમને ઉપદ્રવ કરતાં જ; પરંતુ હલકા મનુષ્યો દ્વારા પણ તેમને ઘણો ત્રાસ વેઠવો પડ્યો હતો. કોઈવાર ગામના રખવાળો હાથમાં હથિયાર લઈ ભગવાનને કનડતા. કોઈ વાર વિષયવૃત્તિથી સ્ત્રીઓ કે પુરુષો ભગવાનને એકલા જાણીને હેરાન કરતાં. રાત્રે એકલા ફરનાર લોકો તે તે સ્થાનોમાં એકલા રહેલા ભગવાનને અનેક પ્રશ્નો પૂછતા. જ્યારે ભગવાન કશો જવાબ ન આપતા, ત્યારે તેઓ ભગવાન ઉપર ચિડાઈ જતા. કોઈ એમ પૂછે કે, વચ્ચે આ કોણ છે? તો 'હું ભિક્ષુ છું,' એમ ભગવાન કહેતા. તેથી વધારે નહિ બોલતા ભગવાન ઉપર તેઓ

ગુસ્સે થઈ જતા; તો પણ ભગવાન સમભાવથી ધ્યાન જ કર્યા કરતા. [ ૩૦-૧, ૩૪-૫ ]

"જ્યાં બીજા અનેક લોકોનો ઉતારો હોય, એવાં સ્થાનોમાં રહેતી વખતે ભગવાન સ્ત્રીઓ સામે નજર પણ ન કરતા, પરંતુ અંતર્મુખ રહીને ધ્યાન ધરતા. પુરુષો સાથે પણ તેઓ કશો સંબંધ ન રાખતા. કોઈ પૂછે તો તેનો જવાબ નહોતા આપતા. કોઈ પ્રણામ કરે, તો પણ તેના તરફ નજર નહોતા કરતા. એવે વખતે તેમને નિષ્પુણ્ય મનુષ્યો દ્વારા માર તેમજ ત્રાસ પડતો. તે બધું તે સમભાવે સહેતા. તે જ પ્રમાણે આખ્યાનો, નાટકો, ગીતો, દંડયુદ્ધો, અને મુષ્ટિયુદ્ધો તથા પરસ્પર કથામાં લીન થયેલા મનુષ્યો તરફ પણ કશી ઉત્સુકતા રાખ્યા વિના તે શોકરહિત જ્ઞાતપુત્ર મધ્યસ્થ દૃષ્ટિ રાખતા. સહી ન શકાય એવાં દુઃખો વટાવીને પરાક્રમ કરતા તે મુનિ સર્વત્ર સમભાવે રહેતા; તથા એ મોટાં સંકટો પાર કરતી વેળા કોઈનું શરણ ન શોધતા. [ ૬. ૧૦ ]

"દીક્ષા લેતા પહેલાં પણ બે વર્ષ કરતાં વધારે વખતથી તેમણે ઠંડું પાણી પીવાનું છોડી દીધું હતું. પૃથ્વી, પાણી, તેજ, વાયુ, સેવાળ, બીયાં, વનસ્પતિઓ અને ત્રસ ( જંગમ ) પ્રાણો સચિત્ત છે એમ સમજી તેમને બચાવીને ભગવાન વિહાર કરતા હતા. [ ૧૧ ]

"ભગવાને પોતાને માટે તૈયાર કરેલું ભોજન કદી સેવ્યું નથી. કારણ કે, તેમ કરવામાં ભગવાન કર્મનો બંધ સમજતા. પાપકર્મમાત્રનો ત્યાગ કરતા ભગવાન નિર્દોષ ખાનપાન મેળવીને જ તેનો ઉપયોગ કરતા. તે કદી બીજાના પાત્રમાં ભોજન ન કરતા, કે બીજાના વસ્ત્રનો ઉપયોગ ન કરતા. માનાપમાનનો ત્યાગ કરીને કોઈનું શરણ ન ઇચ્છતા ભગવાન ભિક્ષા માટે ફરતા. [ ૧૮-૯ ]

"ભગવાન ખાનપાનનું માપ બરાબર સમજતા હતા. તે રસોમાં કદી લલચાતા નહીં, તથા તેમની આકાંક્ષા કરતા નહીં. ચોખા, સાથવો (મંથુ) અને ખીચડી લૂખાં ખાઈને જ તે નિર્વાહ કરતા. ભગવાને આઠ મહિના સુધી તો એ ત્રણ વસ્તુઓથી જ ચલાવેલું. ભગવાન અડધા મહિના કે મહિના સુધી પાણી પણ ન પીતા. તે રીતે બે મહિના કે છ મહિના સુધી પણ વિહાર કરતા. હંમેશાં આકાંક્ષા વિનાના તે ભગવાન કોઈ વાર ટાઢું અન્ન ખાતા; તો કોઈ વાર છ, આઠ, દશ કે બાર ટંકો પછી જ ખાતા. [૫૮-૬૦]

"ગામ કે નગરમાં જઈને બીજાને માટે તૈયાર થયેલો આહાર તે સાવધાનપણે શોધતા. આહાર લેવા જવાના માર્ગમાં ભૂખ્યાં તેમજ તરસ્યાં કાગડા વગેરે પક્ષીઓને બેઠેલાં જોઈને, તેમજ બ્રાહ્મણ, શ્રમણ, ભિખારી, અતિથિ, ચંડાળ, બિલાડો કે કૂતરો, એ બધાંને કોઈ ઘર આગળ ઊભેલાં જોઈને, તેમને આહાર મેળવવામાં વાંધો ન આવે, તેમજ તેમને અપ્રીતિ ન થાય તે રીતે ભગવાન ત્યાંથી ધીરેધીરે ચાલ્યા જતા અને બીજે ઠેકાણે અહિંસાપૂર્વક ભિક્ષાની શોધ કરતા. કોઈ વાર પલાળેલો, સૂકો કે ઠંડો આહાર લેતા; ઘણા દિવસની ખીચડી, બુક્કસ (બાકળા) અને પુલાગ (જવનો ભાત) પણ લેતા. એવું પણ ન મળે, તો ભગવાન શાંતભાવે રહેતા. [૬૨-૭]

"ભગવાન રોગથી અસ્પૃષ્ટ છતાં પેટ ઊણું રાખીને જમતા, અને કદી ઔષધ ન લેતા. શરીરનું સ્વરૂપ સમજીને ભગવાન તેની શુદ્ધિ અર્થે સંશોધન (જુલાબ), વમન, વિલેપન, સ્નાન અને દંતપ્રક્ષાલન ન કરતા. તેમ શરીરના આરામ માટે ચંપી પણ ન કરાવતા. [૫૪-૫]

"આમ કામસુખોથી વિરત થયેલા એ અબહુવાદી 'બ્રાહ્મણ' વિહરતા હતા. તેમણે કષાયોની જ્વાળા શાંત કરી હતી, અને તેમનું દર્શન વિશદ હતું. પોતાની સાધનામાં તે

એટલા બધા નિમગ્ન હતા, કે તેમણે આંખ પણ કદી ચોળી નથી, કે શરીરને ખજવાળ્યું નથી. રતિ તથા અરતિનો પરાજય કરી, તેમણે આ લોકનાં તથા દેવ-યક્ષ વગેરેનાં અનેક ભયંકર સંકટો, તથા અનેક પ્રકારના શબ્દો અને ગંધો સમભાવે સહન કર્યાં. [૫૬,૧૧,૨૦,૩૨-૩]

"ચાંચલ્યરહિતપણે ભગવાન અનેક પ્રકારનાં આસનોએ સ્થિત થઈ ધ્યાન ધરતા અને સમાધિદક્ષ તથા આકાંક્ષા વિનાના થઈને તે ઊર્ધ્વ, અધો અને તિર્યગ્ લોકનો વિચાર કરતા. કષાય વિનાના, લાલચ વિનાના, શબ્દ અને રૂપમાં મૂર્છા વિનાના, તથા સાધક દશામાં પરાક્રમ કરતા તે ભગવાન જરા પણ પ્રમાદ ન કરતા. તે પોતાની મેળે સંસારનું સ્વરૂપ સમજીને આત્મશુદ્ધિમાં સાવધાન રહેતા હતા. [૬૭-૯]"

# પરિશિષ્ટ

## આત્મા ઉપરનાં આવરણ

હવેના પ્રકરણમાં મહાવીરની કૈવલ્યપ્રાપ્તિની કથા આવવાની છે. તે કથામાં જોડાતા પહેલાં કૈવલ્યપ્રાપ્તિ વિષેની જૈન કલ્પના શી છે તેની ટૂંક માહિતી મેળવી લઈએ, જેથી મહાવીરે કરેલી કૈવલ્યપ્રાપ્તિનું સ્વરૂપ આપણને ઝટ સમજાઈ જાય.

આત્મા ઉપર કશાનું જો બંધન-આવરણ હોય, તો તે કર્મોનું જ છે. તેને કારણે જ આત્માની વિવિધ શક્તિઓ રૂંધાઈ રહે છે, અને જીવ વિવિધ અશક્તિઓ યુક્ત બની સુખ-દુઃખ પામતો વિવિધ યોનિઓમાં ફરે છે. એ યોનિઓમાં તે ગમે તેવી મોટી મોટી વિભૂતિઓ ધારણ કરે, પરંતુ તેની મૂળ શક્તિને હિસાબે તો તે બધી અસામર્થ્ય-રૂપ જ છે. તે પ્રમાણે ગમે તેવું સૂક્ષ્મ તેમ જ વિપુલ જ્ઞાન તે ધરાવે, પરંતુ તેની મૂળ જ્ઞાનશક્તિ આગળ તો તે નહિ જેવું જ છે. બીજાં

બધાં જ્ઞાન ચેતનાશક્તિના અપૂર્ણ વિકાસરૂપ હોવાથી એક પણ વસ્તુના સમગ્ર ભાવોને જાણવામાં અસમર્થ હોય છે. જે જ્ઞાન કોઈ એક વસ્તુના સંપૂર્ણ ભાવોને જાણી શકે, તે બધી વસ્તુઓના સંપૂર્ણ ભાવોને પણ ગ્રહણ કરી શકે, અને એ જ જ્ઞાન પૂર્ણ જ્ઞાન અર્થાત્ જૈન પરિભાષામાં કહીએ તો કેવળ-જ્ઞાન કહેવાય. એ જ્ઞાન ચેતનાશક્તિના સંપૂર્ણ વિકાસ વખતે જ પ્રગટ થાય છે. કોઈ પણ વસ્તુ એવી નથી અથવા એવો ભાવ પણ નથી કે જે એની દ્વારા પ્રત્યક્ષ જાણી ન શકાય.

અને આ બધું સંસારભ્રમણ અજ્ઞાન કે વિપરીત જ્ઞાનને કારણે જ છે ને? તેથી આત્માને આવરણ કરનારાં — તેની શક્તિઓના ઘાત દ્વારા તેનો જ 'ઘાત' કરનારાં કર્મો દૂર થતાં જ આત્માની આ મૂળ-કેવળ ચેતના પ્રગટ થઈ જળહળી ઊઠે છે. આ સ્થિતિ દેહ હોય ત્યારે પણ સંભવી શકે છે. અલબત્ત, દેહ છે ત્યાં લગી સુખ-દુઃખનો અનુભવ છે જ, તથા આયુષ્ય, નામ (વિશિષ્ટ ગતિ, જાતિ આદિ) અને ઉચ્ચ-નીચ ગોત્ર નક્કી કરનારાં કર્મોનું અસ્તિત્વ પણ છે જ. પરંતુ તે કર્મો આત્માની શક્તિઓનો ઘાત કરી શકતાં નથી; તેથી તે હોવા છતાં આત્માની બધી શક્તિઓ પૂર્ણપણે પ્રગટ થવામાં વાંધો આવતો નથી. અલબત્ત, સંપૂર્ણ મોક્ષ તો તે અઘાતી કર્મો પણ દૂર થાય ત્યારે જ થયો કહેવાય, પરંતુ ઘાતીકર્મો દૂર થતાં પ્રાપ્ત થતા કૈવલ્યજ્ઞાનથી માંડીને જીવન્મુક્તિ તો શરૂ થઈ ગયેલી જ ગણાય.

આત્મા ઉપરથી તે બધાં કર્મોનું આવરણ દૂર કરી, તેની મૂળ સ્થિતિ પ્રાપ્ત કરવી, એ જ તીર્થંકરાદિ મહાપુરુષોનું ધ્યેય હોય છે. તે પ્રાપ્ત કરવાના પોતે અમલમાં મૂકેલા ઉપાયો અન્ય જીવોને ઉપદેશી, તેમને પણ વિકટ સંસારભ્રમણમાંથી ઉગારી લેવા, એ તેમનું જીવનકાર્ય હોય છે. જ્યાં સુધી અનેક પ્રકારનાં કર્મોનું કોટલું અંતરાત્મા ઉપર હોય છે, ત્યાં સુધી કેવળ-

જ્ઞાનરૂપી જ્યોતિ, કૂંડા નીચેના દીપકની પેઠે ઢંકાયેલી રહે છે. શ્રી મહાવીરના આત્મા ઉપરનું એ કર્મ-કૂંડું હવે ફૂટવા આવ્યું હતું. તે વિષય ઉપર જતા પહેલાં આપણે કૂંડારૂપ બનેલાં તે કર્મોનું સ્વરૂપ તપાસી લઈએ.

કર્મોના મુખ્ય ચાર વિભાગ છે :

૧. **मोहनीयकर्मो** : જેના વડે આત્મા મોહ પામે તે કર્મો. તેમના બે પેટાવિભાગ છે : દર્શન-મોહનીય અને ચારિત્રમોહનીય. દર્શનમોહનીયના પાછા ત્રણ પ્રકાર છે : ( अ ) તત્ત્વોના યથાર્થ સ્વરૂપની રુચિ થતી અટકાવનાર ( आ ) યથાર્થપણાની રુચિ કે અરુચિ ન થતાં ડોલાયમાન સ્થિતિમાં રાખનાર ( इ ) તાત્ત્વિક રુચિ ઉત્પન્ન થવા દેતાં છતાં, અમલી તત્ત્વરુચિનો પ્રતિબંધ કરનાર.

ચારિત્રમોહનીયના પચ્ચીસ પ્રકાર છે. [ ૧-૪ ] ક્રોધ,માન, માયા અને લોભને એટલાં બધાં તીવ્રપણે પ્રગટાવનાર, કે જેથી જીવને અનંતકાળ સુધી સંસારમાં ભટકવું પડે. [ ૫-૮ ] ક્રોધ-માન-માયા-લોભને વિરતિનો પ્રતિબંધ કરવા પૂરતાં તીવ્ર બનાવનાર. [ ૯-૧૨ ] અમુક અંશે વિરતિ થઈ શકે, પણ સર્વાંશે વિરતિ ન થઈ શકે તેટલાં તીવ્ર બનાવનાર. [ ૧૩-૬ ] અને સર્વવિરતિનો પ્રતિબંધ તો નહીં, પણ તેમાં સ્ખલન અને માલિન્ય થઈ શકે તેટલાં તીવ્ર બનાવનાર. [ ૧૭-૨૫ ] હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક ઘૃણા સ્ત્રૈણભાવ, પૌરુષભાવ અને નપુંસકભાવ પ્રકટાવનાર.

૨-૩ **आवरणीय कर्मो** : સામાન્ય બોધ તેમજ વિશેષ બોધને આવૃત કરનાર સ્વભાવવાળાં કર્મો.

૪. **अंतराय कर्मो** : દાન, લાભ, ભોગ, ઉપભોગ,[૧] અને વીર્ય ( સામર્થ્ય–પરાક્રમ ફેરવવું તે )–માં અંતરાય ઊભા કરનાર કર્મો.

---

૧. એકવાર ભોગવવું તે ભોગ; અને વારંવાર ભોગવવું તે ઉપભોગ.

આ ચાર પ્રકારનાં કર્મો આત્માની વિવિધ શક્તિઓનાં ઘાત કરનારાં હોઈ, ઘાતી કર્મો કહેવાય છે. હવે જેને એ બધાં કર્મોનો નાશ કરી, આત્મતત્ત્વને તેના શુદ્ધ સ્વરૂપે પ્રગટાવવું છે, તેની આગળ બે મુખ્ય કામ આવીને ઊભાં રહે છે: એક તો, બંધાઈ ગયેલાં કર્મોને ઊખેડી નાંખવાં, અને નવાં કર્મ બંધાવાની શક્યતા દૂર કરવી. સૌથી પ્રથમ નવાં બંધાતાં કર્મો રોકવાં એ જ યોગ્ય ગણાય. કારણ કે તેમનું સ્વરૂપ જાણી, તેમને બંધાવાના માર્ગો વિચારવા અને અજમાવવા એ કાંઈક બુદ્ધિગમ્ય હોઈ સહેલું છે. તેને માટે ૬ ઉપાયો જૈન માર્ગ વિચારે છે. ૧. બુદ્ધિ અને શ્રદ્ધાપૂર્વક મન–વચન–કાયાને ઉન્માર્ગથી રોકવાં [गुप्ति]. ૨. અસત્ક્રિયાનો નિષેધ કરી, વિવેકયુક્ત થઈ, સાવધાનતાપૂર્વક સત્ક્રિયામાં પ્રવૃત્તિ કરવી [ समिति ]. ૩. ક્ષમા, માર્દવ, આર્જવ,[1] શૌચ[2] સત્ય, સંયમ,[3] તપ,[4] ત્યાગ, આકિંચન્ય,[5] અને બ્રહ્મચર્યરૂપી દશવિધ ધર્મ આચરવો. ૪. રાગ દ્વેષ આદિ વૃત્તિઓ થતી અટકે તે સારુ અનિત્યતા, અશરણત્વ, સંસાર, એકત્વ, અન્યત્વ, અશુચિત્વ આદિ બાબતોને લગતું તાત્ત્વિક અને ઊંડું ચિંતન [ अनुप्रेक्षा ]. ૫. સ્વીકારેલ ધર્મમાર્ગમાં ટકી રહેવા માટે ક્ષુધા–તૃષા, શીત–ઉષ્ણ, ડાંસમચ્છર, નગ્નત્વ, અરતિ,[6] સ્ત્રી. નિયત-વાસ સ્વીકાર્યા વિના વિચર્યા કરવું, ગમે તે ભયો આવે તો પણ

---

૧. વિચાર-ભાષણ- અને વર્તનની એકતા.

૨. આસક્તિનો અભાવ–નિર્લોભતા.

૩. મન–વચન–દેહનું નિયમન.

૪. મલિન વૃત્તિઓને નિર્મૂળ કરવા માટે જોઈતું બળ કેળવવા કાજે જે આત્મદમન કરવામાં આવે તે.

૫. મમત્વબુદ્ધિનો અભાવ.

૬. સ્વીકારેલ માર્ગમાં અનેક મુશ્કેલીઓને લીધે ઊભો થતો કંટાળો.

અમુક સમય માટે સ્થિર આસને બેસવાનો નિયમ લીધા પછી ચ્યુત ન થવું, કર્કશ શય્યા, કઠોર વચન સાંભળવાં, તાડન-તર્જન, યાચનાવૃત્તિ, યાચના કરવા છતાં માગેલી વસ્તુ ન મળવી, રોગ, તૃણુ આદિની કઠોરતાનો અનુભવ, શારીરિક સંસ્કારને અભાવે મેલ બાઝી જવો, સત્કાર–પુરસ્કાર, પ્રજ્ઞા, અજ્ઞાન,[૧] અને સૂક્ષ્મ તથા અતીંદ્રિય પદાર્થોનું દર્શન ન થવું — વિવિધ ભૂમિકાઓ ઝટ પ્રાપ્ત ન થવી — વગેરે કારણે થતા ત્રાસો સમભાવપૂર્વક સહન કરવાની શક્તિ કેળવવી [ परीषहजय ]. ૬. અને આત્મિક શુદ્ધ દશામાં સ્થિર થવાનો — બધી અશુદ્ધ પ્રવૃત્તિઓ ત્યાગવા દ્વારા પ્રયત્ન કરવો [ चारित्र ].

બંધાયેલાં કર્મ ખંખેરવા માટે તો જૈનશાસ્ત્ર તપનું જ અવલંબન સૂચવે છે. તે તપમાં કેટલીક આંતરિક તેમજ કેટલીક બાહ્ય પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે. ઉપવાસ કર્યા કરવા, ભૂખ કરતાં ઓછું ખાવું, વિવિધ પદાર્થોની લાલચ ટૂંકાવવી, વિકારકારક રસો ત્યાગવા, બાધા વિનાના એકાંત સ્થાનમાં વસવું, અને ટાઢ તડકામાં કે વિવિધ આસનાદિ વડે શરીરને કસવું, એ બધાં બાહ્ય તપ છે.

અને પ્રાયશ્ચિત્ત, વિનય, સેવા-શુશ્રૂષા, વિવિધ પ્રકારનો અભ્યાસ. અહંત્વ-મમત્વનો ત્યાગ, તથા ધ્યાન એ આભ્યંતર તપ છે. તપ એ માત્ર બંધાયેલાં કર્મ ખંખેરનાર વસ્તુ જ નથી, નવાં બંધાતાં અટકાવનાર વસ્તુ પણ છે. તેથી જૈન સાધનામાર્ગમાં તેના ઉપર જ વધુ ધ્યાન અપાય છે. તપ શબ્દ જે અર્થમાં રૂઢ થયેલો છે, તે અર્થમાં જ તેને વાપરીએ તો, તપ અને ધ્યાન એ બે વસ્તુઓ ઉપર જ જૈન માર્ગ નિર્ભર છે. તે બંનેની ભૂમિકા તરીકે અહિંસા ઉમેરી લો,

---

૧. ચમત્કારી બુદ્ધિ કે શાસ્ત્રજ્ઞાન હોય તેનો ગર્વ કરવો, અને ન હોય તેનો ખેદ કરવો.

એટલે જૈન સાધનાનું સંપૂર્ણ સ્વરૂપ એક રીતે આપણી નજર સામે આવી ગયું. કથાકારો મહાવીરની સાધનામાં પોતપોતાની રુચિ પ્રમાણે કાંતો તપ અર્થાત્ દેહદમનના અંશ ઉપર ભાર મૂકશે, કે પછી ધ્યાન અંશ ઉપર ભાર મૂકશે. પરંતુ મહાવીરે જે જે તપશ્ચર્યાઓ વેઠી છે, તેમનું વર્ણન સાંભળતાં એટલું નક્કી કરી શકાય છે કે, નિરંતર ધ્યાનનો ઉગ્ર અગ્નિ તેમના અંતરમાં ભડભડાટ બળતો હોવાથી જ, આટઆટલાં દુઃખ-સંકટો તેમની પાસે આવીઆવીને બળી રાખ થઈ ગયાં. એ સિવાય માત્ર તપના છેડાથી જ કોઈ એ સાધના શરૂ કરવા જાય, તો પહેલે દિવસે જ મરણ પામે. અંતરમાં પ્રેમાગ્નિ પ્રજ્વલિત થયો હોય છે, ત્યારે એક મામૂલી માણસ પણ ભૂખ્યો-તરસ્યો ટાઢ-તડકામાં, શોક-નિંદામાં એકલે હાથે એક આખા પહાડને કોરી-કોરી રાજમહેલ બનાવી શકે છે. ધ્યાન એ એક પ્રબળ પ્રેમાગ્નિ જ છે. અંતરાત્માની સ્થિર જળહળતી જ્યોતિના દર્શનમાં જ બધી શરીર-મન-વાણીની પ્રવૃત્તિઓ લીન થઈ જવી, એ જેવી તેવી પ્રીતિ વિના ન જ બને.

હવે આપણે ધ્યાનમણિ મહાવીરની જીવનકથામાં તેમને કેવળજ્ઞાનપ્રાપ્તિ થવાના ધન્ય પ્રસંગ તરફ જઈ પહોંચીએ.

૭

# કૈવલ્યપ્રાપ્તિ

## ૧. મહાવીર અર્હંતભગવાન બન્યા

અપાપા નગરીમાંથી મહાવીર જૃંભિક ગામે આવ્યા. તે નગરની બહાર, ઋજુવાલુકા નદીના ઉત્તર કિનારા ઉપર શ્યામાક નામના ગૃહસ્થનું ક્ષેત્ર હતું. ત્યાં વેયાવત્ત નામના ચૈત્યના ઈશાનખૂણામાં આવેલા એક શાલવૃક્ષની નીચે મહાવીર ગોદોહાસને –ઢીંચણ ઊંચા અને માથું નીચે એમ ઉભડક બેસી, કઠોર તડકામાં જ ધ્યાનસ્થ થયા. તે વખતે તેમને છ ટંકના નિર્જળા ઉપવાસ થયા હતા. તે દિવસ વૈશાખ સુદ ૧૦ નો હતો, અને ચંદ્રનો ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર સાથે યોગ થયો હતો.

ધ્યાન પણ અમુક પ્રયોજનસર કરવામાં આવે છે, અને દરેક પ્રવૃત્તિની પેઠે તેનો પણ અંત હોય છે. સામાન્ય રીતે આપણી જ્ઞાનધારા ક્ષણમાં એક, ક્ષણમાં બીજા, અને ક્ષણમાં ત્રીજા, એમ અનેક વિષયોને અવલંબીને ચાલતી હોવાથી, વહેતા પવનની વચ્ચે રહેલ દીપશિખાની જેમ અસ્થિર હોય છે. તેવી જ્ઞાનધારાને વિશેષ પ્રયત્ન વડે બાકીના બધા વિષયોથી હઠાવી, આત્મારૂપ એક જ ઇષ્ટ વિષયમાં સ્થિર કરવી — અર્થાત્ તેને અનેકવિષયગામિની થતી અટકાવી, એકવિષયગામિની બનાવી દેવી — તે ધ્યાન છે. એ સ્થિરતા દૃઢ થતાં, જેમ ઘણાં ઇંધણો કાઢી લેવાથી અને બચેલાં થોડાં ઇંધણો સળગાવી દેવાથી, અગર તમામ ઇંધણો લઈ લેવાથી અગ્નિ ઓલવાઈ જાય છે, તેમ, ઉપર્યુક્ત ક્રમે એક વિષય ઉપર સ્થિરતા આવતાં છેવટે મન પણ તદ્દન શાંત થઈ જાય છે; અર્થાત્ તેનું ચંચલપણું દૂર થઈ, તે નિષ્પ્રકંપ બની જાય છે, અને પરિણામે જ્ઞાનનાં બધાં આવરણો વિલય પામી સર્વજ્ઞપણું–કેવળજ્ઞાન પ્રગટે છે.

ચિત્તની આવી નિષ્પ્રકંપતા ચિત્તની અત્યંત શુદ્ધિ વિના સંભવતી ન હોવાથી, ચિત્તની એકાગ્રતા અને ચિત્તની શુદ્ધતા — એ બે શબ્દો યોગવિદ્યામાં પર્યાયરૂપ બન્યા છે.

ઉપર જણાવેલે દિવસે તે પ્રકારના ઉત્કૃષ્ટ શુક્લ-ધ્યાનમાં ભગવાન મહાવીરની સ્થિતિ થઈ હતી. અને તેથી જ કોઈ જીર્ણ દોરી જેમ તત્કાળ તૂટી જાય, તેમ પ્રભુના આત્મા ઉપરનાં ચાર ઘાતીકર્મોનાં બંધન* અચાનક તૂટી ગયાં, અને દિવસને ચોથે પહોરે તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તે જ્ઞાનનાં વિશેષણ શાસ્ત્રકારના શબ્દોમાં આ પ્રમાણે છે. નિર્વાણરૂપ, સંપૂર્ણ, પ્રતિપૂર્ણ, અવ્યાહત, નિરાવરણ, અનંત અને સર્વોત્તમ.

હવે મહાવીર સાધક-છદ્મસ્થ મટી, અર્હંત,[1] જિન,[2] કેવલી, સર્વજ્ઞ, તથા સર્વ-ભાવ-દર્શી થયા. જીવની આ લોકમાં આગતિ, ગતિ, સ્થિતિ, કે પરલોકમાં તેનું દેવ-નરક-ભૂમિમાં જન્મવું કે ત્યાંથી આવવું, તેનું ખાધું-પીધું, કર્યું-કારવ્યું, ભોગવ્યું -સેવ્યું, બોલ્યું-ચિતવ્યું વગેરે તેનાં તમામ ગુપ્ત કે પ્રગટ કાર્યો તે જાણવા તથા દેખવા લાગ્યા. ત્રિભુવનની પૂજાને યોગ્ય બનેલા તે અર્હતમાં નીચેના અઢાર દોષો પૂરેપૂરા નાશ પામ્યા હોય છે: અજ્ઞાન, ક્રોધ, ભય, માન, લોભ, માયા, રતિ, અરતિ, નિદ્રા, શોક, અસત્ય, ચૌર્ય, મત્સર, ભય. હિંસા, પ્રેમાસક્તિ, ક્રીડાસક્તિ. અને હાસ્ય.[3]

---

* આ વિષે સમજવાને માટે જુઓ પા. ૨૦૨-૪.

૧. ત્રિભુવનની પૂજાને યોગ્ય.

૨. રાગદ્વેષાદિ કર્મમળ ઉપર જીત મેળવનાર.

૩. તે અઢારદોષોની ગણના કાંઈક જુદી જુદી પણ કરાય છે: હિંસા, જૂઠ, ચોરી, અબ્રહ્મચર્ય, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, ક્લેશ (કલહ), અભ્યાખ્યાન (ખોટા આક્ષેપ), પૈશુન્ય (ચુગલી), રતિ-અરતિ, પરનિંદા, માયામૃષાવાદ, અને મિથ્યાદર્શન (કુદેવ-કુગુરુ અને કુધર્મને સાચા માની સેવવા તે).

## ૨. પ્રથમ નિષ્ફળ ધર્મોપદેશ

ભગવાનને કેવળજ્ઞાન થતાં જ તેમનાં દર્શન-પૂજનાર્થે આવેલાં દેવ-દેવીઓની અંતરિક્ષમાં ધમાલ મચી ગઈ. ભગવાને પણ તેમની ઉત્સુકતા દેખી, તેમને ધર્મોપદેશ આપ્યો. પરંતુ તેમાંથી કોઈના હૃદય ઉપર તેની કશી ચોટ બેઠી નહિ. તીર્થંકર જેવા પુરુષે આપેલો ઉપદેશ આમ નિરર્થક જ જાય, એ ભારે આશ્ચર્યજનક બનાવ ગણાય. અને તેથી દશ આશ્ચર્યોમાં[1] એક આશ્ચર્ય તરીકે તેની ગણના કરવામાં આવી છે.

પોતાનો એ પ્રથમ ઉપદેશ આમ વિફળ થયેલો જોઈ, પોતાનો માર્ગ કોઈ જીવને પણ સંસારસાગર તરવામાં કામ આવશે કે નહિ, તે વિષે કદાચ જરાક સાશંક થઈ ભગવાન અપાપા નગરી તરફ પાછા ફર્યા. અને ત્યાંના મહાસેનવનમાં આવી ઊતર્યા. બુદ્ધ ભગવાનના મનમાં પણ બોધિ પામ્યા બાદ પ્રથમ તો એવો જ વિચાર આવ્યો હતો કે, પોતાને પ્રાપ્ત થયેલા ધર્મજ્ઞાનનો બોધ જગતના પ્રપંચમાં રચ્યાપચ્યા રહેલા જીવોને થવો શક્ય નથી: તેમને ધર્મનો ઉપદેશ આપવાથી તેમને તે ધર્મનું જ્ઞાન સ્પષ્ટ રીતે થશે નહિ, અને પોતાને વિનાકારણ ત્રાસ થશે! તેથી ધર્મોપદેશ આપવાની ખટપટ ન પડતાં, એકાંતમાં જ કાલક્રમણ કરવું એ જ સારું છે. ત્યાર

૧. આ અવસર્પિણીમાં બનેલા અમુક દશ બનાવોને 'આશ્ચર્ય' માનવામાં આવે છે. તે દશમાંથી મહાવીરના જીવનને લગતા પાંચ આ છે: (૧) તીર્થંકરનો ઉપદેશ ખાલી જવો; (૨) કેવલજ્ઞાન થયા પછી કેવલજ્ઞાનીને ઉપસર્ગ-સંકટ વેઠવાનાં હોય નહીં, પણ ગોશાલકે મહાવીરને મારવા તેજોલેશ્યા છોડી હતી, અને મહાવીરને તેનો ત્રાસ વેઠવો પડ્યો હતો; (૩) કોઈ તીર્થંકરને ગર્ભ બદલવા પડ્યા નથી, પણ મહાવીરને બદલવો પડ્યો હતો; (૪) ચંદ્રસૂર્ય પોતાનાં મૂળ વિમાનો સાથે મહાવીરને કૌશાંબીમાં વંદન કરવા આવ્યા હતા; (૫) અને મહાવીરના શરણના પ્રભાવથી ભુવનપતિ દેવોમાંનો ચમરેંદ્ર સૌધર્મ દેવેંદ્રનો નાશ કરવા, ઉપલા દેવલોકમાં જઈ શક્યો હતો.

બાદ તેમનો એ જાતનો વિચાર જાણી, મૈત્રી-કરુણા-મુદિતા-અને ઉપેક્ષા એ ચાર ભાવનાઓના પ્રતીકરૂપ બ્રહ્મદેવ કેવી રીતે બુદ્ધની પાસે આવ્યા, તેમણે લોકોને ધર્મનો ઉપદેશ કરવા કેવી રીતે બુદ્ધને સમજાવ્યા, અને છેવટે બુદ્ધે પોતાના સહતપસ્વી પાંચ ભિક્ષુઓને ધર્મોપદેશ આપવાનો વિચાર કેવી રીતે કર્યો, અને તેમને પોતાના પંથમાં આણ્યા — વગેરે હકીકત આ પ્રકરણને અંતે આપેલા પરિશિષ્ટમાં છે.

### ૩. પ્રથમ અગિયાર શિષ્યો

અપાપા નગરીમાં મહાવીર આવીને ઊતર્યા તે વખતે તે નગરના સોમિલ નામના ધનાઢ્ય બ્રાહ્મણે યજ્ઞકર્મમાં કુશળ એવા અગિયાર દ્વિજોને યજ્ઞ કરવા નોતર્યા હતા. તેમનાં નામ ઇંદ્રભૂતિ—અગ્નિભૂતિ—વાયુભૂતિ,[૧] વ્યક્ત,[૨] સુધર્મા,[૩] મંડિક-મૌર્યપુત્ર,[૪] અકંપિત,[૫] અચલભ્રાતા,[૬] મેતાર્ય,[૭] અને પ્રભાસ[૮] હતાં. તે બધા પોતપોતાના સેંકડો શિષ્યોથી વીંટળાઈને તે યજ્ઞમાં આવ્યા હતા.

મહાવીરસ્વામી અપાપા નગરીમાં પધાર્યા, એટલે દેવ-મનુષ્યાદિ વર્ગ યજ્ઞ છોડી, તેમનાં દર્શને જવા ઊપડ્યો. તે જોઈ, ઇંદ્રભૂતિ ચિડાયા. અને એવો તે કોણ છે જેનું દેવ-

---

૧. આ ત્રણે ભાઈ હતા. ગોબર ગામના વસુભૂતિના પુત્રો થાય. માતાનું નામ પૃથ્વી.

૨. કોલ્લાકનાં ધનુર્મિત્ર-વારુણીનો પુત્ર.

૩. કોલ્લાકનાં ધમ્મિલ-ભદ્દિલાનો પુત્ર.

૪. મૌર્ય ગામના બે મસિયાઈ ભાઈ ધનદેવ અને મૌર્યને એક જ સ્ત્રી વિજયદેવીથી થયેલા બે પુત્ર. ધનદેવના મરણ પછી મૌર્ય લોકાચાર પ્રમાણે વિજયદેવીને પરણેલો.

૫. વિમળાપુરીનાં દેવ-જયંતીનો પુત્ર.

૬. કોશલીનાં વસુ-નંદાનો પુત્ર.

૭. તુંગિકનાં દત્ત-કરુણાનો પુત્ર.

૮. રાજગૃહનાં બલ-અતિભદ્રાનો પુત્ર.

મનુષ્યાદિને આટલું બધું આકર્ષણ છે, એ જોવાના હેતુથી, તથા પ્રસંગ મળે તો પોતાની પાંડિત્ય-પ્રતિભાથી તેને મહાત કરી દેવાના ઇરાદાથી તે તરત પોતાના શિષ્યવૃંદ સહિત મહાવીર પાસે આવ્યો. મહાવીરની તેજસ્વી, શાંત અને જ્ઞાનગંભીર મુખમુદ્રા જોઈ ઇંદ્રભૂતિ તરત જ થોડોક તો શાંત થઈ ગયો. પરંતુ પછી તો મહાવીરે જ્યારે તેને તેનું નામ દઈને બોલાવ્યો, ત્યારે તે છેક જ દિગ્મૂઢ બની ગયો. પરંતુ પોતે ચોતરફ સુપ્રસિદ્ધ હોવાથી પોતાનું નામ મહાવીરના જાણવામાં આવ્યું હોય એમ માની, તેણે મનમાં વિચાર કર્યો કે, આ પુરુષ જો મારા હૃદયમાં લાંબાકાળથી ઊભા થયેલા સંશયને જાણી લઈ છેદી નાખે, તો હું તમને ખરા માનું. તરત જ મહાવીર બોલ્યા, 'હે બ્રાહ્મણ! જીવ છે કે નહીં, એ બાબત તારા હૃદયમાં સંશય છે. પણ હે ગૌતમ! હું કહું છું કે, જીવ છે જ. ચિત્ત, ચૈતન્ય, વિજ્ઞાન, સંજ્ઞા આદિ લક્ષણોથી તે પ્રત્યક્ષ જાણી શકાય છે. તે જો ન હોય, તો પુણ્ય-પાપનું પાત્ર કોણ કહેવાય? તેમજ તારે આ યજ્ઞ, દાન વગેરે ક્રિયાઓ કરવાનું નિમિત્ત પણ શું રહે?'

આ સાંભળતાં જ ગૌતમ ઇંદ્રભૂતિ પોતાનો પાંડિત્યમદ તથા પોતાની પ્રતિષ્ઠાનો મદ તજી દઈ, તરત જ પ્રભુને ચરણે નમી પડ્યો, અને બોલ્યો. 'હે સ્વામી! તમે ખરેખર સર્વજ્ઞ છો. તમારા જેવા જ્ઞાનસમુદ્રને ક્ષુદ્ર ખાબોચિયા જેવો હું મારી ઉપરચોટિયા પંડિતાઈથી મહાત કરવા આવ્યો હતો; પરંતુ, હવે આપ મને આપનો શિષ્ય જાણો. હું સર્વ સંબંધોનો ત્યાગ કરી, આપના ચરણનું જ શરણ આજથી સ્વીકારું છું.'

સર્વજ્ઞ કહેવાતા મહાવીરને હરાવવા ગયેલો પોતાનો ભાઈ ઇંદ્રભૂતિ જાતે જ જિતાઈ ગયો જાણી, છંછેડાયેલો અગ્નિભૂતિ ધૂંવાંપૂવાં થતો શિષ્યવૃંદ સહિત ત્યાં આવ્યો. પરંતુ મહાવીરે ગૌતમની પેઠે જ તેને પણ તેના નામાભિધાનથી શરૂઆતમાં

જ ઠંડો પાડી દઈ, તેને પૂછયું, 'હે બ્રાહ્મણ! કર્મ છે કે નહીં, એવો તારા હૃદયમાં સંશય છે કે નહીં?' આ પ્રશ્ન થતાં જ અગ્નિભૂતિનો પણ ગર્વ નષ્ટ થઈ ગયો. અને તે પ્રભુને શરણે આવ્યો. ભગવાને તેને કહ્યું, 'જીવને બાંધનાર કર્મ જેવી વસ્તુ છે જ. કર્મ ન હોય, તો જુદા જુદા જીવો સુખદુઃખ વગેરે વિચિત્ર ભાવો પ્રાપ્ત કરે શી રીતે? ઉપરાંત, અમૂર્તિમાન જીવનો મૂર્તિમાન કર્મરજ સાથે સંબંધ થાય શી રીતે, એવી શંકા પણ આકંચિત્કર જ છે. કારણ કે, એ સંબંધથી ઉત્પન્ન થતાં પરિણામો આપણે પ્રત્યક્ષ ભોગવીએ જ છીએ, તો પછી એવી નકામી તાત્ત્વિક ચર્ચાને વળગી રહેવાનું શું પ્રયોજન?'

અલબત્ત, અગ્નિભૂતિ વગેરેના સાંભળવામાં પહેલાં પણ આવી દલીલો નહોતી આવી એમ હતું જ નહીં. તેમજ તેમણે એ જાતની બધી દલીલોનો પોતાના તીક્ષ્ણ પાંડિત્યથી કેટલીય વાર છેદીને છેદ ઉડાડી દીધો હતો, પરંતુ પ્રત્યક્ષ અનુભવથી બોલતા આપ્તજનને મોઢેથી નીકળતી દલીલો, શુષ્ક પંડિતને મુખે નીકળતી દલીલો જેવી થોડી જ હોય છે!

અગ્નિભૂતિને પણ જિતાયેલો સાંભળી તેના ભાઈ વાયુભૂતિએ વિચાર્યું કે, મારા આ બે પ્રખર બુદ્ધિશાળી ભાઈઓને સંશયમુક્ત કરી જીતનાર પુરુષ ખરેખર સર્વજ્ઞ જ હોવા જોઈએ. તો લાવ હું તેમની પાસે જઈ મારા હૃદયનો સંશય પણ દૂર કરું. તેને એવો સંશય હતો કે શરીરથી ભિન્ન જીવ નામનો કોઈ જુદો પદાર્થ શી રીતે હોઈ શકે? અમુક પદાર્થો ભેગા થતાં તેમાં જેમ એની મેળે ઊભરો ચઢે છે, તેમ શરીર-ઘટક અમુક પદાર્થો ભેગા થતાં જ તેમાં ચૈતન્ય રૂપી ઊભરો આવે છે, અને પેલા ઘટક પદાર્થોની શક્તિ ક્ષીણ થતાં એ ઊભરો શમી જાય છે. ભગવાને તેનો એ ઊંડો સંશય કહી બતાવી, ખુલાસો આપ્યો કે, 'હે બ્રાહ્મણ હું કહું છું કે દેહ તથા ઇંદ્રિયોથી જીવ જુદો જ છે. દેહેંદ્રિયનો સમુદાય જ જીવરૂપ

હોય, તો એકાદ ઇંદ્રિય નાશ પામ્યા પછી પણ, તે ઇંદ્રિયે ભોગવેલા અર્થની સ્મૃતિ જીવને ન રહે.' વાયુભૂતિએ પણ ભગવાનના એ કથનથી સંશયમુક્ત થઈ, મહાવીરનું શરણ સ્વીકાર્યું.

આ ત્રણના સમાચાર સાંભળી વ્યક્ત પંડિતે પણ પોતાનો સંશય દૂર કરવા ખાતર મત્સર તજી મહાવીર પાસે જવાનું યોગ્ય માન્યું. મહાવીરે તેને જણાવ્યું, 'હે બ્રાહ્મણ! જુદાં જુદાં શ્રુતિવચનો તથા જુદા જુદા તત્ત્વવાદો સાંભળી, તને એવો સંશય થયો છે કે, આ બધાં સ્થૂળભૂતોના સમુદાયરૂપ આ જગત સ્વપ્નની પેઠે કેવળ શૂન્ય — ખાલી ભ્રમ — તો નથી શું? પરંતુ હું કહું છું કે, પ્રત્યક્ષ દેખાતું આ સ્થૂલ — સૂક્ષ્મ ભૂતાત્મક જગત વાસ્તવિક છે; અલબત્ત ક્ષણભંગુર તથા સતત પરિવર્તનશીલ હોવાના અર્થમાં ભલે તેને સ્વપ્નવત્ કહો, પરંતુ તત્ત્વતઃ તે છે જ, એમાં શંકા નથી.'

વ્યક્ત પંડિતને પણ આવા સર્વજ્ઞ લાગતા પુરુષ પાસેથી સમર્થન મળતાં, જગતની સત્યતા વિષે ખાતરી થઈ ગઈ, અને તે તરત તેમનો અનુયાયી બન્યો.

હવે સુધર્મા પંડિતના વારો આવ્યો. મહાવીરે તેને કહ્યું, 'હે બ્રાહ્મણ! તને એવો સંશય છે કે, આ જન્મમાં જે મનુષ્ય હોય, તે બીજા જન્મમાં પણ મનુષ્ય થવો જોઈએ કે નહીં; તેમ જ આ જન્મે જે પશુ હોય, તે બીજા જન્મે પણ પશુ થવું જોઈએ કે નહીં? કારણ કે, કારણને મળતું જ કાર્ય થતું જગતમાં દેખાય છે. પરંતુ હે બ્રાહ્મણ, હું કહું છું કે, કર્મ અનુસાર જીવ બીજે જન્મે આ જન્મથી જુદી યોનિ પણ પ્રાપ્ત કરે છે.' સુધર્મા પણ મહાવીરનો અનુયાયી થયો.

ત્યાર પછી મંડિક પંડિતનો વારો આવ્યો. તેને બંધ અને મોક્ષની વાસ્તવિકતાની બાબતમાં સંશય હતો. મહાવીરે તેને કહ્યું, "હે બ્રાહ્મણ! હું કહું છું કે, જીવને બંધ તેમ જ મોક્ષ વાસ્તવિક

છે. જીવને અજ્ઞાન વગેરેથી વાસ્તવિક બંધ થાય છે, તથા તેને કારણે તે વાસ્તવિક સુખ–દુઃખ અનુભવે છે. તે જ જીવ પછી જ્ઞાની પુરુષોના માર્ગનું અવલંબન લઈ કર્મોમાંથી મુક્ત થઈ શકે છે, તથા પોતાની સ્વાભાવિક સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે. એક વાર તે પ્રમાણે મુક્ત થયા પછી ફરી બંધ સંભવતો નથી. પરંતુ એ દલીલને આધારે એમ કહેવું કે, મોક્ષ થતા પહેલાં પણ તેનો બંધ વાસ્તવિક નહોતો, તો એ યોગ્ય નથી. બંધ અને મોક્ષ કાલ્પનિક જ હોય, અને જીવ તો સ્વભાવે નિત્ય શુદ્ધબુદ્ધ અને મુક્ત હોય, તો પછી આ બધું બંધજનિત સંસારભ્રમણ તથા મોક્ષ માટે ઉત્કટ સાધના કરવાપણું શાને રહે ?'

મંડિક પણ મહાવીરના અનુયાયી થયા.

હવે મૌર્યનો વારો આવ્યો. તેને દેવોના અસ્તિત્વ વિષે સંશય હતો. મહાવીરે તેને પોતાનો પ્રત્યક્ષ અનુભવ કહી બતાવીને જણાવ્યું કે, દેવયોનિ છે જ. આ જીવનમાં પુણ્યકર્મ કરનારને બીજે જન્મે અવશ્ય સ્વર્ગની સમૃદ્ધિ તથા દિવ્ય સુખભોગ પ્રાપ્ત થાય છે.

ત્યાર પછી અકંપિતનો વારો આવ્યો. તેને નરકના અસ્તિત્વ વિષે શંકા હતી. મહાવીરે પણ તેને પોતાનો પ્રત્યક્ષ અનુભવ કહી બતાવીને જણાવ્યું કે, પાપકર્મ કરનારને બીજે જન્મે નરકયોનિનાં દુઃખ અવશ્ય ભોગવવાં પડે છે.

અચલભ્રાતાને સ્વર્ગ-નરક પ્રાપ્ત કરાવનાર કહેવાતાં પુણ્ય-પાપ વિષે જ સંશય હતો. તેને એમ લાગતું કે, આ જગતમાં પુણ્ય અને પાપ એવો ભેદ નાહક જ કલ્પી લેવામાં આવ્યો છે. આ જગતમાં પ્રયત્ન કરી બને તેટલું સુખ ભોગવવું, એ જ એકમાત્ર પુરુષાર્થ છે; અમુક કાર્યો પુણ્યરૂપ હોઈ કરવાયોગ્ય છે, અને અમુક કાર્યો પાપરૂપ હોઈ ત્યાગવા યોગ્ય છે, એવું કહેવું એ નરી મૂર્ખતા છે.

મહાવીરે તેને જણાવ્યું કે, 'આ જન્મમાં અમુક જીવોને જન્મથી જ સુખી સ્થિતિ પ્રાપ્ત થાય છે. કેટલાય દુઃખી સ્થિતિવાળા ગમે તેટલો પુરુષાર્થ કરે છે, પણ સુખી સ્થિતિનો અંશ પણ જોવા પામતા નથી. અને કેટલાક જીવો વગર પ્રયત્ને પણ સુખી સ્થિતિ જ ભોગવતા રહે છે. આ ભેદ, પૂર્વજન્મમાં તેમણે કરેલાં પુણ્યકર્મો અને પાપકર્મોના ભેદને કારણે જ ઉત્પન્ન થયેલો છે. માટે પાપ અને પુણ્યનો ભેદ વાસ્તવિક છે.'

મેતાર્ય પંડિતને પુનર્જન્મ વિષે સંશય હતો. જીવ આ શરીરનો નાશ થયા પછી બીજો જન્મ ધારણ કરી, પોતાનાં સારાં-નરસાં કર્મોનું ફળ ભોગવે છે, એ સિદ્ધાંત તેને પ્રત્યક્ષપ્રમાણસિદ્ધ ન હોઈ માન્ય રાખવા જેવો લાગતો નહોતો. પરંતુ મહાવીરે તેને જણાવ્યું કે, 'શરીરથી જીવ જુદો છે; તથા ભલે તે આંખે ન દેખાતો હોય, પણ તે પોતાનાં કર્મો અનુસાર અન્ય શરીરને પ્રાપ્ત કરી, સુખ-દુઃખ ભોગવ્યા કરે છે. અને જ્યારે તે પ્રયત્ન કરી કર્મમુક્ત થાય છે, ત્યારે જ તેનું આ સંસારભ્રમણ અટકે છે, એ હું પ્રત્યક્ષ પ્રમાણથી જ જાણું છું, માટે તે સિદ્ધાંત સત્ય છે, મિથ્યા નથી.'

હવે છેલ્લો પ્રભાસપંડિતનો વારો આવ્યો. તેને મોક્ષ જેવી સ્થિતિ હોઈ શકે કે કેમ, એ વિષે સંશય હતો. તેને એમ લાગતું કે, જીવ જેમ અનાદિકાળથી કર્મો કરતો આવ્યો છે, અને તેનાં ફળ ભોગવતો આવ્યો છે, તેમ જ તે અનંતકાળ પર્યંત કર્યા કરવાનો. કર્મક્ષય કરીને પણ ફરી કર્મબંધન થવાનું જ. જીવ અને કર્મ વચ્ચે સ્વભાવથી જ બધ્ય-બંધક ભાવ હોય, તો તે કદી મટવાનો જ નહીં. પરંતુ મહાવીરે તેને જણાવ્યું કે, 'જીવ ભલે અનાદિ કાળથી કર્મ વડે બંધાતો આવ્યો હોય, પરંતુ એક વાર જ્ઞાનપ્રકાશ ઉત્પન્ન થતાંની સાથે જ તે કરોડો વર્ષનો કર્મ-અંધકાર તત્ક્ષણ દૂર થઈ જાય છે.

કારણ કે પ્રકાશ આગળ અંધકાર ઊભો રહી શકતો જ નથી. જીવ સાથે કર્મ બંધાય છે, તે અજ્ઞાન વગેરે હેતુઓને કારણે બંધાય છે; એ હેતુઓ એક વાર દૂર થયા, તેની સાથે જ જીવની કર્મ સાથે બંધાવાની યોગ્યતા જ દૂર થઈ જાય છે.'

### ૪. પ્રથમ ઉપદેશ

આ અગિયારે પંડિતો એક વાર પોતાનું ઘમંડ તજી ભગવાનને શરણે આવ્યા, એટલે પછી ભગવાને તેમને પોતાના માર્ગનો ઉપદેશ આપ્યો. સદ્ભાગ્યે એ પ્રથમ ઉપદેશ શબ્દશઃ સંઘરાઈ રહેલો આજે આપણને મળે છે. આવશ્યક નિર્યુક્તિ (ગા. ર૭૧)માં જણાવ્યું છે કે, ભગવાન તીર્થંકર પ્રથમ 'સામાયિકાદિ વ્રત', 'જીવનિકાય', અને 'ભાવના' ઉપદેશે છે. આચારાંગસૂત્રના બીજા શ્રુતસ્કંધમાં 'ભાવના' અધ્યયનમાં વ્રતો અને ભાવનાઓવાળો ભાગ સંઘરાયો છે. અને દશવૈકાલિકસૂત્રના 'ષડ્જીવનિકાય'વાળા અધ્યયનમાં 'જીવનિકાય' વાળો ભાગ સંઘરાયો છે. એ બંનેને સળંગ ગોઠવતાં તે આખો ઉપદેશ આ પ્રમાણે ઉપજાવી શકાય :

"ભગવાનને કેવળજ્ઞાન થયું, તે વખતે દેવદેવીઓની આવજાથી અંતરિક્ષમાં ધમાલ મચી રહી. પછી ભગવાને પોતાને તેમજ લોકને બરાબર તપાસીને પ્રથમ દેવલોકોને ધર્મ કહી સંભળાવ્યો, અને પછી મનુષ્યોને. મનુષ્યોમાં ભગવાને ગૌતમાદિ શ્રમણનિર્ગ્રંથોને જીવનિકાયો અને ભાવનાઓ સાથે પાંચ મહાવ્રત કહી સંભળાવ્યાં". [આચા૦]

"હે આયુષ્મન્! શ્રમણ ભગવાન મહાવીરે 'છ જીવનિકાય' નામનું આ અધ્યયન પોતાના જ્ઞાનપ્રભાવથી જાણીને દેવ-મનુષ્યાદિને ઉપદેશ્યું છે, તથા પોતે પણ ભલે પ્રકારે આચર્યું છે. તે અધ્યયન ધર્મનું જ્ઞાન કરાવી, ચિત્તશુદ્ધિ કરનાર હોવાથી તેને સાંભળવું અને વિચારવું અતિ શ્રેયસ્કર છે [દશવૈ૦]." તે આ પ્રમાણે છે :

"જીવો છ પ્રકારના છે. પૃથ્વીકાયિક,[1] જળકાયિક, અગ્નિકાયિક, વાયુકાયિક, વનસ્પતિકાયિક, અને ત્રસકાયિક.[2] એ બધા જીવો સુખાભિલાષી છે, તથા સુખને પરમધર્મ માનનારા છે. માટે એ સર્વે જીવોને જાતે કદી દુઃખ ન આપવું, બીજા પાસે ન અપાવવું, કે કોઈ આપતો હોય તેને અનુમોદન ન આપવું. તે અર્થે નીચેનાં પાંચ મહાવ્રત યાવજ્જીવન ધારણ કરવાં.

**पहेलुं महाव्रत**: હું સર્વ ભૂતપ્રાણીઓની હિંસાનો યાવજ્જીવન ત્યાગ કરું છું. સ્થૂલ, સૂક્ષ્મ, સ્થાવર કે જંગમ કોઈ પણ પ્રાણીની મન-વચન-કાયાથી હું જાતે હિંસા નહીં કરું, બીજા પાસે નહીં કરાવું, કે કોઈ કરતો હશે તેને અનુમતિ નહીં આપું. હું તે પાપકર્મમાંથી નિવૃત્ત થાઉં છું, તેને હું નિંદું છું, ગર્હું છું,[3] અને મારી જાતને તેમાંથી છૂટી કરું છું.

તે મહાવ્રતની આ પ્રમાણે પાંચ ભાવનાઓ છે.[4]

૧. તે નિર્ગ્રંથ કોઈ જંતુને ક્લેશ ન થાય તે રીતે સાવધાનતાપૂર્વક ચાલે.[5]

૨. તે નિર્ગ્રંથ પોતાનું મન તપાસે. તેને પાપયુક્ત, સદોષ, સક્રિય, કર્મબંધન ઉપજાવનાર, તથા પ્રાણીઓના વધ-છેદ-ભેદ અને કલહ-પ્રદ્વેષ-પરિતાપયુક્ત ન થવા દે.

૩. તે નિર્ગ્રંથ પોતાની વાણી તપાસે, તથા તેને (ઉપર પ્રમાણે) પાપયુક્ત, સદોષ તથા કલહ-પ્રદ્વેષ- અને પરિતાપયુક્ત ન થવા દે.

---

૧. પૃથ્વીરૂપી કાયાવાળા.

૨. દુઃખથી નાસીને દૂર ભાગી શકે તેવા જંગમ જીવો.

૩. નિંદા પોતાની સાખે, અને ગર્હા બીજાની સાખે-(ટીકા).

૪. ગ્રહણ કરેલાં વ્રતો જીવનમાં ઊંડાં ઊતરે, તે માટે દરેક વ્રતને અનુકૂળ થઈ પડે તેવી કેટલીક પ્રવૃત્તિઓ સ્થૂળ દૃષ્ટિએ ગણાવવામાં આવી છે, તે ભાવના નામે પ્રસિદ્ધ છે.

૫. ચાર હાથ આગળ નજર રાખીને.

૪. તે નિર્ગ્રંથ વસ્તુમાત્રને બરાબર જોઈ-તપાસી-સાફ કરીને લે કે મૂકે, જેથી જીવજંતુની હિંસા ન થાય.

૫. તે નિર્ગ્રંથ પોતાનાં અન્નપાન પણ જોઈ-તપાસી ઉપયોગમાં લે, જેથી જીવજંતુની હિંસા ન થાય.

આટલું કરે, તો તે મહાવ્રત શરીરથી બરાબર સ્વીકાર્યું, પાળ્યું, અમલમાં મૂક્યું, કે જિનોની આજ્ઞા પ્રમાણે અનુસર્યું કહેવાય.

**બીજું મહાવ્રત :** હું સર્વ પ્રકારના જૂઠરૂપ વાણીદોષનો યાવજ્જીવન ત્યાગ કરું છું. ક્રોધથી, લોભથી કે હાસ્યથી હું મન-વાણી-કાયાથી અસત્ય નહીં આચરું, બીજા પાસે નહીં આચરાવું, કે કોઈ આચરતા હશે તેને અનુમતિ નહીં આપું. (બાકીનું બધું પહેલા વ્રત પ્રમાણે.)

તે મહાવ્રતની આ પ્રમાણે પાંચ ભાવનાઓ છે.

૧. તે નિર્ગ્રંથે સોચ-વિચાર કરીને બોલવું. જેથી વગર વિચાર્યું જૂઠ બોલી ન જવાય.

૨. તે નિર્ગ્રંથ ગુસ્સાનો ત્યાગ કરે, જેથી ગુસ્સામાં આવી જઈ જૂઠ ન બોલી જવાય.

૩. તે નિર્ગ્રંથ લોભનો ત્યાગ કરે, જેથી લોભમાં તણાઈ જૂઠું ન બોલી જવાય.

૪. તે નિર્ગ્રંથ ભયનો ત્યાગ કરે. જેથી ભયના માર્યા જૂઠ બોલી ન જવાય.

૫. તે નિર્ગ્રંથ હાસ્યનો ત્યાગ કરે, જેથી હાસ્ય-ટીખળમાં જૂઠ બોલી ન જવાય.

આટલું કરે. તો તે મહાવ્રત બરાબર સ્વીકાર્યું કે આચર્યું કહેવાય (વગેરે ઉપર મુજબ).

**ત્રીજું મહાવ્રત :** હું સર્વ પ્રકારની ચોરીનો યાવજ્જીવન ત્યાગ કરું છું. ગામ, નગર કે અરણ્યમાં થોડું યા ઘણું, નાનું યા મોટું. સચિત્ત કે અચિત્ત એવું કશું જ હું બીજાએ આપ્યા

વિના ઉઠાવી નહીં લઉં, બીજા પાસે નહીં લેવરાવું, કે કોઈ લેતો હશે તેને અનુમતિ નહીં આપું (વગેરે ઉપર મુજબ.)

તે મહાવ્રતની આ પ્રમાણે પાંચ ભાવનાઓ છે.

૧. તે નિર્ગ્રંથ વિચાર કરીને મિત પ્રમાણમાં વસ્તુઓ માગે.

૨. તે નિર્ગ્રંથ માગી આણેલ અન્નપાનાદિ આચાર્યાદિકને જણાવીને તેમની પરવાનગીથી ખાય.

૩. તે નિર્ગ્રંથ પ્રમાણ (કાળ-ક્ષેત્રની હદ) બાંધીને વસ્તુઓ માગે.

૪. તે નિર્ગ્રંથ વારંવાર તે પ્રમાણ નક્કી કરતો જાય.

૫. તે નિર્ગ્રંથ સાધર્મિકોની બાબતમાં[1] પણ વિચારીને તથા મિત પ્રમાણમાં જ વસ્તુઓ માગે.

આટલું કરે, તો તે મહાવ્રત બરાબર આચર્યું કહેવાય.

**ચોથુ મહાવ્રત**: હું સર્વ પ્રકારના મૈથુનનો યાવજ્જીવન ત્યાગ કરું છું. હું દેવ-મનુષ્ય-તિર્યંચ સંબંધી મૈથુન જાતે નહીં સેવું, બીજા પાસે નહીં સેવરાવું, કે કોઈ સેવતો હશે તેને અનુમતિ નહીં આપું (વગેરે ઉપર મુજબ.)

તે મહાવ્રતની આ પ્રમાણે પાંચ ભાવનાઓ છે:

૧. તે નિર્ગ્રંથ વારંવાર સ્ત્રી સંબંધી વાતો ન કરે. કારણ કે તેમ કરતાં ચિત્તની શાંતિનો ભંગ થાય, અને કેવળીએ ઉપદેશેલા ધર્મથી ભ્રષ્ટ થવાય.

૨. તે નિર્ગ્રંથ સ્ત્રીઓના મનોહર અવયવો જુએ કે ચિંતવે નહિ.

૩. તે નિર્ગ્રંથ સ્ત્રી સાથે પહેલાં કરેલી કામક્રીડા યાદ ન કરે.

૪. તે નિર્ગ્રંથ પ્રમાણથી વધારે તેમજ કામોદ્દીપક અન્નપાન ન સેવે.

૧. તેમને માટે કે તેમના પાસેથી.

૫. તે નિર્ગ્રંથ સ્ત્રી-માદાપશુ-નપુંસકથી સેવાયેલ આસન કે શયન ન વાપરે.

આટલું કરે તો તે મહાવ્રત બરાબર આચર્યું કહેવાય.

**પાંચમું મહાવ્રત :** હું સર્વ પ્રકારના પરિગ્રહનો[1] [ અર્થાત્ આસક્તિનો ] યાવજ્જીવન ત્યાગ કરું છું. હું થોડી યા ઘણી, નાની યા મોટી, સચિત્ત કે અચિત્ત એવી કોઈ વસ્તુમાં પરિગ્રહ-બુદ્ધિ નહિ રાખું ( વગેરે ઉપર મુજબ. )

તે મહાવ્રતની આ પ્રમાણે પાંચ ભાવનાઓ છે.

૧. તે નિર્ગ્રંથ કાનથી મનોહર શબ્દો સાંભળી તેમાં આસક્તિ, રાગ કે મોહ ન કરે. તેમજ ન ગમતા શબ્દો સાંભળી દ્વેષ ન કરે. કારણ કે, તેમ કરવાથી ચિત્તની શાંતિનો ભેદ થાય, અને કેવળીએ ઉપદેશેલા ધર્મથી ભ્રષ્ટ થવાય.

કહ્યું છે કે : કાનમાં શબ્દ પડતા અટકાવવા શક્ય નથી; પરંતુ, તેમાં જે રાગદ્વેષ, તે ભિક્ષુએ ત્યાગવા.

૨. તે નિર્ગ્રંથ આંખથી ગમતાં કે ન ગમતાં રૂપો દેખી તેમાં આસક્તિ કે દ્વેષ ન કરે.

કહ્યું છે કે : આંખે રૂપ ચડતાં અટકાવવાં શક્ય નથી; પરંતુ તેમાં જે રાગદ્વેષ, તે ભિક્ષુએ ત્યાગવા.

૩. તે નિર્ગ્રંથ નાકથી ગમતા કે ન ગમતા ગંધ સૂંઘી તેમાં આસક્તિ કે દ્વેષ ન કરે.

કહ્યું છે કે, નાકે ગંધ આવતા અટકાવવા શક્ય નથી; પરંતુ તેમાં જે રાગદ્વેષ, તે ભિક્ષુએ ત્યાગવા.

૪. તે નિર્ગ્રંથ જીભથી ગમતા કે ન ગમતા સ્વાદ ચાખી તેમાં આસક્તિ કે દ્વેષ ન કરે.

કહ્યું છે કે : જીભે સ્વાદ આવતાં અટકાવવા શક્ય નથી; પરંતુ તેમાં જે રાગદ્વેષ, તે ભિક્ષુએ ત્યાગવા.

---

૧. પરિગ્રહ એટલે પદાર્થોમાં રાગબુદ્ધિ કે દ્વેષબુદ્ધિ. જુઓ આગળ આવતા શ્લોકોની કડીઓ.

૫. તે નિર્ગ્રંથ ગમતા કે ન ગમતા સ્પર્શ અનુભવી તેમાં આસક્તિ કે દ્વેષ ન કરે.

કહ્યું છે કે: ચામડીથી સ્પર્શ થતો અટકાવવો શક્ય નથી; પરંતુ તેમાં જે રાગદ્વેષ તે ભિક્ષુએ ત્યાગવા.

આટલું કરે, તો તે મહાવ્રત બરાબર આચર્યું કહેવાય.

આ પાંચ મહાવ્રતો અને તેમની પચ્ચીસ ભાવનાઓથી યુક્ત એવો ભિક્ષુ શાસ્ત્ર-આચાર-અને માર્ગ અનુસાર તેમને બરાબર પાળી, જ્ઞાનીઓની આજ્ઞાનો આરાધક એવો સાચો ભિક્ષુ બને છે."

"કેમ ચાલવું, કેમ ઊભા રહેવું, કેમ બેસવું, કેમ સૂવું, કેમ ખાવું, અને કેમ બોલવું, કે જેથી પાપકર્મ ન બંધાય, અને તેનું કડવું ફળ ભોગવવું ન પડે?"

"ધ્યાનપૂર્વક ચાલવું, ધ્યાનપૂર્વક ઊભા રહેવું, ધ્યાનપૂર્વક બેસવું, ધ્યાનપૂર્વક ખાવું, અને ધ્યાનપૂર્વક બોલવું. તો જ પાપકર્મ ન બંધાય.

"સર્વ જીવોને પોતાની બરાબર ગણનારા અને જોનારા, તથા ઇંદ્રિયનિગ્રહી રહીને હિંસાદિ પાપકર્મ ન આચરનારા મનુષ્યને પાપકર્મ બંધાતું નથી.

"પ્રથમ જ્ઞાન, અને પછી દયા. જે અજ્ઞાની છે, તે શું આચરે, તથા હિત-અહિત કેમ કરીને જાણે? જ્ઞાની પાસેથી સાંભળીને જ કલ્યાણ શું છે, તથા પાપ શું છે, તે જાણી શકાય છે. તે બંનેને જ્ઞાની પાસેથી જાણીને, જે કલ્યાણ હોય તે આચરવું.

"જીવ કોણ છે, અને અજીવ કોણ છે, એ જે નથી જાણતો, તે સંયમને (મોક્ષમાર્ગને) ક્યાંથી જાણવાનો હતો? જેને જીવ તથા અજીવનું જ્ઞાન છે, તે જ સંયમને જાણી શકે છે. કારણ કે, જ્યારે જીવ અને અજીવ એ બંને તત્ત્વોને

જાણે છે, ત્યારે સર્વ જીવોની (પોતપોતાનાં કર્મને અનુરૂપ) અનેકવિધ ગતિને જાણે છે. જ્યારે જીવોની અનેકવિધ ગતિને જાણે છે, ત્યારે તેના કારણરૂપ પુણ્ય-પાપને, તેમજ બંધ-મોક્ષને પણ જાણે છે. જ્યારે પુણ્ય-પાપ તેમજ બંધ-મોક્ષને જાણે છે, ત્યારે તેને દૈવી તેમજ માનુષી ભોગોમાંથી નિર્વેદ (વૈરાગ્ય) પ્રાપ્ત થાય છે. જ્યારે તે દૈવી તેમજ માનુષી ભોગોમાંથી વિરક્ત થાય છે, ત્યારે તેમનો આંતર-બાહ્ય સંબંધ છોડી દે છે, તથા માથું મૂંડાવી, ઘરબાર વિનાનો સાધુ થાય છે. જ્યારે માથું મૂંડાવી, ઘરબાર વિનાનો સાધુ થાય છે, ત્યારે પાપકર્મોને રોકી, ઉત્તમ ધર્મનું સેવન કરે છે, તથા અજ્ઞાનથી એકઠી કરેલી કર્મરૂપી રજને ખંખેરી નાખે છે. જ્યારે અજ્ઞાનથી એકઠી કરેલી કર્મરજ ખંખેરી નાખે છે, ત્યારે તેને સર્વવિષયક કેવળ-જ્ઞાન-દર્શન પ્રાપ્ત થાય છે. જ્યારે તેને સર્વવિષયક કેવળ-જ્ઞાન-દર્શન પ્રાપ્ત થાય છે. ત્યારે તે કેવલજ્ઞાની-જિન લોક તેમજ અલોકનું સાચું સ્વરૂપ જાણી શકે છે. જ્યારે તે લોક તેમજ અલોકનું સાચું સ્વરૂપ જાણી શકે છે, ત્યારે તે પોતાના મન-વાણી-કાયાના વ્યાપારોનો નિરોધ કરી, શૈલ જેવી નિશ્ચળ 'શૈલેશી' દશા પ્રાપ્ત કરે છે. જ્યારે તે શૈલ જેવી નિશ્ચળ શૈલેશી દશા પ્રાપ્ત કરે છે, ત્યારે બાકીનાં સર્વ કર્મોનો[1] ક્ષય કરી, નિરંજન બની, લોકની ટોચ ઉપર જવારૂપી 'સિદ્ધિ' ગતિ પ્રાપ્ત કરે છે. અને જ્યારે તે લોકની ટોચ ઉપર જવારૂપી 'સિદ્ધિ' ગતિ પ્રાપ્ત કરે છે, ત્યારે તે લોકના માથા ઉપર જઈ,[2] શાશ્વત સિદ્ધ બને છે."

શરૂઆતમાં જણાવ્યું હતું તેમ, મહાવીરનો પ્રથમ ઉપદેશ આમ બે કટકે થઈને પણ સંઘરાઈ રહ્યો છે, એ એક પ્રકારનું

---

૧. ઉપર પાન ૨૦૨ માં જણાવેલાં અઘાતી કર્મો. વધુ માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક પા. ૧૯૨-૩.

૨. ત્યાં સિદ્ધ આત્માઓનું સ્થાન છે.

સદ્ભાગ્ય છે. કારણ કે, કોઈ પણ જુદી પરિભાષાની કર્કશતા વિના તથા વિચિત્ર દાર્શનિક વાદોની ગૂંચ-જાળ વિના સ્પષ્ટ સરળ શબ્દોમાં આપણને તેનાથી મહાવીરને ધર્મમાર્ગ સમજવાની કૂંચી મળી જાય છે. જગતના વિવિધ પદાર્થો ઉપર વૈરાગ્ય પ્રાપ્ત થયા પછીનાં પદો તો લગભગ હિંદુ-બૌદ્ધ-જૈન ત્રણે માર્ગોમાં સમાન છે. માત્ર શરૂઆતનું પદ ક્યાંથી શરૂ કરવું, એમાં જ જુદા જુદા માર્ગપ્રવર્તકની ખાસિયત હોય છે. બુદ્ધે જગતમાં તૃષ્ણાથી પરિણમતા દુઃખના દર્શનથી પોતાના માર્ગની વિચારસરણી શરૂ કરી. અને મહાવીરે પોતપોતાનાં કામસુખોમાં મૂઢ બની બધા લોકો જે અપાર જીવહિંસા આચરે છે, અને એ રીતે પાપબંધન વડે પોતાનું અકલ્યાણ કરે છે, તેના દર્શનથી પોતાના માર્ગની શરૂઆત કરી. બુદ્ધ કહે છે, આ દુઃખ છે, તેમાંથી હું મુક્ત કેમ થાઉં? મહાવીર કહે છે, મારા સુખભોગોથી અનેક જીવોની હિંસા થાય છે, તેમાંથી હું મુક્ત કેમ કરીને થાઉં? બુદ્ધે પોતાના પ્રશ્નનો જવાબ આપ્યો કે, તૃષ્ણાનો નિરોધ થાય તો જ તેના પરિણામે આવતાં દુઃખ દૂર થાય. મહાવીરે પોતાના પ્રશ્નનો જવાબ આપ્યો, મારા સુખભોગથી બીજા જીવોને દુઃખ થતું હોય, તો મારે કોઈ જીવને દુઃખ ન થાય તે જાતનું સુખ શોધવું જોઈએ, અને તેને માટે જીવ-અજીવ તત્ત્વોનું સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ, જેથી મારા સુખભોગ કઈ કઈ રીતે કયા જીવોની હિંસામાં પરિણમે છે, એ મને સમજાય; એ જીવહિંસાને કારણે પ્રાપ્ત થતા કર્મબંધનથી હું આગામી દુઃખથી જાતે કેવી રીતે ઊભાં કરું છું તે પણ સમજાય; તેમ જ સાચું સુખ —પેલા વિષયસુખ કરતાં તુલનામાં પણ અપાર તથા ઉત્તમ એવું સુખ—મારા પોતાના આત્માનું સહજ સ્વરૂપ પ્રાપ્ત કરવા વડે જ કેવી રીતે પ્રાપ્ત થઈ શકે એમ છે, તે પણ સમજાય. એ રીતે જૈન માર્ગ આદ્યંત જ્ઞાનમાર્ગ છે. તેની શરૂઆત પણ જીવ-અજીવના તેમ જ વાસ્તવિક આત્મસુખના (ગુરુ પાસેથી મેળવેલા) જ્ઞાનથી થાય છે, અને તેનો અંત પણ કેવલ-જ્ઞાન-દર્શનથી પ્રાપ્ત થતા લોક તેમ જ અલોકના સાચા સ્વરૂપને અંતે મન-વાણી-કાયાના વ્યાપારોના નિરોધપૂર્વક પ્રાપ્ત કરાતી આત્માની સહજ શૈલેશી દશામાં જ આવે છે.

## ૫. તીર્થંકરના અતિશયો

મહાવીર હવે તીર્થંકર તરીકે વિહાર કરવા લાગ્યા. જૈન ગ્રંથોમાં તીર્થંકરોની વિભૂતિનું વર્ણન ઝીણવટથી કરવામાં કરવામાં આવ્યું છે. તે સમજવાથી મહાવીરની કેવી પ્રતિભા હવે પછીની જીવનકથામાં ઝળકી આવવાની છે, તેનો પણ ખ્યાલ આવે છે. સામાન્ય કેવળજ્ઞાનીમાં અને તીર્થંકર થનાર કેવળજ્ઞાનીમાં થોડોક ફેર છે. તીર્થંકરને તેમનાં પૂર્વકર્મને બળે કેટલાક 'અતિશયો' પ્રાપ્ત થાય છે. 'અતિશય' એટલે ગુણની પરાકાષ્ઠા — અસાધારણ ગુણ. તીર્થંકર સિવાય બીજા કોઈમાં તે હોય જ નહીં. તે તેમની પૂર્વની પુણ્યપ્રકૃતિનું ફળ છે. સામાન્ય સિદ્ધિઓ — અથવા ચમત્કારો કરવાની શક્તિઓ તો અમુક પ્રકારનાં તપ કરનારને પણ પ્રાપ્ત થાય છે. જૈન પરિભાષામાં તેમને 'લબ્ધિ' કહેવામાં આવે છે. તે જેવી કે: રોગ મટાડવાની શક્તિ, પાંચ ઇંદ્રિયના વિષય ગમે તે એક ઇંદ્રિયથી ભોગવવાની શક્તિ, દૂર દૂરનાં સ્થળો સુધી ઝટ જઈ પહોંચવાની શક્તિ, આકાશમાં - જળ ઉપર - અગ્નિમાં કે ધૂમાડો-કિરણો-વાયુ-ઝાકળ-મેઘ વગેરેનું અવલંબન કરી જવા-આવવાની શક્તિ, સામાને બાળી નાખવાની કે તેવી શક્તિને શાંત કરવાની શક્તિ, શરીરને નાનું-મોટું કે હલકું-ભારે કરવાની શક્તિ, તથા વશીકરણ-અંતર્ધાન-કામરૂપીપણું વગેરેની શક્તિ.

આ બધી લબ્ધિઓ તીર્થંકરને પણ જન્મથી જ પ્રાપ્ત હોય છે. પરંતુ માત્ર તીર્થંકરને જ પ્રાપ્ત થઈ શકે એવા અતિશયો[1] એ લબ્ધિઓથી જુદી જ વસ્તુ છે. આ ચોત્રીસ

૧. જે ચોત્રીસ અતિશયો તીર્થંકરને પ્રાપ્ત થતા મનાય છે, તેમાં સ્વરૂપવાન દેહ, સુગંધી શ્વાસોચ્છ્વાસ, ગાયના દૂધ જેવાં ઉજ્જ્વલ રુધિર-માંસ, અને તેમના આહારનું ચર્મચક્ષુથી અગોચરપણું એવા ચાર અતિશયો તેમને જન્મથી જ સિદ્ધ હોય છે. કેવળજ્ઞાન પ્રાપ્ત થયા બાદ તેમને બીજા અગિયાર અતિશયો પ્રાપ્ત થાય

અતિશયોની વિગતોનું આપણે કશું પ્રયોજન નથી. પરંતુ તે ચોત્રીસ ઉપરાંત અપેક્ષાથી બીજા ચાર અતિશયો જુદા ગણાવવામાં આવે છે. તે અતિશયો તીર્થંકરનું સ્વરૂપ સમજવા માટે અગત્યના છે. તીર્થંકર થનાર – લોકોનો ઉપદેશક નેતા

---

છે: જેમકે તે જ્યાં ઉપદેશ આપે, તે સ્થાનમાં અસંખ્ય લોકો સમાઈ શકે; તે અર્ધમાગધી ભાષામાં બોલે, પણ સર્વ પ્રાણીઓને પોતપોતાની ભાષામાં તે ઉપદેશ સમજાય; તેમના મસ્તક પાછળ સૂર્યબિંબ જેવું ભામંડળ હોય; તે જે સ્થળમાં વર્તતા હોય ત્યાં સર્વ દિશાઓમાં પચીસ પચીસ યોજન અને ઊંચે–નીચે સાડાબાર સાડાબાર યોજન સુધી પ્રથમ થયેલા જ્વરાદિક રોગો નાશ પામે, અને નવા ઉત્પન્ન ન થાય; પ્રાણીઓ વચ્ચેનાં સ્વાભાવિક કે પૂર્વ-જન્મનાં વેર શમી જાય; તીડ–સૂડા–ઉંદર વગેરે જીવજંતુઓના ઉપદ્રવ ન થાય; મહામારી–ઉત્પાત–અકાલમૃત્યુ ન થાય; અતિવૃષ્ટિ –અનાવૃષ્ટિ ન થાય; દુકાળ ન પડે; લશ્કરનાં હુલ્લડ કે પરરાજ્ય સાથે સંગ્રામાદિનો ભય ટળે. બાકીના ૧૯ અતિશયો દેવતાઓ તીર્થંકરની આસપાસ કરે છે. જેમકે, તીર્થંકરની આગળ આગળ ધર્મચક્ર ફેરવવું, બંને બાજુ શ્વેત ચામર ચલાવવાં, સ્ફટિકનું સિંહાસન સાથે રાખવું, મસ્તક ઉપર ત્રણ છત્ર રાખવાં, રત્નમય ધ્વજ ફરકતો રાખવો, ભગવાન પગ મૂકવાના હોય ત્યાં સુવર્ણ-કમળ ખડાં કરવાં, તે જ્યાં ઉપદેશ આપે તેની આસપાસ મણિ–સુવર્ણ–રૂપાના ગઢ રચી દેવા, પ્રભુનું મુખ એક જ દિશામાં હોય છતાં ચારે દિશામાં બતાવવું, તે જ્યાં સ્થાન કરે ત્યાં અશોકવૃક્ષ ખડું કરી દેવું, માર્ગના કાંટાઓનાં મુખ નીચાં કરી દેવાં, આસ-પાસનાં વૃક્ષોને નીચે નમાવી પ્રણામ કરાવવા, દેવદુંદુભી વગાડયા કરવાં, પવનવડે કચરો સાફ કરાવવો, મોર–પોપટ વગેરે પક્ષીઓ દ્વારા પ્રદક્ષિણા કરાવવી, ધૂળ શમાવવા ગંધોદકની વૃષ્ટિ કરવી, પછી તેના ઉપર પુષ્પવૃષ્ટિ કરવી, તીર્થંકરનાં કેશ–દાઢી–મૂછ તથા હાથ–પગના નખ વધવા ન દેવા, તેમની તહેનાતમાં ઓછામાં ઓછા કરોડ દેવોએ રહેવું, તથા આસપાસ સર્વ ઋતુઓની સમૃદ્ધિ એક સાથે પ્રગટ કરવી.]

થનાર-માં એ ગુણો અવશ્ય હોવા જોઈએ, એ તરત જ દેખાઈ આવે તેવું છે.

૧. જ્ઞાનાતિશય- સર્વ સત્ વસ્તુઓનું કેવળજ્ઞાન.

૨. વચનાતિશય - સંસ્કારવાન, ઉદાત્ત, અગ્રામ્ય, મેઘ ગંભીર, પ્રતિધ્વનિયુક્ત, દાક્ષિણ્યયુક્ત, રાગયુક્ત, મહાર્થયુક્ત પૂર્વાપરવિરોધ રહિત, શિષ્ટ, સંશયરહિત, બીજો માણસ દૂષણ ન દઈ શકે તેવી, હૃદયંગમ, અરસપરસ પદ તથા વાક્યોના સાપેક્ષપણાવાળી, પ્રસંગોચિત, તત્ત્વનિષ્ઠ, અપ્રાસંગિ બાબતોના અતિ વિસ્તાર રહિત, આત્મશ્લાઘા અને પરનિંદ રહિત, અભિજાત, અતિસ્નિગ્ધ તથા મધુર, પ્રશસ્ય, બીજાના મર્મ વીંધે નહીં તેવી, ઉદાર, ધર્મ તેમ જ અર્થ સંયુક્ત વિભક્તિ-કાળ-વચન-લિંગ વગેરેના વિપર્યય રહિત, વિભ્રમાદિ રહિત, ચમત્કૃતિપૂર્ણ, ઉત્સુકતારહિત, અતિવિલંબરહિત, અને પ્રકારનાં વર્ણનની વિચિત્રતાયુક્ત, પ્રથમથી જ બીજાના વચન કરતાં જેમાં વિશેષતા રહેલી છે તેવી, સત્ત્વપ્રધાન વર્ણ-પદ-વાક્ય યથાર્થ સમજી શકાય તેવાં છૂટાં હોય તેવી કહેવા ધારેલો અર્થ પૂરો ન થાય ત્યાં સુધી તૂટક ન બનતી તેમ જ વક્તા અને શ્રોતાને કંટાળો-ખેદ ન થાય તેવી વાણી

૩. અપાયાગમાતિશય - એટલે કે ઉપદ્રવનિવારકતા.

૪. પૂજાતિશય - ત્રણ લોકના પૂજનીય હોવાપણું. જે જગતનાં તત્ત્વોનું સ્વરૂપજ્ઞાન છે, અને તેથી લોકોના ત્રિવિધ તાપ નિવારવાના ઉપાય જેની પાસે હોઈ, લોકોએ સેવવા-પૂજવા યોગ્ય છે, તથા પોતાની વસ્તુ બીજાને સમજાય તેવ સચોટ ભાષામાં કહેવાની જેની પાસે શક્તિ છે. તે ખરેખ 'લોકનાથ', 'લોકપ્રદીપ', 'ધર્મદાતા', 'ધર્મદેશક', 'ધર્મનાયક' 'ધર્મસારથિ', અને 'ધર્મચક્રવર્તી' કહાવાને યોગ્ય છે. લોકોને શરણરૂપ છે, દીપરૂપ છે, ત્રાણરૂપ છે, ગતિરૂપ છે, તથા પ્રતિષ્ઠા રૂપ છે. સર્વ ભયોને જીતનાર તે જિનને ફરી ફરી નમસ્કાર

# પરિશિષ્ટ

[બુદ્ધને બોધિ પ્રાપ્ત થઈ, ત્યાર બાદ તેમને લાગ્યું કે, જગતના સુખેશી લોકો મારો આ માર્ગ સાંભળશે નહીં તેમજ અનુસરશે નહીં. માટે મારે હવે એકાંતમાં મૌન ધારણ કરી રહેવું જ યોગ્ય થશે. તે વખતે બ્રહ્મદેવે આવી તેમને તેમના વિચારમાંથી કેવી રીતે ફેરવ્યા, તેની કથા નીચે ઉતારી છે.]

"બુદ્ધનો આ માનસિક વિચાર તત્ક્ષણ જ બ્રહ્મદેવે જાણ્યો અને તે મોટેથી બોલી ઊઠયા, 'અરેરે! જગતને મોટી હાનિ થાય છે! સમ્યક્ સંબુદ્ધનું મન ધર્મોપદેશ ભણી ન વળતાં એકાંતવાસના સુખ ભણી વળે છે!'

"ત્યારે બ્રહ્મદેવ તરત જ બુદ્ધ સમક્ષ પ્રગટ થયા અને હાથ જોડી બોલ્યા: 'હે બુદ્ધગુરુ! તારા અમૃતતુલ્ય ધર્મનો લોકોને ઉપદેશ કર. આ જગતમાં જેમનાં જ્ઞાન પર અજ્ઞાન-મળનાં પડ ઘટ્ટ બેઠાં નથી એવા પુષ્કળ જીવો છે. કેવળ તારાં ધર્મવાક્ય તેમના કાને ન પડવાથી તેમને ભારે હાનિ થાય છે. જો તું ઉપદેશ કરીશ, તો તેનું રહસ્ય જાણનાર ઘણા લોક આ જગતમાં મળી આવશે. પર્વતશિખર પર રહી જેમ આપણે નીચેના પ્રદેશમાં લોક તરફ જોઈએ છીએ, તેમ પ્રજ્ઞાના શિખર પર ચડી, તું આ જન્મજરાદિક દુઃખથી પીડિત થયેલા લોકો તરફ નિર્ભયપણે જો! હે શૂરવીર, માર સાથે યુદ્ધ કરી તેં જય મેળવ્યો છે. હે લોકનાયક, તું સર્વ ઋણમાંથી મુક્ત થયો છે. હવે લોકોમાં ફરીફરીને તું તારા ધર્મનો પ્રચાર કર. તારો ધર્મ સમજનારા ઘણા લોકો તને મળશે.'

"બુદ્ધે બ્રહ્મદેવની વિનંતિ માન્ય કરી અને પોતાના સદ્ધર્મનો પ્રથમ કોને ઉપદેશ કરવો એનો તે વિચાર કરવા લાગ્યો. આળારકાલામ તથા ઉદ્રક રામપુત્ર એ બે પૂર્વપરિચિત તપસ્વીઓ આ ધર્મનું રહસ્ય તરત સમજી શકશે એમ તેને લાગ્યું; પરંતુ તે બંને અત્યાર અગાઉ મરણ પામ્યા છે એ

વાત બુદ્ધે અંતર્જ્ઞાનથી જાણી. પછી તે મનમાં બોલ્યા, 'મારી સાથે જે પાંચ તપસ્વી રહેતા હતા, તે જ ધર્મ પ્રથમ શ્રવણ કરવાને યોગ્ય છે. હું જ્યારે તપશ્ચર્યા કરતો હતો ત્યારે તેમણે પુષ્કળ મદદ કરીને મને આભાર નીચે આણ્યો છે. પણ તે આ સમયે ક્યાં રહેતા હશે?'

"તે પાંચ તપસ્વી વારાણસી પાસે ઋષિપત્તન નામના ઉપવનમાં રહેતા હતા તે વાત દિવ્ય દૃષ્ટિએ જાણી લઈ, બુદ્ધ કાશીએ જવા માટે ઉરુવેલાથી નીકળ્યો.

"તેને આવતો જોઈ, તે પાંચ તપસ્વીઓએ આપસમાં નિશ્ચય કર્યો કે, પેલો યોગભ્રષ્ટ શ્રમણ ચાલ્યો આવે છે. આપણે કોઈ પણ રીતે તેનો આદરસત્કાર કરવો નહીં, પણ અહીં એક આસન માંડી રાખવું. એની ઇચ્છા હશે તો એ તેના પર બેસશે. પરંતુ જ્યારે બુદ્ધ આશ્રમના દ્વાર આગળ આવ્યા, ત્યારે તેમનો વિચાર આપોઆપ પડી ભાગ્યો. તેમનામાંના એક જણે બુદ્ધનું પાત્ર અને ચીવર (કંથા) પોતાના હાથમાં લઈ લીધાં, બીજાએ આસન તૈયાર કર્યું, અને બાકીનાઓએ પગ ધોવા માટે પાણી વગેરે આણી મૂક્યું. બુદ્ધ પગ ધોઈ પોતાને માટે માંડેલા આસન પર બેઠો. તપસ્વીઓએ તેને નામથી સંબોધન કરી કુશળસમાચાર પૂછ્યા.

"બુદ્ધ બોલ્યો, હે ભિક્ષુઓ, હું હવે અર્હંત, તથાગત, અને સમ્યક્ સંબુદ્ધ એવા સંબોધનને યોગ્ય થયો છું. તમે મારો ધર્મ લક્ષપૂર્વક સાંભળો, મારા અમૃત તુલ્ય ધર્મનું એકાગ્રતાથી મનન કરો. હું કહું છું તેમ તમે ચાલશો તો તેનું રહસ્ય સમજાઈ, તમારું બ્રહ્મચર્ય સાર્થક થશે.

"તપસ્વીઓ બોલ્યા, 'હે ગૌતમ! અમે જ્યારે તારી પાસે હતા, ત્યારે તીવ્ર તપશ્ચર્યા વડે પણ તેને મોક્ષમાર્ગનું જ્ઞાન થયું નહિ. હવે તો તું યોગભ્રષ્ટ થયો છે! તપશ્ચર્યાનો ત્યાગ કરીને

તું પેટ પાછળ પડ્યો, તો તને અમૃતતુલ્ય ધર્મનું જ્ઞાન કેવી રીતે થઈ શકે?

"બુદ્ધ બોલ્યો, 'હે ભિક્ષુઓ! આ પહેલાં મેં તમને કદી કહ્યું હતું કે, હું અર્હત, તથાગત અને સમ્યક્ સંબુદ્ધ થયો છું?'

"'ના.' તપસ્વીઓએ ઉત્તર આપ્યો.

"'તો પછી આજે હું જે કાંઈ કહું છું તેના પર તમારો વિશ્વાસ બેસવો જોઈએ. તમે એક વાર ધ્યાનપૂર્વક મારો ઉપદેશ સાંભળી લો.'

"ધીરે ધીરે તે પાંચ તપસ્વીઓનો વિશ્વાસ બુદ્ધના કહેવા ઉપર બેઠો અને તેઓ તેનો ઉપદેશ સાંભળવા તૈયાર થયા.

"ઉપદેશ સાંભળ્યા બાદ તે પાંચેને બુદ્ધના ધર્મોપદેશનું રહસ્ય સમજાયું, અને તેમણે બૌદ્ધધર્મની દીક્ષા પોતાને દેવાની તથાગતને વિનંતી કરી."

ઉપરની કથામાં આવતા બ્રહ્મદેવના રૂપકનો અર્થ કરતાં અ૰ ધર્માનંદ કોસંબી[1] જણાવે છે: 'મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા આ ચાર ભાવનાઓને બ્રહ્મવિહાર કહે છે. એ ઉપરથી એમ દેખાઈ આવે છે કે, બ્રહ્મદેવ એટલે એ ચારમાંથી એકાદ મનોવૃત્તિ હશે. માતા જેમ ધાવણા છોકરાનું મૈત્રીથી (પ્રેમથી) પાલન કરે છે, તે માંદું થાય ત્યારે કરુણાથી તેની સેવા કરે છે, પછી વિદ્યાભ્યાસાદિકમાં તે હોશિયાર થાય એટલે મુદિત અંતઃકરણથી તેને થાબડે છે, અને ત્યાર પછી જ્યારે તે સ્વતંત્રપણે જીવન શરૂ કરે અથવા માતાના મતથી વિરુદ્ધ રીતે વર્તવા લાગે, ત્યારે તેની ઉપેક્ષા કરે છે — કદી તેનો દ્વેષ કરતી નથી, અને તેને મદદ કરવા હંમેશ તૈયાર હોય છે — તે પ્રમાણે જ મહાત્માઓ આ ચાર શ્રેષ્ઠ મનો-

1. બુદ્ધચરિત, પા. ૨૩.

વૃત્તિઓથી પ્રેરિત થઈને, જનસમૂહનું કલ્યાણ કરવા તત્પર હોય છે. લોકો જે બ્રહ્મદેવને પિતામહ કહે છે, તે બીજું કોઈ નથી પણ આ ચાર મનોવૃત્તિઓની સાક્ષાત્ મૂર્તિ છે! ત્યારે હવે બુદ્ધ પાસે બ્રહ્મદેવ આવ્યા એટલે શું? એનો અર્થ એ છે કે, તેમના મનમાં આ ચાર મનોવૃત્તિઓ વિકાસ પામી. તેમના અંતઃકરણના અમર્યાદ પ્રેમથી, અગાધ કરુણાથી, સજ્જનો વિષેની મુદિતાથી અને તેમનું ન સંભાળનારાઓ ઉપર અથવા તો તેમના અકારણ શત્રુઓ ઉપર ઉપેક્ષાથી, તે સદ્ધર્મનો પ્રસાર કરવા પ્રવૃત્ત થયા.'

૯

# રાજગૃહમાં આગમન

ભગવાન મહાવીરે આપેલા પ્રથમ ઉપદેશથી ગૌતમ વગેરે ૧૧ પંડિતોએ ઘર-બારનો ત્યાગ કરી, ભગવાન પાસે જૈન માર્ગની દીક્ષા લીધી. તેમના શિષ્યોએ પણ જૈન માર્ગનું જ અવલંબન સ્વીકાર્યું. એટલે ભગવાને તે અગિયાર જણને પોત-પોતાના શિષ્ય-ગણના ગણ-ધર બનાવ્યા. એ જ પરિષદમાં શતાનીક રાજાને ઘેર રહેલી ચંદના પણ હાજર હતી. તેણે પણ દુઃખપૂર્ણ સંસાર ત્યજી, જૈનમાર્ગનું અવલંબન લેવાની ઇચ્છા કરવાથી, ભગવાને તેને દીક્ષા આપી; તથા તે પ્રસંગે બીજી જે કોઈ સ્ત્રીઓએ દીક્ષા લીધી, તેમની તેને 'પ્રવર્તિની' બનાવી.

આ સિવાયનાં જે સ્ત્રીપુરુષોએ ભગવાનનો ઉપદેશ સાંભળી, ભગવાનનું શરણ સ્વીકાર્યું, પરંતુ સંસારનો ત્યાગ કરી દીક્ષા લેવાની પોતાની તૈયારી ન હોવાથી સંસારવાસ કાયમ રાખ્યો, તેમનો પણ ભગવાને શ્રાવક અને શ્રાવિકા એવો વર્ગ સ્થાપી દીધો.

આ રીતે પ્રથમ ઉપદેશ વખતે જ ચતુર્વિધ સંઘની સ્થાપના ભગવાને કરી દીધી. સાધુ-સાધ્વી વર્ગ યોગ્ય નેતા-આચાર્યની દેખરેખ નીચે રહે, શ્રદ્ધાળુ ગૃહસ્થ-શ્રાવકવર્ગ દ્વારા તેનો યથોચિત નિર્વાહ થતો રહે, અને ગૃહસ્થવર્ગ એ સાધુ-સાધ્વી વર્ગને ભિક્ષાદિના દાન દ્વારા તેના પરિચયમાં રહી, પોતાની શ્રદ્ધાની અને આચારની બાબતમાં પરિપુષ્ટ થયા કરે, — એ તેનો ઉદ્દેશ હતો. એ વ્યવસ્થા બધા વર્ગોની સુરક્ષિતતાને માટે પણ જેમ આવશ્યક હતી, તેમ તેમની

અરસપરસ સંશુદ્ધિને માટે પણ આવશ્યક હતી, એ પરિણામે માલૂમ પણ પડ્યું છે.

અપાપા નગરીમાં ત્યાર પછી પણ કેટલાક દિવસ ભગવાન સ્થિર રહ્યા લાગે છે. ત્યાંનો વસવાટ પૂરો કરી ભગવાન ત્યાંથી રાજગૃહ નગરમાં આવ્યા. તે નગર તથા તેના રાજા વિષે પ્રથમ થોડું જાણીએ.

### ૧: શ્રેણિક બિંબિસાર

આપણે જે સમયની વાત કરીએ છીએ, તે સમયના અરસામાં એટલે કે, લગભગ ઈ. સ. પૂ. છઠ્ઠા સૈકાના અરસામાં, બાર્હદ્રથ રાજવંશનો – અર્થાત્ જરાસંધના બાપના વખતમાં [ એટલે કે લગભગ પાંચ-છ સૈકાં પહેલાં ] મગધમાં સ્થાપિત થયેલા રાજવંશનો – અંત આવ્યો. તે રાજવંશનો અંત કોણે કેવી રીતે આણ્યો એ કહી શકાતું નથી. પરંતુ થોડા સમય બાદ જ, એટલે કે બુદ્ધ-મહાવીરના સમયે મગધમાં[1] બિંબિસાર નામે પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો, એટલું આપણે ચોક્કસ જાણી શકીએ છીએ. અશ્વઘોષ પોતાના બુદ્ધચરિતમાં (૧૧-૨) તેને હર્યંક કુલનો કહે છે. મહાવંશ ( ગીગરનો અનુવાદ - પા. ૧૨ ) માં જણાવ્યું છે કે, બિંબિસાર ૧૫ વર્ષનો હતો, ત્યારે તેનો તેના પિતાએ રાજ્યાભિષેક કર્યો હતો. તેણે પાસેના અંગ દેશ ઉપર ચડાઈ કરી તેના રાજાને મારી નાખ્યો, તથા તેના દેશને મગધમાં જોડી દીધો.[2]

---

૧ મગધની રાજધાનીનું જૂનું નામ ગિરિવ્રજ, વસુમતી કે કુશાગ્રપુર પણ હતું.

૨. એમ જણાય છે કે, અંગદેશના રાજા બ્રહ્મદત્તે બિંબિસારના પિતા ભટ્ટિયને હરાવ્યો. તિબેટી પરંપરામાં તેનું નામ મહાપદ્મ હોય એમ લાગે છે. બદલામાં બિંબિસારે અંગદેશ ઉપર ચડાઈ કરી બ્રહ્મદત્તને મારી નાખ્યો, અને પોતે ચંપામાં પોતાના પિતાના પ્રતિનિધિ તરીકે રહ્યો. પછી પિતાનું મૃત્યુ થતાં તે રાજગૃહ ચાલ્યો આવ્યો.

બિંબિસાર લગ્નસંબંધથી મદ્ર, કોશલ, અને વૈશાલીનાં રાજકુલો સાથે જોડાયો હતો. કોશલ દેશના રાજા પસેનદિ (પ્રસેનજિત)ની બહેન કોસલદેવી બિંબિસાર વેરે પરણાવવામાં આવી હતી; તેમ જ વૈશાલીના ગણ-રાજા ચેટકની પુત્રી ચેલ્લણા પણ બિંબિસારની રાણી હતી. તે ઉપરાંત બિંબિસારની મદ્રા રાણીના ઉલ્લેખ ઉપરથી કોઈ મદ્ર રાજકન્યા પણ તેની રાણી હોય, એમ જણાય છે. બિંબિસારનો પુત્ર અજાતશત્રુ (કૂણિક) આ ત્રણ રાણીમાંથી કોનો પુત્ર હતો તે વિષે મતભેદ છે. કેટલાક બૌદ્ધ ગ્રંથો (જાતક નં. ૩૩૮, અને નં ૩૭૩) પ્રમાણે અજાતશત્રુ કોસલદેવીના પુત્ર, હતો; પરંતુ બીજા એક બૌદ્ધ ઉલ્લેખ[1] પ્રમાણે અજાતશત્રુની માનું નામ મદ્રા છે. બૌદ્ધ નિકાયગ્રંથો અજાતશત્રુને વેદેહિપુત્ત પણ કહે છે. પરંતુ કોસલ રાજાઓ ઘણીવાર 'વૈદેહ' પણ કહેવાય છે.[2] જૈન લેખકો ચેટકપુત્રી ચેલ્લણાને અજાતશત્રુની મા ઠરાવે છે. અને વૈશાલીના ગણરાજ્યમાં વિદેહ દેશનો સમાવેશ થતો હોવાથી, મહાવીર તેમજ અજાતશત્રુ બંને વૈદેહીપુત્ર કહેવાય પણ ખરા. આ સ્થિતિમાં અજાતશત્રુની માતા કોણ હતી, તે વિષે ચોક્કસ કાંઈ કહેવું અશક્ય છે.

અજાતશત્રુ પ્રથમ પોતાના પિતાના પ્રતિનિધિ તરીકે ચંપામાં રહેતો હોય તેમ લાગે છે, પછી, પિતાને મારીને તેણે આખું રાજ્ય કબજે કર્યું.

અજાતશત્રુએ બિંબિસારને મારી નાખ્યો, એટલે કોસલદેવી શોકની મારી મરી ગઈ. આથી કોસલદેવીના ભાઈ કોસલરાજ પસેનદિએ કોસલદેવીને લગ્ન પ્રસંગે સ્નાન-ચૂર્ણના ખર્ચ પેટે આપવામાં આવેલું કાશીનું એક ગામ — કે જેનો હકદાર હવે

૧. Kindred sayings પા. ૩૮.

૨. વૈદિક ઈન્ડેક્સ. પુ. ૧, પા. ૧૯૦, ૪૯૧: પર આત્નાર વૈદેહ પણ કહેવાય છે અને કૌસલ્ય પણ કહેવાય છે.

અજાતશત્રુ થાય — તે કબજે કર્યું. આને કારણે અજાતશત્રુ અને કોસલરાજ વચ્ચે લડાઈઓ ચાલી. તેમાં કોઈ વાર મામો જીતતો, તો કોઈ વાર ભાણેજ. છેવટે અજાતશત્રુ કેદ પકડાયો, પણ પ્રસેનજિતે તેને પોતાની પુત્રી વજિરા પરણાવી, તથા તેના સ્નાન-ચૂર્ણના ખર્ચ પેટે પેલું કાશીનું ગામ પાછું આપ્યું. વૈશાલીના રાજા ચેટક સાથે અજાતશત્રુને થયેલી લડાઈઓ, અને તેમાં થયેલી તેની જીત — વગેરેની કથા યથાસ્થાને આગળ આવશે. આ જ અરસામાં મગધરાજની વધતી જતી સત્તાને કારણે કહો કે ગમે તે કારણે કહો, હવે તેને અવંતીના રાજા ચંડપ્રદ્યોતના ગુસ્સાનો સામનો કરવાનો આવ્યો. મજ્ઝિમનિકાયમાં (૩-૭) એક ઉલ્લેખ એવો છે કે, ચંડપ્રદ્યોતના હુમલાના ભયથી અજાતશત્રુએ રાજગૃહનો કિલ્લો મજબૂત કરાવ્યો. એ હુમલો થયો હતો કે નહીં, તે કહી શકાતું નથી. અવંતીનું રાજ્ય જીતવાનું કામ અજાતશત્રુ માટે નહીં, પણ તેના વારસોને માટે સરજાયું હતું.

ઉપરનું વર્ણન જુદા જુદા જૈન-બૌદ્ધ ગ્રંથોમાં મળતા ઉલ્લેખો ઉપરથી તારવીને મૂક્યું છે. હવે બિંબસાર (શ્રેણિક) અને અજાતશત્રુ (કૂણિક)ની બાબતમાં જૈન કથાઓ શું કહે છે, તે જોઈએ.

કુશાગ્રપુર (રાજગૃહ)ના રાજા પ્રસેનજિતને ઘણા પુત્રો હતા. તેને વિચાર આવ્યો કે, આ બધામાંથી મારી પાછળ રાજગાદી મેળવવા કોણ લાયક છે, તેની હું પરીક્ષા કરું તેથી તેણે એક વાર બધાને સાથે જમવા બેસાડ્યા, અને જ્યારે તેઓ જમવા લાગ્યા ત્યારે તેણે કેટલાક વાઘ જેવા કૂતરાઓ તે તરફ છોડાવ્યા. કૂતરાઓને ધસી આવતા જોઈ, બીજા કુમારો તો તત્કાળ ઊઠીને ભાગી ગયા. પરંતુ, શ્રેણિકકુમાર તો તે ઊઠી ગયેલા કુમારોના થાળમાંથી થોડું થોડું તે કૂતરાઓને નાખતો બેસી રહ્યો, અને કૂતરાઓ તે ખાય તે દરમ્યાન પોતાનું ખાવાનું

ચાલુ રાખવા લાગ્યો. આ પ્રમાણે પોતે ધરાઈ રહ્યો, ત્યારે જ પોતાની જગાએથી ઊઠ્યો. આ જોઈ પ્રસેનજિત ઘણો રાજી થયો, અને તેની ખાતરી થઈ ગઈ કે, આ છોકરો ગમે તે ઉપાય વડે શત્રુઓની વચ્ચેથી પોતાનો માર્ગ કાઢી આખું રાજ્ય ભોગવશે.

બીજી એક વાર તેણે બધા કુમારોને લાડુ ભરેલા કરંડિયા તથા પાણી ભરેલા ઘડા મોં બંધ કરીને તથા મુદ્રા વડે સીલ કરીને આપ્યા, તથા જણાવ્યું કે, એ સીલ તોડ્યા વિના તમે તે લાડુ ખાઓ તથા પાણી પીઓ. બીજા કુમારો તો કાંઈ માર્ગ ન સૂઝવાથી ચાલ્યા ગયા; પરંતુ શ્રેણિકકુમારે કરંડિયો હલાવી-હલાવીને અંદરના લાડુનો ચૂરો કરવા માંડ્યો, તથા તે કરંડિયાની સળીઓનાં છિદ્રોમાંથી જેમ જેમ ગરતો ગયો, તેમ તેમ ખાવા માંડ્યો, તથા પાણીનો ઘડો નવો હોવાથી તેની નીચે ઝમતું પાણી રૂપાના વાસણમાં એકઠું થવા દઈ પી લીધું. રાજાને આ ઉપરથી તેની બુદ્ધિમત્તાની વિશેષ ખાતરી થઈ.

એક વખત કુશાગ્રનગરમાં વારંવાર અગ્નિનો ઉપદ્રવ થવા માંડ્યો. કંટાળીને રાજાએ ઘોષણા કરાવી કે, જેના ઘરમાંથી આગ શરૂ થશે, તેને નગરમાંથી બહાર કાઢી મૂકવામાં આવશે. એક વખત રાજાના રસોઈયાની બેદરકારીથી રાજાના મહેલમાં જ આગ શરૂ થઈ. તે વખતે રાજાએ પોતાના કુમારોને જણાવ્યું કે, જે કુમાર આ મહેલમાંથી જે વસ્તુ ઉપાડી જશે તે તેની થશે. બીજા કુમારોએ પોતપોતાને ગમતી મૂલ્યવાન તથા ભોગની ચીજો લીધી, ત્યારે શ્રેણિકકુમારે રાજાઓના દિગ્વિજયમાં મંગળરૂપ જયચિહ્ન મનાતું ભંભાવાદ્ય લીધું. રાજા તેની પસંદગી જોઈ ઘણો વિશેષ ખુશ થયો, અને તે વખતથી શ્રેણિકનું નામ ભંભાસાર પડ્યું. બૌદ્ધગ્રંથોમાં તેનું બિંબિસાર નામ છે, તે આને મળતું જ છે.

ત્યાર બાદ રાજા પોતે કરેલા હુકમ અનુસાર જાતે પણ નગર છોડી ચાલી નીકળ્યો, અને એક કોશ દૂર છાવણી નાખીને રહ્યો. કુશાગ્રપુરમાંથી ત્યાં આવ-જા કરતા લોકો તે છાવણીને (રાજાનું-ઘર) 'રાજગૃહ' કહેતા, તેથી ત્યાં વસેલું ગામ રાજગૃહ નામે પ્રસિદ્ધ થયું. પ્રસેનજિતે તેની આસપાસ ખાઈ, કિલ્લો વગેરે બંધાવી તેને બરાબર સુરક્ષિત પણ કર્યું.

રાજાને હવે નિશ્ચય થઈ ગયો હતો કે, બધા કુમારોમાં શ્રેણિક બુદ્ધિમાન હોવાથી, છેવટે તો રાજ્ય તેને જ હાથ જવાનું છે. પરંતુ, તેઓ અત્યારથી તેની બુદ્ધિમતાને કારણે કે પોતાના પક્ષપાતને કારણે તેને મારી ન નાખે તે સારુ, દેશોની વહેંચણી વખતે તેણે શ્રેણિકને કાંઈ પણ ન આપ્યું. આથી પોતાનું અપમાન થયેલું ગણી, શ્રેણિક દુભાઈને નગરમાંથી ચાલી નીકળ્યો, અને ફરતો ફરતો બેણાતટ નામના નગરમાં આવ્યો.

તે નગરમાં એ સમયે કોઈ મોટો ઉત્સવ ચાલતો હતો; તેથી ભદ્ર નામના શેઠની દુકાને ઘરાકોની ભારે ભીડ જામી હતી. પ્રસંગ જોઈ શ્રેણિક તરત શેઠની મદદે પડીકાં વાળવાને કામે લાગી ગયો, અને તેની વખતસર મળેલી મદદને કારણે શેઠ તે દિવસે ઘણું ધન કમાઈ શક્યા. દુકાન બંધ કરવાનો વખત થયો ત્યારે શેઠે શ્રેણિકને પૂછ્યું, તમે બહારગામના લાગો છો; તમે કયા પુણ્યવાન ગૃહસ્થના અતિથિ છો?

શ્રેણિકે જવાબ આપ્યો, 'હું તમારો જ અતિથિ છું.'

હવે આગલી રાતે શેઠને સ્વપ્ન આવ્યું હતું. તેમાં તેમણે પોતાની પુત્રી નંદાને યોગ્ય વર પોતાને મળી આવ્યો, એમ જોયું હતું. તે વર આ શ્રેણિક જ હશે એમ ધારી, તેમણે તેને પોતાને ઘેર લીધો, અને યોગ્ય પ્રસંગે પોતાની પુત્રીનું તેની સાથે લગ્ન કર્યું. શ્રેણિકે શેઠને પૂછ્યું, 'મારું કુળ વગેરે જાણ્યા વિના, શા માટે તમે તમારી પુત્રી મને આપો છો?' ત્યારે શેઠે જવાબ આપ્યો કે, તમારા ગુણોથી તમારા ઉચ્ચ

કુળ વિષે મને ખાતરી થઈ ગઈ છે. શ્રેણિક ત્યાર બાદ પોતાની નંદા ભાર્યા સાથે વિવિધ ભોગ ભોગવતો, તે શેઠને ત્યાં જ રહ્યો.

આ તરફ શ્રેણિકના પિતા પ્રસેનજિતને અકસ્માત રોગની પીડા થઈ આવી. તેથી ઘણા ખેદપૂર્વક તેણે પોતાના પ્રિયપુત્ર શ્રેણિકને શોધી લાવવા માણસો સાંઢો ઉપર દોડાવ્યા. શ્રેણિકને એ સાંઢોવાળા પાસેથી પિતાની આખરી માંદગીની ખબર મળતાં જ, તે તરત શેઠ તથા નંદાની રજા લઈ ચાલી નીકળ્યો. આગળ શું થાય છે તે જાણ્યા વિના પોતાનો સાચો પરિચય એ લોકોને આપવો એ તેણે યોગ્ય માન્યું નહીં, તેથી તેણે સગર્ભા નંદાને માત્ર આટલું જ લખી આપ્યું કે, 'જેમાં ઉજ્જવળ ભીંતો છે, તેવા રાજગૃહ નગરનો હું ગોપાળ છું.' તથા કહ્યું કે. આ લખાણ મારી પાસે મોકલીશ એટલે હું ગમે ત્યારે તને કે તારા સંતાનને ઓળખીશ. હાલમાં હું ભારે ધમાલમાં પડવાનો છું, એટલે તને યાદ કરી શકું કે મળી શકું તેવી સ્થિતિમાં ઘણો કાળ હોઈશ નહીં.

ભાગ્યવશાત્ પ્રસેનજિત રાજાને છેલ્લા દિવસોમાં શ્રેણિકનો ભેટો થયો, અને તેમણે તરત જ શ્રેણિકનો રાજ્યાભિષેક કર્યો.

## ૨ : અભયકુમાર

નંદાને સગર્ભાવસ્થામાં હાથી ઉપર ચડી પ્રાણીઓને દાન કરતાં કરતાં અભયદાન આપનારી થવાના કોડ થયા. રાજાની મદદથી શેઠે તે કોડ પૂરા પણ કર્યા. પછી યોગ્યકાળે પુત્રને જન્મ થતાં, શેઠે તેની માતાના દોહદ ઉપરથી તેનું નામ અભયકુમાર પાડ્યું. તે બહુ બુદ્ધિશાળી નીવડ્યો, અને નાનપણથી તેની ઊંડી સમજશક્તિ અને તીવ્ર બુદ્ધિશક્તિ બધાંની પ્રશંસાને પાત્ર બની.

એક વખત પોતાના બાળમિત્રોને મોંએ પોતાને પિતા છે કે નહીં તે વિષે કટાક્ષયુક્ત વેણ સાંભળતાં, તે ખિન્ન

થઈ માતા પાસે આવ્યો, અને પોતાના પિતા વિષે સાચી વાત પૂછવા લાગ્યો. નંદાએ તેને બધી વાત કહી, તથા જણાવ્યું કે. તે કોણ હતા. ક્યાંથી આવ્યા હતા, તે અમે કોઈ જાણતાં નથી. એક દિવસ તેમને શોધતા કોઈ ઊંટવાળા આવ્યા, તેમની સાથે તે ચાલ્યા ગયા, અને જતી વખતે મને માત્ર આટલી એંધાણી આપતા ગયા છે. એમ કહી તેણે પેલી ચિઠ્ઠી અભયકુમારને આપી. બુદ્ધિશાળી અભયકુમાર સમજી ગયો કે, આ ચિઠ્ઠીનો અર્થ, ' હું રાજગૃહનો રાજા છું ' એવો. થાય છે. તેથી તરત તે પોતાની માતાને લઈ પેલી ચિઠ્ઠી સાથે રાજગૃહ આવ્યો.

ત્યાં રાજા થયેલા શ્રેણિકે પોતાના પાંચસો મંત્રીઓમાં ખૂટતી એક જગા પૂરવા માટે કોઈ બુદ્ધિશાળી પુરુષની શોધ કરવા માંડી હતી. તેણે એક સૂકા કૂવામાં પોતાની વીંટી નાખી હતી. તથા જાહેર કર્યું હતું કે, કૂવાને કાંઠે ઊભો રહી, જે પુરુષ એ વીંટી બહાર કાઢશે તેને હું મારા મંત્રીઓનો પ્રમુખ બનાવીશ. કેટલાય લોકો એ જગાએ આવી, એ કાર્યને અશક્ય માની હાથ ઘસતા પાછા જતા હતા. તેવામાં અભયકુમાર પોતાની માને નગરબહાર યોગ્ય સ્થળે મૂકી નગરમાં ફરતો ફરતો ત્યાં આવ્યો. તેણે તરત કાંઠે ઊભા રહી છાણનો લચકો તે વીંટી ઉપર નાખ્યો. પછી તેના ઉપર સળગતો ઘાસનો પૂળો નાંખ્યો. એટલે વીંટી સાથે પેલો છાણનો લચકો સુકાઈને એક છાણું બની ગયો. પછી અભયકુમારે પાણીની એક નીક તે કૂવામાં વળાવી દીધી, એટલે કૂવામાં પાણી ઊંચું આવવાની સાથે પેલું છાણું પણ ઉપર આવ્યું. તરત તેણે તેમાંથી વીંટી કાઢી લીધી।

રાજાને આ ખબર મળતાં તેણે અભયકુમારને પોતાની પાસે તેડાવ્યો. તેને દેખતાંવેંત જ રાજાને વાત્સલ્યભર્યાં ઊમળકા આવવા લાગ્યા. બધી વાત પૂછીને જાણી લીધા બાદ

તેણે નંદાને ધામધૂમથી મહેલમાં તેડાવી અને અભયકુમારને પોતાની બહેન સુસેનાની પુત્રી વેરે પરણાવીને પોતાના મંત્રીઓનો પ્રમુખ બનાવ્યો.

## ૩ : અજાતશત્રુ - કૂણિક

વૈશાલીના ગણરાજા ચેટકને પૃથા નામની રાણીથી સાત પુત્રીઓ થઈ હતી. તેમાંથી પાંચ તો જુદા જુદા રાજાઓ વેરે પરણી ચૂકી હતી. માત્ર સુજ્યેષ્ઠા અને ચેલ્લણા એ બે કુંવારી હતી. [ જુઓ આગળ પા. ૭૭ ] એક વખત સુજ્યેષ્ઠાનું ચિત્ર જોવામાં આવતાં, તેના સ્વરૂપથી મોહિત થઈ, શ્રેણિકે પોતાની સાથે લગ્ન કરવા તેનું માગું કર્યું. પરંતુ ચેટકે તેને હલકા કુળનો ગણી, તેના માગાનો અસ્વીકાર કર્યો. આથી શ્રેણિક ઘણો ખિન્ન થઈ ગયો. પરંતુ અભયકુમારે પિતાને આશ્વાસન આપ્યું, અને અમુક યોજના નક્કી કરી તે છાને વેશે વૈશાલીમાં આવ્યો.

ત્યાં આવી તેણે કોઈ પણ રીતે દાસીઓ વગેરે દ્વારા શ્રેણિકરાજાનું સૌંદર્યપૂર્ણ ચિત્ર સુજ્યેષ્ઠાની નજરે પહોંચાડયું. સુજ્યેષ્ઠા પણ શ્રેણિક ઉપર આસક્ત થઈ. પછી અભયકુમારે ચેટકના અંતઃપુર સુધી એક સુરંગ ખોદાવી; અને સુજ્યેષ્ઠાને બધી વાતની ખબર આપીને તૈયાર રહેવા જણાવ્યું. યથાકાળે શ્રેણિક રાજા પોતાના ૩૨ અંગરક્ષકો[1] સહિત તે સુરંગમાં રથ લઈને આવ્યો. સુજ્યેષ્ઠા શ્રેણિકને જોઈ અત્યંત આનંદિત થઈ, પછી તે પોતાની પ્રિય બહેન ચેલ્લણાની રજા લેવા ગઈ. ત્યારે ચેલ્લણાએ જણાવ્યું કે, હું પણ તારી સાથે આવીશ, કારણ કે, હું તારા વિના એકલી રહી શકીશ નહીં. તેના આવા પ્રેમભર્યા આગ્રહને વશ થઈ, સુજ્યેષ્ઠા તેને લઈ સુરંગના દ્વાર પાસે આવી; પરંતુ અચાનક રત્નનો કરંડિયો લાવવાનું

---

૧. નાગરથિક તથા સુલસાના એક સાથે જન્મેલા ૩૨ પુત્રો.

યાદ આવતાં, તે ચેલ્લણાને રથમાં બેસાડી, મહેલમાં પાછી ગઈ. તે દરમ્યાન 'શત્રુના ઘરમાં લાંબો વખત રહેવું ઠીક નહીં' એવો પેલા બત્રીસ અંગરક્ષકોનો આગ્રહ જોઈ, તથા રથમાં કોઈ સ્ત્રીને બેઠેલી જોઈ, શ્રેણિકે તેને સુજ્યેષ્ઠા માનીને રથ હંકારી મૂક્યો. સુજ્યેષ્ઠા કરંડિયો લઈને સુરંગ આગળ આવી, તો પોતાની બહેન કે રથ કાંઈ મળે નહીં! પોતાનો મનોરથ આમ નિષ્ફળ થયેલો જાણી તેણે તરત બૂમો પાડી કે, 'દોડો, દોડો, મારી બહેન ચેલ્લણાનું હરણ થયું'. ચેટકનાં માણસો તરત સુરંગમાં દોડયાં. સુરંગમાં થયેલા યુદ્ધમાં શ્રેણિકના બત્રીસે અંગરક્ષકો કપાઈ ગયા. પરંતુ ત્યાં સુધીમાં શ્રેણિક સહીસલામત નીકળી ગયો.

માર્ગમાં ચેલ્લણાને શ્રેણિક તો સુજ્યેષ્ઠા કહીને જ બોલાવતો. છેવટે ચેલ્લણાએ તેને તેની ભૂલ જણાવી અને કહ્યું કે, હું તો સુજ્યેષ્ઠાની બહેન છું. સુજ્યેષ્ઠા તો તમારી ઉતાવળમાં પાછળ રહી ગઈ. પરંતુ ચેલ્લણાને પણ સુજ્યેષ્ઠા જેવી સ્વરૂપવાન તથા પોતા ઉપર આસક્ત જાણી, શ્રેણિક રાજાએ હર્ષપૂર્વક તેની સાથે લગ્ન કર્યું.

શ્રેણિક અથવા બિંબિસાર અત્યાર સુધી બુદ્ધનો ભક્ત તથા અનુયાયી હતો એમ કહી શકાય. બુદ્ધ ગૃહત્યાગ કરીને નિર્વાણનો માર્ગ શોધવા નીકળ્યા ત્યારથી જ તે તેમના પ્રત્યે આકર્ષાયો હતો એ વાત આગળ કહી દીધી છે. [પા. ૧૪૧] તથા બુદ્ધને જ્યારે તે માર્ગ પ્રાપ્ત થાય, ત્યારે તેમણે પોતાના રાજ્યમાં અવશ્ય આવવું એવું તેણે તેમની પાસેથી વચન લીધું હતું. તે મુજબ જ્યારે બુદ્ધ રાજગૃહમાં આવ્યા, ત્યારે તેણે તેમનો ભારે આદરસત્કાર કર્યો હતો, તથા તેમને તથા તેમના ભિક્ષુઓને એકાંતવાસ તરીકે અનુકૂળ થઈ પડશે એમ માની પોતાનું વેણુવન નામે ઉદ્યાન તેણે તેમને ભેટ કર્યું હતું. એ બધી કથા બૌદ્ધગ્રંથોમાં પ્રસિદ્ધ છે.

પરંતુ ચેલ્લણા સાથેના લગ્ન પછી તે જૈન ધર્મની અસર તળે આવ્યો. કારણ કે ચેલ્લણા તથા તેનો પિતા ચેટક વગેરે જૈન તીર્થંકર પાર્શ્વનાથનાં અનુયાયી હતાં. બિંબિસારે કાંઈ ઝટ ચેલ્લણાનું કહ્યું માની જૈન ધર્મ નહીં જ સ્વીકાર્યો હોય. બંને વચ્ચે બંને ધર્મના સાધુઓના સારા-નરસાપણા બાબત કડવી-મીઠી ચર્ચાઓ પણ થઈ હશે. પરંતુ એક વખત રાજા વિહારયાત્રાએ નીકળ્યો, તે દરમ્યાન મંડિકુક્ષિ ચૈત્યમાં તેનો એક સુકુમાર જૈન સાધુ સાથે ભેટો થયો. તેની સુખોચિત નાની અવસ્થા તથા સુંદર આકૃતિ, અને છતાં મુનિવેશ દેખી રાજાને અત્યંત કુતૂહલ થયું. તેણે તેને પૂછ્યું : 'હે આર્ય! તારી અવસ્થા તરુણ છે છતાં આ ભોગકાળમાં જ તું શા કારણથી પ્રવ્રજિત થયો છે?'

સાધુએ કહ્યું, 'મહારાજ! હું અનાથ છું; મારા ઉપર અનુકંપા રાખે તેવું કોઈ મને મળ્યું નહીં, તેથી હું સાધુ થયો છું.'

આ સાંભળી શ્રેણિક રાજા હસીને બોલ્યો :

'(ગુણ અને રૂપની) આટલી ઋદ્ધિ તારી પાસે હોવા છતાં, તું અનાથ હોય એમ કેમ બને? ભલે, હું તારો નાથ થાઉં છું. હવે સગાંસંબંધીથી યુક્ત થઈને તું ઉત્તમ એવા માનુષિક કામભોગો ભોગવ. કારણકે મનુષ્યપણું બહુ દુર્લભ છે.'

આ સાંભળી મુનિએ કહ્યું, 'હે રાજા! તું પોતે જ અનાથ છે; તો પછી બીજાનો નાથ શી રીતે થવાનો હતો?'

પોતે કોઈ દિવસ નહીં સાંભળેલું એવું તેનું વચન સાંભળી, નવાઈ પામી શ્રેણિક રાજા બોલ્યો. 'મારે ઘોડાઓ છે, હાથીઓ છે, મનુષ્યો છે, નગરો છે, અંતઃપુર છે, આજ્ઞા છે, તથા ઐશ્વર્ય છે. આમ સર્વ કામો પૂરા પાડનારી ઉત્તમ સંપદા મારી પાસે હોવા છતાં હું અનાથ કેમ કરીને કહેવાઉં?'

મુનિએ કહ્યું: 'હે રાજન! તું 'અનાથ' શબ્દનો અર્થ જાણતો નથી. માણસ કેમ કરીને અનાથ કહેવાય, તથા હું શા માટે સાધુ થયો, તે હું તને કહી સંભળાવું છું, તે તું સાંભળ.

'સુપ્રસિદ્ધ કૌશંબી નગરીમાં પુષ્કળ સંપત્તિવાળો મારો પિતા રહે છે. પહેલી વયમાં જ મને આકરી આંખની વેદના શરૂ થઈ, તથા મારે આખે શરીરે અતિશય દાહ ઊપડયો. શત્રુએ ક્રોધે ભરાઈ શરીરના મર્મસ્થાનમાં ભોંકેલું તીક્ષ્ણ શસ્ત્ર જેમ પીડા કરે, તેવી મારી આંખની વેદના હતી; તેમજ મારા બરડામાં, હૃદયમાં અને માથામાં ઘોર તથા વજ્ર જેવી કઠોર પીડા થતી હતી.

'મારા ઉપચાર માટે મારા પિતાએ સારામાં સારા વૈદ્યો તેડાવ્યા, તથા તેઓએ પોતાની સઘળી વિદ્યા ખરચીને મારી ચિકિત્સા કરી, પણ મને તેઓ દુઃખમાંથી મુક્ત કરી શક્યા નહીં – એ મારી અનાથતા છે.

'મારે માટે મારો પિતા પોતાનું બધું ધન આપી દેવા તૈયાર હતો, પરંતુ મને દુઃખમુક્ત કરી શક્યો નહીં – એ મારી અનાથતા છે.

'પુત્રશોકથી વ્યાકુળ મારી માતા, મારા પિતા તથા નાના ભાઈઓ, તથા મારી મોટી અને નાની બહેનો, મને મારા દુઃખમાંથી મુક્ત કરી શક્યાં નહીં – એ મારી અનાથતા છે.

'મારા ઉપર અનુરાગવાળી અને મને જ અનુસરનારી મારી પ્રિય પત્ની અન્નપાન, સ્નાન, ગંધમાલ્ય, અને વિલેપનનો ત્યાગ કરી અશ્રુપૂર્ણ નેત્રે મારી પાસે જ બેસી રહેતી; એક ક્ષણ પણ મારાથી અળગી થતી નહોતી. છતાં તે પણ મારા દુઃખમાંથી મને મુક્ત કરી શકી નહીં – એ મારી અનાથતા છે.

'ત્યારે મને વિચાર આવ્યો કે, અંત વિનાના આ સંસારમાં વારંવાર આવી વેદનાઓ અવશપણે ભોગવ્યા કરવી,

એ બહુ આકરું છે. માટે હું જો આ વિપુલ વેદનાથી એક વાર પણ છૂટો થાઉં, તો તરત બધાનો ત્યાગ કરી પ્રવ્રજ્યા લઉં, અને જન્મમરણના સંસારચક્રમાંથી મુક્તિ સાધું. આ વિચાર કરતો હું રાત્રે સૂઈ ગયો અને સવારે ઊઠ્યો, ત્યાં તો મારી બધી વેદના દૂર થઈ ગઈ. તેથી ગઈ કાલે જ મારાં સગાંવહાલાંની અનુજ્ઞાથી હું સાધુ થયો છું. હવે હું અનાથ મટી, મારો તેમજ બીજાં પણ સ્થાવર-જંગમ પ્રાણીઓનો નાથ થયો છું, એમ મને લાગે છે. કારણ કે આપણાં પોતાનાં સુખ અને દુઃખનો આપણો આત્મા જ કર્તા છે.'

આ પ્રમાણે તે ઉગ્ર સંયમશીલ મહામુનિએ વિસ્તારથી કહેલો ઉપદેશ સાંભળી રાજા શ્રેણિકે સંતુષ્ટ થઈ, અંજલિ જોડીને કહ્યું, 'હે મહર્ષિ! તમે અનાથપણું બરાબર કહી સંભળાવ્યું. તમારો જન્મ સફળ છે. તમે જ સાચા સનાથ છો તથા સબાંધવ છો; કારણ કે તમે જિનોત્તમના માર્ગમાં સ્થિત છો. હે સંયત! હું તમારી ક્ષમા માગું છું!'

રાજાઓમાં સિંહ તે રાજા, અનગારોમાં સિંહ તે મુનિની પરમ ભક્તિથી સ્તુતિ કરીને અંતઃપુર, પરિજન અને બંધુઓ સાથે વિમલ ચિત્તથી જૈનધર્મમાં અનુરક્ત થયો, અને રોમાંચિત થઈ, તેમની પ્રદક્ષિણા કરી, તથા માથા વડે તેમને અભિવંદન કરી, ત્યાંથી પાછો ફર્યો.

આ આખો પ્રસંગ ઉત્તરાધ્યયનના ૨૦ મા અધ્યયનમાં સંઘરાયો છે. રાજા શ્રેણિક જે પ્રસંગથી જિનધર્મનો પ્રગટપણે અનુયાયી થયો, તે પ્રસંગ એ રીતે સંઘરાય એ વાજબી છે; અને આપણે પણ તેનો તે જ અર્થ સ્વીકારવો જોઈએ.

સુજ્યેષ્ઠા પોતાના પ્રથમ સ્નેહમાં નિષ્ફળ જવાથી આજન્મ કુંવારી જ રહી; અને કેટલાક વખત બાદ મહાવીર પાસે દીક્ષા લઈ સાધ્વી થઈ, અને આર્યા ચંદનાની દેખરેખ હેઠળ જીવન વિતાવવા લાગી.

યથાકાળે ચેલ્લણાને ગર્ભ રહ્યો. સગર્ભાવસ્થામાં એક દિવસ ચેલ્લણાને પતિનું માંસ ખાવાનો દોહદ થયો. પોતાને થતા આવા દુષ્ટ દોહદ ઉપરથી ગર્ભમાં રહેલા સંતાનને ભવિષ્યમાં પતિ ઉપર સંકટ લાવનાર માની. ચેલ્લણા તે ગર્ભને પાડી નાખવાના ઘણા ઘણા છૂપા પ્રયત્ન કરવા લાગી; પણ તેમાં સફળ નીવડી નહીં. એક બાજુ દોહદની પીડા, અને બીજી બાજુ તે પૂર્ણ થવાની અસંભવિતતા — એ બે વચ્ચે રિબાતી ચેલ્લણાની શરીરકાંતિ ફીકી પડી ગઈ, તથા તે ઘણી ઉદાસ બની ગઈ. શ્રેણિકરાજા તેને ઘણું ઘણું પૂછતા, પણ ચેલ્લણા તેનો કશો જવાબ આપતી નહીં. પછી શ્રેણિકે બહુ જ આગ્રહ કર્યો ત્યારે ચેલ્લણાએ ખરી વાત કહી દીધી. રાજાએ બુદ્ધિમાન અભયકુમારની સલાહ લીધી. અભયકુમારે રાજાના પેટ ઉપર સસલાનું માંસ બાંધી, તેને ચામડે મઢાવી લીધું; પછી ચેલ્લણા રાક્ષસીની પેઠે એકાંતમાં રાજાના પેટ ઉપરથી તે માંસ તોડી-તોડીને ખાવા લાગી. રાજા તે વખતે કૃત્રિમપણે વેદનાની ચીસો પાડતો મૂર્છાવશ થઈ જતો. રાણીનો દોહદ પૂરો થયો, ત્યારે તેને પોતાના કુકર્મનું ભાન આવ્યું, અને મેં પાપણીએ પતિને મારી ખાધા, એ ખ્યાલ આવતાં જ તે શોકથી બેભાન બની ગઈ. રાજાએ તેને સાવધ કરીને પોતાનું અક્ષત શરીર બતાવ્યું. અને તેને આશ્વાસન આપ્યું.

નવ માસ પૂરા થતાં રાણીએ એક પુત્રને જન્મ આપ્યો. તેને પિતાનો વેરી સમજી રાણીએ દૂર અશોકવનમાં ફેંકાવી દીધો. પરંતુ રાજાના જાણવામાં એ વાત આવતાં, તથા જ્યેષ્ઠ પુત્રનો ત્યાગ કરીએ તો બીજા પુત્રો જીવે નહીં, એવા વહેમથી રાજાએ તેને પાછો મંગાવી લીધો.

તેને અશોકવનમાંથી પાછો આણ્યો હોવાથી રાજાએ તેનું નામ અશોકચંદ્ર પાડ્યું. તે પુત્ર વનમાં પડ્યો હતો ત્યારે એક કૂકડીએ તેની આંગળી કરડી ખાધી હતી. તે હવે પાકી

ઊડી, અને તેની પીડાથી તે પુત્ર ઘણું રડયા કરતો હતો. તે વખતે રાજા પુત્રસ્નેહથી તે પરુ-ભરી આંગળી મોંમાં રાખતો, ત્યારે કાંઈક પીડા ઓછી થવાથી તે પુત્ર છાનો રહેતો. થોડા દિવસમાં તે ઘા રુઝાઈ તો ગયો, પણ તેની એ આંગળી બૂઠી જ રહી, તેથી મોટપણે તેની સાથે રમનારાં બીજાં બાળકો તેને રમતમાં કૂણિક [ બૂઠી આંગળીવાળો ] કહેતાં.

કૂણિક પછી ચેલ્લણાને હલ્લ, અને વિહલ્લ નામના બીજા બે પુત્રો પણ થયા. પિતૃદ્વેષી માનેલા કૂણિક ઉપર ચેલ્લણાનો પ્રેમ ન થયો તે ન જ થયો. તેથી હલ્લ, વિહલ્લ કરતાં તે તેની સાથેના વ્યવહારમાં ટાળો રાખતી. કૂણિક એમ માનતો કે, કોઈ પણ કારણથી શ્રેણિક રાજા જ આમ કરાવે છે. યથા-કાળે તેને પદ્માવતી નામે રાજકુમારી સાથે પરણાવવામાં આવ્યો.

શ્રેણિક રાજાને ધારિણી નામની રાણીની મેઘકુમાર નામે પુત્ર પણ થયો. વળી તે ઉપરાંત નંદિષેણ, કાળ વગેરે બીજા પણ પરાક્રમી પુત્રો તેને જુદી જુદી રાણીઓથી થયા હતા.

## ૪. મેઘકુમાર

આગળ [ પા. ૨૩૨ ઉપર ] જણાવ્યા પ્રમાણે ભગવાન મહાવીર અપાપા નગરીથી નીકળી, રાજગૃહમાં આવ્યા, અને ગુણશિલ ચૈત્યમાં આવી ઊતર્યા.

'ભગવાન મહાવીર આવ્યાની વાત ફેલાતાં જ લોકોનાં ટોળેટોળાં તેમનાં દર્શન માટે જવા ઊલટયાં. તે વખતે રાજ-ગૃહના તરભેટાઓમાં, ત્રણ રસ્તાઓમાં, ચાર રસ્તાઓમાં, શેરીએ શેરીએ, જ્યાં જુઓ ત્યાં શ્રમણ ભગવાન મહાવીર આવ્યાની વાત ચાલી રહી, અને લોકોની મેદની સર્વત્ર જામી. અનેક ક્ષત્રિયો, રાજન્યો, બ્રાહ્મણો, ભટો, યોદ્ધાઓ, પ્રશાસ્તારો ( ધર્મશાસ્ત્રના અધ્યાપકો ), મલ્લકીઓ, લેચ્છકીઓ, માંડલિકો, યુવરાજો, ઇનામદારો, મુખીઓ, ગૃહસ્થો, ધનિકો, નગરશેઠો,

સેનાપતિઓ, સાર્થવાહો વગેરે આર્ય તથા અનાર્ય એમ સૌ લોકો મહાવીરસ્વામીને ઉતારે તેમનાં દર્શન માટે આવી પહોંચ્યા.'

જુદા જુદા સંતપુરુષો, તપસ્વીઓ, પંડિતો વગેરે ફરતા ફરતા પોતાના રાજ્યમાં તેમજ નગરમાં આવે, અને પોતાને તથા પોતાની પ્રજાને તેમના સત્સંગનો લાભ આપે, એવી તે વખતના રાજાઓમાં ખાસ ઇચ્છા રહેતી; તથા તે બધા સાધુ-સંતોને પોતાના રાજ્યમાં પ્રવાસ દરમ્યાન કોઈ જાતની મુશ્કેલી ન નડે, તે માટે તેઓ ખાસ ચીવટ રાખતા. દરેક નગરની બહાર તેવા સાધુસંતોને ઉતારો કરવા યોગ્ય ઉપવન હોય જ; અને તેની અંદર કોઈ ને કોઈ ચૈત્ય પણ હોય. ચૈત્યનાં દર્શનાર્થે આવતા લોકોને ઉપવનમાં આવેલા સાધુસંતની ખબર પણ રોજ પડે જ; અને કોઈ અસાધારણ તપસ્વી આવ્યો હોય તો તો મોટી મેદની જામે, અને રાજા વગેરે પણ તેનાં દર્શનાર્થે આવે.

તે સાધુસંતો સર્વ પંથના – સર્વ વર્ગના ભેગા થયેલા જનસમુદાયને કોઈ પણ અલગ પંથ કે મતમતાંતરના ઝઘડામાં ઉતારવાની દાનત રાખે જ નહીં; પરંતુ સર્વ પંથોને માન્ય એવાં ધર્મનીતિનાં મૂળ તત્ત્વોનો જ ઉપદેશ આપે. આથી જુદા જુદા સંપ્રદાયના લોકો પણ ગમે તે પંથ કે સંપ્રદાયનો સાધુ આવ્યો હોય, તોપણ હોંસે હોંસે તેમનાં દર્શને કે તેમનો ઉપદેશ સાંભળવા જાય. અને ત્યાર બાદ તે સંત પુરુષ ઉપર જ પોતાની શ્રદ્ધા ચોંટે, તો તેમની પાસે દીક્ષા લઈ, તેમના પંથ કે માર્ગનો વિશિષ્ટ અભ્યાસ કરે, તે જુદી વાત. મહાવીરે પોતે જ આચારાંગ સૂત્ર ( ૬–૧૯૪ )માં ચોખ્ખું જણાવ્યું છે કે, બુદ્ધિમાન ભિક્ષુએ ભૂતમાત્રનું સ્વરૂપ વિચારી, શાંતિ-વૈરાગ્ય-ઉપશમ-નિર્વાણ-શૌચ–ઋજુતા–નિરભિમાનતા–અપરિગ્રહીપણું–અને અહિંસારૂપી ધર્મ ઉપદેશવો. અને તેના સમર્થનમાં જણાવ્યું છે કે, 'એ પ્રમાણે ધર્મ કહેતો ભિક્ષુ પોતે તકલીફમાં

પડતો નથી કે બીજાને તકલીફમાં નાખતો નથી; તથા કોઈ ભૂતપ્રાણીને પણ પીડા કરતો નથી. આવો ઉપદેશક મહામુનિ, દુઃખમાં પડેલાં સર્વ ભૂતપ્રાણીઓને અસંદીન બેટની પેઠે શરણરૂપ થાય છે.'

અને આપણે પણ સમજી શકીએ છીએ કે, રાજદરબારમાં પારિતોષિક મેળવવા કે પદવી મેળવવા ભલે તર્કવાદો રજૂ કરી શકાય; પરંતુ આમજનતામાંથી સુસંગત તર્કવાદ જ રજૂ કરીને ભાગ્યે કોઈનું ધર્મપરિવર્તન કરાવી શકાય. અને મહાવીર-વાણી તરીકે ઓળખાતું આચારાંગસૂત્ર આખું જોઈ જઈએ, તોપણ ત્યાં આપણને દાર્શનિક ચર્ચા કે નિરર્થક પરિભાષાનો લવલેશ નહીં મળે; આધ્યાત્મિક જીવનમાં ઉપયોગી એવી ઉપર જણાવેલી બધી બાબતોનો ઉપદેશ પહેલેથી છેડે સુધી મળશે.

મહાવીરનાં દર્શને જનારા લોકોની ધમાલ પોતાના વિલાસભુવનની બારીએથી જોઈ, શ્રેણિક રાજાનો ધારિણી રાણીથી થયેલો પુત્ર મેઘકુમાર પોતાના કંચુકીને પૂછવા લાગ્યો કે, આજે કોઈ દેવ-દેવીનો ઉત્સવ, ઉદ્યાનયાત્રા, કે ગિરિયાત્રા છે, કે જેથી લોકોનાં ટોળાં બહારના ઉપવન તરફ દોડાદોડી કરતાં જાય છે!

કંચુકીએ જવાબ આપ્યો કે, આજે રાજગૃહ નગરની બહાર શ્રમણભગવાન પધાર્યા છે. એમનાં દર્શન કરવા તથા તેમનો ઉપદેશ સાંભળવા લોકો આમ પડાપડી કરતા જાય છે.

આ સમાચાર સાંભળી, મેઘકુમાર પણ પોતાનો ચાર ઘંટવાળો અશ્વરથ તૈયાર કરાવીને ભગવાન મહાવીરના ઉતારા તરફ જવા નીકળ્યો. ત્યાં જઈ ભગવાનને દૂરથી જોતાં જ રથ ઉપરથી ઊતરી, રાજચિહ્નોનો ત્યાગ કરી, તે પગપાળો જ હાથ જોડીને ભગવાન પાસે ગયો, અને વિધિપૂર્વક તેમનાં પ્રદક્ષિણાદિ કરી, બધાની સાથે બેઠો. તેણે જોયું તો તે સભામાં

શ્રેણિક રાજા પોતે, તથા નંદિષેણ, અભયકુમાર વગેરે પોતાના બીજા ભાઈઓ પણ મોજૂદ હતા.

ભગવાન બધા શ્રોતાઓને ઉદ્દેશી ધર્મોપદેશ આપવા લાગ્યા. દરેક ધર્મોપદેશક કે સંતની પોતપોતાની ખાસ નિરાળી ઉપદેશશૈલી હોય છે. ભગવાન મહાવીરની ઉપદેશશૈલીને કોઈ નામ આપવું હોય, તો તેને જ્ઞાતા-શૈલી કહી શકાય. જ્ઞાત એટલે ઉદાહરણ અથવા દૃષ્ટાંત. ભગવાન મહાવીર કાંઈ કહે એટલે સાથે કાંઈક દૃષ્ટાંત હોય જ. એ દૃષ્ટાંતો એવાં રોચક તથા લોકપ્રિય થઈ પડ્યાં હતાં કે, ભગવાનના શિષ્યોએ તેમણે કહેલાં એવાં એવાં દૃષ્ટાંતોને ભેગાં કરીને એક સ્વતંત્ર સૂત્ર જ બનાવ્યું છે, અને તેનું નામ પણ આપ્યું છે : “ જ્ઞાતાધર્મકથા.” તે નામના બે અર્થ થાય છે : એક – ‘ જ્ઞાતૃવંશી મહાવીરે (જ્ઞાતાએ) કહેલી ધર્મકથાઓ ’. અને બીજો – ‘ જ્ઞાતો એટલે કે ઉદાહરણો અને ધર્મકથાઓનું સૂત્ર.’ એ બેય અર્થમાં ઉપર મહાવીરની ઉપદેશશૈલીને જ્ઞાતા-શૈલી કહી છે.* નીચે તેમનો એક ઉપદેશ-પ્રસંગ આખો ઉતાર્યો છે. તે ઉપરથી તેમની શૈલીનો કાંઈક ખ્યાલ આવશે. તે પ્રસંગ ઉત્તરાધ્યયન સૂત્રમાં સાતમા અધ્યયન તરીકે સંઘરાયો છે.

“ લોકો અતિથિ આવે તે પ્રસંગે ઉજાણી સારુ પોતાના આંગણામાં ઘેટો પાળે છે, તથા તેને ચોખા અને જવસ ખવરાવી-ખવરાવીને પુષ્ટ કરે છે. તે ઘેટો તૃપ્તિપૂર્વક બધું ખાઈ-ખાઈ, મોટા પેટવાળો અને વિપુલ દેહવાળો બને છે. પરંતુ તે જાણતો નથી કે, અતિથિ આવે ત્યારે કપાવા માટે પોતે તૈયાર થઈ રહ્યો છે !

“ તેવી રીતે અજ્ઞાની મનુષ્ય પણ સ્ત્રીપ્રધાન કામભોગો ભોગવતો, મહાઆરંભો અને પરિગ્રહો કર્યા કરતો, તથા પોતાના

* મહાવીરે કહેલી બીજી દૃષ્ટાંત-કથાઓ માટે જુઓ આ ગ્રંથનો ખંડ ૩ જો.

કામભોગો મેળવવા લૂંટફાટો, ચોરી, જૂઠ, ક્રૂરતા અને શઠતાનો આશરો લેતાં પણ ન ખચકાતો વિહરે છે. બકરાનું ખરું થયેલું માંસ ખાઈ-ખાઈ, સુરા પી, તે રાતોમાતો, દુંદવાળો તથા લોહીભરેલો લાલચોળ થયાં જાય છે. પરંતુ તે મૂઢ મનુષ્ય જાણતો નથી કે પોતે નરકમાં કપાવા માટે તૈયાર થઈ રહ્યો છે!

"પછી આસન, શયન, વાહન, ધન અને બીજા કામો ભોગવીને, દુષ્પ્રાપ ધનને પાછળ મૂકીને, તથા ઘણું પાપ ભેગું કરીને, આ દૃશ્યમાન જગત અને તેનાં સુખોની જ પહોંચવાળો તે પ્રાણી, અતિથિ આવ્યે શોક કરતા ઘેટાની પેઠે, મૃત્યુ સમયે શોક કરે છે. ત્યારબાદ આયુષ્યનો ક્ષય થયે, પરવશ બની, તે અંધારી આસુરી દિશામાં જાય છે, તથા આપત્તિ અને વધ જેમાં મુખ્ય છે એવી નરકની અને પશુપંખી આદિની અધમ યોનિઓ પામે છે. એક વાર એ દુર્ગતિમાં ગયા પછી, તેમાંથી બહાર આવવું ઘણા લાંબા કાળ સુધી અશક્ય છે.

"તે માણસ કોના જેવો છે? પેલા મૂર્ખ જેવો, કે જે કોડી સાટે હજાર રૂપિયા ગુમાવી આવ્યો. એક માણસ હજાર રૂપિયા કમાઈ પોતાને દેશ પાછો ફર્યો. રસ્તામાં તેને એક સંઘનો સાથ મળી ગયો. તેણે પોતાના હજાર રૂપિયામાંથી એક રૂપિયો વટાવીને વાટખર્ચી સારુ કોડીઓ લીધી, અને તેટલા વડે જ મુસાફરી પૂરી કરવી એવું નક્કી કર્યું. પરંતુ એક વખત રસ્તામાં જ્યાં તે ખાવા બેઠો હતો, ત્યાં એક કોડી ભૂલી ગયો. થોડે દૂર ગયા બાદ બીજે પડાવ નાખ્યો ત્યારે તે વાતની તેને ખબર પડી. તેણે વિચાર્યું કે, એ એક કોડી માટે બીજો રૂપિયો વટાવવો પડશે. માટે મારા રૂપિયા એક ઠેકાણે દાટી દઈ, જલદી જલદી પેલી કોડી લઈ આવું. તે રૂપિયા દાટતો હતો, તેટલામાં કોઈએ તેને જોયો. એટલે તેના ગયા પછી તેણે તે રૂપિયા તેની ગેરહાજરીમાં ત્યાંથી કાઢી

લીધા. પેણું પણ પેલી કોડી કોઈએ ઉપાડી લીધેલી, એટલે તેનાં તો કોડી અને રૂપિયા બંને ગયાં!

“અરે, કેરી સાટે રાજ્ય તેમજ જીવ બંને ખોનાર રાજાનો દાખલો જ જુઓને! તે રાજાને ઘણી કેરીઓ ખાવાથી વિષૂચિકા રોગ થયો. વૈદોએ મહામહેનતે તે દૂર કર્યો; પણ ભવિષ્યમાં કદી કેરી ન ખાવી, એવી તેને તાકીદ આપી. પરંતુ બીજું સર્વ રાજ્યસુખ ભોગવતો હોવા છતાં, તેનું મન કેરી માટે ઝાવાં નાખતું. છેવટે એક દિવસ મન કાબૂમાં ન રહેતાં તેણે પુષ્કળ કેરીઓ ખાઈ લીધી અને જાન તેમજ રાજ્યસુખ ખોયાં.

“સંસારના મૂઢ લોકો પણ ૧૦૦ વર્ષ કરતાં ઓછા આયુષ્યનાં તુચ્છ માનુષી કામસુખો માટે હજાર ગણાં ઉત્તમ દૈવી આયુષ્યવાળાં કામસુખો કે કાયમનું નિર્વાણસુખ ગુમાવે છે.

“ત્રણ વાણિયાની વાત છે. એકસરખી મૂડી લઈને ત્રણે જણ વેપાર કરવા નીકળ્યા. તેમાંનો એક જણ મૂડી ઉપરાંત ઘણો લાભ મેળવી પાછો આવ્યો; બીજો મૂળ મૂડી સાથે જ પાછો આવ્યો, અને ત્રીજો તો મૂડી ખોઈને જ પાછો આવ્યો. તેની પેઠે સંસારના લોકો પણ ત્રણ પ્રકારે વર્તે છે: કેટલાક વિપુલ સદાચાર, શીલ અને વિશેષતાવાળા પુરુષાર્થી લોકો સત્કર્મ કરી, પહેલા વાણિયાની પેઠે, મૂળ મૂડી (મનુષ્યપણા) ઉપરાંત (દેવપણાનો) લાભ પામીને મરી જાય છે; બીજા કેટલાક સામાન્ય લોકો સદાચરણ અને સુવ્રતો આચરી, બીજા વાણિયાની પેઠે મૂળ મૂડી સાથે જ (ફરી પાછું મનુષ્યપણું પ્રાપ્ત થાય તેટલું પુણ્યકર્મ કરી) મરી જાય છે; ત્યારે કેટલાક અજાની અને દુરાચારી લોકો, ત્રીજા વાણિયાની પેઠે મનુષ્યપણું પણ હારી બેસે છે, અને નવે જન્મે નરકગતિ કે પશુજન્મ જ પ્રાપ્ત થાય તેવાં કર્મ બાંધીને મરે છે.

“માટે હાનિલાભનો વિચાર કરી, બુદ્ધિશાળી પુરુષે પોતાના ઐહિક જીવનનો સદુપયોગ કરવો જોઈએ.”

ગૃહસ્થોને સહેજે પરિચિત એવા દાખલા-દલીલોથી ભરેલો, તથા રોજિંદાં ઘરગથુ વિશેષણોની ઝમકવાળો કેવો હૃદયંગમ ઉપદેશ! પરંતુ એ ઉપદેશનાં શબ્દ-કુસુમો પાછળ જે કઠોર, અનુભવી, તથા વિજયી નીવડેલા વીર-જીવનની સુવાસ રૂપી સૂક્ષ્મ પ્રેરણા હતી, તેનું વર્ણન શી રીતે કરી શકાય? જેણે પોતાના તપસ્યાજીવનમાં ભારેમાં ભારે તથા અસહ્યમાં અસહ્ય કષ્ટો તથા વિઘ્નો અનુભવ્યાં છે, — તેમને ફૂલની માળાની પેઠે ધારણ કરી, લીલામાત્રે ફેંકી દીધાં છે, તે માણસ જ સહેલાઈથી તથા હસતાં હસતાં સુખશીલ ગૃહસ્થોને તથા રાજવંશીઓને કઠોર તપસ્યાજીવન માટે આમંત્રી શકે, તથા તેમનામાં તે માટે જોઈતો ઉત્સાહ પ્રગટાવી શકે.

અને બન્યું પણ તેમજ. ભગવાનનો ઉપદેશ સાંભળી, મેઘકુમાર ઘણો ખુશ થયો, સંતોષ પામ્યો, અને જાણે પોતાનું અંતર ખીલી ગયું હોય તેવી પ્રસન્નતા અનુભવવા લાગ્યો. ભગવાનને વારંવાર નમસ્કાર કરી, તેમની ઉપાસના કરતો તે કહેવા લાગ્યો :

'હે ભગવન્! તમારું કથન મને ગમ્યું છે; તેમાં મને રુચિ થઈ છે, વિશ્વાસ થયો છે તથા તે પ્રમાણે પુરુષાર્થ કરવા હું ઇચ્છું છું. હે ભગવન્! તમે જે કહ્યું છે, તે ખરેખરું જ કહ્યું છે. હે દેવાનુપ્રિય! હું મારાં માતપિતાની સંમતિ લઈ આવું. અને પછી તમારા સહવાસમાં રહી, તમારી આજ્ઞા પ્રમાણે વર્તું.'

ભગવાને જવાબ આપ્યો: 'હે દેવાનુપ્રિય! તને સુખ થાય તેમ કર; પ્રતિબંધ ન કર.'

આ પ્રમાણે વાતચીત કર્યા પછી મેઘકુમાર રથમાં બેસી, પોતાને આવાસે ઉતાવળો ઉતાવળો આવ્યો, તથા પોતાનાં માતપિતાને નમસ્કાર કરીને કહેવા લાગ્યો :

'હે માતાપિતા! હું આજે ભગવાન મહાવીર પાસે જઈને તેમનો ઉપદેશ સાંભળી આવ્યો. તે મને ખૂબ ગમ્યો છે.'

માતપિતા તે વાત સાંભળી, ઘણાં ખુશી થયાં અને બોલ્યાં:

'તું તો ધન્ય છે, સંપૂર્ણ છે, કૃતાર્થ છે, તથા ચતુર છે, જેથી ભગવાનનો ધર્મ સાંભળી તને તેમાં શ્રદ્ધા થઈ.'

પછી મેઘકુમારે કહ્યું, 'હે માતપિતા! મને ભગવાન મહાવીરના ઉપદેશ પ્રમાણે વર્તવાની અને તેમના સહવાસમાં રહેવાની પ્રબળ ઇચ્છા છે; તો હું તમારી અનુમતિથી તેમ કરવા ઇચ્છું છું.'

કોઈ વાર નહીં સાંભળેલું એવું આ વચન સાંભળતાં જ ધારિણી માતા મૂર્છિત થઈને જમીન ઉપર ઢળી પડી, તથા તેનું શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું. અનેક પ્રકારના શીતોપચારથી થોડી વારમાં મૂર્છા વળતાં જ તે રોતી રોતી શોક કરતી અને વિલાપ કરતી બોલી:—

'હે જાયા! તું મારો એકનો એક વહાલો પુત્ર છે, મારા વિશ્વાસનું સ્થાન છે, અને ઘરમાં રતન જેવો છે. હે જાયા! તારો વિયોગ એક ક્ષણવાર પણ સહન કરવો એ મારે માટે મુશ્કેલ વાત છે. માટે હે જાયા! મારા તરફ નજર કરીને, હું જીવું ત્યાં સુધી એવું કાંઈ કરવાનો ખ્યાલ છોડી દઈ, વિપુલ એવા આ માનુષિક કામભોગોને યથેચ્છ ભોગવ્યા કર; મારું અવસાન થયા બાદ, જ્યારે તું પરિપક્વ વયનો થાય, અને તારો વંશવેલો સારી રીતે વધ્યો હોય, ત્યારે સર્વથા નિરપેક્ષ બનીને તું શ્રમણભગવાન મહાવીર પાસે મુંડ થઈને ગૃહત્યાગી થજે.'

મેઘકુમાર બોલ્યો: 'હે માતા! તમે જે કહ્યું છે તે બરાબર છે. પણ મનુષ્યનો દેહ પાણીના પરપોટા જેવો અધ્રુવ છે, અનેક ઉપદ્રવોથી ઘેરાયેલો છે, રોગ વગેરે અનેક વિકારો પામનારો છે, તથા પહેલાં કે પછી તેને અવશ્ય

છોડવાનો જ છે. આપણા બધામાંથી પહેલું કોણ જશે અને પછી કોણ જશે, તેની પણ કોઈને ખબર નથી. માટે હે માતા! તમે અનુમતિ આપો, તો મળેલા મનુષ્યભવને સાર્થક કરવા હું પ્રયત્નશીલ થાઉં. હે માતા! તમે જે કામભોગો ભોગવ્યા કરવાનું કહ્યું, તે તો હવે મને અશુચિ, અશાશ્વત, ઘૃણાસ્પદ, અધ્રુવ, અનિયત, નાશવંત, તથા પહેલાં કે પછી અવશ્ય તજવા પડે તેવા સમજાય છે. એટલે તે બધા હવે મને આનંદ આપી શકે તેમ નથી. વળી તે બધા ભોગો પણ નાશવંત છે, તેમ જ હું પહેલાં જઈશ કે તે જશે તે પણ કહી શકાતું નથી.'

આ પ્રમાણે કામભોગોની લાલચથી પોતાના પુત્રનો નિશ્ચય ફરે તેમ નથી એમ જોતાં તેને ભય બતાવતાં માતાએ કહ્યું: 'હે જાયા! તને ખબર નથી કે ભગવાન મહાવીરના માર્ગને અનુસરવું એ તો લોઢાના ચણા ચાવવા જેવું છે. એ તો વેળુના કોળિયા છે, ધસી આવતી ગંગાના પૂરમાં સામે વહેણે તરવાનું છે, અને ખાંડાની ધારે ચાલવા જેવું છે. હે જાયા! ત્યાં લૂખુંસૂકું ખાવાનું છે, અને ફાટચાં-તૂટચાં કપડાં પહેરવાનાં છે. અરણ્યમાં, મસાણમાં, ખંડેરમાં, કોઢમાં કે એવા જ કોઈ બીજા ભાગ્યા તૂટચા મકાનમાં રહેવાનું છે; ટાઢ અને તડકો સહેવાનાં છે, ભૂખ અને તરસ વેઠવાનાં છે; વાત-પિત્ત-કફના વિકારોથી થયેલા અનેક રોગોને સમભાવે સહેવાના છે. આહાર માટે પણ ઘેરઘેર ભટકીને ભિક્ષા માગવાની છે: અને વધ્યુંઘટ્યું માગી લાવી એક વાર ખાવાનું છે. તું તો રાજકુમાર છે, સુખમાં ઊછરેલો છે, તારાથી આ બધું શી રીતે સહન થશે?'

માતાએ દેખાડેલો ભય સાંભળીને મેઘકુમારે ગંભીરતાથી જવાબ આપ્યો: 'હે માતા! તમે જે કહ્યું, તે બરાબર છે; પણ એ ભય તો કાયરને માટે છે. જે આ લોકમાં આસક્ત

છે, અને જેને પરલોકની દરકાર નથી, તે એવા ભયોથી હતાશ થઈ, પોતાના નિશ્ચયનો ત્યાગ કરે. પણ જે માણસ ભગવાનના પ્રવચનમાં શ્રદ્ધાયુક્ત, વિશ્વાસયુક્ત. અને આદરબુદ્ધિવાળો છે, તેવો સ્થિર, નિશ્ચિત અને પ્રયત્નશીલ પુરુષ એવા ભયોથી જરા પણ ન ડરતાં, ગમે તેવી દુષ્કર વસ્તુ પણ સાધ્ય કરી શકે છે. માટે હે માતા! તમે મને અશંકિત હૃદયે ભગવાન મહાવીર પાસે જઈ પ્રવ્રજ્યા લેવાની અનુમતિ આપો.'

આટઆટલું સમજાવ્યા છતાં જ્યારે મેઘકુમાર પોતાના દૃઢ સંકલ્પથી ન ચળ્યો, ત્યારે છેવટે માતાએ તેને જણાવ્યું, 'હે પુત્ર! બીજું તો કાંઈ નહીં, પણ તારી એક દિવસની રાજ્યશ્રી નજરે જોવાની મારી ઇચ્છા છે.'

હવે રાજા શ્રેણિકને જવાબ આપવાનો આવ્યો. તે રાજાનું ઘડતર જુદા જ પ્રકારે થયું હતું. નાની ઉમરથી સંસારની ઘણી લીલી-સૂકી જોવાનો પ્રસંગ તેને મળ્યો હતો. એટલે એક બાજુ છેવટે પ્રાપ્ત થયેલી રાજ્યલક્ષ્મીમાં તેની આસક્તિ જેમ વધારે હતી, તેમ અત્યાર સુધીના જીવન દરમ્યાન વિવિધ સાધુસંતોની ભક્તિ અને સેવાશુશ્રૂષાને કારણે તેના મનમાં સાધુજીવન પ્રત્યે આદરભાવ પણ જન્મ્યો હતો. તે જાતે સાધુ ન થયો, અને સંસારી જીવનમાં જ રિબાઈને કમોતે મર્યો. એ જુદી વાત છે; પરંતુ પોતાનું કુટુંબ તેમજ પ્રજાવર્ગ સાધુ સંન્યાસીઓની સોબત કરી, સાચું ધર્મરહસ્ય સમજે તથા જીવનમાં પ્રાપ્ત કરે, તો તેથી તેને આનંદ જ થતો. જીવનભર તેણે પોતાની જ કેટલીય રાણીઓ, પુત્રો, તથા પ્રજાવર્ગનાં ગરીબ-તવંગર સ્ત્રી-પુરુષને યોગ્ય સંન્યાસી-સાધુ દ્વારા દીક્ષિત થતાં રોક્યાં નથી; ઊલટું તેમને યોગ્ય મદદ કરી ઉત્તેજન આપ્યું છે. તે બધી વાત આગળ યથાસ્થાને આવશે. મેઘકુમારની બાબતમાં પણ તેણે તેમજ કર્યું. તેણે ભારે દાદમાદથી મેઘકુમારનો રાજ્યાભિષેક કર્યો. તથા તે વખતે એમ

પણ કહ્યું કે, 'હે પુત્ર! તારો વિજય થાઓ! તું આ સમસ્ત મગધનું આધિપત્ય કાયમને માટે ભોગવતો, રાજા ભરતની પેઠે રાજ્ય કર અને સંસારમાં જ રહે.'

પરંતુ મેઘકુમાર થોડો લોભાવાનો હતો? તેણે તો રાજા થઈને પહેલો હુકમ એ જ કર્યો કે, 'બજારમાંથી જૈન સાધુ રાખે છે તેવું રજોહરણું અને પાત્ર લઈ આવો, તથા મારા કેશ કાપવાને હજામ બોલાવો!'

હજામે કાપેલા કેશ માતાએ રોતાં રોતાં માનવૃત્તિથી સાચવીને લઈ લીધા, અને સંભારણા દાખલ રત્નના દાબડામાં બંધ કરી ઓશિકા નીચે રાખ્યા. પછી પુત્રને યથાવિધિ મહાવીર આગળ રજૂ કરીને કહ્યું, 'હે દેવાનુપ્રિય! આ મેઘકુમાર મારો એકનો એક પુત્ર છે, પ્રાણસમો છે, તથા મારે માટે ઉંબરાના પુષ્પ સમો દુર્લભ છે. જેમ કમળ કાદવમાં થાય છે અને પાણીમાં વધે છે, પણ કાદવની રજથી કે પાણીના બિંદુથી લેપાતું નથી; તેમ કામોમાં થયેલો અને ભોગોમાં વધેલો આ મેઘકુમાર આપનો ધર્મોપદેશ સાંભળી, હવે કામ અને ભોગરસથી ખરડાવા ઇચ્છતો નથી. સંસારના ભયથી તે ઉદ્વિગ્ન થયો છે, તથા આપની પાસે રહી, મુંડ થઈ, ઘર છોડી, સાધુ થવા ઇચ્છે છે. માટે તેને શિષ્યભિક્ષા તરીકે સ્વીકારો.'

ત્યાર બાદ મહાવીરે તેનો સ્વીકાર કરતાં, માતા ગળગળી થઈને છેલ્લાં વાક્ય બોલી: 'બેટા! આ માર્ગમાં યત્ન કરજે, પરાક્રમ કરજે; લેશ પણ પ્રમાદ ન કરીશ. તારા દાખલાથી અમે પણ આ માર્ગે વિચરીએ એવું થજો!'

સંસારી સંબંધીઓ પાછાં ફર્યાં; હવે સુકુમાર મેઘકુમારને એકલા પોતાનો માર્ગ કાપવાનો આવ્યો. મહાવીર તેમજ તેમની સાથેના સાધુસમુદાયનો ઉતારો ગુણશિલ ચૈત્યમાં હતો. રાત્રે સૂતી વેળા મેઘકુમારનું સ્થાન છેક છેલ્લું ઝાંપા પાસે

આવ્યું. પરંતુ આખી રાત લઘુશંકા, શૌચ ઇત્યાદિ કારણે કોઈ ને કોઈ સાધુ ત્યાં થઈને જા-આવ કર્યા જ કરે, એટલે તેમના પગ કે હાથની ઠેસો વાગી-વાગીને તથા તેમના જવરઅવરથી ઊડતી ધૂળને કારણે મેઘકુમાર તે રાત્રે જરા પણ ઊંઘી શક્યો નહીં.

શ્રેણિક જેવા પ્રતાપી રાજાનો કુમાર! આવી ધૂળ તેમજ ઠેસો તેને સહન કરવાની? તેને વિચાર આવ્યા જ કર્યો કે, 'આ સાધુઓ જ્યારે હું રાજમહેલમાં હતો ત્યારે મારો આદર કરતા, સત્કાર કરતા, સન્માન કરતા, અને મને સારી રીતે બોલાવતા; પરંતુ રાજકુમાર મટી, હું તેમના જેવો મૂંડિયો થયો એટલે મારો આદર કરવાને બદલે વારંવાર મારી પથારી આગળથી આવ-જા કરી મને લગીરે ઝંપવા દેતા નથી. માટે આવતી કાલે સવારે હું તો ભગવાન મહાવીરની રજા લઈ, મારે ઘેર પાછો ચાલ્યો જઈશ.'

મેઘકુમારે આવા વિચારમાં જેમ તેમ કરીને રાત વિતાવી. સવાર થતાં જ તે સીધો મહાવીર પાસે ગયો. મહાવીરે તેના મનના વિચાર કળી જઈ તરત કહ્યું, 'મેઘ! તને રાત્રે નિદ્રા નથી આવી લાગતી. આટલા મોટા સમુદાયને છેડે તારી બેઠક હોવાથી, તથા ત્યાં થઈને શ્રમણોની આવજા થતી હોવાથી તને ઊંઘ ન આવે એ બનવા જોગ છે. પણ તેથી તારે મૂંઝાવાનું કે ખેદ કરવાનું કારણ નથી.

કારણ કે:—

'તને યાદ પણ નહીં હોય; પણ હું બરાબર જાણું છું કે, આજથી ત્રીજા ભવમાં હાથીઓના રાજા સુમેરુપ્રભના અવતારમાં તું વૈતાઢ્ય પર્વતની તળેટી આગળ રહેતો હતો. તારે અનેક પ્રિય હાથણીઓ તથા બચ્ચાં હતાં. તે જન્મમાં તું અત્યંત કંદર્પશીલ તથા કામભોગમાં આસક્ત હોવાથી નિરંતર તારી પ્રિય હાથણીઓને લઈ પહાડો, નદીઓ,

વનરાજીઓ, પુષ્કરણીઓ વગેરે રમણીય સ્થળોએ અનેક પ્રકારના વિલાસ કરતો ફર્યા કરતો હતો.

'એવામાં એક વાર જેઠ મહિનામાં અકસ્માત મોટી આંધી ચડી આવી; અને પરસ્પર ઘસાતાં-અથડાતાં ઝાડોમાંથી દાવાગ્નિ શરૂ થયો, તથા ચારે બાજુ ફેલાયો. તારા ટોળાની બધી હાથણીઓ અને હાથીઓ ગભરાટથી ચારે દિશામાં નાસતાં તારાથી છૂટાં પડી ગયાં. અને તું પણ દોડતો દોડતો કાદવવાળા તળાવમાં ફસી ગયો. તે વખતે તારા એક વૈરી હાથીએ તારા ઉપર વેગથી હલ્લો કર્યો; અને ભૂખતરસે અધમૂઓ થઈ ગયેલો તું તેના તીક્ષ્ણ પ્રહારોથી લાંબો વખત તીવ્ર વેદના ભોગવીને મરણ પામ્યો.

'બીજે જન્મે તું વિંધ્યગિરિની તળેટીમાં ફરી વાર હાથીઓનો રાજા થયો. તે જન્મમાં પણ તું કામોન્મત્ત હતો; એક વાર ત્યાં પણ દાવાનળ સળગતાં તું દોડતો દોડતો કોઈ સુરક્ષિત સ્થળે જઈ પહોંચ્યો. ત્યાં ગયા પછી તને પૂર્વજન્મની તેવા દાવાનળની સ્મૃતિ થઈ આવી, અને તને વિચાર આવ્યો કે. આવા દાવાનળો જંગલોમાં વારંવાર લાગ્યા કરે છે; માટે તેવે પ્રસંગે કામ આવે તેવું એક સુરક્ષિત સ્થાન તૈયાર કરી રાખવું જોઈએ. એમ માની તેં નદીના દક્ષિણ કાંઠાના એક લાંબા વિસ્તારને ઝાડ-પાન-ઝાંખરાં વગેરે દૂર કરીને દાવાનળથી સુરક્ષિત બનાવ્યો; અને ત્યાર પછી તું તે સ્થાનની નજીકમાં જ રહેવા લાગ્યો.

'એવામાં ફરીથી એક ભયંકર દાવાનળ સળગી ઊઠ્યો. તેં તૈયાર કરેલા સુરક્ષિત સ્થાન આગળ તું જઈ પહોંચે ત્યાર પહેલાં તો તે સ્થાન દાવાનળમાંથી નાસી છૂટેલાં વાઘ-વરુ-સિંહ વગેરે અનેક જંગલી પ્રાણીઓથી ખિચોખીચ ભરાઈ ગયું. તને તો માંડ માંડ ઊભા રહી શકાય તેટલી ઘણી સાંકડી જગા ત્યાં મળી.

'થોડી વાર તેમ ઊભા રહ્યા બાદ તને શરીરે ખંજવાળ આવી, એટલે તેં એક પગ ઊંચો કર્યો. એટલામાં ભીડથી હડસેલો ખાઈને એક સસલો તે પગની જગાએ ગબડીને બેસી ગયો. જ્યારે તું તારો પગ પાછો નીચે મૂકવા ગયો, ત્યારે તેં સસલાને પગ નીચે આવી ગયેલો જોયો. તેના ઉપર દયા આવતાં તું તારો પગ એમ ને એમ ઊંચો રાખીને જ ઊભો રહ્યો.

'દાવાનળ અઢી દિવસ સળગ્યા કર્યો. તેટલો વખત તું પણ ત્રણ પગે જ અખંડ ઊભો રહ્યો. દાવાનળ શમતાં જ્યારે બધાં પ્રાણીઓ ત્યાંથી આસપાસના જંગલમાં ચાલી ગયાં, ત્યારે તું પણ ત્યાંથી જવાનો વિચાર કરી પગ ઉપાડવા ગયો; પરંતુ અઢી દિવસથી ત્રણ પગે ઊભો રહી અકડાઈ ગયો હોવાથી પૃથ્વી ઉપર જોસથી ગબડી પડ્યો, અને ત્રણ દિવસ તીવ્ર વેદના ભોગવી મરણ પામ્યો.

'તે જન્મે તેં બતાવેલી ભૂત-દયાને કારણે, આ જન્મે તું શ્રેણિક રાજાનો પુત્ર થયો છે. હવે તું આત્માનો ઘાત કરનારા ભોગવિલાસો છોડીને મારી પાસે શ્રમણ થયો છે. તારામાં હવે પહેલાં કરતાં[1] વધુ બલ, વીર્ય, પુરુષાર્થ, પરાક્રમ અને વિવેક છે. તો પછી પશુયોનિમાં પણ આટલો સમભાવ અને સહનશક્તિ બતાવ્યા પછી, આ વખતે શ્રમણોની અજાણતાં વાગતી ઠેસો માત્રથી કે તેમની જવર-અવરથી ઊડતી ધૂળ વડે જ આટલો બધો વ્યાકુળ થઈ જાય, એ તને શોભે ખરું?'

ભગવાન મહાવીરની આ પ્રમાણે કરુણા તથા દાખલા-દલીલથી ભરપૂર ઉક્તિ સાંભળીને મેઘકુમારનું ચિત્ત શાંત થયું, પ્રસન્ન બન્યું અને ઉત્સાહિત થયું. તેની આંખમાં હર્ષાશ્રુ આવ્યાં, અને તેને આખા શરીરે રોમાંચ થયો. ભગવાનને

---

૧. પૂર્વની પશુ યોનિઓ કરતાં.

વંદન તથા નમસ્કાર કરી તે બોલ્યો, 'હે ભગવન્! આજથી મારું આ શરીર બધા જ સંતશ્રમણોની સેવામાં સમર્પું છું.'

ત્યાર બાદ તે ફરીથી પોતાના સંયમજીવનમાં ઉત્સાહી બન્યો, તથા છેક છેવટે રાજગૃહના વિપુલ પર્વત ઉપર અંતિમ તપ વડે જીવનનો અંત લાવી, દેવગતિ પામ્યો.

### ૫. કુમાર નંદિષેણ

ભગવાન મહાવીરના રાજગૃહના પ્રથમ વર્ષાવાસ દરમ્યાન અનેક સ્ત્રી-પુરુષો તેમનાથી આકર્ષાઈ, તેમનાં અને તેમના માર્ગનાં અનુયાયી બન્યાં. મેઘકુમારની પેઠે શ્રેણિક રાજાનો બીજો પુત્ર કુમાર નંદિષેણ પણ ભગવાન પાસે દીક્ષા લેવા તત્પર થયો. એ કુમાર કઈ રાણીનો પુત્ર હતો તે નોંધાયું નથી. પરંતુ તેનું નામ સેચનક હાથી સાથે સંકળાયેલું હોઈ, અમર બન્યું છે; કારણ કે, શ્રેણિક રાજાનો એ સેચનક હાથી, કે જે પછીથી મગધ અને વૈશાલી વચ્ચેના ઘોર સંગ્રામનું એક નિમિત્ત બન્યો, તેને વશ કરી આપનાર નંદિષેણ કુમાર જ હતો.

જંગલી હાથીઓના એક ટોળાનો નાયક હાથી પોતાના ટોળામાં કોઈ નર બચ્ચાને જીવતો રહેવા દેતો નહીં — એ બીકે કે, હું ઘરડો થયો હોઈશ, ત્યારે તે મને મારી નાખી, મારી હાથણીઓનો સ્વામી બનવા પ્રયત્ન કરશે. પરંતુ એક હાથણી પ્રસવકાળ આવ્યો ત્યારે, તે ટોળાથી છૂટી પડીને એક તાપસોના આશ્રમમાં જઈ પહોંચી. ત્યાં પ્રસવ કર્યા બાદ પોતાના પુત્રને તે તાપસોની સંભાળ નીચે રાખી, તે પાછી પોતાના ટોળામાં ચાલી આવી.

તપસ્વીઓનાં પ્રેમ અને સંભાળ હેઠળ ઊછરતો એ હાથી ભારે ક્રીડાશીલ, સમજણો તથા બળવાન થયો. તાપસોની સાથે તે પણ સૂંઢમાં જળ ભરી–ભરીને આશ્રમનાં વૃક્ષો સીંચતો. મદમાં આવ્યા બાદ તેણે યુદ્ધ કરીને પેલા યૂથપતિ હાથીને મારી નાખ્યો. પરંતુ ત્યાર બાદ તે જંગલી બની ગયો, અને

અરણ્યમાં સૌને ભય તથા ત્રાસરૂપ બન્યો. તેને હરેક પ્રકારે રાજા શ્રેણિકનો પટ્ટહસ્તી બનવાને યોગ્ય વિચારી, તાપસોએ રાજા શ્રેણિકને તે વિષે ખબર આપી. રાજા તો હાથીના રસિયા હોય જ. તેનાં માણસોએ જઈ તે હાથીને પકડી આણ્યો. પરંતુ તે બધાં બંધન તોડીને છૂટો થયો, અને ફરી જંગલમાં નાઠો. આ વખતે તો શ્રેણિક રાજા પોતે પોતાના પુત્રો સહિત તેને પકડવા દોડ્યો. કારણ, તે પણ તે હાથીને સર્વ લક્ષણો યુક્ત જોઈ તેના ઉપર ખુશ થયો હતો. પરંતુ કોઈથી કેમે કર્યો તે હાથી હાથ આવ્યો નહીં. છેવટે કુમાર નંદિષેણે તેને વશ કર્યો, અને તેનું જંગલીપણું છોડાવ્યું. ત્યારથી શ્રેણિકે તે હાથીને પોતાનો પટ્ટહસ્તી બનાવ્યો.

એ નંદિષેણ કુમારે હવે શ્રેણિક રાજા પાસે સાધુ થવાની પરવાનગી માગી. સૌ કોઈ તેના સ્વભાવ વગેરેથી પરિચિત હતાં. તેથી બધાંએ તેને ઉતાવળ ન કરવા સમજાવ્યો. પરંતુ, 'હું તપ આદિથી મારા સ્વભાવને, સંસ્કારોને તેમજ ટેવોને વશ કરી લઈશ,' એવો દુરાગ્રહ રાખી, તે છેવટે ભગવાન પાસે જઈ સાધુ થયો જ.

ત્યાર બાદ તેણે પરાક્રમ પણ પોતાના દૃઢ નિશ્ચયને અનુરૂપ જ બતાવ્યું. પરંતુ તેનામાં વારંવાર ભોગની વાસનાઓ પ્રબળ થઈ ઊઠતી. તે વખતે તે મુનિ વધારે ને વધારે તપ -ઉપવાસ આદિથી દેહને દંડવાનો પ્રયત્ન કરતો. કેટલીક વાર તો તે હતાશ થઈ આત્મઘાત કરવા જ તત્પર થતો.

છેવટે એક વખત પોતે કરેલા છ ટંકના ઉપવાસનું પારણું કરવા ભિક્ષા માગતો તે એક વેશ્યાના ઘર આગળ જઈ ચડ્યો. બારણે ઊભા રહી, સાધુઓના વિધિ પ્રમાણે તે 'ધર્મલાભ' એવું બોલ્યો. પેલી વેશ્યા મજાકમાં હસતી હસતી બોલી, 'મહારાજ! અમારે વેશ્યાઓને તો અર્થલાભ બસ છે, ધર્મ-લાભની શી જરૂર છે?'

તેના મજાકના બોલ સાંભળી, નંદિષેણ મુનિને જરા ગુસ્સા જેવું થઈ આવ્યું. આ બાપડી મને શું હસતી હશે. એમ કહી, તેમણે પોતાના તપના બળથી તે વેશ્યાના ઘરમાં રત્નનો ઢગલો કરી દીધો, અને કહ્યું, 'લે આ અર્થલાભ પણ!'

પેલી વેશ્યા આ સાધુની આવી દિવ્ય સંપત્તિ જોઈ છક થઈ ગઈ; નંદિષેણનું શરીર પણ છેવટે તો રાજકુમારનું હતું. તેની કાંતિમાં હવે તપનું તેજ પણ ભળ્યું હતું; એટલે પેલી વેશ્યા તેના સ્વરૂપ ઉપર પણ મોહિત થઈ ગઈ. તે તરત નંદિષેણનો હાથ પકડી તેમને ઘરની અંદર ખેંચી ગઈ; અને બોલી, 'નાથ! તમે ધર્મલાભ તથા અર્થલાભ તો કરાવ્યો, તે માટેની તમારી દિવ્ય શક્તિ પણ તમે બતાવી: પરંતુ હવે તો હું તમારી પાસેથી ભોગલાભ પણ ઇચ્છું છું. તમે આટલા સમર્થ તપસ્વી છો, તો તમને મારી એટલી માગણી પૂરી પાડતાં કાંઈ મુશ્કેલી પડવી ન જોઈએ. ઉપરાંત હું તો સ્ત્રી-જાતિ પણ કહેવાઉં. એટલે અબળાજાતિનું રક્ષણ તો પુરુષ જેવા પુરુષે થોડુંક ઘસાઈને પણ કરવું જોઈએ, એ યોગ્ય કહેવાય. જો તમે ના પાડશો, તો તમારા દેખતાં જ મારા પ્રાણ તમારા ચરણમાં ત્યજીશ, એની ખાતરી રાખજો.'

છેવટે સ્વભાવ જીત્યો! નંદિષેણ તેની પાસે રહેવા તૈયાર થયા; મન એ રીતે મનાવ્યું કે, ત્યાં રહીને પણ રોજ ઓછામાં ઓછા દશ જણને તો ધર્મોપદેશથી પ્રતિબોધ પમાડીને દીક્ષા માટે ભગવાન પાસે મોકલીશ, અને ત્યાર બાદ જ ભોજન કરીશ.

ઘણો વખત એ ક્રમ ચાલ્યો પણ ખરો. પરંતુ એક વખત રસોઈ તૈયાર થઈ જવાથી પેલી વેશ્યાએ ઉપરાઉપરી સંદેશો મોકલાવ્યા છતાં નંદિષેણ આવ્યા નહીં; કારણ કે આજે નવ જણ તો પ્રતિબોધ પામ્યા હતા, પરંતુ દશમો એક સોની કેમે કર્યો સંસારત્યાગ કરવા તૈયાર થતો નહોતો. પેલી વેશ્યાએ

છેવટે જાતે આવી નંદિષેણને જમવા આવવા માટે આગ્રહ કર્યો. ત્યારે નંદિષેણ બોલ્યા કે, હજુ દશમો કોઈ ઘર છોડવા તૈયાર થતો નથી. ત્યારે પેલી વેશ્યાએ પ્રેમપૂર્વક હસીને કહ્યું, 'ત્યારે એ દશમા તમે જ થાઓ!'

નંદિષેણ તરત જ ચમક્યા. બીજાને ગૃહત્યાગ કરવા પ્રેરવા પ્રયત્ન કરનારો હું પોતે તો ઘરમાં જ વસું છું! તરત તે આજીજી અને હાયપીટ કરતી ગણિકાને છોડી મહાવીર પાસે ચાલ્યા આવ્યા, અને પ્રાયશ્ચિત્ત સાથે તેમની પાસેથી ફરી વાર દીક્ષા ગ્રહણ કરી. ત્યાર બાદ મરતા સુધી તેમણે પોતાના વ્રતમાં આંચ આવવા ન દીધી.

## ૬. ગૃહસ્થધર્મ

રાજગૃહના વાસ દરમ્યાન મહાવીરની પાસે દીક્ષા લઈ ગૃહત્યાગ કરનાર બે રાજપુત્રોનાં ચરિત્ર તો આપણે જોયાં પરંતુ મહાવીર નર્યો સાધુ-ધર્મ નહોતા ઉપદેશતા. તેમણે સાધુઓનાં જ મહાવ્રતો ઉપરથી તથા તે માર્ગે લઈ જનારો ગૃહસ્થધર્મ પણ વિચારી કાઢયો હતો. જેઓ ગૃહત્યાગ કરી સાધુદીક્ષા લઈ શકે તેવા ન હોય, તેઓને ગૃહસ્થધર્મ ઉપદેશવામાં આવતો. શ્રેણિકરાજાના અભયકુમારે ભગવાન પાસે આ વખતે ગૃહસ્થધર્મનો સ્વીકાર કર્યાની બીના કથાઓમાં સંઘરાઈ છે.

ગૃહસ્થધર્મમાં પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રત ધારણ કરવાનાં હોય છે.

**પાંચ અણુવ્રત :** ૧. જીવન સુધી મન-વચન-કાયાથી સ્થૂલ હિંસા ન કરવી તેમજ કરાવવી. [સ્થૂલ હિંસા, એટલે કે, પોતે નક્કી કરેલી ગૃહસ્થપણાની મર્યાદા સચવાય તેથી વધારેની હિંસા.] ૨. સ્થૂલ અસત્ય ન બોલવું તેમજ બોલાવવું. ૩. સ્થૂલ ચૌર્ય

ન કરવું તેમજ કરાવવું. ૪. પોતાની સ્ત્રીથી જ સંતોષ રાખવો. ૫. પોતાની ઇચ્છાઓને મર્યાદિત કરવી.

[ઇચ્છાઓને મર્યાદિત કરવી એટલે શું, તેનું વર્ણન ઉપાસકદશાસૂત્રમાં આનંદે જ્યારે ગૃહસ્થધર્મ મહાવીર પાસે સ્વીકાર્યો તે પ્રસંગે આ પ્રમાણે કરવામાં આવ્યું છે: નિધાન-વ્યાજ-ઘરના વાપરમાં રાખવાની મૂડીનું પ્રમાણ મર્યાદિત કરી નક્કી કરી દેવું, તથા તેમાં વધારો કે ફેરફાર ન કરવો-કરાવવો. તે તે પ્રમાણે પોતે રાખવા કરાવેલાં ઢોરની સંખ્યામાં, જમીનના પ્રમાણમાં, ગાડાંની સંખ્યામાં, અને વહાણની સંખ્યામાં વધારો કે ફેરફાર ન કરવો-કરાવવો.]

સાત શિક્ષાવ્રત : ૧. દિગ્વ્રત – પોતાની ત્યાગવૃત્તિ પ્રમાણે પૂર્વ-પશ્ચિમ આદિ બધી દિશાઓનું પરિમાણ નક્કી કરી, તે બહાર દરેક પ્રકારના અધર્મકાર્યથી નિવૃત્તિ લેવી તે. ૨. ઉપભોગ-પરિભોગ પરિમાણ વ્રત – જેમાં બહુ જ અધર્મનો સંભવ હોય તેવાં ખાનપાન, ઘરેણાં, કપડાં, વાસણકૂસણ વગેરેનો ત્યાગ કરી, ઓછા અધર્મવાળી વસ્તુઓનું પણ ભોગ માટે પરિમાણ બાંધવું તે. ૩. અનર્થદંડત્યાગવ્રત – પોતાના ભોગરૂપ પ્રયોજન માટે થતા અધર્મવ્યાપાર સિવાય બાકીના બધા અધર્મ વ્યાપારથી નિવૃત્તિ લેવી, અર્થાત્ નિરર્થક કોઈ પ્રવૃત્તિ ન કરવી તે. ૪. સામાયિક વ્રત – કાળનો અભિગ્રહ લઈ, અર્થાત્ અમુક વખત સુધી અધર્મપ્રવૃત્તિનો ત્યાગ કરી, ધર્મપ્રવૃત્તિમાં સ્થિર થવાનો અભ્યાસ કરવો તે. ૫. દેશાવકાશિક વ્રત – દિશા હમેશને માટે કરાવી મૂકેલ હોય છતાં તેના પરિમાણની મર્યાદા-માંથી પણ વખતે વખતે પ્રયોજન પ્રમાણે ક્ષેત્રનું પરિમાણ નક્કી કરી, તેની બહાર દરેક પ્રકારના અધર્મકાર્યથી નિવૃત્તિ લેવી તે. ૬. પૌષધોપવાસ વ્રત – આઠમ-ચૌદશ-પૂનમ કે બીજી હરકોઈ તિથિએ ઉપવાસ સ્વીકારી, બધી વરણાગીનો ત્યાગ કરી, ધર્મજાગરણમાં તત્પર રહેવું તે. ૭. યથાસંવિભાગવ્રત –

ન્યાયથી પેદા કરેલ અને છતાં ખપે તેવી જ ખાનપાનાદિ યોગ્ય વસ્તુઓનું ઉભય પક્ષને લાભ થાય તેવી રીતે શુદ્ધ ભક્તિભાવપૂર્વક સુપાત્રને દાન કરવું તે.[1]

આ બાર ઉપરાંત, કષાયનો અંત આણવા માટે તેમને નભવાનાં અને તેમની પુષ્ટિનાં કારણો ઘટાડવાપૂર્વક તેમને પાતળા કરવારૂપ સંલેખનાવ્રત પણ છે. તે વ્રત ચાલુ શરીરનો અંત આવે ત્યાં સુધી લેવાનું હોવાથી તે મારણાંતિક સંલેખના કહેવાય છે. એ વ્રત ગૃહસ્થો પણ શ્રદ્ધાપૂર્વક સ્વીકારી તેને સંપૂર્ણ પાળે છે.

મહાવીર સ્વામીએ ઉપાસકદશાસૂત્રમાં ગૃહસ્થધર્મનાં વ્રતો ઉપદેશ્યાં છે, તેમની સાથે તે વ્રતોના અતિચારો ઉપદેશ્યા છે. જે જાતનાં સ્ખલનોથી કોઈ પણ સ્વીકારેલો ગુણ મલિન થાય, અને ધીરેધીરે હ્રાસ પામી ચાલ્યો જાય, તેવાં સ્ખલનો અતિચાર કહેવાય છે. સ્થૂલ હિંસાદિના ત્યાગ વગેરેની પ્રતિજ્ઞામાં બાજને પણ કેટલો ત્યાગ કેળવવો પડે છે, એ સમજાવવા માટે અને વ્રતોનું ગાંભીર્ય ખ્યાલમાં આણવા માટે વ્રતોના અતિચારો બતાવવામાં આવ્યા છે.

૧. સ્થૂલ હિંસાના ત્યાગની પ્રતિજ્ઞા લેનાર શ્રાવકે કોઈને બાંધવો નહીં, કોઈનો વધ ન કરવો, અંગપ્રત્યંગ ન કાપવું, ગજા ઉપરાંત ભાર ન ભરવો કે કામ ન કરાવવું, તથા કોઈનું ખાનપાન બંધ ન કરાવવું.

૨. સ્થૂલ મૃષાવાદના ત્યાગી શ્રમણોપાસકે કોઈના ઉપર વગર વિચાર્યે આળ ન મૂકવું, કોઈની ગુપ્ત વાત પ્રકાશિત ન કરવી, સ્ત્રીની ગુપ્ત વાતો પ્રકાશિત ન કરવી, ખોટી સલાહ ન આપવી, અને ખોટા લેખ ન કરવા.

---

૧. આ શિક્ષાવ્રતોનો તત્ત્વાર્થસૂત્રમાં ક્રમ આ પ્રમાણે છે: ૧. ૫, ૩. ૪. ૬. ૨. ૭. ઉવવાઈયસૂત્રમાં ક્રમ આ પ્રમાણે છે: ૩. ૧. ૨. ૪. ૫. ૬. ૭.

૩. સ્થૂલ ચૌર્યના ત્યાગી શ્રમણોપાસકે ચોરીનો માલ ન રાખવો, ચોરી કરવા પ્રેરણા ન કરવી, બે વિરોધી રાજ્યે નિષિદ્ધ કરેલી સીમાનું ઉલ્લંઘન ન કરવું, ખોટાં તોલાં કે માપ ન રાખવાં, અને સેળભેળ કરીને કે બનાવટી વસ્તુને મૂળની જગાએ બતાવીને વહેવાર ન કરવો.

૪. સ્વદારસંતોષવ્રતના ધારક શ્રમણોપાસકે વેશ્યાગમન ન કરવું, કુમારી કે વિધવાનો સંસર્ગ ન કરવો, બીજી સ્ત્રીઓ સાથે શૃંગારચેષ્ટા ન કરવી, બીજાના વિવાહો નહીં કરવા અને કામભોગમાં તીવ્રાભિલાષ નહીં કરવો.

૫. ઇચ્છાવિધિપરિમાણના ધારક શ્રમણોપાસકે ક્ષેત્રવાસ્તુ, હિરણ્યસુવર્ણ, દ્વિપદચતુષ્પદ, ધનધાન્ય અને ઘરવખરાના નક્કી કરેલા પ્રમાણનું ઉલ્લંઘન નહીં કરવું.

૬. દિગ્વ્રત ધારણ કરનાર શ્રમણોપાસકે ઊર્ધ્વદિશાના, અધોદિશાના, અને તિર્યગ્‌દિશાના પ્રમાણનું ઉલ્લંઘન ન કરવું, વ્યાપાર કે કોઈ વ્યવહારુ કામ માટે ધારેલા ક્ષેત્રના માપમાં વૃદ્ધિ ન કરવી, કે એકનું બાકી રહેલું માપ બીજામાં ન વધારવું. તેમજ પ્રવાસને અંગે ચોક્કસ સ્મૃતિ રાખવી.

૭. ઉપભોગ-પરિભોગ-પરિમાણ ધારણ કરનાર શ્રમણોપાસકે ભોજનાશ્રિત અને કર્માશ્રિત એમ બે પ્રકારના તેના ભેદ સમજવા.

ભોજનાશ્રિત ઉપભોગ-પરિભોગ-પરિમાણની મર્યાદાને સુરક્ષિત રાખવાને અંગે કોઈ પણ સજીવ વસ્તુ નહીં ખાવી, સજીવ વસ્તુ સાથે સંબંધવાળી વસ્તુ પણ ન ખાવી, કાચી ઔષધિ ન ખાવી, બરાબર નહીં પાકેલી ઔષધિ નહીં ખાવી, અને તુચ્છ ઔષધિ નહીં ખાવી.

કર્માશ્રિત ઉપભોગ-પરિભોગ-પરિમાણની મર્યાદા સુરક્ષિત

રાખવાને અંગે પંદર પ્રકારનાં કર્માદાનો[1] ન કરવાં. જેમ કે, જેમાં અંગારાનો ઉપયોગ કરવો પડે તેવો વેપાર ન કરવો; જેમાં વનોનો નાશ કરવો પડે તેવી પ્રવૃત્તિ ન કરવી; સંખ્યાબંધ ગાડાં વગેરે વાહનો બનાવવાનો અને વેચવાનો વેપાર ન કરવો; ગાડાં વગેરે વાહનો ભાડે ફેરવવાનો ધંધો ન કરવો; ભોંય ફાડવી પડે તેવો ધંધો ન કરવો; હાથીદાંત-શંખ-કચકડા વગેરેનો વેપાર ન કરવો; લાખ વગેરેનો વેપાર ન કરવો; સુરા વગેરે રસોનો વેપાર ન કરવો; સોમલ વગેરે વિષોનો વેપાર ન કરવો; કેશનો વેપાર ન કરવો; ઘાણી–કોલાં વગેરે ચલાવવાનો ધંધો ન કરવો; ખસી વગેરે કરવાનો ધંધો ન કરવો; ખેતર–જંગલ વગેરે સાફ કરવા માટે દવ મૂકવાનો ધંધો ન કરવો; સરોવરો–તળાવો–ધરાઓ વગેરે જળાશયો પૂરવાનો ધંધો ન કરવો; દાસીઓ કે ગુલામો દ્વારા આજીવિકા ન ચલાવવી. તેમજ હિંસક પ્રાણીઓનો વેપાર કે પોષણ ન કરવું.

૮. અનર્થદંડના ત્યાગની પ્રતિજ્ઞાવાળા શ્રમણોપાસકે કામોત્તેજક વાતો ન કરવી; ભાંડની પેઠે શરીરના ચાળા ન કરવા; બકબકાટ ન કરવો; મુશળ, કોદાળી, તરવાર, વગેરે સાધનોથી સંયુક્ત ન રહેવું; અને ઉપભોગપરિભોગના નક્કી કરેલા પ્રમાણથી ચલિત ન થવું.

૯. પ્રતિદિન સામાયિક કરનાર શ્રમણોપાસકે મન, વાચા અને કાયાનો દુષ્ટ પ્રયોગ ન કરવો, અમુક નિયત વખતે સામાયિક કરવું જ એવી સામાયિકને અંગેની સ્મૃતિ તાજી રાખવી, અને સામાયિકને અવ્યવસ્થિત રીતે ન કરવું.

૧૦. દેશાવકાશિક વ્રતની મર્યાદા ધારણ કરનાર શ્રાવકે પોતાની મર્યાદાનો ભંગ થાય એવી રીતે સંદેશા વગેરે દ્વારા

---

૧. જે પ્રવૃત્તિ કરવામાં સંયમનો અવકાશ જ ન રહે તેનું નામ કર્માદાન છે.

કાંઈ મંગાવવું નહીં; તે માટે ખાસ કોઈને મોકલવો નહીં; તે માટે કોઈ પ્રકારનો અવાજ ન કરવો; આંખ વગેરેથી ઈશારા ન કરવા; અને તે માટે કાંઈ ફેંકવું-કરવું નહીં.

૧૧. પૌષધોપવાસ કરનાર શ્રમણોપાસકે તપાસ્યા વિનાનાં કે બરોબર નહીં તપાસેલાં એવાં આસન કે પથારી વગેરેનો ઉપયોગ ન કરવો; સાફ કર્યા વિનાનાં કે બરાબર સાફ નહીં કરેલાં એવાં આસન કે પથારી વગેરેનો ઉપયોગ ન કરવો; તપાસ્યા વિનાનાં કે બરાબર નહીં તપાસેલાં શૌચ કે લઘુશંકાનાં સ્થાનોનો ઉપયોગ નહીં કરવો; સાફ કર્યા વિનાનાં કે બરાબર સાફ નહીં કરેલાં એવાં શૌચ કે લઘુશંકાનાં સ્થાનોનો ઉપયોગ નહીં કરવો; અને પૌષધોપવાસ અવ્યવસ્થિતપણે ન કરવો.

૧૨. યથાસંવિભાગવ્રત ધારણ કરનાર શ્રમણોપાસકે ન આપવાની વૃત્તિથી ભોજનસામગ્રીને સચેત વસ્તુમાં ન મૂકવી કે સચેત વસ્તુથી ન ઢાંકવી; અયોગ્ય સમયે દાન દેવાનો ઢોંગ ન કરવો; ન આપવાની બુદ્ધિથી પોતાનું હોય તેમ છતાં બીજાનું ન કહેવું, અને બીજાની હરિફાઈ કરીને ન આપવું.

જીવિતનું પર્યવસાન આવેલું જાણીને જે શ્રમણોપાસક અપશ્ચિમ મારણાંતિક સંલેખનાવ્રતની આરાધના કરવા ઇચ્છે, તેણે આ લોકની, પરલોકની, જીવિતની, મરણની અને કામભોગોની આસક્તિ ન રાખવી.

અભયકુમારે ભગવાન મહાવીરની પાસે ઉપર પ્રમાણે સાંભળેલો પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રત એમ બાર પ્રકારનો શ્રાવકધર્મ સ્વીકાર્યો.

## ૯

# વિદેહ તરફ

### ૧. ઋષભદત્ત અને દેવાનંદા

[ ૧૩ મું ચોમાસું ]

આ પ્રમાણે દીક્ષા તથા ઉપદેશ આપતાં આપતાં વર્ષાકાળ પણ રાજગૃહમાં જ પૂરો કરી ભગવાન ત્યાંથી હવે વિદેહ તરફ ચાલ્યા. વિદેહદેશ તો તેમની જન્મભૂમિ કહેવાય. જે ભૂમિમાંથી એકલા કોઈ અગમ્ય માર્ગની શોધમાં તે ચાલી નીકળ્યા હતા, તે ભૂમિમાં પોતાનું લક્ષ્ય સિદ્ધ કરી, જ્યારે તે દાખલ થયા હશે, ત્યારે તેમના હૃદયમાં કાંઈ લાગણી થઈ હશે કે નહીં, તે તો કોણ કહી શકે ? પરંતુ તેમનાં સંબંધીઓ તો તેમને સ્વસ્થ થઈ બાર–તેર વર્ષના ગાળા પછી પાછા ફરેલા જોઈ જરૂર રાજી થયાં હશે.

બ્રાહ્મણકુંડગ્રામે મહાવીર આવતાં તેમનાં ખરાં માતપિતા ઋષભદત્ત બ્રાહ્મણ અને દેવાનંદા બ્રાહ્મણી જલદી જલદી તેમનાં દર્શને આવ્યાં. દેવાનંદાની આંખો અશ્રુથી ભીની થઈ ગઈ. અને તેના સ્તનમાંથી દૂધની ધારા છૂટવા માંડી. અનિમેષ નયનોએ મહાવીર તરફ જ જોયા કરતી માતા, ઘડીભર પોતાને ધન્ય માનતી ઊભી રહી. આ વાત પાસે બેઠેલા ગૌતમાદિનું ધ્યાન ખેંચ્યા વિના ન રહી. કોઈ અજાણી લાગતી સ્ત્રી માતૃભાવે પાસે આવી મહાવીરને પોતાના સ્તન્યથી નવરાવતી અનિમેષ દૃષ્ટિએ ઊભી રહે, તે વસ્તુ હરકોઈના કુતૂહલનું કારણ થાય જ. ગૌતમે તરત જ અંજલિ જોડીને પૂછ્યું, 'ભગવન્! આ શું ? અમે તો તમને ત્રિશલા ક્ષત્રિયાણીના પુત્ર જાણીએ

છીએ. તો પછી આ સ્ત્રીને અચાનક તમને જોતાં પાનો કેમ ચડી આવ્યો, તથા તે તમારી તરફ અનિમેષ દૃષ્ટિએ જોતી આમ કેમ શૂન્યમૂન્ય થઈને ઊભી છે?'

ભગવાને ગૌતમને જવાબ આપ્યો: 'હે ગૌતમ! હું ખરી રીતે આ સ્ત્રીને પેટે જ ઉત્પન્ન થયો છું. તે જ મારી ખરી માતા છે. તેથી જ તેને આ પ્રમાણે થયું છે.'

જે કુળમાં મોક્ષ પ્રાપ્ત કરનાર પુત્ર જન્મે, તેની આગળ-પાછળની ઈકોતેર પેઢીઓ તરી જાય છે, એવી લોકવાયકા છે. મહાવીર જેવા પુત્રને ધારણ કરનાર માતપિતાનો જન્મ એ દૃષ્ટિએ પણ સફળ થવો જ જોઈએ. ભગવાન તો અહં-મમત્વ વિનાના હતા; પરંતુ તેમના જેવા ઉપર અહં-મમત્વ ધારનારને લાભ થયા વિના કેમ રહે? ભગવાને તે પ્રસંગે સૌને ઉદ્દેશીને જે ધર્મોપદેશ કર્યો, તે તેમનાં માતપિતાને તો હૃદય સોંસરવો જ ઊતરી ગયો. તેઓએ તરત સંસારત્યાગ કરી, પુત્ર પાસે તેણે બતાવેલ માર્ગની દીક્ષા લીધી. ભગવાને પોતાની માતાને આર્યા ચંદનાની સંભાળ હેઠળ મૂક્યાં. અને કથાકાર કહે છે કે, ભગવાનનાં માતપિતા, યથાયોગ્ય અધ્યયન તથા તપકર્મ કરી, અંતે સાઠ ટંકના ઉપવાસ કરી, તે જન્મે જ સિદ્ધ-બુદ્ધ તથા મુક્ત થયાં.

ધન્ય છે, તે પુત્રને; અને ધન્ય છે તે માતપિતાને.

### ૨. જમાલિ અને પ્રિયદર્શના

બ્રાહ્મણકુંડગ્રામની પશ્ચિમ દિશાએ એ જ પ્રદેશમાં ક્ષત્રિય-કુંડ આવેલું હતું. તેમાં ભગવાનનાં લૌકિક ક્ષત્રિય માતપિતા તથા તે સંબંધનાં સગાંવહાલાં રહેતાં હતાં. સિદ્ધાર્થ ક્ષત્રિય, તથા ત્રિશલા ક્ષત્રિયાણી તો ભગવાનની દીક્ષા પહેલાં જ દેવલોક-વાસી થયાં હતાં. હવે તેમનાં નિકટનાં સંબંધીઓમાં બાકી રહ્યાં ભગવાનની પુત્રી પ્રિયદર્શના અને તેનો પતિ જમાલિ. લૌકિક દૃષ્ટિએ ભગવાનના મોટાભાઈ ગણાતા નંદિવર્ધન તે

વખતે હયાત જ હતા. પરંતુ ભગવાનનાં પત્ની હયાત હતાં કે નહીં, તથા બધાં ભેગાં તે ભગવાનનાં દર્શન પામ્યાં હતાં કે નહીં, તે વિષે કશી માહિતી મળી શકતી નથી.

ભગવાન બ્રાહ્મણકુંડમાંથી નીકળી હવે ક્ષત્રિયકુંડમાં આવ્યા. ત્યાં નંદિવર્ધન, જમાલિ, પ્રિયદર્શના વગેરે સૌ તેમનાં દર્શને આવ્યાં. ભગવાનનો ધર્મોપદેશ સાંભળ્યા બાદ જમાલિ ભગવાનને પ્રદક્ષિણાદિ કરીને બોલ્યો. 'હે ભગવન્! મને તમે ઉપદેશેલા નિર્ગ્રંથ માર્ગ ઉપર શ્રદ્ધા થઈ છે, વિશ્વાસ થયો છે, તથા રુચિ થઈ છે. હે ભગવન્! તે માર્ગ અનુસાર વર્તવાને હું તૈયાર છું. હે ભગવન્! તમે જે ઉપદેશ આપો છો, તે તેમજ છે, સત્ય છે, તથા અસંદિગ્ધ છે; પરંતુ હે દેવાનુપ્રિય! મારાં માતપિતાની રજા માગીને હું આપની પાસે દીક્ષિત થઈ, ગૃહવાસનો ત્યાગ કરી, સાધુપણું સ્વીકારવા ઇચ્છું છું.'

પછી જમાલિકુમાર પોતાને ઘેર ગયો. અને માતપિતાને ભગવાનના ધર્મોપદેશની અને તેમાં પોતાને થયેલી રુચિની વાત કરી. તે જાણી, તેનાં માતપિતા તેના પુણ્યશાળીપણાથી ખુશ થયાં. પરંતુ જ્યારે તેણે સંસારભયથી ઉદ્વિગ્ન થઈ સાધુ થવાની વાત કરી, ત્યારે તેની માતા ચોંકી ઊઠી.

તે બોલી, 'હે જાત! તું મારો ઇષ્ટ, કાંત, અને પ્રિય છે; આભરણની પેટી જેવો, અને જીવિતના ઉત્સવ જેવો આનંદજનક છે; ઊંબરાના પુષ્પની પેઠે તારા નામનું શ્રવણ પણ દુર્લભ છે, તો તારું દર્શન તો દુર્લભ હોય તેમાં નવાઈ શી? તારો વિયોગ મારાથી એક ક્ષણ પણ સહન નહીં થઈ શકે. માટે (મહાવીરની પેઠે) હું જીવું છું, ત્યાં સુધી તું ઘેર જ રહે; પછી કુલવંશતંતુની વૃદ્ધિ કરીને વૃદ્ધાવસ્થામાં તું સાધુ થજે.'

જમાલિએ જવાબ આપ્યો: 'હે માતપિતા! આ મનુષ્યભવ અનેક જન્મ–જરા–મરણ–રોગ વગેરે શારીરિક અને માન-

સિક દુઃખોની અત્યંત વેદનાથી અને સેંકડો સંકટોથી પીડિત છે, અને સંધ્યાના રંગ જેવો, પરપોટા જેવો, ડાભની સળી ઉપર રહેલા જલબિંદુ જેવો, સ્વપ્નદર્શન જેવો, અને વીજળીના ચમકારા જેવો ચંચળ તથા અધ્રુવ છે. સડવું–પડવું–અને નાશ પામવો એ તેનો ધર્મ છે. પહેલાં કે પછી તેનો અવસ્ય ત્યાગ કરવાનો છે; તેમજ હે માતપિતા! કોણ જાણે છે કે, કોણ પ્રથમ જશે અને કોણ પછી જશે? માટે તમારી અનુમતિથી હું તો હમણાં જ ભગવાન પાસે પ્રવ્રજ્યા લેવા ઇચ્છું છું.'

માતા — હે પુત્ર! તારું શરીર ઉત્તમ રૂપ, લક્ષણ, વ્યંજન (મસા, તલ વગેરે સામુદ્રિક ચિહ્નો) અને ગુણોથી યુક્ત છે, તથા ઉત્તમ બળ, વીર્ય અને સત્ત્વવાળું છે. તું વિજ્ઞાનમાં વિચક્ષણ છે, સૌભાગ્યગુણથી ઉન્નત છે, કુલીન છે, અત્યંત સમર્થ છે, અનેક પ્રકારના વ્યાધિ અને રોગથી રહિત છે, તેમજ નિરુપહત, ઉદાત્ત અને મનોહર છે. માટે હે પુત્ર! જ્યાં સુધી તારા શરીરમાં રૂપ-યૌવનાદિ ગુણો છે, ત્યાં સુધી તું તેનો ઉપભોગ કર; પછી અમારા મરણ બાદ, કુલતંતુની વૃદ્ધિ કરી. વૃદ્ધાવસ્થામાં તું સાધુ થજે.

જમાલિ — હે માતા! આ શરીર દુઃખનું ઘર છે; અનેક વ્યાધિઓનું સ્થાન છે; અસ્થિ સ્નાયુ અને નાડીના સમૂહનું બનેલું છે; માટીના વાસણ જેવું દુર્બલ છે; અશુચિથી ભરેલું છે; તેની સારવાર નિરંતર કરવી પડે છે; તથા જીર્ણ ઘરની પેઠે સડવું, પડવું અને નાશ પામવો એ તેના સહજ ધર્મો છે. વળી એ શરીર પહેલાં કે પછી અવસ્ય છોડવાનું છે. તેમજ હે માતાપિતા! કોણ જાણે છે કે કોણ પહેલાં જશે અને કોણ પછી જશે?

માતા — હે પુત્ર! તારે આ આઠ સ્ત્રીઓ છે. તે વિશાળ કુળમાં ઉત્પન્ન થયેલી છે; રૂપ-લાવણ્ય-યૌવનથી યુક્ત છે; સમાન કુલથી આણેલી, કલામાં કુશલ અને સર્વકાળ લાડસુખને યોગ્ય

છે; માર્દવગુણથી યુક્ત, નિપુણ, વિનયોપચારમાં પંડિત અને વિચક્ષણ છે; સુંદર-મિત અને મધુર બોલવામાં, તેમજ હાસ્ય-કટાક્ષ-ગતિ-વિલાસ અને સ્થિતિમાં વિશારદ છે; ઉત્તમ કુલ અને શીલથી શોભિત છે; વિશુદ્ધ કુલરૂપ વંશતંતુની વૃદ્ધિ કરવામાં સમર્થ યૌવનવાળી છે; મનને અનુકૂળ અને હૃદયને ઇષ્ટ છે; ગુણો વડે પ્રિય અને ઉત્તમ છે; તેમજ હંમેશાં ભાવમાં અનુરક્ત અને સર્વ અંગમાં સુંદર છે. માટે હે પુત્ર! તું એ સ્ત્રીઓ સાથે મનુષ્યસંબંધી વિશાલ કામભોગો ભોગવ; ત્યાર પછી ભુક્તભોગી થઈ, વિષયોની ઉત્સુકતા દૂર થયા બાદ, અમારા મૃત્યુ પછી દીક્ષા લેજે.

जमालि — હે માતા! મનુષ્ય સંબંધી કામભોગો અશુચિ, અને અશાશ્વત છે; વાત-પિત્ત-શ્લેષ્મ-નાસિકાનો મેલ-વમન-પિત્ત-પરુ-શુક્ર અને શોણિતથી ઉત્પન્ન થયેલા છે; વળી તે અમનોજ્ઞ તથા ખરાબ મૂત્ર અને દુર્ગંધી વિષ્ટાથી ભરપૂર છે; મડદા જેવી ગંધવાળા ઉચ્છ્વાસથી અને અશુભ નિઃશ્વાસથી ઉદ્વેગ ઉત્પન્ન કરે છે; બીભત્સ, હલકા અને અશુભ દ્રવ્યોના સ્થાનરૂપ હોવાથી દુઃખરૂપ અને સર્વ મનુષ્યોને સાધારણ છે; શારીરિક અને માનસિક અત્યંત દુઃખ વડે સાધ્ય છે; અજ્ઞાની જનથી જ સેવાયેલા છે; સાધુ પુરુષો વડે હંમેશાં નિંદાયેલા છે; અનંત સંસારની વૃદ્ધિ કરનારા છે; પરિણામે કટુક ફળવાળા છે, અને બળતા ઘાસના પૂળાની પેઠે મૂકી ન દઈએ તો દુઃખાનુબંધી અને મોક્ષમાર્ગમાં વિઘ્નરૂપ છે.

माता — હે પુત્ર! અર્યા (પિતામહ) – પર્યા (પ્રપિતામહ) અને પિતાના પર્યા થકી આવેલું અખૂટ દ્રવ્ય તારી પાસે વિદ્યમાન છે; તે તારે સાત પેઢી સુધી પુષ્કળ દાન દેવાને, પુષ્કળ ભોગવવાને અને પુષ્કળ વહેંચવાને પૂરતું છે. માટે તેના વડે પ્રથમ માનુષિક કામભોગો ભોગવ; પછી ભુક્તભોગી થઈ વૃદ્ધાવસ્થામાં દીક્ષા લેજે.

जमालि — હે માતા! એ હિરણ્ય વગેરે અગ્નિને સાધારણ છે, ચોરને સાધારણ છે, રાજાને સાધારણ છે, મૃત્યુને સાધારણ છે, તથા દાયાદ (ભાયાત)ને સાધારણ છે. વળી તે અધ્રુવ, અનિત્ય અને અશાશ્વત છે. તેમજ કોણ જાણે છે કે પહેલાં કોણ જશે અને પછી કોણ જશે?...માટે હું તો હમણાં જ પ્રવ્રજ્યા લેવા ઇચ્છું છું.

આમ જ્યારે જમાલિનાં માતાપિતા કોઈ રીતે તેને સમજાવવાને શક્તિમાન ન થયાં, ત્યારે વગર ઇચ્છાએ તેમણે તેને દીક્ષા લેવા અનુમતિ આપી. પછી જમાલિએ પંચમુષ્ટિક લોચ[1] કરી, ભગવાન પાસે આવીને પ્રવ્રજ્યા લીધી. જમાલિની સ્ત્રી અને ભગવંતની પુત્રી પ્રિયદર્શનાએ પણ એક હજાર સ્ત્રીઓ સાથે ભગવાન પાસે દીક્ષા લીધી.[2] જમાલિ હવે નિરંતર ભગવાન સાથે જ રહે છે, અને તે જ્યાં જાય ત્યાં જાય છે, પ્રિયદર્શના પણ આર્યા ચંદનાની દેખરેખ હેઠળ વિવિધ તપ કરતી સાથે જ વિચરે છે. અનુક્રમે જમાલિએ અગિયાર અંગોનું અધ્યયન સમાપ્ત કર્યું, એટલે ભગવાને તેને પાંચસેં ક્ષત્રિય મુનિઓનો આચાર્ય બનાવ્યો. ત્યાર બાદ તે ચાર ટંક, છ ટંક, આઠ ટંક વગેરેના ઉપવાસ તેમજ બીજું પણ દેહદમન કરે છે, અને ભગવાન સાથે જ રહે છે.

[પ્રસંગવશાત્ જમાલિની બાકીની જીવનકથા પણ અહીં જ પૂરી કરવામાં આવે છે.]

કેટલાક વખત બાદ[3] તેણે એક વખત ભગવાન પાસે

૧. પાંચ મૂઠી ભરી શરીરના બધા વાળ ખેંચી કાઢવા તે.

૨. ભગવતીસૂત્રમાં કે જ્યાં જમાલિનું આ બધું ચરિત્ર આપ્યું છે, ત્યાં તેની સ્ત્રી પ્રિયદર્શના ભગવાનની પુત્રી થતી હતી, એવો કશો ઉલ્લેખ નથી.

૩. અર્થાત્ શ્રી. કલ્યાણવિજયજીની ગણતરી પ્રમાણે મહાવીરની દીક્ષાના ૨૪ મા વર્ષમાં, અથવા કેવળજ્ઞાનના ૧૨ મા વર્ષમાં.

આવીને કહ્યું, 'હે ભગવન્! હું આપની અનુમતિથી પાંચસે સાધુઓની સાથે બહારના દેશોમાં વિહાર કરવા ઇચ્છું છું.'

ભગવાનને જમાલિની યોગ્યતા વિષે હજુ ખાતરી ન હોવાથી, અથવા ભવિતવ્યતાના ભણકારા તે સાંભળી શક્યા હોય તે કારણે – તેમણે કશો જવાબ ન આપ્યો, પરંતુ મૌન રાખ્યું.

જમાલિએ તેમને તે પ્રમાણે ત્રણ વાર કહ્યું, પરંતુ ભગવાન મૌન જ રહ્યા.

પછી જમાલિ તેમના મૌનને અનુમતિ ગણી લઈ, પાંચસો સાધુઓ સાથે બહારના દેશોમાં ચાલી નીકળ્યો. પ્રિયદર્શના પણ હજાર સાધ્વીઓ સાથે તેની પાછળ ગઈ.

એક વખત જમાલિએ શ્રાવસ્તીના કોષ્ઠક ચૈત્યમાં આવી પડાવ નાખ્યો. ભગવાન મહાવીર તે વખતે ચંપા નગરીના પૂર્ણભદ્ર ચૈત્યમાં ઊતર્યા હતા. જમાલિને રસરહિત, લૂખું, તુચ્છ, ભૂખ-તરસનો કાળ વીતી ગયા પછીનું, પ્રમાણથી વધારે કે ઓછું, એવું તથા વાસી પાનભોજન વારંવાર ખાવામાં આવ્યાથી શરીરમાં મોટો વ્યાધિ થયો. તેનું શરીર પિત્તજ્વરથી વ્યાપ્ત હોવાથી તેને દાહ પણ થયો. વેદનાથી પીડિત થઈ તેણે પોતાના સાધુઓને કહ્યું, 'હે દેવાનુપ્રિયો! તમે જલદી મારે માટે પથારી પાથરો.' સાધુઓ તરત પથારી પાથરવા લાગ્યા. પરંતુ જમાલિએ અત્યંત વેદનાથી વ્યાકુલ થઈ, તેમને ફરી બોલાવીને પૂછ્યું, 'હે દેવાનુપ્રિયો! મારે માટે પથારી પાથરી?' ત્યારે તેઓએ કહ્યું કે, 'હજુ પાથરી નથી, પણ પથરાય છે.'

સાધુઓના આ જવાબે, અને અધિકાર વિના અનુકરણ ખાતર કરેલી ઉગ્ર તપશ્ચર્યાથી આવેલી આ માંદગીએ જમાલિના જીવનમાં વિચિત્ર પલટો આણી દીધો. એ નિરર્થક તપશ્ચર્યાની કિંમત હવે તેને મનથી ઊતરી ગઈ. અને તેણે પોતાને માટે

નવો જ માર્ગ વિચારવા માંડ્યો. પેલા સાધુઓનો જવાબ તેમાં નિમિત્તભૂત થયો.

માણસનું મન પોતાના નિર્ણયો કરવામાં કેટલીકવાર કેવા તુચ્છ નિમિત્તથી દોરાઈ જાય છે! અથવા કહો કે, માણસનું મન પોતાને ગમતા નિર્ણયોનું સમર્થન કરવામાં કેવાં ગમે તેવાં તરણાંનો પણ આધાર આપવાનો પ્રયત્ન કરે છે! જમાલિનું હવેનું ચરિત તેનો દાખલો પૂરે છે.

મહાવીર એમ કહેતા કે, કોઈ પણ ક્રિયા કરાવા લાગી, એટલે [ કર્મબંધનની દૃષ્ટિએ તો ] તે કરાઈ ચૂકી, એમ જ માનવું જોઈએ. વચમાં કોઈ અકસ્માતથી વિઘ્ન આવે, અને તે ક્રિયા સંપૂર્ણ ન થાય, તો પણ તેથી તે ક્રિયા કરવાના સંકલ્પ કરનાર માટે તો તે ક્રિયા થઈ ચૂકી જ ગણાય. કારણ કે તે ક્રિયા કરવા ઇચ્છનારે, પોતા પૂરતો તો નિશ્ચય કરી લીધો જ હતો, તેમજ તે કરવાની શરૂઆત પણ કરી જ લીધી હતી. આ સિદ્ધાંતને આધારે જ મહાવીર પોતાના પ્રતિસ્પર્ધીઓએ જૈન સાધુઓ ઉપર કરેલા બે આક્ષેપોનો પરિહાર કરેલો છે. એ બંને આક્ષેપો ભગવતીસૂત્રમાં સંઘરાયા છે; અને તે બંને આ જમાલિવાળા પ્રસંગનું રહસ્ય સમજવામાં ઉપયોગી થાય તેવા છે.

ભગવતીસૂત્ર શતક ૮, ઉદ્દેશક ૭ માં નીચેનો પ્રસંગ છે: રાજગૃહનગરમાં ગુણશિલક ચૈત્યની આસપાસ થોડે દૂર અન્યતીર્થિકો (જુદા સંપ્રદાયના સાધુઓ) રહેતા હતા. તેઓ ભગવાનના સ્થવિરોને આવીને કહેવા લાગ્યા કે, 'તમે અસંયમી અને પાપી છો; કારણ કે તમે અદત્ત (કોઈએ નહીં આપેલ) પદાર્થનું ગ્રહણ કરો છો, અદત્ત પદાર્થને ખાઓ છો, અને અદત્તનો સ્વાદ લો છો. કારણ કે, તમને આપવામાં આવતો પદાર્થ જ્યાં સુધી તમારા પાત્રમાં પડ્યો નથી, તેવામાં વચમાંથી કોઈ તે પદાર્થને લઈ લે, તો દાતા ગૃહસ્થના પદાર્થનું અપહરણ

થયું કહેવાય; પણ તમારા પદાર્થનું અપહરણ થયું ન કહેવાય. માટે તમે અદત્તનું ગ્રહણ અને ભોજન કરનારા હોઈ, ચોર, પાપી, અસંયમી છો !'

ત્યારે પેલા સ્થવિરોએ જવાબ આપ્યો કે, હે આર્યો ! અમારા ભગવાનને મતે અપાવા માંડેલું તે અપાયેલું જ છે. ગ્રહણ કરાવા માંડેલું, તે ગ્રહણ કરાયેલું જ છે; અને પાત્રમાં નખાવા માંડેલું, તે નંખાયેલું જ છે. માટે, દાતાએ અમને આપવા માંડેલો પદાર્થ અમને અપાઈ ચૂકેલો હોવાથી, તે અમારા પાત્રમાં પડે તેવામાં વચ્ચેથી કોઈ તે પદાર્થનો અપહાર કરે, તો તે અમારા પદાર્થનો અપહાર થયો કહેવાય. માટે અમે અસંયમી નથી.

બીજો પ્રસંગ આઠમા શતકના પાંચમા ઉદ્દેશકમાં છે.

રાજગૃહમાં ગૌતમે ભગવાનને પૂછયું : હે ભગવન્ ! ગોશાલકના શિષ્ય આજીવિકોએ આપણા સ્થવિર ભગવંતોને એમ પૂછયું હતું : શ્રમણના ઉપાશ્રયમાં (અહંમમત્વ ત્યાગવા-રૂપ) સામાયિકવ્રત સ્વીકારીને બેઠેલા શ્રાવકનાં વસ્ત્રાદિ કોઈ હરી જાય; તો હે ભગવન્ ! સામાયિક પૂરું થયે તે વસ્તુનું અન્વેષણ કરનારો શ્રાવક શું પોતાની વસ્તુ શોધે છે કે અન્યની ? તેમજ સામાયિક કરતા શ્રમણોપાસકની સ્ત્રીને કોઈ પુરુષ સેવે, તો તે તેની સ્ત્રીને સેવે છે કે, અન્યની સ્ત્રીને ?

મહાવીરે જવાબ આપ્યો, 'હે ગૌતમ ! તે શ્રાવક પોતાની વસ્તુ શોધે છે, પણ અન્યની વસ્તુ નથી શોધતો. કારણ કે, સામાયિક કરતી વખતે જો કે તે શ્રાવકના મનમાં એવો ભાવ હોય છે કે, 'મારે હિરણ્ય નથી, મારે સુવર્ણ નથી, મારે વસ્ત્ર નથી, દ્રવ્ય નથી' ઇત્યાદિ. પરંતુ તેણે મમત્વભાવ ત્યાગ્યો નથી, તેથી હે ગૌતમ ! એમ કહેવાય છે કે, તે પોતાની વસ્તુ શોધે છે, પણ પારકાની વસ્તુ શોધતો નથી. તે જ પ્રમાણે

સામાયિક કરતા શ્રમણોપાસકની સ્ત્રીને કોઈ પુરુષ સેવે, તો તે તેની સ્ત્રીને સેવે છે, પણ અન્યની સ્ત્રીને નહીં.'

અલબત્ત, આ જાતની ઝીણવટ આપણને આજે તો માત્ર રમૂજ આપનારી જ લાગે; પરંતુ જે જમાનામાં એવી એવી વાક્ચાતુરીઓને આધારે ગમે તેવા આચારોનું સમર્થન થતું હોય, તે જમાનામાં એ ઝીણવટોનો રદિયો આપવો જ જોઈએ. જ્યાં સુધી માણસનું અહંત્વ–મમત્વ ગયું નથી, ત્યાં સુધી તેણે અમુક વ્રત દરમ્યાન છોડેલી વસ્તુ પણ તેની જ છે; અને માણસે જ્યાં અહંત્વમમત્વ છોડયું, ત્યાં તે વસ્તુ બીજાને ન મળી હોય તો પણ દાતાને મન તો ગયેલી જ છે. એટલે કામ હજુ પૂરું થયું ન હોય, તો પણ કરવા ધાર્યું અને કરવાનું શરૂ પણ કર્યું, એટલે તે કરનારની દૃષ્ટિએ તો થઈ ચૂકયું જ કહેવાય. ચોર ચોરી કરવા નીકળ્યો, અને ઈંટ ઉખાડવા પણ માંડી, પછી ગણસારો માલૂમ પડતાં, તે આખું બાકોરું પાડીને ચોરી કર્યા વિના પાછો ચાલ્યો જાય, તો પણ તેને ચોરી કરવાનું પાપ તો લાગે જ.

પરંતુ જમાલિએ હવે પેલા પથારી પાથરનારા સાધુઓના જવાબ ઉપરથી મહાવીરના સિદ્ધાંતને શબ્દ પૂરતો તો જૂઠો ઠરાવ્યો કે, 'જો મહાવીર કહે છે તે સાચું હોય, તો પથારી પાથરવા માંડી એટલે પથરાઈ ચૂકી કહેવાય; પરંતુ હું તો નજરે દેખું છું કે, પથારી હજુ પથરાઈ ચૂકી નથી, માટે મહાવીરનો સિદ્ધાંત ખોટો છે! અને જે માણસ એક વસ્તુ પણ ખોટી કહે, તેની બીજી વસ્તુઓ પણ ખોટી કેમ ન હોય? અને છતાં મહાવીર પોતાને કેવળજ્ઞાની–સર્વજ્ઞ કહાવે છે. માટે નથી તે કેવળજ્ઞાની કે સર્વજ્ઞ; અને નથી તેનું કહેવું પણ સાચું.' તેમજ મહાવીર ખોટા છે, એટલું મોટું સત્ય જોનારો તેમના કરતાં તો વધુ જ્ઞાની ખરો જ! એટલે સાજા થયા પછી,

જમાલિ મહાવીરને ખોટા — અસર્વજ્ઞ કહેતો, તથા પોતાને જ્ઞાની — જિન કહેતો વિચરવા લાગ્યો.

તેની આ વાત કેટલાકોએ માની, અને કેટલાકોએ ન માની. તેથી તે ન માનનાર તેનો ત્યાગ કરી, ભગવાન પાસે ચાલ્યા ગયા. પ્રિયદર્શનાએ તો પૂર્વ અનુરાગને કારણે જમાલિના પક્ષને જ સ્વીકાર્યો. ફરતાં ફરતાં જમાલિ જ્યાં ભગવાન મહાવીર ઊતર્યા હતા, ત્યાં ચંપામાં જ આવ્યો; અને મહાવીરને મોંએ જઈને કહી આવ્યો કે, હું જ્ઞાની છું, અને તેથી આર્હંત છું; તમે નહીં. આ કારણથી મહાવીરના સંઘે તેને સંઘ બહાર જાહેર કર્યો. જમાલિ તો સ્વચ્છંદે ફરતો, તથા પોતાના સિદ્ધાંતને કહેતો, અને પોતાની જાતને સર્વજ્ઞ માનતો પૃથ્વી ઉપર વિચરવા લાગ્યો.*

એક વખત જમાલિ શ્રાવસ્તી નગરીએ ગયો, અને નગર બહાર ઉદ્યાનમાં પરિવાર સાથે ઊતર્યો. પ્રિયદર્શના પણ તે જ નગરીમાં હજાર સાધ્વીઓ સાથે ઢંક નામના સમૃદ્ધિમાન કુંભારની શાળામાં ઊતરી. ઢંક મહાવીરનો ભક્ત તથા અનુયાયી હતો. પ્રિયદર્શનાને મહાવીરનો પક્ષ છોડી, જમાલિ જેવાના પક્ષને અનુસરતી જોઈ તેને દુઃખ થયું. તેથી તેણે પ્રિયદર્શનાને બોધ પમાડવા એક યુક્તિ કરી. તેણે અગ્નિનો એક તણખો પ્રિયદર્શનાના વસ્ત્ર ઉપર નાખ્યો. વસ્ત્રને બળતું જોઈ, પ્રિયદર્શના બોલી, અરે ઢંક, જો તારા પ્રમાદથી મારું વસ્ત્ર સળગી ગયું. ત્યારે ઢંક બોલ્યો, 'હે સાધ્વી, તમે જૂઠું ન બોલો. તમારા મત પ્રમાણે તો જ્યારે બધું વસ્ત્ર બળી જાય, ત્યારે જ તે બળ્યું એમ કહેવું ઘટિત છે. બળતું હોય એને બળી ગયું કહેવું, એ તો ભગવાન મહાવીરનું વચન છે.

---

* આ બનાવ ભગવાનની દીક્ષાના ૨૭ મા વર્ષમાં, અને કેવલજ્ઞાનના ૧૫ મા વર્ષમાં બન્યો ગણાય.

અને અત્યારના તમારા પ્રત્યક્ષ અનુભવથી તો તેમનું વચન જ સાચું લાગે છે!'

આ સાંભળી પ્રિયદર્શનાને ભાન આવ્યું. તે તરત ઢંકનો આભાર માની, જમાલિને અનુસરવું છોડી, પરિવાર સહિત ભગવાન મહાવીર પાસે આવી; અને પોતે કરેલા દોષનું પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થઈ.

પરંતુ જમાલિ તો અંત સુધી મહાવીરથી અળગો જ રહ્યો. જોકે, તેણે તપકર્મ તો ઘણાં જ આદર્યાં. તેમજ મરતી વખતે પણ તે ત્રીસ ટંકના ઉપવાસ કરીને જ મરણ પામ્યો.

તેને મરણ પામેલો જાણી ગૌતમે મહાવીરને પૂછ્યું, હે ભગવન્! જમાલિ મરીને કઈ ગતિ પામ્યો?

મહાવીરે જવાબ આપ્યો. જે જીવો આચાર્યના દ્વેષી ઉપાધ્યાયના દ્વેષી, કુલ-ગણ-અને સંઘના દ્વેષી, તથા તે બધાનો અયશ અને અકીર્તિ કરનારા હોય; તથા ઘણા અસત્ય અર્થો પ્રગટ કરી, મિથ્યા કદાગ્રહથી પોતાને અને પારકાને ભ્રાંતિમાં નાખનારા હોય, તે જીવોની ગતિને જમાલિ પામ્યો છે.[1] ત્યાંથી તિર્યંચ, મનુષ્ય અને દેવના ચાર-પાંચ ભવ કરી, તે અવશ્ય સિદ્ધ થશે અને સર્વ દુઃખોનો અંત લાવશે; કારણ કે તે બીજી રીતે રસરહિત આહાર કરતો હતો, ઉપશાંત જીવનવાળો હતો, તથા પવિત્ર અને એકાંત જીવન ગાળતો હતો. [ભગવતી૦ શતક ૯, ઉદ્દે૦ ૩૩]

---

૧. મૂળમાં તો તે લાંતક નામના છઠ્ઠા સ્વર્ગમાં અંત્યજ સમાન ગણાતા કિલ્વિષિક દેવની પદવી પામ્યો છે, એમ પણ છે.

# ૧૦

# વત્સદેશ તરફ

## ૧. જયંતીની દીક્ષા

[૧૪ મું ચોમાસું]

કેવળજ્ઞાન થયા પછીનો બીજો ચાતુર્માસ ત્યાં વૈશાલીમાં જ વિતાવીને ભગવાન વત્સદેશ તરફ ચાલ્યા. વત્સદેશમાં કેવલજ્ઞાન થતા પહેલાં જ્યારે મહાવીર ગયા હતા, ત્યારે ત્યાં શતાનીક રાજા રાજ્ય કરતો હતો, એવું આપણે આગળ જોઈ આવ્યા છીએ. [પા. ૧૮૮.] તેનું લગ્ન ચેટકની પુત્રી મૃગાવતી વેરે થયું હતું અને તેને ઉદયન નામે કુંવર જન્મ્યો હતો.

સાકેતપુર નામે નગરમાં સુરપ્રિય નામે યક્ષનું દેવાલય હતું. ત્યાં પ્રતિવર્ષ તેની પ્રતિમા ચીતરાવીને લોકો મહોત્સવ કરતા હતા. પરંતુ દર વર્ષે તે યક્ષ પોતાનું ચિત્ર ચીતરનાર ચિત્રકારનો ભોગ લેતો હતો; આથી તે નગરમાંથી ચિત્રકારો પલાયન કરવા લાગ્યા. યક્ષના ચિત્રમહોત્સવને અભાવે પ્રજામાં મહામારી ઉત્પન્ન થવાના ભયથી રાજાએ તેમને જતા અટકાવ્યા. અને તે સર્વેનાં નામ લખી, એક ઘડામાં બધી ચિઠ્ઠીઓ નાખીને તેમાંથી એક ચિઠ્ઠી કાઢતાં જેનું નામ આવે, તેણે તે વર્ષે યક્ષ ચીતરવો એવો ઠરાવ કર્યો.

કેટલોક કાળ ગયા બાદ કૌશાંબી નગરીમાંથી કોઈ ચિત્રકારનો પુત્ર ચિત્રકળા શીખવા માટે સાકેતપુર આવ્યો અને ત્યાંના કોઈ ચિત્રકારની વૃદ્ધ સ્ત્રીને ઘેર ઊતર્યો. તેને તે વૃદ્ધાના પુત્ર સાથે મૈત્રી થઈ. તે વર્ષે યક્ષનું ચિત્ર ચીતરવાનો વારો તે વૃદ્ધાના પુત્રને આવ્યો. આથી તે શોક કરવા લાગી. તેના શોકનું

કારણ જાણી લઈ પેલો યુવાન તેને સમજાવીને તેના પુત્રને બદલે જાતે ચિત્ર ચીતરવા ગયો. ત્યાં તપ, પાવિત્ર્ય, વિનય, કૌશલ્ય આદિથી યક્ષને ખુશ કરી, તેણે તેની પાસે ચિત્રકારોનો નાશ હવેથી ન કરવાનું વરદાન માગી લીધું. ખુશ થયેલા યક્ષે તે ઉપરાંત પણ બીજો વર માગવાનું કહેતાં, તે યુવાને એવો વર માગ્યો કે, મનુષ્ય, પશુ કે બીજા કોઈનો પણ એક અંશ જોઉં, તેટલા ઉપરથી તેના આખા સ્વરૂપને વાસ્તવિક આલેખવાની મને શક્તિ પ્રાપ્ત થાઓ.

યક્ષે તથાસ્તુ એમ કહ્યું, એટલે પેલો યુવાન કૌશાંબી પાછો ફર્યો. તે વખતે રાજા એક ચિત્રસભા ચીતરાવતો હતો. પેલો યુવાન પણ તે કામે લાગ્યો. એવામાં પાસેની જાળીમાંથી તેની નજરે મૃગાવતી દેવીના પગનો અંગૂઠો પડ્યો. પોતાની સિદ્ધિને બળે તેણે તેટલા ઉપરથી મૃગાવતીનું આખું ચિત્ર દોર્યું. છેવટે રાણીનાં નેત્રમાં કાળો રંગ પૂરતાં, તેની પીંછીમાંથી એક ટપકું રાણીના ચિત્રના સાથળના ભાગ ઉપર પડ્યું. તે તેણે તરત લૂછી લીધું. પણ તેવું ટપકું ત્યાં જ પાછું ફરી પડ્યું. એમ ત્રણ વાર બન્યું ત્યારે ચિત્રકારે વિચાર્યું કે જરૂર રાણીના ઉરુભાગમાં આવું લાંછન જ હશે, જેથી આમ બને છે.

એવામાં શતાનીક રાજા ત્યાં ચિત્ર જોતો જોતો આવ્યો. મૃગાવતીના ચિત્રમાં સાથળ ઉપર જ રાણીને વસ્તુતાએ હતું તેવું જ ચિહ્ન ચિત્રકારે ચીતરેલું જોઈ, રાજાને એની ઉપર વહેમ આવ્યો. વસ્ત્રની અંદર રહેતું સાથળ ઉપરનું ચિહ્ન આ ચિત્રકાર ક્યાંથી જાણે? એ ઉપરથી તેને પ્રાણદંડ દેવા રાજાએ તરત અંગરક્ષકો બોલાવ્યા. પછી જ્યારે રાજાને વારંવાર સમજાવવામાં આવ્યો કે, યક્ષના પ્રસાદથી આ ચિત્રકાર થોડા અંશ ઉપરથી પણ આખું ચિત્ર દોરી શકે છે, ત્યારે રાજાએ તે વાતની કસોટી કરી જોઈ, તેને માંડ જીવતો જવા દીધો.

પરંતુ પેલો દુભાયેલો ચિત્રકાર હવે તેનું વેર લેવાના ઇરાદાથી અવંતી દેશમાં ગયો, અને ત્યાં શતાનીક રાજાની સ્વરૂપવતી રાણી મૃગાવતીનું આબેહૂબ ચિત્ર દોરી, તેણે અવંતીના રાજા ચંડપ્રદ્યોતને ભેટ ધર્યું. ચંડપ્રદ્યોત ઉપર તેની ધારી અસર થઈ, અને તેણે, 'આ કોનું ચિત્ર છે' એવું ચિત્રકારને પૂછ્યું. ચિત્રકારે તેને બધી માહિતી બરાબર ગોઠવીને આપી; એટલે તેણે ધાર્યું હતું તેમ ચંડપ્રદ્યોતે તરત શતાનીકને મૃગાવતી સોંપી દેવાનું કે લડાઈ માટે તૈયાર થવાનું કહેણ મોકલ્યું. કોઈ પણ ક્ષત્રિય આવી માગણી સાહેજે કબૂલ રાખે જ નહીં; એટલે ચંડપ્રદ્યોતે વત્સદેશ ઉપર ચડાઈ કરી. લડાઈ ચાલતી હતી તેવામાં શતાનીક અતિસારના રોગથી પીડાઈને મરણ પામ્યો.

આ વખતે શતાનીકના પુત્ર ઉદયનકુમારની ઉમર બહુ નાની હતી. એટલે રાજકારભાર તેમજ યુદ્ધની બધી જવાબદારી વિધવા મૃગાવતી ઉપર આવી પડી. તેણે હવે વખત વિચારી કોઈ પણ ઉપાયે ચંડપ્રદ્યોતને સમજાવીને પાછો કાઢવાનો પ્રયત્ન કરવા માંડ્યો; જેથી તે દરમ્યાન ઉદયન મોટો થઈ જાય. શતાનીકના મરણને થોડા માસ વીત્યા ન વીત્યા તેવામાં ચંડપ્રદ્યોતે પોતાની સાથે લગ્ન કરવાનું કહેણ મૃગાવતીને મોકલ્યું. મૃગાવતીએ તે વખતે એક યુક્તિ લડાવી. તેણે જવાબ મોકલાવ્યો કે, તમે આ યુદ્ધ કાંઈ વત્સ દેશ જીતવા માટે માંડ્યું નથી; માત્ર મને મેળવવા માંડ્યું છે. હવે તો હું તથા આ વત્સ દેશ તમારાં જ છીએ. પરંતુ મારી એક વિનંતિ છે કે, મારો આ ઉદયનકુમાર મોટો થઈ વત્સ દેશનું રાજ્ય સંભાળી લે, ત્યાં સુધી તમે થોભી જાઓ. ત્યાર બાદ હું મારી ખુશીથી તમારે શરણ આવીશ. ત્યાં સુધી બીજો કોઈ રાજા ચડી ન આવે તે માટે કૌશાંબીને કોટ-કિલ્લો તથા શસ્ત્રસરંજામથી સુસજ્જિત કરવાની પરવાનગી આપો, તથા તમે પોતે જ તેમાં સહાય કરો.

ચંડપ્રદ્યોતે માન્યું કે, બળાત્કારે સ્ત્રીનો પ્રેમ મેળવાય નહીં; તેના કરતાં તે જાતે ખુશીથી આપણને વશ થવા ઇચ્છે જ છે, તો થોડો વખત થોભી જવામાં કશું ખોટું નથી. એટલે યોગ્ય બંદોબસ્ત કરી, તત્કાળ તો તે સ્વદેશ પાછો ચાલ્યો ગયો.

આ અરસામાં મહાવીર કૌશાંબી પધાર્યા. બધા તેમનાં દર્શને નીકળ્યા. ઉદયન કુમાર પોતાની માતા મૃગાવતી, તથા ફોઈ જયંતીને લઈને તેમનાં દર્શને ગયો. દર્શનાદિ કરીને, તથા ધર્મકથા સાંભળ્યા બાદ, બધા લોકો સાથે ઉદયન અને મૃગાવતી પાછાં ફર્યાં. પરંતુ જયંતી તો ભગવાનને અમુક શંકાઓનું નિરાકરણ પૂછવા પાછળ રહી. એ આખો પ્રસંગ ભગવતીસૂત્ર શતક ૧૨, ઉદ્દે૦ ૨ માં નીચે પ્રમાણે સચવાઈ રહ્યો છે: —

જયંતી: ભગવન્! જીવો ભારેપણું શાથી પામે?

ભગવાન: હે જયંતી! હિંસાવડે, અસત્ય વાણી વડે, ચોરી વડે, મૈથુન વડે, પરિગ્રહ વડે, ક્રોધ વડે, માન વડે, માયા વડે, લોભ વડે, રાગ વડે, દ્વેષ વડે, કલહ વડે, અભ્યાખ્યાન (મિથ્યાઆળ દેવા) વડે, ચાડી ખાવા વડે, અરતિ અને રતિ વડે, નિંદા વડે, કપટપૂર્વક ખોટું બોલવા વડે, અને અવિવેક (મિથ્યાદર્શનશલ્ય) વડે જીવો ભારેપણું પામે છે.

એ હિંસાદિ અઢાર પાપસ્થાનો ન ત્યાગનારનો સંસાર વધે છે, લાંબો થાય છે, તથા તે સંસારમાં ભમ્યા કરે છે; પરંતુ તેમાંથી નિવૃત્ત થનારનો સંસાર ઘટે છે, ટૂંકો થાય છે, અને તે સંસારને ઓળંગી જાય છે.

હળવાપણું, સંસારને ઘટાડવો, સંસારને ટૂંકો કરવો, અને સંસારને ઓળંગવો, એ ચાર વાનાં પ્રશસ્ત છે; તથા ભારેપણું, સંસારને વધારવો, સંસારને લાંબો કરવો, અને સંસારમાં ભમવું એ અપ્રશસ્ત છે.

જયંતી : હે ભગવન્! તમે એવું ઉપદેશો છો કે, જીવોમાં અમુક જીવો મોક્ષની યોગ્યતાવાળા છે અર્થાત્ ભવસિદ્ધિક છે; અને અમુક જીવો તેવા નથી. હવે જીવોનું તે ભવસિદ્ધિકપણું સ્વભાવથી છે કે પરિણામથી છે?

મહાવીર : હે જયંતી ! ભવસિદ્ધિક જીવો સ્વભાવથી છે, પણ પરિણામથી નથી.

જયંતી : હે ભગવન્! જો સર્વે ભવસિદ્ધિક જીવો સ્વભાવથી જ મોક્ષની યોગ્યતાવાળા છે, તો ગમે ત્યારે ય તે બધા જીવો મોક્ષ પામી જશે; ત્યાર બાદ જગતમાં કોઈ મોક્ષની યોગ્યતાવાળું જ નહીં રહે, મોક્ષને અયોગ્ય જીવો જ રહેશે, નહીં વારુ ?

મહાવીર — તે વાત બરાબર નથી. જેમ આકાશની અનાદિ અનંત શ્રેણીમાંથી પરમાણુ-પુદ્ગળ જેટલા ખંડ કાઢતાં કાઢતાં અનંત યુગો વીતી જાય, તો પણ તે શ્રેણી ખાલી થાય નહીં; તે પ્રમાણે બધાય ભવસિદ્ધિક જીવો સિદ્ધ થવાની યોગ્યતાવાળા છે, તો પણ લોક ભવસિદ્ધિક જીવો વિનાનો થશે નહીં.

જયંતી : હે ભગવન્! સૂતેલાપણું સારું કે જાગેલાપણું સારું ?

મહાવીર : હે જયંતી ! કેટલાક જીવોનું સૂતેલાપણું સારું: અને કેટલાક જીવોનું જાગેલાપણું સારું. અધર્મી લોકોનું સૂતેલાપણું જ સારું; કારણ કે તો જ એ લોકો અનેક ભૂતપ્રાણીઓને દુઃખ આપનારા ન થાય; તેમ જ પોતાને કે બીજાને ઘણી અધાર્મિક ક્રિયાઓમાં ન જોડે. પરંતુ જે જીવો ધાર્મિક છે, તેઓનું જાગેલાપણું સારું છે. કારણ કે તેઓ અનેક ભૂત-પ્રાણીઓને સુખ આપનારા થાય છે; અને પોતાને, પરને કે બંનેને ઘણી ધાર્મિક ક્રિયાઓ સાથે જોડનાર થાય છે.

જયંતી — હે ભગવન્! સબળપણું સારું કે દુર્બલપણું સારું? ઉદ્યમીપણું સારું કે આળસુપણું સારું?

મહાવીર — હે જયંતી! ઉપર જણાવ્યા મુજબ જ ધાર્મિક જીવોનું સબળપણું કે ઉદ્યમીપણું સારું: પરંતુ અધાર્મિક જીવોનું દુર્બલપણું કે આળસુપણું જ સારું.

જયંતી: હે ભગવન્! ઇંદ્રિયોને વશ થનાર જીવની શી વલે આવે?

મહાવીર — ઇંદ્રિયોને વશ થનાર જીવ પોતાના કર્મબંધનને[1] દૃઢ કરે છે; તથા અનાદિ અનંત અને દીર્ઘ માર્ગવાળા આ સંસારારણ્યને વિષે પર્યટન કરે છે. તે કારણથી તે સિદ્ધ થતો નથી, તેમ જ સર્વ દુ:ખનો અંત લાવી શકતો નથી.

આટલા પ્રશ્નોત્તર બાદ જયંતીએ હર્ષિત તથા સંતુષ્ટ થઈ, ભગવાન પાસે પ્રવ્રજ્યા સ્વીકારી. ત્યાર બાદ આર્યચંદનાની સંભાળ હેઠળ રહી, તેણે અગિયાર અંગોનો અભ્યાસ કર્યો. ઘણાં વર્ષો સુધી સાધ્વીપણું યથાયોગ્ય પાળ્યા બાદ તે અંતે સાઠ ટંક ઉપવાસ કરીને મૃત્યુ પામી, તથા સિદ્ધ-બુદ્ધ-અને મુક્ત થઈને નિર્વાણ પદમાં સ્થિત થઈ.

[ભગવતી૦ શતક ૧૨, ઉદ્દે૦ ૨]

## ૨. સુમનોભદ્ર અને સુપ્રતિષ્ઠ

કૌશાંબીથી નીકળી, ભગવાન કોશલદેશ તરફ ચાલ્યા. ત્યાં શ્રાવસ્તી નગરીમાં આવી તેમણે ઉતારો કર્યો. તેમને આવેલા જાણી અનેક સ્ત્રી-પુરુષો તેમનાં દર્શને આવ્યાં. તેમાં સુમનોભદ્ર અને સુપ્રતિષ્ઠ નામના બે ગૃહસ્થો પણ હતા. ભગવાને કહેલી ધર્મકથા સાંભળી, તેમને સંસાર ઉપર વૈરાગ્ય આવ્યો, અને પોતાના જ્યેષ્ઠ પુત્રોને પોતાને બધો કુટુંબભાર સોંપી તેઓએ ભગવાન પાસે દીક્ષા લીધી.

દીક્ષા લીધા બાદ તે બંને મહાવીર ભગવાનની આજ્ઞા મુજબ જ ચાલવા-રહેવા-બેસવા-સુવા-ખાવા-બોલવા લાગ્યા તથા સર્વ

---

૧. આની પારિભાષિક વિગતો મૂળમાં છે. તે માટે જુઓ આ માળાનું 'ભગવતી સાર' પા. ૨૨૩.

જીવો પ્રત્યે દયાપૂર્વક વર્તવા લાગ્યા. બધી શારીરિક, માનસિક, કે વાચસિક ક્રિયાઓમાં તે સાવધાન રહેતા તથા કાળજીથી વર્તતા; મન-વાણી-કાયાને વશ રાખતા; ઇંદ્રિયોને વશ રાખતા; તથા સુસંયતપણે બ્રહ્મચર્ય ધારણ કરી વિચરતા. તેઓ ત્યાગી, સરળ, ધન્ય, ક્ષમાવાન ( સહનશીલ ), જિતેંદ્રિય, શુદ્ધવ્રતી, કોઈ પ્રકારની ફળાકાંક્ષા ( નિદાન ) વિનાના, તથા સુંદર સાધુપણામાં લીન અને દમનશીલ હતા. તેમણે ભગવાનના સ્થવિરો પાસેથી અગિયાર અંગો શીખી લીધાં. ત્યાર બાદ એક વાર ભગવાન પાસે જઈ, તેમણે કહ્યું : 'હે ભગવન્! જો આપ અનુમતિ આપો, તો અમે 'ગુણરત્ન સંવત્સર' નામે તપ ધારણ કરવા ઇચ્છીએ છીએ.'

ભગવાને કહ્યું, 'તમને જેમ ઠીક લાગે તેમ કરો; વિલંબ ન કરો.'

પછી તેઓએ ભગવાનની અનુમતિથી નીચે પ્રમાણે ગુણરત્ન તપ આદર્યું : પહેલા માસમાં સતત ચાર-ચાર ટંકના ઉપવાસ કર્યા. તે વખતે દિવસ દરમ્યાન સૂર્યની સામે નજર માંડી, તડકો આવતો હોય તેવી જગામાં તેઓ ઉભડક[1] બેસી રહેતા, તથા રાત્રીએ કાંઈ પણ વસ્ત્ર ઓઢ્યા કે પહેર્યા વિના વીરાસને[2] બેસી રહેતા. પછી બીજે મહિને તે જ પ્રમાણે છ-છ ટંકના ઉપવાસ કર્યા; ત્રીજે મહિને આઠ-આઠ ટંકના; ચોથે મહિને દશ-દશ ટંકના ...એમ અનુક્રમે સોળમે માસે ચોત્રીસ ટંકના ઉપવાસ કર્યા. દિવસ અને રાત દરમ્યાન જે રીતે બેસવાનું શરૂઆતમાં જણાવ્યું છે, તે તો કાયમ જ હતું.[3]

૧. નિતંબનો ભાગ જમીનને ન અડકે તેમ.

૨. સિંહાસન વિના જ, સિંહાસન ઉપર બેઠા હોય તેમ ઊભા રહેવું તે.

૩. વધુ વિગત માટે જુઓ આ માળાનું 'ભગવતીસાર' પા. ૧૮૨.

આ પ્રમાણે ઉદાર (આશા વિનાના), વિસ્તીર્ણ, કલ્યાણરૂપ, મંગળરૂપ, શોભાયુક્ત, ઉત્તમ, ઉજ્જ્વળ અને મોટા પ્રભાવવાળા તપકર્મથી તે મુનિઓ શુષ્ક થઈ ગયા, ભૂખને પ્રભાવે રૂખા થઈ ગયા, માંસરહિત થયા, તથા હાડકાં ઉપર માત્ર ચામડાથી જ ઢંકાયેલા રહ્યા. તે ચાલતા ત્યારે તેમના શરીરનાં બધાં હાડકાં ખડખડતાં. તેમના શરીરની બધી નાડીઓ ઉપર તરી આવી હતી. તે માત્ર આત્મબળથી જ ચાલવું-બેસવું વગેરે ક્રિયાઓ કરી શકતા. તે એટલા બધા દુર્બળ થઈ ગયા હતા કે બોલી રહ્યા પછી અને બોલતાં બોલતાં તથા બોલવાનું કામ પડે ત્યારે પણ ગ્લાનિ પામતા. સૂકાં પાંદડાં, તલ કે તેવા સૂકા સામાનથી ભરેલી સગડીને કોઈ ઢસડે, ત્યારે જેવો અવાજ થાય, તેવો જ અવાજ તે મુનિ ચાલતા ત્યારે પણ થતો. તે મુનિઓ તપથી પુષ્ટ હતા; જો કે માંસ અને લોહીથી ક્ષીણ હતા. તેમ છતાં રાખમાં ભારેલા અગ્નિની જેમ તપ અને તેજયુક્ત હતા.

છેવટે, પોતાને આ પ્રકારે દુર્બળ થઈ ગયેલા જાણી, તથા હજુ પણ જ્યાંસુધી પોતામાં ઊઠવાની શક્તિ, કર્મ, બળ, વીર્ય, અને પુરુષકાર-પરાક્રમ છે ત્યાં સુધી ભગવાન પાસે જઈ અનશન વ્રત સ્વીકારવાનું યોગ્ય માની, તેઓએ તેમ કર્યું; અને તેમની અનુમતિ પ્રાપ્ત કરી, પાંચ મહાવ્રતો ફરી ધારણ કરી, શ્રમણ-શ્રમણીઓની ક્ષમા માગી, ઉત્તમ સ્થવિરો સાથે વિપુલ પર્વત ઉપર જઈ, કોઈ કાળી શિલા જોઈ-તપાસી, તેના ઉપર ડાભનો સાથરો પાથરી, ખાનપાનનો ત્યાગ કરી, તેમણે મારણાંતિક સંલેખના વ્રત સ્વીકાર્યું; અને એ રીતે સાઠ ટંક વિતાવી, પોતે કરેલા દોષોની કબૂલાત (આલોચના) અને પ્રાયશ્ચિત્તાદિ કરી, તે મુનિઓ સમાહિત અવસ્થામાં મરણ પામ્યા. આ બંને મુનિઓની કથા સમાન હોવાથી સાથે જ કહી, પરંતુ તે બેમાંથી સુમનોભદ્રનો સાધુપણાનો કાળ 'ઘણાં વર્ષો'નો ગણવો, અને સુપ્રતિષ્ઠનો 'સત્તાવીશ વર્ષ'નો ગણવો.

તેમને મરણ પામેલા જાણી તેમની સાથેના સ્થવિરોએ તેમના પરિનિર્વાણ નિમિત્તે ધ્યાન કર્યું, તથા તેમનાં વસ્ત્ર-પાત્ર લઈ તેઓ ભગવાન પાસે આવ્યા, અને તે મુનિઓના મરણની વાત તેમને નિવેદિત કરી, તથા તેમનાં વસ્ત્રપાત્ર તેમની આગળ નિવેદિત કર્યાં.

તે વખતે ગૌતમે ભગવાનને વંદન કરીને પૂછ્યું : હે ભગવન્! તે મુનિઓ સ્વભાવે ભદ્ર, વિનયી, શાંત, ઓછાં ક્રોધ-માન-માયા-લોભવાળા, અત્યંત નિરભિમાની, ગુરુની ઓથે રહેનારા, કોઈને સંતાપ ન આપનારા, તથા ગુરુભક્ત હતા. તે હવે મરણ પામી ક્યાં ગયા છે, તથા ક્યાં ઉત્પન્ન થયા છે?

ભગવાને જવાબ આપ્યો : હે ગૌતમ! તેઓ ચંદ્રલોક તેમ જ સૌધર્મ કલ્પ (સ્વર્ગ) થી માંડીને આરણ અને અચ્યુત કલ્પ તથા નવ ગ્રૈવેયક વિમાનો (દેવલોકો)ની પણ પાર આવેલા વિજય નામના અનુત્તર વિમાનમાં દેવ તરીકે ઉત્પન્ન થયા છે. ત્યાંથી ચ્યુત થઈ, તે મહાવિદેહક્ષેત્રમાં જન્મી, સિદ્ધ-બુદ્ધ-અને મુક્ત થશે.

કોશલમાં સુમનોભદ્ર અને સુપ્રતિષ્ઠ જેવા બીજાઓને પણ દીક્ષા આપી, ભગવાન પોતાની જન્મભૂમિ વિદેહ તરફ વળ્યા. ત્યાં વાણિજ્યગ્રામમાં જઈ, તેની બહારના દૂઈપલાસય નામે ચૈત્યમાં તેઓ ઊતર્યા.

### ૩. આનંદ ગૃહપતિ

વાણિજ્યગ્રામમાં આનંદ નામે સમૃદ્ધ અને સમર્થ ગૃહપતિ રહેતો હતો. તેની પાસે ચાર હિરણ્યકોટી નિધાનમાં, ચાર વ્યાજે, અને ચાર ઘરના વાપરમાં હતી. ઉપરાંત દશ હજાર ગાયનો એક વ્રજ એવા ચાર વ્રજો હતા. તે ગૃહપતિ બધા સાર્થવાહોનો સલાહકાર, કુટુંબને પૂછવા જોગ, બધાનો આધારભૂત અને સર્વ કાર્યોનો વધારનાર હતો. પોતાને ઇષ્ટ એવી શિવનંદા ભાર્યા સાથે તે સુખેસુખે રહેતો હતો.

વાણિજ્યગ્રામની પાસે ઈશાનખૂણામાં કોલ્લાક નામે સંનિવેશ હતો. તેમાં આનંદના મિત્રો, જ્ઞાતિઓ, અને સગાં-સબંધીઓ રહેતાં હતાં. અર્થાત્ આનંદ ગૃહપતિ જ્ઞાતૃવંશી ક્ષત્રિય હતો, અને જૈન હોવાને કારણે વેપારવણજ વગેરે વૈશ્ય-વૃત્તિથી વર્તતો હતો. ભગવાન મહાવીર પણ તે જ વંશના તથા તે જ સ્થળના હતા, એ વસ્તુ યાદ દેવડાવવાની જરૂર ભાગ્યે જ હોય.

ભગવાન આવ્યાની વાત જાણી, આનંદ ગૃહપતિ બધાઓની સાથે ભગવાનનાં દર્શને ગયો. ત્યાં તેમનું પ્રવચન સાંભળી, તે હૃષ્ટ. તુષ્ટ અને પ્રસન્ન થયો. તેણે ભગવાનને કહ્યું :

હે ભગવન્! મને તમારા પ્રવચનમાં શ્રદ્ધા થઈ છે, પ્રીતિ થઈ છે, અને રુચિ થઈ છે. તમે જે કહો છો, તે મને યથાર્થ લાગે છે. બીજા અનેક મુમુક્ષુ આપનું પ્રવચન સાંભળી, આપના અંતેવાસી થવા પ્રયત્ન કરે છે, તેમ કરવાનું મારામાં સામર્થ્ય નથી. પરંતુ આપની પાસેથી પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રતવાળો* બાર પ્રકારનો ગૃહસ્થધર્મ સ્વીકારવાનો મારો મનોરથ છે.

ભગવાને કહ્યું : હે દેવાનુપ્રિય! તને સુખ થાય તેમ કર.

ત્યાર બાદ આનંદ ગૃહપતિએ શ્રમણ ભગવાન મહાવીર પાસે જીવતા સુધી મન—વચન--કાયાથી સ્થૂલ હિંસા, સ્થૂલ અસત્ય, તથા સ્થૂલ ચૌર્ય ન આચરવાની તેમજ બીજા પાસે ન આચરાવવાની પ્રતિજ્ઞા લીધી; સ્વદાર સંતોષવ્રત પાળવાની પ્રતિજ્ઞા લીધી. અને પોતાની ઇચ્છાઓને મર્યાદિત કરવાની પ્રતિજ્ઞા લીધી.

પોતાની ઇચ્છાઓને મર્યાદિત કરવા માટે ઇચ્છાવિધિનું પરિમાણ તેણે નીચે મુજબ કર્યું :—

---

* જુઓ આગળ પા. ૨૯૪ ઇ.

‘ આગળ જણાવેલી નિધાન, વ્યાજ અને ઘરના વાપરમાં રોકેલી ચાર-ચાર કોટીઓમાં વધારો કે ફેરફાર નહીં કરવો-કરાવવો; ૫૦૦ નિવર્તનશતિક[1] હળથી ખેડી શકાય તે કરતાં વધારે જમીન ન રાખવી; ગામતરું કરનારાં પાંચસો અને ખેતરમાંથી માલની લાવ-જા કરનારાં પાંચસો ગાડાંથી વધારે ગાડાં ન રાખવાં; મુસાફરી કરવા માટે ચાર, અને સામાનની લાવ-જા કરવા માટે ચાર વહાણથી વધારે વહાણ ન રાખવાં.

તે જ પ્રમાણે ઉપભોગપરિભોગવિધિનું પરિમાણ કરવા માટે અમુક પ્રકારનું દીલ લૂછવાનું વસ્ત્ર, અમુક પ્રકારનું દાતણ, સ્નાન માટે અમુક પ્રકારનું ફળ-તેલ-સુગંધી તથા અમુક ઘડા પાણી; અમુક જાતનાં કપડાં-વિલેપન-માળાપુષ્પ-આભરણ અને ધૂપ એટલા પદાર્થોની જાત તથા પ્રમાણ નક્કી કર્યાં.[2]

તે જ પ્રમાણે ભોજનવિધિમાં પણ પીણું, પકવાન, ચોખા, દાળ, ઘી, શાક, રસ, વ્યંજન, પાણી, મુખવાસ-એટલા પદાર્થોની જાત તથા પ્રમાણ નક્કી કર્યાં.

નીચેના ચાર પ્રકારના અનર્થદંડનો તેણે ત્યાગ કર્યો: પ્રયોજન સિવાય અપધ્યાન ન કરવું, વિકથા વગેરે પ્રમાદાચરણ ન કરવું, હિંસક શસ્ત્રો ન આપવાં, અને પાપકર્મનો ઉપદેશ ન કરવો.

ભગવાને તેને કહ્યું કે, તેં જે આ સત્ય ધર્મમાં શ્રદ્ધા-રુચિ પ્રાપ્ત કર્યાં છે, તેમને બાધક નીચેના અતિચારો તું ધ્યાનમાં રાખજે: ૧. ધર્મમાં કહેલાં તત્ત્વોના સ્વરૂપની બાબતમાં ‘શંકા;’ ૨. બીજાના ધર્મમાં સુખકર માર્ગ હોવાથી તેની

૧. ૪૦,૦૦૦ ચોરસ હાથ જમીન એટલે એક નિવર્તન. એવાં સો નિવર્તન ખેડવા માટેનું એક હળ. તેવાં ૫૦૦ હળ.

૨. એ વિગતો માટે જુઓ આ માળાનું ‘દશ ઉપાસકો’ પુસ્તક, પા. ૭-૯.

ઇચ્છારૂપી 'કાંક્ષા;' ૩. આ મહાન કષ્ટો સહન કરવાનું કાંઈ ફળ હશે કે કેમ એ પ્રમાણે બુદ્ધિની અસ્થિરતારૂપી 'વિચિકિત્સા,' ૪. પોતાના ધર્મથી વિપરીત માન્યતાવાળા મિથ્યાદૃષ્ટિ લોકોની પ્રશંસારૂપી પરપાખંડપ્રશંસા; ૫. અને તેમના સંસર્ગરૂપી 'પરપાખંડસંસ્તવ.'

ભગવાને તે ઉપરાંત સર્વ વ્રતોના અતિચારો પણ તેને કહી સંભળાવ્યા.[1]

ત્યાર પછી આનંદે ભગવાન મહાવીરને વંદીને તથા નમીને આ પ્રમાણે નિયમ સ્વીકાર્યો:

'હે ભગવન્! આજથી હું શ્રમણનિર્ગ્રંથોને નિર્દોષ અન્નપાન–મેવો–મુખવાસ, વસ્ત્ર, કંબલ, પાત્ર, હાથપગ લૂછવાનું સાધન, સૂવાનું પાટિયું (પીઠ), પીઠ પાછળ ઓઠિંગણ તરીકે રાખવાનું પાટિયું (ફલક), પથારી અને રહેવાનું સ્થાન વગેરે આપતો રહીશ.'

પછી કેટલાએક પ્રશ્નો શ્રમણ ભગવાનને પૂછીને તથા તેમને બરાબર સમજીને, તે પોતાને ઘેર પાછો ફર્યો. ઘેર આવીને તેણે પોતાની સ્ત્રીને કહ્યું, 'હે દેવાનુપ્રિયે! ભગવાન મહાવીર પાસે જઈને તેમનું પ્રવચન મેં સાંભળ્યું. તે મને બરાબર ગમ્યું છે, અને તેમાં મારી અભિરુચિ થઈ છે. તો તું પણ તેમની પાસે જા, અને તેમની પર્યુપાસના કરી, ગૃહસ્થધર્મનો સ્વીકાર કર.

આનંદનું વચન સાંભળીને, શિવનંદા ખુશી થઈ, સંતુષ્ટ થઈ, અને વેગથી ભગવાનને ઉતારે પહોંચી. ભગવાનનું પ્રવચન સાંભળી, તેણે પણ આનંદની પેઠે ગૃહસ્થધર્મ સ્વીકાર્યો.

એ પ્રમાણે વ્રતાદિથી આત્માને બરાબર ભાવિત કરતાં આનંદનાં ૧૪ વર્ષ વીતી ગયાં. પંદરમા વર્ષને વચગાળે તેને વિચાર થયો કે, હું આ મારા ગામની અંદર ઘણા લોકોને

૧. જુઓ આગળ પા. ૨૬૪ ઇ.

પૂછવાનું સ્થાન છું, સલાહકાર છું, અને મારા કુટુંબનો પણ આધારરૂપ છું. આ વિક્ષેપને લીધે હું ભગવાન મહાવીરની પાસે સ્વીકારેલી ધર્મપ્રજ્ઞપ્તિ પ્રમાણે રહી નહીં શકું. તેથી કરીને આ બધો ભાર હું મારા જ્યેષ્ઠ પુત્રને સોંપું અને તેની અનુમતિ લઈને કોલ્લાક સંનિવેશમાં અમો જ્ઞાત ક્ષત્રિયોના મહોલ્લામાં આવેલી પૌષધશાળામાં ભગવાન મહાવીર પાસે સ્વીકારેલી ધર્મપ્રજ્ઞપ્તિ અનુસાર રહું.

તેણે તે વિચારનો અમલ પણ તરત કરી લીધો; અને હવે તે પૌષધશાળામાં જ રહેવા લાગ્યો. ત્યાં આવી, તેણે ઉપાસકોની અગિયાર પ્રતિમાઓનો સ્વીકાર કર્યો. અને તેમને યથાવિધિ આરાધી. તે પ્રતિમાઓ આ પ્રમાણે છે:

૧. દર્શનપ્રતિમા (એટલે કે સમ્યક્ત્વના એક પણ અતિચારને લાગવા દીધા સિવાય, એક માસ સુધી સમ્યક્ત્વનું બરાબર પાલન કરવું).

૨. વ્રતપ્રતિમા (અર્થાત્ નિરતિચારપણે સ્વીકારેલાં અણુવ્રતો બે માસ સુધી પાળવાં).

૩. સામાયિક પ્રતિમા (નિરતિચારપણે સામાયિક ત્રણ માસ કરવું).

૪. પૌષધ પ્રતિમા (આઠમ–ચૌદશ–અમાસ–પૂનમના દિવસે સંપૂર્ણ પૌષધ લેવું, તથા તે પ્રમાણે ચાર માસ કરવું).

૫. કાયોત્સર્ગ પ્રતિમા (પાંચ માસ સુધી સ્થિરપણે જિનનું ધ્યાન કરવું, સ્નાન ન કરવું, રાત્રે ભોજન ન કરવું, દિવસે સર્વથા બ્રહ્મચર્ય પાળવું, અને રાત્રે મર્યાદિત બ્રહ્મચર્ય પાળવું, પોતાના દોષનું નિરીક્ષણ કરવું, અને કાછડી ન બોસવી).

૬. અબ્રહ્મવર્જન પ્રતિમા (છ મહિના સુધી શૃંગારનો ત્યાગ કરવો, સ્ત્રીસંબંધનો ત્યાગ કરવો, સ્ત્રી સાથે અતિપ્રસંગ ન કરવો).

૭. સચિત્ત-આહાર-વર્જન પ્રતિમા (સજીવ વસ્તુ સાત મહિના સુધી ન ખાવી).

૮. સ્વયં-આરંભ-વર્જન પ્રતિમા (આઠ મહિના સુધી કશી સપાપ પ્રવૃત્તિ જાતે ન કરવી).

૯. ભૃતકપ્રેષ્યારંભ-વર્જન પ્રતિમા (નવ મહિના સુધી નોકરચાકર દ્વારા પણ કોઈ જાતની સપાપ પ્રવૃત્તિ ન કરાવવી).

૧૦. ઉદ્દિષ્ટ-ભક્ત-વર્જન પ્રતિમા (પોતાને ઉદ્દેશીને કરેલાં ખાનપાન વગેરે પદાર્થનો દશ મહિના સુધી ઉપયોગ ન કરવો. તેમજ મુંડ રહેવું, અથવા ચોટલી રાખવી).

૧૧. શ્રમણભૂત-પ્રતિમા (અગિયાર મહિના સુધી શ્રમણ—સાધુ જેવી પ્રવૃત્તિ રાખવી).

આગળની દરેક પ્રતિમા વખતે પાછલી દરેક પ્રતિમા ચાલુ રહેલી જ ગણવી.

આવા (પા વર્ષ સુધી આચરેલા) વિપુલ, ઉદાર, અને ઉત્કૃષ્ટ તપકર્મથી આનંદ ગૃહપતિ શુષ્ક, કૃશ, અને હાડપિંજર જેવો થઈ ગયો. આવી દશામાં તેણે ધાર્યું કે, હજુ મારામાં થોડુંઘણું બળ-શ્રદ્ધા-ધૈર્ય આદિ છે. તથા ભગવાન મહાવીર હયાત છે. ત્યાં સુધીમાં અપશ્ચિમ મારણાંતિક સંલેખના વ્રત સ્વીકારી જીવન પૂરું કરવું યોગ્ય થશે. તેણે તેમ કર્યું પણ ખરું.

આ રીતે, તે ખાનપાનના ત્યાગ સાથે જીવિત અને મરણમાં સમભાવપૂર્વક રહેવા લાગ્યો. એમ રહેતાં રહેતાં, તેની ચિત્તવૃત્તિ અધિક શુદ્ધ થતાં તેનાં જ્ઞાનાવરણીય કર્મોનો ક્ષય તથા ઉપશમ થયો, અને તેને અવધિજ્ઞાન પ્રાપ્ત થયું. હવે તે ત્યાં જ રહ્યો રહ્યો પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણમાં પાંચસો યોજન સુધીના લવણ સમુદ્રના ક્ષેત્રને, ઉત્તરમાં ચુલ્લહિમવંત વર્ષધર પર્વત સુધી, ઉપર સૌધર્મ કલ્પ સુધી, અને નીચે રત્નપ્રભા પૃથ્વીમાંના લોલુયચ્ચુય નરક સુધીના પ્રદેશને જોવા તથા જાણવા લાગ્યો.

ગૃહસ્થને આટલું મોટું અવધિજ્ઞાન પ્રાપ્ત થવું તે નવાઈનો બનાવ ગણાય. એ અરસામાં મહાવીર ભગવાન પોતાના દીક્ષા જીવનના ૩૬ મા વર્ષમાં અને કેવળજ્ઞાનના ૨૪ મા વર્ષમાં ફરતા ફરતા વાણિજ્યગ્રામમાં આવી પહોંચ્યા અને કોલ્લાક સંનિવેશના દૂઈપલાસય ચૈત્યમાં આવીને ઊતર્યા. ભિક્ષા માગવા ગયેલા ગૌતમે આનંદ પાસેથી તેના અવધિજ્ઞાનના વિસ્તારની વાત સાંભળી શંકા બતાવી. પછી ભગવાન મહાવીરને પૂછતાં તેમણે આનંદની વાત સાચી છે એમ જણાવ્યું, તથા ગૌતમ પાસે આનંદની માફી મંગાવી.

આનંદ આ રીતે વીશ વર્ષ ગૃહસ્થધર્મ પાળી અંતે ખાનપાનના ત્યાગરૂપ મારણાંતિક સંલેખના વ્રત પાળીને મરણ પામ્યો, અને સૌધર્મકલ્પમાં અરુણ વિમાનમાં દેવ થયો. ત્યાંથી મહાવિદેહવાસ પામી, તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશે.

[ઉપાસકદશાસૂત્ર અધ્ય૦ ૧]

# ૧૧

# ધન્ય અને શાલિભદ્ર

[ ૧૫ મું ચોમાસું ]

વાણિજ્યગ્રામમાં જ કેવળજ્ઞાન પછીનો ત્રીજો ચાતુર્માસ વ્યતીત કરી, ભગવાન મગધ તરફ ચાલી નીકળ્યા, અને રાજગૃહમાં આવ્યા.

તે નગરમાં ગોભદ્ર નામે શેઠ રહેતો હતો. તેને તેની ભદ્રા નામની ભાર્યાને પેટે શાલિભદ્ર નામે પુત્ર થયો હતો. શેઠ-શેઠાણીને તે બહુ પ્રિય તથા લાડકો હતો. યુવાવસ્થામાં આવતાં તેનું લગ્ન કુલીન તથા સર્વલક્ષણસંપન્ન ૩૨ કન્યાઓ સાથે કરવામાં આવ્યું. શાલિભદ્ર હવે પોતાના વિલાસભુવનમાં માતપિતાએ પૂરા પાડેલા વિપુલ ભોગપદાર્થો પોતાની પ્રિય સ્ત્રીઓ સાથે ભોગવતો વિહરવા લાગ્યો.

ગોભદ્ર શેઠ પોતાનું અંતિમ જીવન સાધુ અવસ્થામાં વિવિધ તપકર્મોમાં ગાળીને મરણ પામ્યા અને દેવગતિ પામ્યા. દેવગતિમાં રહ્યારહ્યા પણ પોતાના પુત્ર પ્રત્યેના વાત્સલ્યને કારણે તે વિપુલ ભોગસામગ્રી શાલિભદ્રને પૂરી પાડવા લાગ્યા. ભદ્રા શેઠાણી ઘર-બારની બીજી બધી વ્યવસ્થા સંભાળતી; શાલિભદ્ર તો કેવળ ભોગસુખમાં જ મસ્ત રહેતો.

એક વખત કોઈ પરદેશી વેપારીઓ રત્નકંબળ લઈ શ્રેણિક રાજા પાસે વેચવા આવ્યા. પરંતુ તેમની કિંમત બહુ વિશેષ હોવાથી શ્રેણિકે તે ખરીદ્યા નહિ. મગધ જેવા રાજ્યના રાજાએ પણ આવી ચીજને અતિમૂલ્યવાન ધારી ન ખરીદી, તેથી નિરાશ થઈને તે વેપારી નગરમાં ફરતા ફરતા ભદ્રા

શેઠાણીના મકાન પાસે આવી પહોંચ્યા. શેઠાણીએ તો તેમના બધા જ કંબળ તેમની મોંમાગી કિંમતે ખરીદી લીધા. હવે ચેલ્લણા રાણીએ પોતાને માટે ગમે તે મૂલ્યે પણ એક રત્નકંબલ ખરીદવાનો શ્રેણિક રાજાને આગ્રહ કર્યો. રાજાએ તે વેપારીઓને પાછા બોલાવતાં તેમણે કહ્યું કે, તે બધા કંબલો તો ભદ્રા શેઠાણીએ ખરીદી લીધા છે. એટલે રાજાએ કિંમત આપી, શેઠાણી પાસેથી એક કંબલ રાણી માટે ખરીદવા પોતાના માણસને મોકલ્યો. ત્યારે ભદ્રાએ કહ્યું કે, 'તે કંબલોના તો મારા પુત્રની સ્ત્રીઓનાં પગલૂછણિયાં કરવા માટે મેં નાના ટુકડા કરાવી દીધા છે!'

પોતાના રાજ્યમાં આવાં ધનિક માણસો પણ વસે છે, તે જાણી રાજાને ઘણું કૌતુક થયું. તેણે શેઠાણીના પુત્ર શાલિભદ્રને જોવા માટે પોતાની પાસે બોલાવ્યો. ત્યારે ભદ્રાએ રાજા પાસે આવીને કહ્યું કે, 'મારો પુત્ર સાતમે માળથી નીચેના માળમાં પણ કદી ઊતરતો નથી. માટે આપ જ કૃપા કરીને મારે ત્યાં પધારો.' રાજાએ કુતૂહલથી તેમ કરવા કબૂલ કર્યું.

ભદ્રાએ ચોથા માળ ઉપર રાજાને બેસાડી, તેનું અનુપમ આતિથ્ય કર્યું. ત્યાર બાદ, 'રાજા તને મળવા આપણે ઘેર પધાર્યા છે' એમ કહી ભદ્રાએ શાલિભદ્રને નીચે તેડાવ્યો. ત્યારે તેણે જવાબ આપ્યો કે, 'તેને જે કાંઈ આપવા યોગ્ય હોય તે આપીને વિદાય કરો. મારું ત્યાં શું કામ છે?'

ભદ્રાએ હવે તેને જાતે જઈ આગ્રહ કરી સમજાવ્યો કે, 'આપણે બધાં તો રાજાની પ્રજા કહેવાઈએ. તેણે તો તને તેના મહેલમાં બોલાવ્યો હતો; પરંતુ મારી વિનંતિથી તે તને મળવા આપણા મકાનમાં ચોથા માળ સુધી આવીને બેઠા છે. એટલે બે-ત્રણ માળ નીચે ઊતરીને તો તારે તેને મળવું જ જોઈએ.'

માતાને મુખે પડેલવહેલો આ 'જોઈએ' શબ્દ સાંભળી શાલિભદ્રનું મન ઉદાસ થઈ ગયું. તેને લાગ્યું કે આવી પરાધીનતામાં આ બધાં સુખો ભોગવવાનો કશો અર્થ નથી! પોતાને જ્યાં સુધી કોઈ પણ બીજા માણસની પરાધીનતા હોય, ત્યાં સુધી બધું સુખ એ નામનું જ સુખ છે. સુખ તો તેનું નામ કે જેમાં કોઈની કશી તાબેદારી ઉઠાવવાની ન હોય. તે ન-મને રાજા પાસે આવ્યો અને નમસ્કાર કરી તરત ઉપર ચાલ્યો ગયો. પરંતુ તેના મનમાં આ વાતનો ડંખ તો રહી જ ગયો.

એક વખત ધર્મઘોષ મુનિને રાજગૃહ નગરમાં પધારેલા સાંભળી, તથા રાજા વગેરે સૌને તેમનાં દર્શને જતાં જાણી, શાલિભદ્ર તેમનાં દર્શને ગયો; કે જેથી મુનિની જેમ રાજાથી પણ મોટા થવાનો માર્ગ પોતાને શીખવા મળે! ધર્મઘોષ મુનિએ કરેલા ધર્મોપદેશથી તેને બધાં સાંસારિક સુખોની મર્યાદા, દુઃખપરિણામિતા, વિનશ્વરતા વગેરે સમજાઈ ગયાં. તે તરત માતા પાસે દીક્ષા લેવાની પરવાનગી માગવા આવ્યો.

માતાએ તેની ધૂન જોઈ, તથા તે ધૂનને વ્યર્થ કરવામાં પોતાની નિરુપાયતા જોઈ, તેને સમજાવીને કહ્યું કે, તારો વિચાર સાચો તેમ જ સારો છે; પરંતુ બધી વસ્તુઓને તું એકદમ ત્યાગવા જઈશ તો નાહક દુઃખી થઈશ. તેના કરતાં તું રોજ થોડી થોડી વસ્તુઓનો ત્યાગ કરી, ટેવાતો જા. ત્યાર બાદ કઠોર જીવનનો પૂરતો પરિચય થયા પછી બધું ત્યાગી દેજે.

શાલિભદ્રને પણ માતાનું કહેવું વજૂદ ભરેલું લાગ્યું. એટલે તેણે રોજ એક એક સ્ત્રી ત્યાગતા જવાનો નિશ્ચય કર્યો; અને તે પ્રમાણે કરવા પણ માંડ્યું.

શાલિભદ્રની નાની બહેન તે જ નગરમાં પરણાવેલી હતી. તે આ ખબરથી દુઃખી થઈ, પોતાના પતિ ધન્ય આગળ

પોતાના ભાઈએ કરેલો કઠોર નિર્ણય રડતાં રડતાં કહેવા લાગી. ત્યારે તેના પતિએ તેની મશ્કરી કરીને કહ્યું કે, એમ રોજ એક એક સ્ત્રી અને પથારી છોડનારાથી સાધુ ન થવાય.

ત્યારે તેની સ્ત્રીએ ગુસ્સામાં આવી સામો ટાણો માર્યો કે, જો સાધુ થવું તમને એટલું બધું સહેલું લાગતું હોય તો તમે જ કેમ થતા નથી?

આ સાંભળતાં, તે તો તરત જ ઘર છોડી ચાલી નીકળ્યો, અને રાજગૃહમાં આવેલા મહાવીર ભગવાન પાસે જઈને તેણે દીક્ષા ધારણ કરી લીધી. શાલિભદ્રને આ વાતની ખબર પડતાં, તે પણ બધું તરત ત્યાગીને ત્યાં ચાલ્યો આવ્યો, અને ભગવાન પાસે દીક્ષિત થયો.

ત્યાર પછીની તે બેની વાત પણ અહીં જ પૂરી કરતા જઈએ. તે બંને મુનિ શાસ્ત્રગ્રંથોનું વિધિપૂર્વક અધ્યયન કરી બહુશ્રુત થયા, અને ખડ્ગની ધાર જેવાં તીક્ષ્ણ તપ કરવા લાગ્યા. શરીરની કિંચિત્ પણ અપેક્ષા વિનાના થઈ તેઓ પખવાડિયું, માસ, બે માસ, ત્રણ માસ અને ચાર માસના પણ ઉપવાસ કરતા. તેવી ઉગ્ર તપસ્યાથી માંસ અને રુધિર વગરના શરીરવાળા થયેલા તે બંને ચામડાની ધમણ જેવા જ દેખાવા લાગ્યા.

કેટલેક કાળે ફરતા ફરતા તેઓ શ્રી વીર ભગવાનની સાથે એક વાર પોતાની જન્મભૂમિ રાજગૃહ નગરમાં આવી પહોંચ્યા. તે અવસરે પોતે કરેલા મહિનાના ઉપવાસનું પારણું કરવા માટે ભિક્ષા માગવા જવાની રજા લેવા તે બંને મુનિ ભગવાન પાસે આવ્યા. ત્યારે ભગવાને શાલિભદ્રને કહ્યું કે, આજે તમારી માતા પાસેથી મળેલા આહારથી તમારે પારણું થવાનું છે. 'હું પણ એ જ ઇચ્છું છું,' કહીને શાલિભદ્ર મુનિ ધન્ય મુનિ સાથે નગરમાં ગયા.

બંને જણા ભદ્રાશેઠાણીના ઘર આગળ આવીને ઊભા રહ્યા. પણ તપસ્યાથી આવેલી અત્યંત કૃશતાને કારણે તેમને કોઈએ ઓળખ્યા નહિ. અને ભદ્રા તો મહાવીર સાથે શાલિભદ્ર અને ધન્ય પણ આવ્યા હશે, તે ખ્યાલથી મહાવીરને ઉતારે જલદી પહોંચી જવા ભાનભૂલી થઈ ગઈ હતી, એટલે તેણે તેમના તરફ નજર પણ કરી નહિ.

થોડી વાર ત્યાં ઊભા રહી, બંને મુનિ પાછા વળ્યા. તેઓ નગરના દરવાજામાંથી બહાર નીકળતા હતા, તેવામાં નગરમાં દહીં-ઘી વેચવા આવતી એક ગોવાલણી તેમને સામી મળી. શાલિભદ્રને જોઈ, તેનામાં કોઈ અપૂર્વ વાત્સલ્યભાવ પ્રગટી આવ્યો, અને તેણે બંને મુનિને પ્રેમથી દહીં ખવરાવ્યું. ત્યાંથી તે બંને મુનિ મહાવીર પાસે પાછા આવ્યા. શાલિભદ્રે ભગવાનને નમસ્કાર કરીને પૂછ્યું, 'ભગવન્! આપના કહેવા પ્રમાણે મને મારી માતા પાસેથી પારણા માટે આહાર કેમ ન મળ્યો?'

ભગવાન બોલ્યા: 'હે મુનિ! તમને દહીં ખવરાવનારી ગોવાળણ તમારી પૂર્વભવની માતા જ હતી. પૂર્વભવમાં તમે આ રાજગૃહની નજીકના શાલી ગામની એ ધન્યા નામની ગોવાળણના સંગમક નામના એકના એક પુત્ર હતા. તેનો બાકીનો બધો વંશ ઉચ્છેદ પામ્યો હતો. સંગમક નગરજનોનાં ઢોર ચારતો. એક વખત કોઈ ઉજાણીનો પ્રસંગ આવતાં ઘેર ઘેર ખીરનું ભોજન થયું. બીજાં છોકરાંને ખીર ખાતાં જોઈ સંગમક ઘેર આવી માતા પાસે ખીર માગવા લાગ્યો. પોતાની સ્થિતિ ખીર ખવરાવાય તેવી ન હોવાથી ધન્યા ગોવાળણને બહુ ઓછું આવ્યું અને તે રડવા લાગી. પડોશણોએ તેનું રડવાનું કારણ જાણી, દયાભાવથી થોડું થોડું દૂધ વગેરે પદાર્થો તેને ખીર બનાવવા આપ્યા. તે બધાની તેણે ખીર બનાવી. પછી એક થાળમાં તેમાંથી થોડી ખીર સંગમકને પીરસીને તે ઘરકામમાં ગૂંથાઈ.

એવામાં એક મહિનાના ઉપવાસવાળા કોઈ મુનિ પારણા માટે ભિક્ષા માગતા ત્યાં આવ્યા. તેમને ભૂખ્યા તથા દુર્બળ જોઈ, સંગમકને તેમના ઉપર દયા આવી; અને તેણે પોતાની થાળી ભરેલી ખીર તેમને આપી દીધી. ત્યાર બાદ મુનિ તેના ઉપર કૃપાભરેલી નજર કરતા કરતા ચાલ્યા ગયા. મુનિ ચાલ્યા ગયા, ત્યાર બાદ ધન્યા સંગમક પાસે આવી. તેના થાળમાં ખીર ન દેખવાથી, તેણે 'પુત્ર જ ખાઈ ગયો હશે', એમ માની બીજી ખીર તેની થાળીમાં પીરસી. તે ખીર ગળા સુધી ઠાંસીને અકરાંતિયાપણે ખાવાથી અજીર્ણ થઈ તે સંગમક તે જ રાત્રે મરણ પામ્યો. અને દાનના પ્રભાવથી રાજગૃહ નગરમાં ગોભદ્ર શેઠને ત્યાં પુત્ર તરીકે જન્મ્યો. એ પુત્ર જ તમે — શાલિભદ્ર. એ પ્રમાણે એ ગોવાળણ તમારી માતા જ હતી.

કર્મફળની વિચિત્રતા વિચારતા શાલિભદ્ર ત્યાર પછી ધન્ય મુનિ સાથે છેવટનું અનશન વ્રત સ્વીકારી વૈભારગિરિ ઉપર ચાલ્યા ગયા. તે જ અરસામાં શ્રેણિક રાજા, ભદ્રા શેઠાણી વગેરે મહાવીર પાસે પહોંચ્યાં. ભદ્રાએ ભગવાનને નમસ્કાર કરી, શાલિભદ્ર ક્યાં છે, એમ પૂછ્યું. ભગવાને કહ્યું, તે તમારે ત્યાં ભિક્ષા માગવા આવેલા, પણ તમે અહીં આવવાની ધમાલમાં તેમને જોયા કર્યા નહીં; પછી તેમને તેમની પૂર્વજન્મની માતા ગોવાળણે દહીંનું પારણું કરાવ્યું. ત્યાર પછી અહીં આવી, મારી પાસે અંતિમ અનશન વ્રત સ્વીકારી, સંસારથી છૂટવા તેઓ હમણાં જ વૈભાર પર્વત ઉપર ચાલ્યા ગયા છે.

અંતિમ અનશનની વાત સાંભળી ફાટતે હૃદયે ભદ્રા શ્રેણિક રાજા સાથે વૈભારગિરિ ઉપર આવી. ત્યાં અનશન વ્રત લઈને પાષાણની પેઠે (અથવા વૃક્ષના ઠૂણકાની પેઠે) સ્થિર પડેલા તે મુનિઓને જોઈ ભદ્રા પોતાના કલ્પાંતથી વૈભારગિરિને પણ

રોવરાવવા લાગી. પોતાને ત્યાં મહિનાના ઉપવાસ બાદ રાજી-ખુશીથી ભિક્ષા માટે આવેલા પ્રિય પુત્રને નજર પણ કર્યા વિના ભિક્ષા વિના પાછા કાઢનાર પોતાની જાતને તેમજ દુર્ભાગ્યને ફિટકારતી ભદ્રાને શ્રેણિક રાજાએ શાંત પાડી; તથા હવે અંતિમ વ્રત સ્વીકારી બેઠેલા શાલિભદ્રને પોતાના રુદનથી વ્યથિત કરવો કોઈ રીતે યોગ્ય નથી, એમ કહી, તેને તેણે ત્યાંથી પાછી વાળી. શાલિભદ્ર અને ધન્ય પણ યથાકાળે મરણ પામી ઉત્તમ દેવગતિ પામ્યા.

૧૨

# મહચ્ચંદ્ર કામદેવ અને ઉદાયન

## ૧. મહચ્ચંદ્ર

[ ૧૬ મું ચોમાસું ]

રાજગૃહમાં જ પોતાના કેવળજ્ઞાન પછીના ચોથા વર્ષાવાસને પૂરો કરી. મહાવીર ત્યાંથી ચંપાનગરી તરફ ચાલી નીકળ્યા. ત્યાં દત્ત રાજા અને રક્તવતી દેવીનો પુત્ર મહચ્ચંદ્ર કુમાર યુવરાજ તેમના ધર્મોપદેશથી બોધ પામી, તેમની પાસેથી ગૃહસ્થધર્મનાં પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રત — એમ બાર વ્રતો સ્વીકારી ગયો. તેને શ્રીકાંતા પટરાણી સહિત સમાન ઉંમર-રૂપ-લાવણ્ય-યૌવન-ગુણ-અને કુળવાળી પાંચસો સ્ત્રીઓ હતી. રાજારાણીએ તે દરેક સ્ત્રી દીઠ જુદાજુદા સુંદર મહેલ બનાવી આપ્યા હતા, તથા તેમને પુષ્કળ સુવર્ણ, વાહનો તથા દાસ-દાસી પ્રીતિદાનમાં આપ્યાં હતાં. યુવાન મહચ્ચંદ્ર તે બધી સ્ત્રીઓ સાથે ઉત્તમ કામભોગો ભોગવતો વિહરતો હતો.

વ્રત સ્વીકારીને તે ચાલ્યો ગયો ત્યાર બાદ ભગવાનના પટ્ટશિષ્ય ગૌતમે ભગવાનને પૂછ્યું : ' હે ભગવન્! આ મહચ્ચંદ્ર કુમાર મને બહુ ઇષ્ટ, કાંત, પ્રિય, મનને ગમે તેવો, મન ચિંતવ્યા કરે તેવો, સૌમ્ય, વલ્લભ, પ્રિયદર્શન, તથા સુરૂપ લાગે છે. બીજા અનેક લોકો પણ તેને તેવો જ માને છે તો હે ભગવન્! આ મહચ્ચંદ્રકુમારે આ પ્રકારની માનુષી સંપત્તિ કેવી રીતે પ્રાપ્ત કરી છે?'

ભગવાને જવાબમાં મહચ્ચંદ્રકુમારના પૂર્વજન્મની કથા આ પ્રમાણે કહી સંભળાવી :—

હે ગૌતમ! પૂર્વે અહીં જ ભારતવર્ષમાં તિગિચ્છા નામે નગરીમાં જિતશત્રુ રાજા રાજ્ય કરતો હતો. એક વખત ધર્મવીર્ય સ્થવિર ફરતા ફરતા તેના નગરમાં આવી ચડ્યા. તે જાતિ-કુલ-બલ-રૂપ-વિનય-જ્ઞાન-દર્શન-અને ચારિત્રયુક્ત હતા; લજ્જાળુ-નમ્ર-ઓજસ્વી-તેજસ્વી-પ્રતાપી-અને કીર્તિમાન હતા; ક્રોધ-માન-માયા-લોભ-નિદ્રા-ઇંદ્રિયો-સંકટો-તથા વિઘ્નોને પાર કરનાર હતા; જીવવાની દરકાર વિનાના તથા મરણની બીક વિનાના હતા; તથા જ્ઞાનાદિની બાબતમાં મહાભંડારરૂપ હતા. વળી તે તપસ્વી હતા, ગુણવંત હતા, નિર્દોષ ભિક્ષાચર્યાથી જીવનારા હતા; સુવ્રતી, નિગ્રહપ્રધાન, તથા નિશ્ચયપ્રધાન હતા: ક્ષમા-મુક્તિ-વિદ્યા-બ્રહ્મચર્ય-નિયમ-સત્ય-પવિત્રતા તથા સુબુદ્ધિથી યુક્ત હતા; વળી તે મુનિ શુદ્ધિમાં હેતુરૂપ, સર્વ જીવોના મિત્ર, તપના ફળની આકાંક્ષા વિનાના, અચંચળ, સંયમરત, સાધુપણામાં લીન, તથા દોષરહિત પ્રશ્નોત્તરવાળા હતા. નગરમાં ભિક્ષા માટે ફરતાં ફરતાં તે જિતશત્રુને ત્યાં આવી ચડ્યા. તેમને આવતા જોઈ, તેમની તેજસ્વિતા, તથા પવિત્રતાથી અંજાઈ, જિતશત્રુ રાજા અત્યંત પ્રસન્ન તથા સંતુષ્ટ થઈ ભક્તિભાવપૂર્વક આસનેથી ઝટ ઊભો થયો અને પાદપીઠ ઉપરથી નીચે ઊતર્યો; અને સાત પગલાં સામા જઈ, ત્રણ વાર પ્રદક્ષિણા કરી, તેણે તેમને નમસ્કાર કર્યા. ત્યાર બાદ તેમની અન્નપાનાદિથી સેવા કરવાનો પ્રસંગ મળવાથી હર્ષિત થતો થતો તે અંતઃપુરમાં ગયો, અને ત્રણ પ્રકારે નિર્દોષ અન્નપાન મન-વાણી-કાયાની શુદ્ધતાપૂર્વક તેમને અર્પીને તેણે તેમનો સત્કાર કર્યો.

એ મહાપવિત્ર મુનિ પ્રત્યે તેણે દાખવેલા એ સેવાભાવ અને ભક્તિભાવથી તરત તેનો સંસારભ્રમણનો કાળ મર્યાદિત બની ગયો: અને તેને બીજા જન્મમાં પણ મનુષ્યદેહ મળે તેમ થયું. દેવો પણ તેના મનુષ્યજન્મને અને તેના પુણ્યશાળીપણાને અભિનંદવા લાગ્યા.

યોગ્યકાળે જિતશત્રુ પોતાનું આયુષ્ય પૂરું કરી, આ ચંપા નગરીમાં દત્ત રાજાને ત્યાં રક્તવતી દેવીની કૂખે પુત્ર તરીકે ઉત્પન્ન થયો. તે જ આ મહચંદ્ર. તેણે પોતાની આ માનુષી સંપત્તિ એ રીતે પ્રાપ્ત કરી છે.

ત્યાર બાદ ભગવાન મહાવીર વગેરે યથાસમયે તે નગરમાંથી નીકળી બીજે ચાલ્યા ગયા.

પેલો મહચંદ્ર ભગવાન મહાવીરના ગયા બાદ જૈન ગૃહસ્થ (શ્રમણોપાસક)ના આચારવિચાર વિધિપૂર્વક પાળવા લાગ્યો. તેણે જીવ શું, અજીવ શું, વગેરે ધર્મસિદ્ધાંતોનું જ્ઞાન પ્રાપ્ત કર્યું; તથા પાપ–પુણ્ય એટલે શું, પાપકર્મ શાથી બંધાય છે, તેને કેવી રીતે રોકી શકાય, કેવી રીતે તેને ખંખેરી નાખી શકાય, શારીરિક વગેરે ક્રિયાઓમાંથી કઈ શુભ છે, કઈ અશુભ છે, તેમજ જીવનવ્યવહારનાં વિવિધ સાધનોમાંથી ક્યાં સ્વીકાર્ય છે કે અસ્વીકાર્ય છે, એ બધાની સમજ તેણે પ્રાપ્ત કરી. કોઈ પણ કાર્યમાં તે બીજાની આશા ઉપર નિર્ભર રહેતો નહોતો, તેમજ કોઈથી તે ગાંજ્યો જાય તેવો નહોતો. જૈન સિદ્ધાંતમાં તે એવો ચુસ્ત બન્યો કે, દેવ વગેરે આવીને તેને ગમે તેટલો ભમાવે, તોપણ તે ભમે નહીં. તેને જૈન સિદ્ધાંતમાં વર્ણવેલ તત્ત્વો બાબત શંકા નહોતી, કે તેમાં જણાવેલા આચાર બાબત વિચિકિત્સા નહોતી. તેણે શાસ્ત્રાધ્યયન કરી, તેના અર્થને નિશ્ચિત કર્યો હતો. જૈન સિદ્ધાંત ઉપર હાડોહાડ પ્રેમ વ્યાપેલો હોવાથી તે એમ કહેતો કે, 'એ સિદ્ધાંત જ અર્થરૂપ કે પરમાર્થરૂપ છે; બાકી બધું અનર્થરૂપ છે!'

તેની ઉદારતાને કારણે તેના દરવાજાના આગળા હંમેશાં ઊંચા જ રહેતા, અને તેનું આંગણું જ્યારે–ત્યારે જમી ઊઠેલાઓના એઠવાડવાળું જ હોતું. તે એવો પવિત્ર ચારિત્ર-વાળો હતો કે કોઈના અંતઃપુરમાં તે જતો તો કોઈને કશી જ શંકા આવતી નહોતી. પોતે લીધેલાં બધાં વ્રતો તે બરાબર

આચરતો હતો, તથા વિવિધ તપકર્મ વડે આત્માને વાસિત કરતો વિહરતો હતો.

એક વખત પૌષધવ્રત દરમ્યાન ધર્મજાગરણ કરતો તે મધ્યરાત્રીને સમયે બેઠો હતો, તેવામાં તેને આ પ્રકારનો સંકલ્પ થયો : 'તે ગામ–નગર–વગેરે સ્થાનોને ધન્ય છે, કે જ્યાં શ્રમણ ભગવાન મહાવીર વિચરે છે. તેમજ તે રાજા–શેઠ–સંઘવી આદિને ધન્ય છે, જેઓ શ્રમણ ભગવાન મહાવીર પાસે ઘરબાર છોડી સાધુ થવાની દીક્ષા લે છે. હવે જો ભગવાન મહાવીર ફરતા ફરતા આ નગરમાં આવે, તો હું તેમની પાસે ઘરબાર છોડી સાધુ થવાની દીક્ષા જરૂર લઉં.'

બનવાકાળ તે ભગવાન એક ગામથી બીજે ગામ એમ ક્રમે ક્રમે ફરતા ફરતા ચંપા નગરીમાં જ આવી પહોંચ્યા. તેમને આવેલા જાણી નગરજનો વગેરે સૌ તેમને દર્શને ગયાં. મહચંદ્રકુમાર પણ અત્યંત હર્ષિત થઈ તેમનાં દર્શને ગયો. પછી તેમનો ધર્મોપદેશ સાંભળી, અત્યંત પ્રસન્નતા અનુભવતો, તથા તેમને ફરી ફરી નમસ્કાર કરી, તેમની વારંવાર ઉપાસના કરતો તે કહેવા લાગ્યો : 'હે ભગવન્ ! તમારું કથન મને ગમ્યું છે; અને તે પ્રમાણે પુરુષાર્થપૂર્વક પ્રયત્ન કરીને હું બંધનમુક્ત થાઉં એમ ઇચ્છું છું. હે દેવાનુપ્રિય ! હું મારાં માતપિતાની સંમતિ લઈ આવું અને પછી તમારા સહવાસમાં રહી, તમારી આજ્ઞા પ્રમાણે વર્તું.'

ભગવાનને આ પ્રમાણે કહી, મહચંદ્રકુમાર રથમાં બેસી ઉતાવળો ઉતાવળો પોતાને ઘેર આવ્યો, તથા પોતાનાં માતપિતાને નમસ્કાર કરી કહેવા લાગ્યો : 'હે માતપિતા ! આજે હું ભગવાન મહાવીર ઉપદેશ સાંભળી આવ્યો છું. તે મને ખૂબ ગમ્યો છે. તેથી તેમના ઉપદેશ પ્રમાણે વર્તવાની અને તેમના સહવાસમાં રહેવાની મને પ્રબળ ઇચ્છા છે. માટે તમે મને સાધુ થવાની રજા આપો.'

મહચંદ્રની માતા તો આ સાંભળતાં જ મૂર્છિત થઈને જમીન ઉપર ઢળી પડી. અનેક શીત ઉપચારો વડે ભાનમાં આવતાં તે રડતી રડતી તથા શોક કરતી પોતાના પુત્રને તેના નિશ્ચયમાંથી પાછો ફેરવવા માટે સમજાવવા લાગી. પરંતુ તે કેમે કર્યો માન્યો નહિ. પછી ના-મને તેણે તેને રજા આપી.

મહચંદ્ર પણ ભગવાન પાસે દીક્ષા લઈ, તેમની આજ્ઞા મુજબ વર્તવા લાગ્યો. તે મન-વાણી-કાયાની ક્રિયાઓમાં સાવધાન રહેતો; તેમને વશ રાખતો; ઇંદ્રિયનિગ્રહ આચરતો તથા સુસંયતપણે બ્રહ્મચર્ય ધારણ કરતો વિચરતો હતો. તેણે ભગવાનના વૃદ્ધ શિષ્યો (સ્થવિરો) પાસે શાસ્ત્રગ્રંથોનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. અને ત્યાર બાદ ચાર ટંક, આઠ ટંક વગેરેના ઉપવાસો વગેરે વિવિધ તપકર્મ વિધિપૂર્વક આચરીને ઠીકઠીક આત્મશુદ્ધિ સાધી. એ પ્રમાણે ઘણાં વર્ષ શ્રમણપણું પાળતાં પાળતાં જ્યારે એણે જોયું કે, હવે પોતાનું શરીર અતિ કૃશ થઈ જવાથી વધુ કામ આપે તેવું રહ્યું નથી, ત્યારે તેણે મરતાં લગી ન ખાવાનું મારણાંતિક સંલેખના વ્રત સ્વીકાર્યું. તથા પવિત્ર સ્થાનમાં જઈને, જંતુરહિત સ્થળે દાભનું બિછાનું બિછાવ્યું, અને આહારાદિનો ત્યાગ કર્યો. પછી જીવિત કે મરણની કામના ત્યાગીને, પોતાના તપના બદલામાં અમુક ફળ મળે એવું કોઈ નિદાન (સંકલ્પ) કર્યા વિના તેણે રહેવા માંડ્યું. એ પ્રમાણે ૬૦ ટંક ખાધા વિના વિતાવી, તથા અંતે જીવિત દરમ્યાન પોતે કરેલા દોષોની કબૂલાત તથા પ્રાયશ્ચિત્તાદિ કરી લઈ, તે સમાધિપૂર્વક મરણ પામ્યો, અને દેવગતિને પ્રાપ્ત થયો.

## ૨. કામદેવ

ચંપામાંના ભગવાન મહાવીરના વાસ દરમ્યાન જ્યારે મહચંદ્ર યુવરાજે ગૃહસ્થધર્મની દીક્ષા લીધી, ત્યારે ત્યાંના

કામદેવ નામના ગૃહસ્થે પણ ગૃહસ્થધર્મની દીક્ષા મહાવીરસ્વામી પાસેથી લીધી હતી. તે ઘણો ધનવાન હતો. તેની પાસે છ હિરણ્યકોટી નિધાનમાં, છ વ્યાજે, અને છ ધરવાપરમાં હતી. ઉપરાંત દશ હજાર ગાયનો એક વ્રજ એવા છ વ્રજો હતા. આનંદગૃહપતિની પેઠે મહાવીર પાસે શ્રાવકધર્મ સ્વીકારીને, કામદેવગૃહપતિ પણ પછીથી પોતાના મોટા પુત્ર, મિત્ર, જ્ઞાતિ, સ્વજનોને પૂછીને પૌષધશાળામાં જઈ, સ્વીકારેલી ધર્મપ્રજ્ઞપ્તિ અનુસાર રહેવા લાગ્યો.

ત્યાં એક વાર એક માયી અને મિથ્યાદૃષ્ટિ દેવ કામદેવને તેના ધ્યાનથી ચલિત કરવા માટે પિશાચનું રૂપ લઈ, ઉઘાડી તરવાર સાથે આવ્યો અને બોલ્યો:—

'હે અપ્રાર્થિતના પ્રાર્થી, મોક્ષના તરસ્યા કામદેવ! તું આ તારાં શીલવ્રત અને ગુણવ્રતને નહીં છોડી દે, તો આજે હમણાં જ તારા આ તરવારથી ટુકડેટુકડા કરી નાખીશ, જેથી તું અકાળે દુઃખી થઈને મરી જઈશ.'

આ સાંભળીને કામદેવ જરા પણ ડર્યો નહીં અને મૌન ધારણ કરીને પોતાના ધ્યાનમાં સ્થિર રહ્યો. બે ત્રણવાર કહ્યા છતાં જ્યારે કામદેવે કશું ગણકાર્યું નહીં, ત્યારે ક્રોધથી હોઠ પીસતાં દેવે ભવાં ચઢાવીને તે શ્રમણોપાસકને સારી પેઠે અસિવેદના કરી. પરંતુ કામદેવે તો પોતાના ચિત્તમાં કિંચિન્માત્ર પણ ક્ષોભ થવા દીધા વિના તે વેદના સહી લીધી.

છેવટે થાકીને તે દેવે મોટા હાથીનું રૂપ લીધું; અને મોટી ગર્જનાઓ કરતાં કરતાં તેણે કામદેવને સૂંઢ વડે પકડી ખૂબ ઉછાળ્યો, અફાળ્યો તથા ખૂંદ્યો. પણ કામદેવ જરા પણ ચલિત થયો નહિ.

હવે થાકીને દેવે એક ભયંકર સર્પનું રૂપ લીધું અને કામદેવના શરીર ઉપર વીંટળાઈને તેને જોરથી ભરડો દીધો.

તથા પોતાની તીક્ષ્ણ દાઢોથી તેને સખત દંશ કર્યાં. છતાંય કામદેવ પોતાના ધ્યાનમાં સ્થિર રહ્યો.

છેવટે પ્રસન્ન થઈ, તે દેવે પોતાનું અસલ રૂપ પ્રગટ કર્યું અને કામદેવને કહ્યું : 'હે દેવાનુપ્રિય ! તું ધન્ય છે, કૃતાર્થ છે, તારો જન્મ અને જીવિત સફળ છે, કે તેં અંગીકાર કરેલા ધર્મમાં આ પ્રકારની દૃઢ અને નિશ્ચલ પ્રતિપત્તિ પ્રાપ્ત કરી છે. તારી આ જાતની નિશ્ચલતાની પ્રશંસા સાંભળીને તારી પરીક્ષા કરવા જ હું આવ્યો હતો. પણ તું કેમેય ક્ષોભ ન પામતાં સ્થિર જ રહ્યો. હે દેવાનુપ્રિય! મેં આપેલા ત્રાસ બદલ તારી વારંવાર ક્ષમા માગું છું.'

એક વાર શ્રમણભગવાન મહાવીર ફરતા ફરતા ચંપામાં આવ્યા અને પૂર્ણભદ્ર ચૈત્યમાં ઊતર્યા.[1] તેમને આવ્યાના સમાચાર સાંભળી કામદેવ શુદ્ધ વસ્ત્રો ધારણ કરી, મોટા મનુષ્યસમૂહ સાથે તેમનાં દર્શને ગયો.

ભગવાને ત્યાં આવેલી સભાને અને કામદેવને ધર્મોપદેશ આપ્યો; પછી કામદેવ તરફ નજર કરીને, તથા તેને સંબોધીને તેને પેલા પિશાચરૂપી દેવે આપેલી યાતનાની અને તેણે (કામદેવે) બતાવેલી સ્થિરતાની વાત કહી સંભળાવી. તથા પોતાનાં નિર્ગ્રંથ-નિર્ગ્રંથીઓને સંબોધીને કહ્યું, 'ઘરમાં વસતા આ શ્રમણોપાસકો પોતાના વ્રતના પાલનને માટે દિવ્ય, માનુષિક, અને પશુએ કરેલા ઉપસર્ગોને સારી રીતે સમભાવે સહન કરે છે, તેમનાથી ચલાયમાન થતા નથી અને પોતાના વ્રતમાં તત્પર રહે છે; તો તમો નિર્ગ્રંથ નિર્ગ્રંથીઓએ તો તમારા આચારો સુરક્ષિત રાખવા માટે બરાબર મક્કમ રહેવું જોઈએ,

૧. શ્રી. કલ્યાણવિજયજીની ગણતરી મુજબ આ બીના મહાવીરના દીક્ષાજીવનના ૩૭મા વર્ષમાં, અને કેવલીજીવનના ૨૫મા વર્ષમાં બનેલી.

જરાપણ ચલિત થવું ન જોઈએ; અને તેમ કરતાં જે જે યાતનાઓ આવે તે સહન કરવી જોઈએ.

ભગવાને સ્વમુખે જે શ્રમણોપાસકની આટલી પ્રશંસા કરી, તેના તરફ આશ્ચર્યની નજરે જોતાં શ્રમણશ્રમણીઓએ ભગવાનની વાત વિનયપૂર્વક સ્વીકારી. કામદેવ ત્યારબાદ ભગવાનને કેટલાક પ્રશ્નો પૂછીને, અને તેમના જવાબ બરાબર સમજીને પોતાને ઘેર ગયો.

કામદેવે ૨૦ વર્ષ સુધી શ્રમણોપાસકની મર્યાદા બરાબર સાચવી. આનંદની પેઠે તેણે પણ અગિયારે પ્રતિમાઓને બરાબર આરાધી, અને છેવટે સાઠ દિવસ સુધી મારણાંતિક સંલેખના લઈને તે કાળધર્મ પામ્યો અને દેવગતિને પ્રાપ્ત થયો.

### ૩. ઉદાયન રાજર્ષિ

તે સમયે સિંધુસૌવીર દેશને વિષે વીતભય નામે નગર હતું. તેમાં ઉદાયન નામે રાજા રાજ્ય કરતો હતો. તેનું લગ્ન વૈશાલીના ચેટકરાજાની પુત્રી પ્રભાવતી વેરે થયું હતું. પ્રભાવતીથી ઉદાયનને અભીતિ નામે પુત્ર થયો હતો. ઉદાયનને કેશીકુમાર નામે ભાણેજ પણ હતો.

તે ઉદાયન રાજા સિંધુસૌવીર વગેરે ૧૬ દેશો, વીતભય વગેરે ૩૬૩ નગરો અને ખાણો, તથા મહાસેન વગેરે દશ મોટા મુકુટબદ્ધ રાજાઓ, તેમ જ બીજા અનેક રાજાઓ, યુવરાજો, કોટવાલો, નગરશેઠો, સાર્થવાહો વગેરેનો સ્વામી હતો. તે રાજા જૈન શ્રમણોનો ઉપાસક હતો તથા જૈનશાસ્ત્ર પ્રતિપાદિત જીવ-અજીવ આદિ તત્ત્વોનો જાણકાર હતો.

તે રાજા જૈન કેવી રીતે બન્યો તથા મહાસેન રાજાને તેણે કેવી રીતે જીત્યો તે વિષે નીચેની કથા છે.

એક વખત કેટલાક મુસાફરો સમુદ્રની યાત્રા કરતા હતા. સમુદ્રમાં ખૂબ તોફાન થવાથી તેમનું વહાણ ખરાબે ચઢયું તેથી

તેઓ બહુ ગભરાયા. તે વખતે એક દેવે પોતાની શક્તિ વડે તેમનું વહાણ ખરાબામાંથી બહાર કાઢી રસ્તે પાડ્યું; તથા તે લોકોને પોતે જ બનાવેલી તીર્થંકરની ચંદનકાષ્ઠની એક મૂર્તિ લાકડાની પેટીમાં બંધ કરીને આપીને કહ્યું, 'આમાં દેવાધિદેવની મૂર્તિ છે. એના પ્રભાવથી તમે સહીસલામત રીતે સમુદ્ર પાર કરી જશો.' અને બન્યું પણ તેમ જ. તે વહાણ થોડા જ દિવસોમાં સિંધુસૌવીરને કાંઠે આવી લાગ્યું.

તે લોકોએ દેવે આપેલી તે મૂર્તિને હવે વીતભયમાં ઉતારી દીધી. ત્યાંના રાજા ઉદ્દાયનની પટરાણી પ્રભાવતી પોતાના મહેલમાં એક ચૈત્યગૃહ બનાવી, તેમાં તે મૂર્તિને સ્થાપીને હંમેશાં તેની પૂજા કરવા લાગી. ઉદ્દાયન રાજા તો તાપસભક્ત હતો; પણ ધીમે ધીમે તે પણ એ મૂર્તિ ઉપર શ્રદ્ધાવાળો થવા લાગ્યો.

એક દિવસ રાણી પ્રભાવતી નાચ કરતી હતી, અને રાજા વીણા વગાડતો હતો. તે વખતે રાજાની દૃષ્ટિમાં રાણીનું માથું ન દેખાવાથી તે અધીરો થયો અને તેનું વીણા વગાડવાનું અટકી ગયું. આ જોઈ રાણીએ પૂછ્યું, 'સ્વામિન્! મારા નાચમાં કાંઈ ભૂલ થઈ કે શું?' રાજાએ ખરી વાત કહી દીધી. તે ઉપરથી રાણી સમજી ગઈ કે, હવે મારું આયુષ્ય થોડું જ બાકી રહ્યું છે. આથી જીવનનું શ્રેય સાધવા તેણે સંસારનો ત્યાગ કરી ભિક્ષુણી થવાનો વિચાર કર્યો અને રાજાની પરવાનગી માગી. રાજાએ ઘણા વિરોધ પછી એ શરતે તેને અનુમતિ આપી કે, 'તું મરીને સ્વર્ગમાં દેવતા થાય તો તારે અહીં આવીને મને સદ્બોધ આપવો.' રાણીએ તે શરત કબૂલ કરી, અને તે ભિક્ષુણી થઈ. થોડા દિવસમાં મૃત્યુ બાદ તે સ્વર્ગમાં દેવતા થઈ, અને પૂર્વે રાજાને આપેલા વચન પ્રમાણે સ્વર્ગમાંથી આવી તેણે રાજાને સદ્બોધ કર્યો. આથી રાજા દિવસે દિવસે વધુ ધર્મિષ્ઠ થયા લાગ્યો.

રાણીના મરી ગયા પછી તીર્થંકરની મૂર્તિની પૂજા, રાણીની એક વિશ્વાસુ પણ શરીરે કૂબડી દાસી ભક્તિપૂર્વક કર્યા કરતી હતી. એક વખતે ગાંધાર દેશનો એક શ્રાવક એ પ્રભાવ-શાલી મૂર્તિનાં દર્શન કરવા માટે ત્યાં આવ્યો. દાસીએ તે શ્રાવકની ખૂબ સેવા કરી; આથી તે જતી વખતે ખુશી થઈને પોતાની પાસે એક પ્રકારની દૈવી પ્રભાવવાળી ગોળીઓ તેને આપતો ગયો. તે ખાવાથી તે દાસીનું કૂબડાપણું મટી જઈને તેને અપ્સરા જેવું રૂપ-સૌંદર્ય પ્રાપ્ત થયું. એની સુવર્ણ જેવી કાંતિથી હવે તેને લોકો સુવર્ણગુલિકા નામે ઓળખવા લાગ્યા.

એના એ દૈવી સૌંદર્યની ખબર જ્યારે ઉજ્જયિનીના ચંડપ્રદ્યોતના સાંભળવામાં આવી, ત્યારે તે એના ઉપર મોહિત થયો અને એને મેળવવાના પ્રયત્ન કરવા લાગ્યો. ગુપ્તચરો દ્વારા પ્રદ્યોતનો મનોભાવ દાસીના જાણવામાં આવતાં તે પણ એના ઉપર અનુરક્ત થઈ. આખરે એક રાત્રીએ પોતાના નલગિરિ નામે દેશપ્રસિદ્ધ હાથી ઉપર બેસીને ચંડપ્રદ્યોત ત્યાં આવ્યો, અને તે દાસીને ઉપાડી ગયો. જતી વખતે દાસી પોતાની સાથે પેલી મૂર્તિ લેતી ગઈ.

બીજે દિવસે સવાર થતાં ઉદાયનને બધી વાતની ખબર પડી. તેણે ચંડપ્રદ્યોતને કહાવ્યું કે, 'તારે દાસીને રાખવી હોય તો ભલે રાખ; પરંતુ પેલી મૂર્તિ તો તારે પાછી મોકલવી જ પડશે.' ચંડપ્રદ્યોતે આનો કંઈ જવાબ ન આપ્યો, આથી ઉદાયને તેના દેશ ઉપર ચડાઈ કરી, અને તેને જીવતો પકડ્યો. પછી પોતાને દેશ પાછા ફરતાં ચોમાસાનું જોર વધવાથી એક ઠેકાણે સારું મેદાન જોઈ ઉદાયનના સૈન્યે ચોમાસું વિતાવવા વ્યવસ્થિત પડાવ નાખ્યો.[1] ચોમાસા દરમ્યાન જ્યારે પજુસણ

---

૧. તે વખતે સૈન્યે દશ વિભાગવાર દશ પડાવ નાખેલા, ત્યાં પછી દશપુર ગામ વસ્યું, જે આજે મન્દસોર નામે ઓળખાય છે.

પર્વ આવ્યું ત્યારે ઉદાયને જૈન વિધિ પ્રમાણે પોતાની સાથેનાં બધાં માણસો પાસે વૈરવિરોધની ક્ષમા માગી. પ્રદ્યોત પણ તે વખતે સાથે જ હોવાથી તેની પણ ક્ષમા માગવાની ધર્મદૃષ્ટિએ ફરજ ગણાઈ. એટલે તેણે પ્રદ્યોતને બંધનમુક્ત કર્યો અને પોતાને દેશ પાછો ફરવા દીધો. આ રીતે મહાસેન-પ્રદ્યોત વીતભયના ઉદાયનનો આજ્ઞાંકિત બન્યો હતો.

એક વખત ઉદાયન રાજા મધ્યરાત્રીને સમયે ધર્મજાગરણ કરતો હતો. તે દરમ્યાન તેને એવો સંકલ્પ થયો કે, 'તે ગામ-નગર વગેરે સ્થળોને ધન્ય છે, કે જ્યાં શ્રમણભગવંત મહાવીર વિચરે છે; તથા તે રાજા-શેઠ આદિને પણ ધન્ય છે, જેઓ શ્રમણભગવંતનાં દર્શન-વંદનાદિ કરે છે. જો શ્રમણભગવંત મહાવીર ફરતા ફરતા અહીં આવે તથા આ નગરની બહાર મૃગવન ઉદ્યાનમાં ઊતરે, તો હું તેમને વંદન કરું, તથા તેમની ઉપાસના કરું.'

ઉપર [પા. ૩૦૨ ઉપર] જણાવ્યું તેમ ભગવાન તે સમયે મહચંદ્ર, કામદેવ આદિને ધર્મોપદેશ આપતા ચંપામાં વિહરતા હતા. તે હવે ઉદાયનનો માનસિક અભિપ્રાય જાણીને વીતભય તરફ આવવા નીકળ્યા, અને વીતભયમાં આવી મૃગવનમાં ઊતર્યા. એ સમાચાર મળતાં જ ઉદાયન રાજા અત્યંત હર્ષિત થઈ પરિવાર-પ્રજાજન આદિથી વીંટળાઈ તેમનાં દર્શને ગયો. ભગવાને સૌને ધર્મોપદેશ આપ્યો. તે સાંભળી હર્ષિત થઈ, ઉદાયન રાજાએ ભગવાનને પ્રદક્ષિણા કરીને કહ્યું કે, અભીતિ-કુમારને રાજ્ય વિષે સ્થાપન કરી, હું આપની પાસે પ્રવ્રજ્યા લેવા ઇચ્છું છું.

પછી ભગવાનની પરવાનગી મળતાં રાજા ઘર તરફ જવા નીકળ્યો. રસ્તામાં તેને વિચાર આવ્યો કે, મારા પ્રિય પુત્રને હું રાજ્ય સોંપી પ્રવ્રજિત થાઉં, તો મારો તે પ્રિયપુત્ર મનુષ્ય

સંબંધી કામભોગોમાં લુબ્ધ અને બદ્ધ થઈ, અનાદિ-અનંત સંસારસાગરમાં અટવાયા કરશે. માટે હું તો મારા ભાણેજ કેશીકુમારને જ રાજ્યગાદી આપું, તો ઠીક થશે.

રાજાએ એ પ્રમાણે કેશીકુમારને રાજ્ય સોંપી દીક્ષા લીધી. પરંતુ અભીતિકુમાર પોતાને હક પ્રમાણે રાજ્યગાદી ન મળવાથી ઘણું દુભાયો. તે તરત પોતાના પરિવાર સહિત તે નગરમાંથી ચાલી નીકળ્યો અને ચંપાનગરીમાં કૂણિક રાજાને આશ્રયે રહ્યો. ત્યાં તેને વિપુલ ભોગસામગ્રી મળી.

આ તરફ ઉદ્દાયન રાજાએ દીક્ષા લીધા બાદ ઉગ્ર તપશ્ચર્યા કરતા વિહરવા માંડ્યું. તે વખતે લૂખા-સૂકા મળેલા ભિક્ષાહારને કારણે તેમના શરીરમાં વ્યાધિ થયો. વૈદ્યોએ તેમને દહીં ખાવાની સલાહ આપી. તે માટે તે ગોવાળોના વ્રજમાં જ રહેતા. એક વખત તે વીતભયમાં ગયા. ત્યાં તેમનો ભાણેજ કેશી રાજ્ય કરતો હતો. કેશીને તેના દુષ્ટ મંત્રીઓએ ભરમાવ્યો કે, 'આ ઉદ્દાયન ભિક્ષુજીવનથી કંટાળ્યો છે, અને રાજ્ય મેળવવા ચાહે છે.' તેણે કહ્યું, 'તેમનું હતું, ને તે માગશે તો આપી દઈશ!'

પણ પછી તે દુષ્ટ મંત્રીઓએ કેશીને સમજાવ્યો, અને કોઈ ગોવાળણને હાથે દહીંમાં ઝેર ભેળવાવી ઉદ્દાયનને મારી નંખાવ્યો. કહે છે કે, નગરની દેવતાએ આ તેમના પાપની તેમને સજા કરવા આખા નગરને ધૂળની વૃષ્ટિ કરી દબાવી દીધું. માત્ર એક કુંભાર કે જેને ત્યાં ઉદ્દાયન ઊતર્યા હતા, તેને તે દેવતાએ બચાવી લીધો.[1]

૧. બૌદ્ધ દિવ્યાવદાનમાં ઉદ્રાયણાવદાન પ્રકરણમાં રોરુક નગરના ઉદ્રાયણ રાજા, તેની ચંદ્રપ્રભા રાણી, અને શિખંડી કુમારની આ પ્રમાણે જ કથા છે. ફેર એ કે, તીર્થંકરની મૂર્તિને બદલે બૌદ્ધ કથામાં બુદ્ધની છબી છે, અને તે છબી રાજગૃહના

## ૧૩

# અઢારમું, ઓગણીસમું અને વીસમું વર્ષ

### ૧. ચૂલણિપિતા અને સુરાદેવ

[૧૭મું ચોમાસું]

ઉદાયનને વીતભયમાં દીક્ષા આપ્યા બાદ, ભગવાન પાછા વિદેહ તરફ ફર્યા. અને પોતાના કેવલીજીવનનું તે પાંચમું ચોમાસું તેમણે વાણિજ્યગ્રામમાં વ્યતીત કર્યું. ત્યાર પછી, ભગવાન બનારસ તરફ ચાલી નીકળ્યા; અને ત્યાંના કોષ્ઠક ચૈત્યમાં આવીને ઊતર્યા. તે નગરમાં રહેતા ચૂલણિપિતા અને સુરાદેવ જેવા તવંગર ગૃહસ્થોએ તેમનો ધર્મોપદેશ સાંભળી તેમની પાસે ગૃહસ્થધર્મની દીક્ષા લીધી.[1]

---

રાજા બિંબિસારે ઉદ્રાયણને બૌદ્ધમાર્ગનો પરિચય કરાવવા મોકલાવી હતી. બાકી રાણીના નૃત્યની કથા, તેનું ભિક્ષુણી થવું, મર્યા બાદ દેવકન્યા થઈ ઉદ્રાયણને મળી જવું, અને પછી તે કારણે ઉદ્રાયણનું પ્રવ્રજિત થવું એ બધું સમાન છે. બૌદ્ધ કથામાં ભાણેજની વાત નથી. શિખંડી કુમારને જ ગાદી મળે છે; પણ પછી તેના દુષ્ટ મંત્રીઓની સોબતમાં તેને અનીતિને માર્ગે ચડેલો જાણી, તેને શિખામણ આપવા ઉદ્રાયણ પાછા આવે છે, ત્યાં પેલા મંત્રીઓની સલાહથી શિખંડી તેને મારાઓ દ્વારા મરાવી નંખાવે છે. વિશેષ માટે જુઓ પુરાતત્ત્વ પુ. ૧, પા. ૨૭૮ ઇ. ઉપર મુનિ જિનવિજયજીના લેખમાંની હકીકત.

૧. તેમની કથાઓ આનંદ તથા કામદેવ ગૃહસ્થોની જે કથાઓ આગળ આવી ગઈ છે, તેમને મળતી જ છે. ફેર એટલો કે, ચૂલણિપિતાની હિરણ્યકોટીઓ અને વ્રજ આઠ-આઠ ગણવાં; અને સુરાદેવનાં છ-છ. બાકી, બંનેએ આનંદની પેઠે અગિયારે પ્રતિમાઓ

## ૨. પુદ્ગલ પરિવ્રાજક, અને ચુલ્લશતક

ત્યાંથી નીકળી, ભગવાન આલભિકા નગરી તરફ આવ્યા. ત્યાં શંખવન ચૈત્યમાં પુદ્ગલ નામનો પરિવ્રાજક રહેતો હતો. તેને નિરંતર છ ટંકના ઉપવાસ કરતાં અને હાથ ઊંચા રાખીને તડકો તપતાં તપતાં જ્ઞાન ઉપરનાં કાંઈક આવરણ ક્ષય પામતાં દિવ્યજ્ઞાન ઉત્પન્ન થયું. પરંતુ તે કાંઈક અધૂરું હતું. તેથી, તે બ્રહ્મલોક સુધીના દેવલોકોની સ્થિતિ જાણવા જોવા લાગ્યો. તે ઉપરથી તેને એમ લાગ્યું કે, ત્યાંથી આગળ બીજા દેવલોકો નથી; અને દેવોની વધારેમાં વધારે સ્થિતિ દશ સાગરોપમ વર્ષ જેટલી જ છે. તેના એ દિવ્યજ્ઞાનની વાત નગરીમાં ચોતરફ ફેલાઈ ગઈ.

તે અરસામાં ભગવાન મહાવીર આલભિકા આવી પહોંચ્યા. તેમના શિષ્ય ગૌતમે ભિક્ષા માગવા જતાં ગામમાં પુદ્ગલ પરિવ્રાજકના દેવોની સ્થિતિ વિષેના દિવ્ય જ્ઞાન બાબત ચાલતી વાત સાંભળી. તે ઉપરથી તેમણે પાછા આવ્યા બાદ ભગવાનને એ વાતની સત્યાસત્યતા વિષે પૂછ્યું. ત્યારે ભગવાને જણાવ્યું

પાળીને, મારણાંતિક સંલેખનાથી જીવનનો અંત લાવી, દેવગતિ પ્રાપ્ત કરી છે. કામદેવની પેઠે ચૂલણિપિતાને એક દેવે બહુ ડરાવ્યો હતો, પણ તે ધ્યાનમાંથી ચલિત થયો ન હતો. તેના નાનામોટા પુત્રને કાપી તેલમાં તળવાનો દેખાવ પણ તે દેવે કર્યો. છેવટે તેની માતાને જ્યારે તે દેવ ઉકાળવા તત્પર થયો, ત્યારે ચૂલણિ-પિતા ઊઠીને ઊભો થયો. પછી બધો ભ્રમ સમજાતાં તેણે પ્રાય-શ્ચિત્તાદિ કરી, ફરીથી નિયમનો સ્વીકાર કર્યો. સુરાદેવને પણ દેવે તેના પુત્રોને કાપીને તળવાનો દેખાવ દેખાડ્યો હતો, પણ તે ડર્યો નહિ. છેવટે તે દેવે સુરાદેવના શરીરમાં સોળ રોગો મૂકવાની ધમકી આપી, ત્યારે તે ઊઠીને ઊભો થયો. પણ પછી ભ્રમ સમજાતાં પ્રાયશ્ચિત્તાદિ કરી, તે ફરી નિયમમાં સ્થિત થયો. જુઓ આ માળાનું 'દશ ઉપાસકો' પુસ્તક, અધ્યયન ૩ તથા ૪.

કે, પુદ્‌ગલનું કહેવું ખોટું છે. કારણ કે બ્રહ્મલોકની પાર પણ બીજા દેવલોકો છે, અને તેઓમાં તે કરતાં પણ વધારે સ્થિતિ છે. દેવોમાં વધારેમાં વધારે સ્થિતિ તેત્રીસ સાગરોગમ વર્ષની છે; અને તે અનુત્તર વિમાનમાં છે. અનુત્તર વિમાન પાંચ છે. તેમાં પહેલાં ચારમાં ઓછામાં ઓછી ૩૧ સાગરોપમ વર્ષની સ્થિતિ છે, અને વધારેમાં વધારે ૩૩ સાગરોપમ વર્ષની છે. પરંતુ પાંચમામાં તો ઓછામાં ઓછી અને વધારેમાં વધારે ૩૩ સાગરોપમ વર્ષની સ્થિતિ છે. ત્યાર પછી કોઈ દેવલોક નથી; પરંતુ સિદ્ધલોક જ છે.[૧]

આ વાત પણ બધે ફેલાઈ ગઈ; અને તે પુદ્‌ગલના જાણવામાં પણ આવી. આથી તે શંકિત, કાંક્ષિત, સંદિગ્ધ અને અનિશ્ચિત થયો. તેને વિચાર આવ્યો કે, મહાવીર તો સર્વજ્ઞ અને સર્વદર્શી કહેવાય છે, તો લાવ તેમની પાસે જઈ, તેમની વાત સાંભળું.

ત્યારબાદ ભગવાન પાસે ધર્મોપદેશ સાંભળી, તેમાં શ્રદ્ધા-યુક્ત બની, તેણે ભગવાન પાસે દીક્ષા લીધી.

આલભિકાના વાસ દરમ્યાન, તે નગરના ચુલ્લશતક નામના તવંગર ગૃહસ્થે પણ મહાવીર પાસે ગૃહસ્થધર્મની દીક્ષા લીધી.[૨]

---

૧ વધુ વિગત માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક, પા. ૨૬૬.

૨. તેની પાસે પણ છ–છ હિરણ્યકોટી તથા વ્રજ હતાં. એક દેવે તેના પુત્રો મારી નાખવાનો દેખાવ કરી તેને ડરાવ્યો, પણ તે ધ્યાનથી ચલિત ન થયો. છેવટે તેનું ધન ઘર બહાર ફેંકી દેવાનો દેખાવ કર્યો, ત્યારે તે ઊભો થઈ ગયો. અલબત્ત, પછી બધો ભ્રમ જણાતાં તેણે પ્રાયશ્ચિત્તાદિ કરી, ફરી નિયમનો સ્વીકાર કર્યો. જુઓ આ માળાનું 'દશ ઉપાસકો' પુસ્તક પા. ૩૩.

### ૩. મકાયી વગેરે ગૃહસ્થો

આલભિકાથી નીકળી, ભગવાન રાજગૃહ આવ્યા. ત્યાં મકાયી ( મંકાતી ) વગેરે અનેક ગૃહસ્થોએ તેમનો ધર્મોપદેશ સાંભળી, જ્યેષ્ઠ પુત્રોને કુટુંબભાર સોંપી, તેમની પાસે દીક્ષા લીધી;[૧] અને અનેક વર્ષો તપાદિ યથાવિધિ આચરીને સિદ્ધિ પ્રાપ્ત કરી.

[ ૧૮ મું ચોમાસું ]

ભગવાને પોતાના કેવલી જીવનના છઠ્ઠા વર્ષનું ચોમાસું રાજગૃહમાં જ વીતાવ્યું. ત્યાર બાદ પણ તે મગધભૂમિમાં જ વિહાર કરતા રહ્યા. તે તેમના દીક્ષા જીવનનું ૧૯મું વર્ષ હતું.

શ્રેણિક રાજાએ ભગવાનનો પરિચય આ દરમ્યાન બહુ વધારી દીધો હતો, અને તેની ભક્તિ ભગવાન તરફ વળતી જતી હતી. એક વખત તે ભગવાન પાસે બેઠો હતો, તેવામાં કુષ્ઠ રોગથી ગળી ગયેલા શરીરવાળો કોઈ પુરુષ ત્યાં આવ્યો, અને પ્રભુને પ્રણામ કરી. હડકાયા કૂતરાની જેમ પ્રભુની પાસે જમીન ઉપર બેઠો. પછી ચંદનની જેમ તેણે પોતાના પરુથી ભગવાનના ચરણને નિ:શંકપણે ચર્ચિત કરવા માંડયા. આ જોઈ શ્રેણિક રાજાને ખૂબ ગુસ્સો ચડ્યો. પણ ભગવાન શાંત જ રહ્યા. તેવામાં ભગવાનને છીંક આવી. એટલે તરત પેલો કુષ્ઠી બોલી ઊઠ્યો, 'તમે મૃત્યુ પામો!' પછી રાજા શ્રેણિકને છીંક આવી. ત્યારે તે કુષ્ઠી બોલ્યો. 'ઘણું જીવો!' પછી

૧. તેમની બાકીની કથા આગળ આવી ગયેલા સુમનોભદ્ર અને સુપ્રતિષ્ઠના જેવી જ ગણવી. (જુઓ પા. ૨૮૫). મક્કાતીનું સાધુપણું ૧૬ વર્ષનું, અને વિપુલ પર્વત ઉપર સિદ્ધિ જાણવાં. બીજા ગૃહસ્થોનાં નામ તથા સાધુપણાનો કાળ વગેરે જાણવા, જુઓ આ માળાનું 'પાપ, પુણ્ય અને સંયમ' પુસ્તક, પા. ૧૫૪, તથા ૧૬૨. તેમનાં નામ કિંકર્મ, કાશ્યપ, વારત્ત, મેધ.

અભયકુમારને છીંક આવી; એટલે તે બોલ્યો, 'જીવો કે મરો!' એ જ સભામાં કાલસૌકરિક નામે ખાટકી પણ બેઠો હતો. તેને હવે છીંક આવી. એટલે પેલા કુષ્ઠીએ કહ્યું કે, 'તું જીવ પણ નહીં, અને મર પણ નહીં.'

શ્રેણિક રાજાને કુષ્ઠીના[1] આ સર્વ વ્યવહારથી બહુ નવાઈ લાગી, એટલે ભગવાને તે કુષ્ઠીએ કહેલાં વચનોનો અર્થ

---

૧. તે કુષ્ઠીની મૂળ કથા આ પ્રમાણે છે. કૌશાંબીના રાજાને તે નગરના બ્રાહ્મણે ખુશ કર્યો, ત્યારે તે રાજાએ તેને વરદાન માગવા કહ્યું. બ્રાહ્મણીએ વિચાર્યું કે, રાજા પાસે જો આ બ્રાહ્મણ ગામ-ગરાસ માગશે, તો વૈભવના મદમાં તે બીજી સ્ત્રી પરણશે. તેથી તેણે પતિ પાસે એવું વરદાન મગાવ્યું કે, રોજ ભોજન અને દક્ષિણામાં એક સોનામહોર રાજાએ આપવી. રાજા તે પ્રમાણે તેને રોજ ભોજન તથા દક્ષિણા આપવા લાગ્યો. રાજાના દરબારી વગેરે લોક તે બ્રાહ્મણને રાજાનો માનીતો માની તેને ભોજન તથા દક્ષિણા માટે આમંત્રણ આપવા લાગ્યા. પેલો બ્રાહ્મણ દક્ષિણાને લોભે રાજાને ત્યાં જમેલું ભોજન ઓકી કાઢતો, અને તેમને ત્યાં જમવા જતો. ધીમે ધીમે અજીર્ણ અન્નના વમનથી તે બ્રાહ્મણને કુષ્ઠ રોગ થયો. એટલે રાજાએ તેને બદલે તેના પુત્રને ભોજન માટે મહેલમાં બોલાવી ભોજન તથા દક્ષિણા આપવા માંડ્યાં. આ બ્રાહ્મણ તો હવે તેના પુત્રો તથા પુત્રવધૂઓની ઘૃણાનું પાત્ર બની ગયો. પોતાના કુટુંબને વધુ દ્રવ્ય મળે તે માટે પોતે વમનાદિથી વારંવાર ભોજન કરીને આ રોગ પ્રાપ્ત કર્યો છે, છતાં તે કુટુંબનાં માણસો જ આ રીતે પોતાની અવહેલા કરે એ જોઈ બ્રાહ્મણ ઘણો ચિડાયો; અને યુક્તિથી કુટુંબના ખાદ્યમાં પોતાના રોગના પરુનો ચેપ ભેળવી, તે તીર્થયાત્રાને બહાને ઘરમાંથી ચાલી નીકળ્યો. તેના કુટુંબનાં સર્વ માણસો પેલા ચેપવાળું ભોજન ખાવાથી કુષ્ઠી થયાં.

પેલો બ્રાહ્મણ જંગલમાં ફરતો હતો તેવામાં તેના પીવામાં એક પત્ર-પુષ્પ આદિ જેમાં સડતાં હતાં તેવા ધરાનું પાણી આવ્યું. દૈવવશાત્ તે પાણી તેને ઔષધરૂપ નીવડ્યું, અને તેનો રોગ મટી ગયો. એટલે તે પોતાના કુટુંબની દશા જોવા આવ્યો. પણ

શ્રેણિકને આ પ્રમાણે સમજાવ્યો : હે રાજા, કુષ્ટીએ મને 'મરણ પામો' એમ કહ્યું, એનો અર્થ એ કે, 'તમે મૃત્યુ બાદ નિર્વાણ-પદ પામવાના છો, માટે જલદી મરશો તો જલદી ઉત્તમ પદ પામશો.' તને 'જીવો' એમ કહ્યું તેનો અર્થ એ કે, 'તું મર્યા બાદ નરકગતિ પામવાનો છું, માટે તું વધુ જીવે એમાં જ સુખ છે, જેથી તેટલો વખત નરકથી દૂર રહે.' અભયકુમારને 'જીવો કે મરો' એમ કહ્યું તેનો અર્થ એ કે, તે જીવતો હશે તો ધર્મ કરશે, અને મરશે ત્યાર પછી અનુત્તર દેવલોકને પામશે. માટે તેને સારુ બંને વાનાં સારાં છે. અને કાલસૌકરિકને, 'જીવ નહીં, અને મર પણ નહીં' એમ કહ્યું એનો અર્થ એ કે, તે જીવશે તો પણ પાપ કર્મ કરશે, અને મરશે તો પણ નરક ગતિએ જશે, માટે તેને સારુ બંને વાનાં ઇચ્છવા જેવાં નથી.

શ્રેણિક આ પ્રમાણે પોતાની ભાવી નરકગતિની વાત સાંભળી બહુ ખિન્ન થયો. તેણે કોઈ પણ ઉપાયે પોતાની દુર્ગતિ ટળે તેનો માર્ગ ભગવાનને પૂછ્યો. ત્યારે ભગવાને કહ્યું, આ નગરની કપિલા બ્રાહ્મણી જૈન સાધુને પૂજે એ જેમ અશક્ય

---

તે લોકોએ ચિડાઈ તેને મારી કાઢ્યો. તે આવીને રાજગૃહ નગરના દ્વારપાળને ત્યાં ઊતર્યો.

તે દ્વારપાળે મહાવીરનો ઉપદેશ સાંભળવા જતી વેળા તે બ્રાહ્મણને દરવાજા ઉપર ચોકી કરવા મૂક્યો. એટલામાં તે બ્રાહ્મણ મરણ પામ્યો અને રાજગૃહ નગરની વાવમાં દેડકો થયો. તે એક વાર વાવની બહાર ફરતો હતો તેવામાં તેણે લોકોને મહાવીર આવ્યાની વાત કરતા તેમનાં દર્શને જતા જોયા. તેને પૂર્વજન્મની વાત યાદ આવી કે, મને દરવાજે મૂકી, દ્વારપાળ આ મહાવીરનાં દર્શને જ ગયો હતો. માટે લાવ હું પણ તેમનાં દર્શને જાઉં. પણ તેટલામાં તે શ્રેણિક રાજાના ઘોડાની ખરી તળે કચરાઈને મરણ પામ્યો. પણ શુભભાવમાં મૃત્યુ પામેલો હોવાથી, તે દર્દુરાંક નામે દેવ થયો. તે દેવ જ કુષ્ટીના રૂપે ભગવાનનાં દર્શને આવ્યો હતો.

છે, કે આ કાલસૌકરિક ખાટકી પોતાનું પશુ મારવાનું કર્મ છોડે એ જેમ અશક્ય છે, તેમ સૌનાં કર્મનું ફળ ટાળવું અશક્ય છે. પરંતુ તારે અત્યંત ખિન્ન થવાની જરૂર નથી. કારણ કે ભવિષ્યના કાળચક્રમાં તું પદ્મનાભ નામે પ્રથમ જૈન તીર્થંકર થઈશ.

ત્યારબાદ પણ શ્રેણિક રાજાએ પોતાની આસક્તિઓને કારણે ભગવાન પાસે જાતે દીક્ષા તો ન લીધી, પણ પોતાના કુટુંબમાંથી કે પ્રજામાંથી જે કોઈ દીક્ષા લેવા માગે તેને નડતરરૂપ હરગિજ ન થવાનું નક્કી કર્યું.

આ અરસામાં ભગવાન પાસે એક અનાર્ય રાજકુમાર દીક્ષા માટે આવ્યો. તેની હકીકત નીચે પ્રમાણે છે:

## ૪. આર્દ્રકકુમાર

આર્દ્રક કુમારનો દેશ તથા માતપિતાનાં નામ ખબર ન હોવાને કારણે કથાકારો તે બધાંને માટે એક જ નામ વાપરે છે: દેશનું નામ પણ આર્દ્રક;[૧] રાજાનું નામ પણ આર્દ્રક, રાણીનું નામ આર્દ્રકા, અને કુમારનું નામ પણ આર્દ્રક. તેના બાપને આપણે આર્દ્રકરાજા કહીશું, અને કુમારને આર્દ્રકકુમાર.

આર્દ્રક રાજાને મગધના શ્રેણિક રાજા સાથે મિત્રતાનો સંબંધ હશે. તેથી કોઈ પ્રસંગે શ્રેણિકે આર્દ્રક રાજા ઉપર કેટલીક ભેટો લઈને પોતાના મંત્રીને મોકલ્યો. આર્દ્રક રાજાએ તેનો ખૂબ સત્કાર કર્યો. આર્દ્રકકુમારે પોતાના પિતાની શ્રેણિક સાથેની મિત્રતા જોઈ, તેના કુમાર સાથે પોતે પણ મિત્રતા કરવાના ઇરાદાથી પેલા મંત્રીને પૂછ્યું કે, 'શ્રેણિક રાજાને કોઈ કુમાર છે કે નહીં ? મારે તેની સાથે મિત્રતા કરવી છે.' મંત્રીએ અભયકુમારનું નામ દઈ, તેનાં ગુણ-ચાતુરી આદિનાં ખુલ્લે કંઠે વખાણ કર્યાં. તે ઉપરથી આર્દ્રકકુમારે તેને પોતાનો મિત્ર

---

૧. હેમાચાર્ય તેને 'સમુદ્રના મધ્યમાં પાતાળભુવન જેવો દેશ' કહે છે.

માની લઈ, તેના ઉપર કેટલીક ભેટો મોકલી. અભયકુમારને જ્યારે તે ભેટો તેમજ આર્દ્રકકુમારની મિત્રતાનું આમંત્રણ મળ્યાં, ત્યારે ખુશી થઈ તેણે તે અનાર્ય રાજકુમારના હિતની બુદ્ધિથી આદિનાથ તીર્થંકરની મૂર્તિ તેના ઉપર મોકલી આપી.

આર્દ્રકકુમાર તો એવા કોઈ ધર્મ-સંસ્કારોથી રહિત હતો; તેને તો ખબર સુધ્ધાં પડી નહીં કે, આ તે વળી શું છે કે શા માટે છે? તે તો કુતૂહલથી તે પ્રતિમા તરફ જોતો જ રહ્યો. અચાનક કર્મસંજોગે તેને તે વખતે પૂર્વજન્મની સ્મૃતિ થઈ આવી. તે તરત મૂર્છિત થઈ ગયો. તે સ્થિતિમાં તેણે પોતાનો પૂર્વભવ જોયો. આ ભવથી ત્રીજે ભવે તે વસંતપુર નગરમાં સામાયિક નામનો એક કણબી હતો. તેને બંધુમતી નામે સ્ત્રી હતી. એક વખત સુસ્થિત નામના આચાર્ય પાસે ધર્મોપદેશ સાંભળી, સંસાર ઉપર વૈરાગ્ય પામી, તેણે તથા તેની સ્ત્રીએ દીક્ષા લીધી અને ગૃહત્યાગ કર્યો.

સામાયિક પોતાના ગુરુ સાથે ફરતો ફરતો એક શહેરમાં આવી પહોંચ્યો. તે અરસામાં સાધ્વી થયેલી તેની સ્ત્રી બંધુમતી પણ પોતાની આર્યા સાથે ફરતી ફરતી તે શહેરમાં આવી. બંધુમતીને જોઈ, સામાયિકને તેની સાથેની પૂર્વક્રીડાઓ યાદ આવી, અને તેથી તેને તેના પ્રત્યે કામાભિલાષ થયો. બંધુમતીને એ વાતની ખબર પડતાં, તેને લાગ્યું કે, મારે કારણે એ મુનિ સાધુધર્મનું ઉલ્લંઘન કરવા પ્રેરાય, એ ઠીક નહીં. આથી તેણે તરત પોતાના પ્રાણ તજી દીધા. એ વાત સાંભળી શરમ તથા શોકના માર્યા સામાયિકે પણ અનશનથી પોતાના પ્રાણ તજી દીધા. ત્યાર પછી થોડો કાળ સ્વર્ગવાસ ભોગવી, તે ધર્મરહિત અનાર્યદેશમાં આર્દ્રકકુમાર તરીકે ઉત્પન્ન થયો.

પૂર્વજન્મની સ્મૃતિ થયા બાદ આર્દ્રકકુમાર આદિનાથની પ્રતિમાને પૂજતો તથા, જ્યાં તીર્થંકર સદેહે વિહરે છે તેવા આર્ય દેશમાં જવાના મનોરથ સેવતો દિવસ વિતાવવા લાગ્યો.

જ્યારે તેને ખાતરી થઈ કે, પોતાના પિતા આર્ય દેશમાં જવાની પોતાને રજા આપવાના જ નથી — અને હવે તો પોતાનો ઇરાદો જાણી ગયા હોવાથી પોતાની ઉપર જાપતો પણ સારી પેઠે રાખશે જ,— ત્યારે તેણે એક યુક્તિ કરી. તેણે સમુદ્ર કિનારે એકાંત દેશમાં એક વહાણ તૈયાર કરાવ્યું; અને પછી અશ્વ ખેલાવવાની ક્રીડા બધાને બતાવતાં બતાવતાં અચાનક ઘોડો તે તરફ દોડાવી મૂક્યો અને વહાણ ઉપર ચડી વહાણ હંકારી મૂક્યું !

વહાણ આર્યદેશને કિનારે આવી પહોંચ્યા બાદ આર્દ્રક-કુમારે સ્વહસ્તે જ દીક્ષા લીધી; અને પછી સાધુવેષે ફરતો ફરતો તે વસંતપુર નગરે આવી પહોંચ્યો. ત્યાં નગરની બહાર કોઈ દેવાલયમાં તે ધ્યાનસ્થ થઈને બેઠો.

તે નગરમાં દેવદત્ત નામે એક મોટો શેઠ રહેતા હતા. તેને ધનવતી નામે પત્ની હતી. પેલી બંધુમતીનો જીવ દેવલોકમાંથી ચ્યવીને તે શેઠને ઘેર પુત્રીપણે અવતર્યો. તે બાળાનું નામ શ્રીમતી પાડવામાં આવ્યું. ઉમરે આવતાં તે ઘણી સ્વરૂપવતી તથા ગુણવતી થઈ. એક વખત નગરની બીજી બાળાઓ સાથે તે પતિરમણની ક્રીડા કરવા પેલા દેવાલયમાં આવી પહોંચી. રમત શરૂ થતાં બધી બાળાઓ બોલી, 'સર્વે પોતપોતાને ગમતા એવા વરને વરી લો.' એટલે સર્વે કન્યાઓ પરસ્પર રુચિ પ્રમાણે એકબીજીને વર કરીને વરી ગઈ. ત્યારે શ્રીમતિ તો ધ્યાનસ્થ બેઠેલા આર્દ્રકને બતાવીને બોલી, 'હું તો આ મુનિને જ વરી !'

સખીઓ અંદર અંદર પતિરમણની ક્રીડા કરીને વખત થતાં વેરાઈ ગઈ; આર્દ્રક મુનિ પણ તે સ્થળથી નીકળી બીજે સ્થળે ચાલ્યા ગયા.

હવે શ્રીમતીના પિતાએ તેના લગ્નનો વિચાર કરવા માંડ્યો, અને તે માટે વરની પસંદગી કરવા માંડી. ત્યારે શ્રીમતીએ

કહ્યું, 'હે પિતાજી! પૂર્વે સખીઓ સાથે ક્રીડા કરતી વખત, એક મુનિને મારા વર કહ્યા હતા. તે કોણ હતા, તે ક્યાં ગયા, તે કશાની ખબર મને છે નહીં, તેમજ મેં રાખી પણ નથી. કારણ કે, તે વખતે તો મને માત્ર રમતનો જ ખ્યાલ હતો. પરંતુ હવે, હું આ જીવનમાં તે મુનિ સિવાય બીજા કોઈને મારો પતિ કહેવાની નથી કે કરવાની નથી.'

શેઠ વિચારમાં પડી ગયા. એ મુનિ કોઈ વખત ભાગ્યવશાત્ નગરમાં પાછા આવી ચડે, તો પણ તેમને ઓળખે કોણ? તેમ જ ઓળખી પણ કાઢે, તોય ઘરબાર તજીને સાધુ થયેલો માણસ લગ્ન કરવા શાનો કબૂલ થાય? પરંતુ પુત્રીનો નિશ્ચય ફરે તેમ નથી તેવું જાણ્યા પછી, શેઠે પુત્રીને તે મુનિનું કોઈ એંધાણ પૂછ્યું. પુત્રીએ કહ્યું, મેં તેમના ચરણ તરફ નજર કરી હતી ત્યારે તેમના ચરણ ઉપર એક ચિહ્ન મારા જોવામાં આવ્યું હતું. તે વડે હું તેમને જરૂર ઓળખી શકું.

ત્યારથી માંડીને શેઠે શહેરમાં જે કોઈ મુનિ આવે, તેને પોતાની પુત્રી દ્વારા ભિક્ષા અપાવવાની વ્યવસ્થા કરી, જેથી દરેકના ચરણ તે જોઈ શકે.

એમ કરતાં કરતાં ઘણો વખત વીતી ગયો. પરંતુ શ્રીમતીનો નિશ્ચય ડગમગતો નથી કે તૂટતો નથી. છેવટે કર્મસંજોગે આર્દ્રક મુનિ ફરી તે નગરમાં આવી ચડ્યા. શ્રીમતીએ વંદના કરતાં તેમના ચરણ ઉપરનું ચિહ્ન જોઈ, તરત તેમને ઓળખી લીધા. પછી શેઠ, રાજાએ અને મહાજને બધાએ મળી આર્દ્રકને શ્રીમતીના અદ્‌ભુત નિશ્ચયની તથા અડગતાની વાત કહી સંભળાવી, તથા તેની સાથે લગ્ન કરવા તેમને ખૂબ સમજાવ્યા. આર્દ્રક મુનિ પણ આખી વાત સાંભળી દિગ્મૂઢ થયા; અને છેવટે એક પુત્ર ઉત્પન્ન થાય ત્યાં સુધી સાથે રહેવાની શરતે શ્રીમતીને પરણ્યા.

યોગ્યકાળે શ્રીમતીને પુત્ર થયો. એટલે આર્દ્રકે ત્યાંથી ચાલ્યા જવાનો વિચાર જાહેર કર્યો. ત્યારે શ્રીમતીએ તથા બીજા બધાએ તેમને સમજાવ્યા કે, નાનું બાળક જ્યાં સુધી ધાવણ મૂકે નહિ અને હરતું ફરતું થાય નહિ, ત્યાં સુધી ન હોવા બરાબર જ છે. માટે ત્યાં સુધી તમે થોભી જાઓ.

પછી જ્યારે પુત્ર બોલતો-ચાલતો તથા હરતો-ફરતો થયો. ત્યારે આર્દ્રક ત્યાંથી ચાલી નીકળવા લાગ્યા. તે વખતે બુદ્ધિમાન શ્રીમતીએ એક યુક્તિ કરી. તે રેંટિયો લઈને કાંતવા બેઠી. પુત્રે પૂછ્યું, હે માતા! તું આ શું કરે છે? ત્યારે માતાએ કહ્યું: "હે પુત્ર, તારા પિતા આપણને અનાથ છોડી ચાલ્યા જાય છે, અને તું હજુ કમાઈ શકે તેટલી ઉંમરનો નથી, એટલે હવે 'અનિંદ્ય તથા સ્ત્રીજનને ઉચિત એવા આ ઉદ્યમથી' હું તારું ભરણપોષણ કરીશ."

આ સાંભળી પિતાને પ્રિય એવો તે બાળક કાંતેલા સૂતરનું કોકડું લઈ, પિતા હતા ત્યાં ગયો અને તેમની આસપાસ કાચા સૂતરના તાર વીંટતો કહેવા લાગ્યો, 'હવે તમે શી રીતે જવાના છો?'

પિતાએ બાળકે દીધેલા આંટા હસતાં હસતાં ગણી જોયા, અને તેટલાં વર્ષ થોભી જવાનું કબૂલ કર્યું. તેટલાં વર્ષ પૂરાં થયાં ત્યારે તે પોતાનું મન ખૂબ કઠણ કરી ચાલી નીકળ્યા જ. તેમણે મહાવીર તીર્થંકરની વાત સાંભળી હતી. એટલે હવે તો તે સીધા રાજગૃહ તરફ જવા નીકળ્યા.

માર્ગમાં આર્દ્રકમુનિને ગોશાલકનો ભેટો થયો. ગોશાલકે આર્દ્રકને મહાવીરનાં દર્શને જતા જાણી, તેમને તે વિચાર પડતો મૂકવા ખૂબ સમજાવ્યા; પરંતુ આર્દ્રક પોતાના નિશ્ચયમાં ડગ્યા નહિ. તે પ્રસંગે તે બે વચ્ચે થયેલા સવાલ જવાબ સૂત્રકૃતાંગસૂત્રમાં સંઘરાયેલા આપણને મળે છે:

ગોશાલક: હે આર્દ્રક! આ મહાવીરે પૂર્વે શું કર્યું છે તે સાંભળ. પ્રથમ તે એકાંતમાં એકલો વિચરનાર શ્રમણ હતો. હવે તે અનેક ભિક્ષુઓને એકઠા કરી, ધર્મોપદેશ આપવા નીકળ્યો છે. આમ, તે અસ્થિર માણસે પોતાની આજીવિકા ઊભી કરી છે. તેનું અત્યારનું આચરણ તેના પ્રથમના આચરણથી વિરુદ્ધ છે.

આર્દ્રક: મહાવીર હવે અનેક માણસોની વચ્ચે રહી તેમને ધર્મોપદેશ આપતા હોય, તેથી તેમનું એકલાપણું નાશ પામ્યું એમ હું માની શકતો નથી. સંસારનું સંપૂર્ણ સ્વરૂપ સમજી, સ્થાવરજંગમ પ્રાણીઓના કલ્યાણ માટે હજારોની વચ્ચે ધર્મોપદેશ આપનારનું એકાંતપણું કાયમ જ છે એમ હું માનું છું. જે કોઈ શ્રમણ પોતે ક્ષાંત, દાંત, જિતેંદ્રિય, તથા વાણીના ગુણદોષ જાણનારો હોય, તે ધર્મોપદેશ આપે તેટલા માત્રથી તેને કશો દોષ લાગતો નથી.

ગોશાલક: ઠંડું પાણી ન પીવું, બીજ વગેરે ધાન ન ખાવું, પોતાને માટે તૈયાર કરેલો આહાર ન ખાવો, અને સ્ત્રીઓનો સહવાસ ન કરવો — એ બાબતો ઉપર મહાવીર નાહક વધારે પડતો ભાર મૂકે છે. મારા સિદ્ધાંત પ્રમાણે તે ભાર આવશ્યક નથી. માટે તું નિરર્થક કઠોરતાના જ ઉપાસક તે તાપસને અનુસરવાનો ખ્યાલ છોડી દે.

આર્દ્રક: ખરે જ! તમારા શ્રમણ-સાધુઓ જો એ બધું કરતા જ હોય, તો પછી બધા ગૃહસ્થોને પણ શ્રમણો જ કહેવા જોઈએ!

ગોશાલક: આમ કહીને તો તું બધા જ ધર્માચાર્યોનો સરખો તિરસ્કાર કરે છે. કારણ કે, એકલા મહાવીર વિના કોઈ બીજો વાદી એ બધી બાબતોના ત્યાગ ઉપર ભાર મૂકતો નથી.

આર્દ્રક : હું કોઈ વાદીનો તિરસ્કાર નથી કરતો; માત્ર ખોટી માન્યતાનો જ તિરસ્કાર કરું છું. બાકી, દરેક વાદી પોતાના મતને વખાણે છે, અને સામાનો તિરસ્કાર કરી, પોતાનો મત કહી બતાવે છે, એ જાણીતી વાત છે.

ગોશાલક : ધર્મશાળાઓમાં કે ઉદ્યાનગૃહોમાં ઘણા ચતુર તથા નાના મોટા તાર્કિક–અતાર્કિક લોકો હશે એમ માની, તારો શ્રમણ ભગવાન મહાવીર ત્યાં રહેવા જતો નથી. તેને બીક લાગે છે કે, કદાચ તે બધા મેધાવી, શિક્ષિત, બુદ્ધિમાન તથા સૂત્રાર્થના નિર્ણય જાણનારા ભિક્ષુઓ કાંઈ પૂછશે, તો શો જવાબ દઈશું!

આર્દ્રક : ધર્મશાળા આદિ સ્થળોમાં શ્રદ્ધાથી ભ્રષ્ટ થયેલા અનાર્ય લોકો ઘણા હોય છે, એવી શંકાથી મહાવીર ત્યાં ન જતા હોય, તો ભલે. બાકી પ્રયોજન અનુસાર, તે બુદ્ધિમાન શ્રમણ આર્ય પુરુષોના પ્રશ્નોનો જવાબ જરૂર આપે છે, એમ મેં સાંભળ્યું છે. બાકી પ્રયોજન વિના તે કાંઈ પણ કરતા નથી, રાજા વગેરેની જબરદસ્તીથી પણ નહિ — એ કબૂલ રાખવા હું તૈયાર છું. તેવો માણસ ભયથી કશું કરે યા ન કરે એ માનવા હું તૈયાર નથી.

ગોશાલક : કોઈ વેપારી લાભની ઇચ્છાથી પોતાનો માલ પાથરી, મોટું ટોળું જમાવે, તેવો આ તમારો જ્ઞાતપુત્ર છે, એવું મને તો લાગે છે.

આર્દ્રક : કામરસમાં લંપટ, ધનની કામનાથી દૂર દૂર વિચરતા, તથા તે માટે પ્રાણીઓના સમૂહોની હિંસા કરતાં પણ ન અચકાતા વેપારી વાણિયાઓ સાથે તમે મહાવીરને સરખાવો છો? રક્ષણહાર અને જ્ઞાની મહાવીર જો કોઈ લાભ સાધતા હોય તો તે આ સંસારનો નહિ; પરંતુ આદિયુક્ત પણ અંતરહિત વસ્તુનો. એ લાભની ઇચ્છાવાળો તે શ્રમણ છે, એ વાત હું કબૂલ કરું છું!

આમ ગોશાલક જ્યારે આર્દ્રકને સમજાવવામાં ન ફાવ્યો, ત્યારે તે તેને પડતો મૂકી રસ્તે પડ્યો. આર્દ્રકમુનિ હવે આગળ ચાલ્યા. માર્ગમાં હસ્તિતાપસોનો આશ્રમ આવ્યો. તે લોકો એક મોટા હાથીને મારી, તેનું માંસ સૂકવીને તેના ઉપર ઘણા દિવસો નિર્વાહ કરતા. તેઓ આર્દ્રકને પોતાના પંથમાં ભેળવવા, પોતાનું રહસ્ય તેને સમજાવવા લાગ્યા. તેમણે કહ્યું: અમે એક વર્ષમાં એક મોટો જીવ મારીએ છીએ; જેથી રોજ નાના જીવોને મારવા ન પડે.

આર્દ્રકે જવાબ આપ્યો: પોતાને નિમિત્તે એક પણ પ્રાણીનો વધ કરનાર તમે હિંસાદોષથી નિવૃત્ત થયેલા કેવી રીતે કહેવાઓ? મને તો તમારામાં ને ગૃહસ્થોમાં કશો ફેર દેખાતો નથી. ખરો અહિંસક તો ઘેર ઘેરથી વધ્યું-ઘટ્યું માગી લાવી તે ઉપર જીવનાર, અને ફરીથી હિંસાનું ધામ એવું આ શરીર પ્રાપ્ત ન થાય તે માટે પ્રયત્ન કર્યા કરનાર ભિક્ષુક જ છે.

આ વાતચીત ચાલતી હતી, તેવામાં તે તાપસોએ મારવા માટે બાંધેલો એક મોટી કાયાવાળો હાથી એકદમ પોતાના મજબૂત સાંકળોના બંધનમાંથી બળ કરીને છૂટ્યો અને વેગથી આર્દ્રક મુનિ તરફ દોડ્યો. બધાએ ધાર્યું કે, તે આર્દ્રક મુનિને મારી નાખશે. પરંતુ તે તો આવીને આર્દ્રક મુનિના ચરણમાં કુંભસ્થળ નમાવી નમસ્કાર કરવા લાગ્યો, અને પછી ભક્તિભરી દૃષ્ટિએ તેમના તરફ થોડી વાર જોઈ રહી, અરણ્યમાં ચાલ્યો ગયો.

આર્દ્રક મુનિ હવે નવાઈ પામેલા પેલા તાપસો સાથે જ્યાં મહાવીર હતા ત્યાં આવ્યા. શ્રેણિક રાજાને હાથી છૂટી જવાની, તથા આર્દ્રક આવ્યાની ખબર પડતાં, તે તરત અભયકુમાર સહિત તેમની પાસે આવ્યો. રાજાએ આર્દ્રક મુનિને પૂછ્યું, હે ભગવન્! તમને જોઈને હાથી મજબૂત સાંકળો તોડીને કેવી રીતે મુક્ત થઈ શક્યો, તથા તમને ઈજા કરવાને બદલે તમારા ચરણમાં નમસ્કાર કરી કેમ ચાલ્યો ગયો, તે મને કહો.

આર્દ્રકે કહ્યું, 'ઘરમાં મારી આસપાસ વીંટળાયેલું કાચા સૂતરનું બંધન તોડીને હું છૂટો થયો છું, તેથી મને જોઈ ને આ હાથી વજનદાર લોઢાની સાંકળોને પણ તોડી શક્યો છે. સૂક્ષ્મ સ્નેહતંતુઓ તોડવા એ ખરેખર દુષ્કર છે.'

આમ કહી આર્દ્રકકુમારે તેને તથા અભયકુમારને પોતાની સઘળી હકીકત કહી સંભળાવી. ત્યાર બાદ તે ભગવાન મહાવીરનાં દર્શન કરી, કૃતાર્થ થયા.

મગધમાં ભગવાનના લાંબા વસવાટથી હવે લોકો ઉપર તેમની અને તેમના માર્ગની ઘણી અસર પડવા માંડી હતી. અનેક વિચારવંત તથા પુરુષાર્થી સ્ત્રી-પુરુષોએ આ વસવાટ દરમ્યાન તેમની પાસેથી દીક્ષા લીધી, અને કાયમને માટે ગૃહ-ત્યાગ કરી, તેમના માર્ગમાં પ્રયાણ શરૂ કર્યું.

### ૫. અભયકુમાર આદિની દીક્ષા

મહાવીરના રાજગૃહના આ વસવાટ દરમ્યાન શ્રેણિકપુત્ર અભયકુમાર તથા બીજા પણ જાલી, મયાલિ, અને દીહસેણ મહાસેણ આદિ તે ૪૮ રાજાના પુત્રોએ તેમની પાસે દીક્ષા લીધી.

અભયકુમાર પોતાની પ્રખર બુદ્ધિશક્તિથી શ્રેણિકરાજાનો મંત્રી બન્યો હતો, તે કથા આગળ આગળ આવી ગઈ છે. તેની બુદ્ધિશક્તિ વિષે બીજી પણ કેટલીક કથાઓ ચાલતી આવેલી છે, તે આ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં આપી છે. તે ઉપરથી જણાશે કે, પોતાની અદ્ભુત પ્રજ્ઞાશક્તિથી પોતાના પિતાની અને રાજ્યની સેવા બજાવતો અભયકુમાર, પોતે સ્વીકારેલા શ્રાવક ધર્મનું યથાવિધિ પાલન કરતો વિહરતો હતો. વખત જતાં શ્રેણિક રાજા તેને રાજ્યગાદી સ્વીકારવા આગ્રહ કરવા લાગ્યા. પરંતુ અભયકુમાર પિતાને સમજાવતો કે, હજુ થોડી રાહ જુઓ.

એક વખત અભયકુમારે મહાવીર ભગવાનની સ્તુતિ કરીને તેમને પૂછયું કે, છેલ્લા રાજર્ષિ કોણ છે? ત્યારે ભગવાને જવાબ આપ્યો કે, 'વીતભય નગરનો ઉદયન રાજા.'

આ જવાબ સાંભળી અભયકુમાર વિચારમાં પડી ગયો. તેણે પિતા શ્રેણિક પાસે આવીને કહ્યું કે, મારે હવે રાજ્ય નથી જોઈતું!

રાજાએ કારણ પૂછતાં અભયકુમારે જણાવ્યું કે, ભગવાન મહાવીરના કહ્યા પ્રમાણે, હવે કોઈ રાજા દીક્ષા લેવાનો નથી. એટલે હું રાજા થાઉં તો પછી મારા નસીબમાં દીક્ષા લેવાનું ન ઘટે. માટે હું તો હવે રાજ્યપાટનો ખ્યાલ રાખ્યા વિના દીક્ષા લેવા જ ચાલ્યો જવા ઇચ્છું છું. તમે કૃપા કરીને અનુજ્ઞા આપો.

રાજાએ ન છૂટકે અભયકુમારને અનુજ્ઞા આપી. અભયકુમારની પેઠે શ્રેણિક રાજાના જાલી, દીર્ઘસેન આદિ કુલ ૨૩ કુમારોએ ભગવાન પાસે દીક્ષા લીધી. તેમાંથી જાલી, મયાલિ, ઉવયાલી, પુરિસસેણ, વારિસેણ, દીહદંત, અને લટ્ઠદંત, — એ સાતની માતાનું નામ ધારિણીદેવી હતું. અભયકુમારની માતાનું નામ નંદાદેવી હતું. બાકીના દીહસેણ, મહાસેણ, લટ્ઠદંત, ગૂઢદંત, સુદ્ધદંત, હલ્લ, દુમ, દુમસેણ, મહાદુમસેણ, સીહ, સીહસેણ, મહાસીહસેણ અને પુણ્ણસેણને પણ ધારિણીના પુત્રો ગણવા. તે બધાનાં તપ વગેરેનું વર્ણન સુમનોભદ્રની કથાના જેવું જ ગણવું. [ આગળ પા. ૨૮૫ ] અર્થાત્ ગુણરત્ન સંવત્સર તપ પૂરેપૂરું આચરીને, તથા અંતે શરીર અત્યંત દુર્બળ થઈ જતાં ૬૦ ટંક અન્ન-જળ વિના વિતાવીને તેમણે પ્રાણત્યાગ કર્યા હતા. જાલી વગેરે પાંચનો સાધુકાળ કુલ ૧૬ વર્ષનો હતો; દીહદંત અને લટ્ઠદંતનો ૧૨ વર્ષનો, અભયકુમારનો પાંચ વર્ષનો, અને દીહસેણ વગેરે ૧૩ જણાનો ૧૬ વર્ષનો. તે બધા મૃત્યુ પામી અનુત્તર દેવલોક પામ્યા હતા. ત્યાંથી ચ્યુત થઈ, મહાવિદેહ ક્ષેત્રમાં જન્મી, તેઓ સિદ્ધ-બુદ્ધ-અને મુક્ત થશે.

આ જ અરસામાં શ્રેણિક રાજાની નંદા, નંદવતી, નંદોત્તરા, નાંદિષેણિકા, મરુતા, સુમરુતા, મહામરુતા, મરુદેવા,

ભદ્રા. સુભદ્રા, સુજાતા, સુમના અને ભૂતદત્તા નામની તેર રાણીઓએ પણ ભગવાન પાસે દીક્ષા લીધી. તેઓએ આર્યા પાસે રહી સામાયિક વગેરે ક્રિયાઓ તથા ધર્મગ્રંથોનું જ્ઞાન મેળવી લીધું. અને ત્યાર બાદ ચાર ટંક, છ ટંક, આઠ ટંક, દશ ટંક, બાર ટંક, પંદર ટંક, મહિના વગેરેના ઉપવાસ આદિ વિવિધ તપકર્મો વડે આત્માને ભાવિત કરતાં કરતાં ૨૦ વર્ષ દીક્ષિત જીવન ગાળ્યું. અંતે સાઠ ટંકના ઉપવાસથી દેહનો અંત લાવીને, જે વસ્તુ માટે તેઓએ મુંડન કરાવ્યું હતું, બ્રહ્મચર્ય સ્વીકાર્યું હતું, સ્નાન-છત્ર-જોડાનો ત્યાગ કર્યો હતો, ભૂમિ ઉપર સૂવું, પાટિયા ઉપર સૂવું, ભીખ માગવી વગેરે નિયમો સ્વીકાર્યા હતા, તથા પારકાનો તિરસ્કાર, માનાપમાન વગેરે સંકટો અને વિઘ્નો સહન કરવાનું મંજૂર રાખ્યું હતું, તે વસ્તુ તેઓએ પ્રાપ્ત કરી. અર્થાત્ સિદ્ધ-બુદ્ધ અને મુક્ત થઈ, તેઓએ સર્વ દુઃખોનો અંત આણ્યો.

## ૬. વત્સદેશ તરફ

[૧૯ મું ચોમાસું]

દીક્ષાજીવનના ૧૯ મા વર્ષનું એ ચોમાસું ભગવાને રાજગૃહમાં જ વિતાવ્યું. આ વખતનો તેમનો રાજગૃહનો વર્ષાવાસ ઘણો ફળદાયી નીવડ્યો કહેવાય.

ચોમાસું વીત્યા પછી ભગવાન વત્સદેશ તરફ ચાલ્યા. આલભિકામાં કેટલાક શ્રાવકો વચ્ચે દેવતાઓની વધારેમાં વધારે સ્થિતિ બાબત પુદ્ગલ પરિવ્રાજકની કથામાં [પા. ૩૧૬] જણાવ્યા મુજબ મતભેદ પડ્યો હતો. ઋષિભદ્રપુત્ર નામનો શ્રાવક સાચી સ્થિતિ નિરૂપતો હતો, પરંતુ, બીજા શ્રાવકો તેના ઉપર વિશ્વાસ કરતા નહોતા. ભગવાને ઋષિભદ્રપુત્રના કહ્યાનું સમર્થન કરી, સૌની શંકાનું નિવારણ કર્યું.

ભગવાન હવે કૌશાંબી નગરીમાં આવી પહોંચ્યા. ઉદાયનની વિધવા રાણી મૃગાવતીએ ઉજ્જયિનીના ચંડપ્રદ્યોતને આશા

આપી તત્કાળ પાછો કાઢ્યો હતો, તથા દરમ્યાન કૌશાંબીનો કોટ મજબૂત કરાવી લીધો હતો. એ વાત આગળ [પા. ૨૮૩] આવી ગઈ છે. ધીમે ધીમે ચંડપ્રદ્યોતને મૃગાવતીના મનના ખરા ભાવની ખબર પડી ગઈ હતી, એટલે તે કાં તો મૃગાવતીને હાથ કરવા કે કાં તો નગરીનો નાશ કરવા કૌશાંબી ઉપર ચડી આવ્યો હતો. મહાભયંકર ખૂનરેજી મચવાની સ્થિતિ આવી પહોંચી હતી. તેવામાં ભગવાનનું ત્યાં આગમન થયું.

મૃગાવતીએ વિચાર્યું કે, ચંડપ્રદ્યોત પણ ભગવાન મહાવીરનો પ્રશંસક તો છે જ. એટલે ભગવાનને શરણે ગયેલી મને કનડવાનો વિચાર નહીં કરે. આથી તેણે નગરના દરવાજા ઉઘડાવી નાખ્યા. અને પોતે મોટી સમૃદ્ધિ સાથે ભગવાન પાસે આવી, તથા તેમને વંદનાદિ કરી, યોગ્ય સ્થાને બેઠી. પ્રદ્યોત રાજા ત્યાં બેઠેલો જ હતો. ભગવાને સૌને ધર્મોપદેશ આપ્યો. તેમના ઉપદેશમાં દૃષ્ટાંત તો હોય જ. પરંતુ આ વખતે તો પ્રસંગને અનુરૂપ તથા તરતમાં જ સાચેસાચ બનેલું એક દૃષ્ટાંત તેમને અચાનક મળી આવ્યું. પુરુષો સ્ત્રીઓ ઉપર આસક્ત થઈ. તેમને મેળવવા ગમે તેવા આરંભો કરવામાં પાછા નથી પડતા. પણ એ સ્ત્રીઓ પૂર્વજન્મોમાં કેટલીક વાર તેમની બહેન પણ થઈ હોય છે, પુત્રી પણ થઈ હોય છે, અને માતા પણ થઈ હોય છે! જો પુરુષ પોતાના એ બધા પૂર્વજન્મો જોઈ શકે, તો તેનો બધો મોહ ટળી જાય! તે દૃષ્ટાંત આ પ્રમાણે ઘટ્યું હતું:

ચંપા નગરીમાં એક સ્ત્રીલંપટ સોની હતો. તે ફરતાં ફરતાં જે જે રૂપવતી કન્યા જોતો તેને પાંચસો પાંચસો સોનૈયા આપી ખરીદી લેતો અને પરણતો. એવી રીતે તે પાંચસો સ્ત્રીઓ પરણ્યો હતો. પ્રત્યેક સ્ત્રીને તેણે વસ્ત્રાભૂષણો વગેરેથી ખૂબ સજાવી હતી. વારા પ્રમાણે એક એક સ્ત્રી સ્નાનાદિ કરી, બધાં આભૂષણ સજી, તેની પાસે જતી.

પોતાનું અંતઃપુર આમ મોટું હોવાથી, તથા સ્ત્રીજાતિ ઉપર અવિશ્વાસ હોવાથી કોઈ બીજા પુરુષો પોતાની સ્ત્રીઓને દૂષિત ન કરે, તે માટે તે બહુ તકેદારી રાખતો. અને બનતા લગી કદી ઘર છોડીને ક્યાંય જતો જ નહિ.

એક વખત તેનો પ્રિયમિત્ર તેને બળાત્કારે પોતાને ઘેર જમવા લઈ ગયો. તે દરમ્યાન પેલી સ્ત્રીઓ જરા છૂટકારાનો દમ ભરતી વસ્ત્રાભૂષણ સજી વિહાર કરતી હતી. તેવામાં તે સોની ઉતાવળો ઉતાવળો પાછો આવી પહોંચ્યો. સૌને દાખલો બેસાડવા તેણે તેઓમાંથી એક સ્ત્રીને પકડીને એવી તો મારી કે તે ત્યાં ને ત્યાં મરણ પામી ગઈ. પરંતુ પરિણામ ધાર્યા કરતાં ઊલટું આવ્યું. બાકીની સ્ત્રીઓએ પણ માન્યું કે તે દુષ્ટ આપણ સૌને આમ મારી નાખશે, એટલે તેમણે ભેગી થઈ તેને ત્યાં જ કૂટી નાખ્યો. ત્યારબાદ તેઓ તેના મડદા સાથે ચિતા સળગાવીને બળી મરી.

તે ચારસો ને નવ્વાણું સ્ત્રીઓ મરણ પામીને બીજે જન્મે પુરુષ થઈ. દૈવયોગે તે બધા એકઠા મળી, કોઈ અરણ્યમાં કિલ્લો કરી, ચોરી અને લૂંટફાટનો ધંધો કરવા લાગ્યા. પેલો સોની તથા તેણે મારી નાખેલી તેની સ્ત્રી એ બંને એક એક તિર્યંચ જન્મ ભોગવ્યા પછી એક બ્રાહ્મણને ત્યાં ભાઈ-બહેન તરીકે ઉત્પન્ન થયાં. પેલી સ્ત્રી ભાઈ થયો અને સોની બહેન થયો. ભાઈ મોટો હોવાથી, માતપિતાએ નાની બહેનને સાચવવાનું કામ તેને સોંપ્યું હતું. તે બાળકી બહુ રડ્યા કરતી. પેલો ભાઈ તેને છાની રાખવા પેટ હેઠળ બધે પંપાળતો, એટલે તે રોતી બંધ થતી. આમ જ્યારે જ્યારે બહેન રડતી, ત્યારે તે આમ પંપાળતો, અને બહેન છાની રહી જતી. પરંતુ એકવાર તેને આમ કુચેષ્ટા કરતો તેનાં માતાપિતાએ જોયો, એટલે તેમણે તેને ક્રોધથી મારીને ઘર બહાર કાઢી મૂક્યો. તે રિસાઈને ડુંગરાઓમાં ચાલ્યો ગયો. ત્યાં તેને પેલા ચારસો નવ્વાણું ચોરની

સોબત થઈ; અને તેમની ભેગો તે પણ ચોર થઈને ભળી ગયો. આમ તે સોનીની પાંચસોયે સ્ત્રીઓ પુરુષરૂપે આ જન્મમાં ભેગી મળી.

હવે પેલી બહેન યુવાવસ્થામાં આવતાં કુલટા થઈ. તે સ્વેચ્છાથી ફરતી ફરતી કોઈ ગામમાં આવી. તે રાત્રે પેલા પાંચસો ચોરોએ તે ગામ લૂંટયું, અને તેમાં પેલી કુલટા હાથ આવતાં તેને તેઓ સાથે ઉપાડી ગયા. પછી તે બધા ચોરો તેને પોતાની પાસે રાખી ભોગવવા લાગ્યા. એક વખત તેમણે વિચાર્યું કે, આ બિચારી એકલી છે, તથા આપણ બધાની સાથે ભોગવિલાસ કરતાં થોડા સમયમાં મરી જશે. માટે કોઈ બીજી સ્ત્રી લાવીએ તો ઠીક. આવા વિચારથી તેઓ બીજી સ્ત્રીને લાવ્યા. પરંતુ પેલી કુલટા તે સ્ત્રી ઉપર ઝેરે બળવા લાગી. અને એક વખત લાગ મળતાં તેને તેણે કૂવામાં ગબડાવી દીધી.

બધા ચોરો તેની તપાસ કરવા લાગ્યા; અને તેમની ખાતરી થઈ કે, જરૂર આ કુલટાએ તેને મારી નાખી હશે. પેલા બ્રાહ્મણને આ કુલટા ઉપર પહેલેથી સંશય તો હતો જ કે, આ મારી બહેન તો નહીં હોય! આથી તે ભગવાન મહાવીરને સર્વજ્ઞ જાણી, જ્યારે પ્રદ્યોત અને મૃગાવતી તેમની પાસે બેઠાં હતાં ત્યારે જ પૂછવા આવ્યો કે, 'ભગવાન! તે એ જ છે!'

ભગવાને પણ ટૂંકમાં જવાબ આપ્યો, 'હા. એ જ છે.'

એ જાણી તે બ્રાહ્મણને અતિશય વૈરાગ્ય આવ્યો. તેણે ભગવાન પાસે ત્યાં ને ત્યાં દીક્ષા લીધી.

ભગવાને તેની વાત પ્રદ્યોત મૃગાવતી વગેરેને કહી સંભળાવી, તથા સ્ત્રી પ્રત્યેની આસક્તિ કેવાં કેવાં કુકર્મો કરાવે છે, તે વિષે સચોટ શબ્દોમાં બયાન કર્યું.

એ વખતે પ્રસંગ જોઈ મૃગાવતી ઊઠી, અને ભગવાન પાસે દીક્ષા લેવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો. તેણે ચંડપ્રદ્યોત પાસે જઈ, દીક્ષા લેવા માટે પરવાનગી માગી, તથા જણાવ્યું કે, મારો પુત્ર મેં તમને સોંપ્યો છે; હવે મને સંસારના ભોગવિલાસ ઉપર વૈરાગ્ય આવ્યો છે માટે મને દીક્ષા લેવાની પરવાનગી આપો. ચંડપ્રદ્યોત હા-ના કરી શક્યો નહીં; એટલે મૃગાવતીને ભગવાને તરત દીક્ષા આપી દીધી. આ જ વખતે ચંડપ્રદ્યોતની આઠ રાણીઓએ પણ (કદાચ બધી વાત સમજી જઈને) ભગવાન પાસે દીક્ષા લીધી. દીક્ષા બાદ ભગવાને તે સૌને આર્યા ચંદનાને સોંપી.

[૨૦ મું ચોમાસું]

ત્યારબાદ ભગવાન વત્સ દેશમાંથી નીકળી વિદેહ તરફ વળ્યા. અને વૈશાલીમાં આવી ચાતુર્માસ વ્યતીત કર્યો. એ તેમનું દીક્ષાજીવનનું વીસમું વર્ષ હતું, અને કેવલીજીવનનું આઠમું ચોમાસું હતું.

# પરિશિષ્ટ

## અભયકુમારની બુદ્ધિમત્તાની કથાઓ

### ૧

રાજગૃહ નગર પાસેના વૈભાર પર્વત ઉપર લોહખુર નામે એક ચોર રહેતો હતો. તે ચોર છિદ્ર મેળવીને રાજગૃહ નગરના લોકોનાં ધન તથા સ્ત્રીઓ ઉપાડી લાવીને ભોગવતો હતો. તેને રોહિણી નામે સ્ત્રીથી રૌહિણેય નામે પુત્ર થયો હતો. તે પણ અનાચારોમાં બાપ જેવો જ નીકળ્યો. મરતી વખતે લોહખુરે, રૌહિણેયને પાસે બોલાવીને કહ્યું કે, મારી આટલી છેલ્લી આજ્ઞા હંમેશાં યાદ રાખજે: જ્યાં કોઈ સાધુસંત ઉપદેશ આપતા હોય, ત્યાં સરસો પણ જઈશ નહીં. રૌહિણેય તે આજ્ઞા કબૂલ

રાખી. ત્યાર બાદ તે બાપથી પણ સવાયા દુરાચારો આચરતો રાજગૃહ નગરમાં કેર વરતાવવા લાગ્યો.

એક વખત તે રાજગૃહ નગર તરફ જતો હતો, તેવામાં માર્ગમાં મહાવીર ભગવાન લોકોના ટોળાને ધર્મોપદેશ આપતા બેઠા હતા. બાપની આજ્ઞા યાદ લાવી રૌહિણેયે તરત પોતાના કાનમાં આંગળીઓ ઘાલી, જેથી મહાવીરના શબ્દો કાને ન પડે. પરંતુ માર્ગમાં કાંટો વાગતાં તેને કાનમાંથી હાથ કાઢવા પડ્યા. તે વખતે તેના કાનમાં ભગવાનના આટલા શબ્દો પડી ગયા: 'દેવોના ચરણ પૃથ્વીને અડતા નથી; તેમનાં નેત્ર નિમેષરહિત હોય છે, તેમણે પહેરેલી પુષ્પમાળાઓ કરમાતી નથી, અને તેમને શરીરે પરસેવો કે મેલ હોતાં નથી.'

રૌહિણેયના ત્રાસથી વ્યાકુળ થયેલા પ્રજાજનોએ શ્રેણિક રાજા પાસે ધા નાખી. રાજાએ કોટવાળ વગેરેને ખૂબ ધમકાવ્યા, પણ તેઓએ પોતાની લાચારી કબૂલ કરી. આથી અભયકુમારે પોતે રૌહિણેયને પકડવાનું કામ હાથ લીધું. તેણે રાજાના આખા લશ્કરને છૂપી રીતે નગરની આસપાસ ગોઠવી દીધું; અને પોતે સૂચના કરે ત્યાર બાદ જે કોઈ નગરમાંથી નીકળતું માલૂમ પડે, તેને પકડી લેવાની આજ્ઞા કરી. આખું લશ્કર છૂપી રીતે રાજગૃહની આસપાસ ગોઠવાઈ ગયું; રૌહિણેયને તેનો ગણસારો સુધ્ધાં માલૂમ ન પડ્યો. પછી રાત્રે નગરમાં ફરી આવીને જેવો તે બહાર નીકળવા ગયો કે તરત તૈયાર બેઠેલા લશ્કરના હાથમાં સપડાયો.

પરંતુ જ્યાં સુધી તેની પાસે ચોરીનો મુદ્દામાલ ન હોય, કે તે પોતે પોતાનો ગુનો કબૂલ ન કરે, ત્યાં સુધી તેને શિક્ષા કેવી રીતે થાય? રૌહિણેયને પૂછતાં તેણે જણાવ્યું કે, હું રૌહિણેય નથી; હું તો શાલિગ્રામનો રહેવાસી દુર્ગચંડ નામનો ખેડૂત છું. રાજાએ શાલિગ્રામમાં તપાસ કરાવી. આવા કોઈ પ્રસંગે છટકી શકાય તે માટે રૌહિણેયે તે ગામમાં પહેલેથી

વ્યવસ્થા કરી જ રાખેલી હતી, એટલે ત્યાંના લોકો તરફથી ખબર મળી કે, દુર્ગચંડ નામનો માણસ આ ગામનો છે, તથા અમારો સગો છે.

અભયકુમાર રૌહિણેયનું પહોંચેલપણું જોઈ જરા અકળાયો. પણ તેણે નવી યુક્તિ કરી. રૌહિણેયને છૂપી રીતે કાંઈક પિવડાવી દઈ બેશુદ્ધ બનાવી દીધો. પછી સાત માળવાળા એક મોટા મહેલને દેવલોક જેવો સુશોભિત તથા સુસજ્જિત કર્યો, અને રૌહિણેયને દેવ જેવાં વસ્ત્ર–માલા–મુકુટ વગેરે પહેરાવી ઉપરને માળે શય્યા ઉપર સુવાર્યો. જ્યારે રૌહિણેય જાગ્યો, ત્યારે દેવ–દેવીના વેષ ધારણ કરેલાં દાસદાસી 'જય' 'જય' ઉચ્ચાર કરતાં તેને કહેવા લાગ્યાં કે, આપ અમારા સ્વામી છો, અને અમે તમારાં કિંકર છીએ. તમે પૃથ્વીલોકમાં મરણ પામી અબઘડી જ આ સ્વર્ગલોકમાં જન્મ્યા છો. માટે આ અનુપમ અપ્સરાઓ સાથે મનમાની ક્રીડાઓ કરતા તમે આ સ્વર્ગસંપત્તિ ભોગવો.

એટલામાં તો આસપાસ ગાન-તાન-નૃત્ય આદિ શરૂ પણ થઈ ગયાં. રૌહિણેય નવાઈ પામી આનંદિત થતો થતો એ બધાં દૃશ્ય જોવા લાગ્યો. એવામાં સુવર્ણની છડી લઈ, એક દેવ આવ્યો. તેણે બધું સંગીત-નૃત્ય આદિ બંધ કરાવ્યું. તથા જાહેર કર્યું કે, સ્વર્ગમાં નવા આવનારને સ્વર્ગસંપત્તિ સોંપતા પહેલાં એક વિધિ કરવો પડે છે. તેમાં તેણે પોતાનાં મનુષ્ય જન્મનાં સૌ સુકૃત-દુષ્કૃત કહી બતાવવાં પડે છે. ત્યાર બાદ તેને સ્વર્ગસુખની પરવાનગી મળે છે.

રૌહિણેય આ સાંભળી પોતાનાં સુકૃત-દુષ્કૃત યાદ કરવા લાગ્યો; એટલામાં અચાનક તેને મહાવીરના મુખનું પેલું વાક્ય યાદ આવ્યું કે, દેવોના ચરણ પૃથ્વી ઉપર અડે નહીં, તેમની માળાઓ કરમાય નહીં, તેમની આંખો મટકું મારે નહીં ઇ૦. તેણે તરત પોતાની આજુબાજુનાં દેવદેવી તરફ જોયું; તેની

સાથે જ તેને ખાતરી થઈ ગઈ કે, આ તો મને ફસાવવાનો પ્રપંચ જ છે. એટલે તેણે સાવધાન થઈ નર્યાં સુકૃત જ ઉપજાવી-ઉપજાવીને ગણાવવા માંડ્યાં, અને પોતે આખો જન્મારો એક પણ દુષ્કૃત કર્યું નથી એમ કહ્યું. છેવટે શ્રેણિક રાજાએ તેને છોડી મૂક્યો.

બીજે દિવસે રૌહિણેય સીધો મહાવીર પાસે ગયો. તેને વિચાર આવ્યો કે, જેનાં વચન અજાણતાં કિંચિત્‌માત્ર કાને પડી જતાં હું પ્રાણાંતદંડમાંથી બચી શક્યો; તેની તો આજન્મ પરિચર્યા કરવી જોઈએ, તથા તેનાં વચન સંપૂર્ણ રીતે સાંભળીને તેમનું પરિપૂર્ણ પાલન કરવું જોઈએ. મહાવીરે તેને દીક્ષા આપી. શ્રેણિક રાજા ત્યાં હાજર હતો. રૌહિણેયે તેને પોતાની સાચી ઓળખ આપી, તથા પોતે જે જે ધન લૂંટીને જ્યાં જ્યાં દાટેલું હતું તે બધું તેને કહી બતાવ્યું. શ્રેણિક રાજાએ તેના બધા ગુનાની તેને માફી આપી; તથા નવા શુદ્ધ જીવનમાં પણ તે પેલા મલિન જીવન જેટલો જ દૃઢ પ્રયત્ન આદરે, એવી શુભેચ્છા વ્યક્ત કરી.

૨

એક વખત ઉજ્જયિનીનો રાજા ચંડપ્રદ્યોત સામંત-મિત્ર સૌને સાથે લઈ મગધ ઉપર ચડી આવ્યો. તેની સામે શસ્ત્રથી લડવું તો મુશ્કેલ હતું. એટલે અભયકુમારે તેને પોતાની બુદ્ધિથી જ પાછો કાઢવાનું માથે લીધું. તેણે રાજગૃહ નગરીની આસપાસ જ્યાં જ્યાં લશ્કરને પડાવ નાખવા જેવાં સપાટ સ્થાનો હતાં, ત્યાં બધે શ્રેણિક રાજાના લાંછનવાળા સોનાના સિક્કા દટાવ્યા. ત્યાર બાદ ચંડપ્રદ્યોતને છેક રાજગૃહ નગર સુધી આવવા દીધો. તેણે રાજગૃહને ઘેરો ઘાલી, પેલી સપાટ જગાઓએ જ પડાવ નાખ્યો. ત્યાર બાદ અભયકુમારે થોડો વખત જવા દઈ, ચંડપ્રદ્યોતને ખાનગીમાં ખબર મોકલી કે,

તમારા લશ્કરનાં બધાં માણસો ફૂટેલાં છે. તમે તેમના તંબૂઓની જમીન ખોદી જોશો તો તમને ખાતરી થશે કે, તે બધાઓએ શ્રેણિક રાજા પાસેથી લાંચો લીધેલી છે, અને તેઓ તમને હણવા કબૂલ થયા છે. પ્રદ્યોતે એક-બે તંબૂઓ ખોદાવ્યા, તો ત્યાં શ્રેણિકના સિક્કા નીકળ્યા. આથી ભયભીત થઈ, બધા લશ્કરને પડતું મૂકી, તે પોતાના નગર તરફ વીજળી-વેગે નાઠો ! પ્રદ્યોત જતાં તેનું આખું લશ્કર પણ વેરણછેરણ થઈ ગયું.

પ્રદ્યોતને જ્યારે અભયકુમારની બધી યુક્તિની ખબર પડી, ત્યારે અભયકુમારને જીવતો પકડી લાવનારને આગળ આવવા માટે તેણે દરબારમાં બીડું ફેરવ્યું. કોઈએ ન સ્વીકારેલું એ બીડું એક ગણિકાએ ઝડપ્યું. તેણે પોતાની બધી યોજના વિચારી કાઢી. પ્રથમ તેણે બીજી બે યુવાન સ્ત્રીઓ સાથે લીધી; અને કોઈ સાધ્વીની આદરપૂર્વક ઉપાસના કરીને બધો જૈનધર્મ તથા તેનો આચાર સમજી લીધો. ત્યારબાદ તે ત્રણે સ્ત્રીઓ શ્રેણિકાના નગરમાં આવી. જુદાં જુદાં જૈન તીર્થો તથા મંદિરોનાં દર્શનાર્થે પોતે નીકળી છે, એવું તેમણે જાહેર કર્યું. પછી અભયકુમાર જે મંદિરમાં દર્શન કરવા જતો ત્યાં જઈ, તેમણે વિવિધ રાગ–રાગણીથી પ્રભુની સ્તુતિ કરવા માંડી. અભયકુમાર એ ભક્તિભાવભરી ઉપાસના સાંભળી પ્રસન્ન થયો, અને તેમની માહિતી પૂછવા લાગ્યો. પેલી ગણિકાએ જણાવ્યું કે, હું ઉજ્જયિનીના એક ધનાઢ્ય વ્યાપારીની વિધવા છું, અને આ બે મારી પુત્રવધૂઓ છે. તેઓ પણ વિધવા જ છે. સાધ્વીપણું સ્વીકારતા પહેલાં અમે આ પ્રમાણે યાત્રાએ નીકળ્યાં છીએ.

અભયકુમારે પ્રસન્ન થઈ તેમને પોતાને ત્યાં ભોજન માટે આમંત્રણ કર્યું. વળતે દિવસે તે ગણિકાએ અભયકુમારને આમંત્રણ આપ્યું. અભયકુમાર આવ્યો એટલે ગણિકાએ તેને જળપાનમાં કાંઈક પિવરાવી દઈ બેહોશ કરી દીધો, અને તૈયાર

રાખેલા રથમાં તેને નાખી, ઝટ ઉજ્જયિની પહોંચાડી દીધો. રાજાએ તેને કાષ્ઠના પાંજરામાં પૂર્યો.

પરંતુ બુદ્ધિશાળીની બુદ્ધિનો ગમે ત્યારે ખપ પડ્યા વિના રહેતો નથી. ચાર જુદા જુદા પ્રસંગોએ પ્રદ્યોતરાજાને અભયદેવની સલાહ લેવી પડી; અને તે ચારે વખતે અભયકુમારે આપેલી સલાહ હિતકર નીવડવાથી દરેક વખતે પ્રદ્યોતે અભયકુમારને મુક્તિ સિવાય બીજું ગમે તે એક વરદાન માગવાનું કહીને કુલ ચાર વરદાન આપ્યાં. અભયકુમારે તે ચાર વરદાન એકઠાં થવા દીધાં, અને પછી એકસામટાં આ પ્રમાણે માગ્યાં. 'તમે તમારા પ્રિય નલગિરિ હાથી ઉપર મહાવત થઈને બેસો; હું પાછળ અંબાડીમાં તમારી પ્રિય રાણી શિવાદેવીના ખોળામાં બેસું; પછી તમારા પ્રસિદ્ધ અગ્નિભીરુ રથને ભાગીને તેનાં લાકડાંની ચિતા સળગાવો; અને તેમાં આપણ ચારે પ્રવેશ કરીએ!'

કહેવાની જરૂર નથી કે, પ્રદ્યોતે અભયકુમારને છોડી મૂકવાના બદલામાં એ ચાર વરદાન માફ કરાવ્યાં! જતી વખતે અભયકુમાર કહેતો ગયો કે, તમે તો મને છેતરીને ગુપચુપ પકડી લાવ્યા હતા. પરંતુ હું તો તમને ધોળે દિવસે, ભર બજારે હરી જઈશ!

અભયકુમારે પોતાને દેશ પાછા આવી વેપારીનો વેશ લીધો, અને પોતાના દેશમાં સુંદરમાં સુંદર ગણાતી બે ગણિકાપુત્રીઓને સાથે લીધી. ત્યારબાદ ઉજ્જયિનીમાં આવી રાજમાર્ગ ઉપર ઘર ભાડે રાખ્યું. એક વખત પ્રદ્યોત તે રસ્તે થઈને જતો હશે, ત્યારે રાજાની સવારી જોવાને મિષે તેના તરફ વિલાસપૂર્વક જોતી તે બે સુંદરીઓને તેણે જોઈ. મોહિત થઈ તેણે એક દૂતીને તેમની પાસે મોકલી. પેલીઓએ રોષથી તેનો તિરસ્કાર કરી, તેને કાઢી મૂકી. પેલી દૂતી બીજે દિવસે ફરી આવી; તે વખતે પણ તેઓએ કાંઈક ધીમેથી પણ રોષપૂર્વક

તેની અવજ્ઞા કરીને તેને કાઢી મૂકી. ત્રીજે દિવસે ખેદપૂર્વક આજીજી કરતી તે દૂતી ફરી પાછી આવી, ત્યારે પેલી બે જણીઓએ તેને કહ્યું કે, આ અમારો સદાચારી ભાઈ અમારી રક્ષા કરે છે, એટલે અમે તને આમ તિરસ્કાર કરી કાઢી મૂકીએ છીએ. પણ આજથી સાતમે દિવસે તે બહારગામ જનાર છે. તે વખતે રાજાએ અહીં ગુપ્ત રીતે આવવું.

હવે અભયકુમારે પ્રદ્યોત રાજાની સમાન આકૃતિવાળા પોતાના એક માણસને કૃત્રિમ ગાંડો કરી રાખ્યો. અને તેનું નામ પ્રદ્યોત પાડ્યું. અભયકુમાર રોજ તેને વૈદ્યને ત્યાં માંચામાં બાંધી રસ્તા વચ્ચે થઈને લઈ જતો. તે વખતે પેલો ગાંડો માણસ બૂમો પાડતો કે, ‘ હું પ્રદ્યોત છું, મને આ હરી જાય છે, પકડો, પકડો, બચાવો, બચાવો ! ’

લોકો વારંવાર એ દેખાવ જોઈને ટેવાઈ ગયા. પછી વાયદાનો સાતમો દિવસ આવ્યો, એટલે પ્રદ્યોત ગુપ્તપણે અભયકુમારને ઉતારે આવ્યો. તત્કાળ અભયકુમારના સુભટોએ તેને બાંધી માંચા ઉપર નાખ્યો, અને ધોળે દિવસે શહેરની વચ્ચે થઈને લીધો. પ્રદ્યોત ઘણીય બૂમો પાડવા લાગ્યો; પણ બધાએ માન્યું કે, આ તો પેલો ગાંડો પ્રદ્યોત બૂમો પાડે છે !

રાજગૃહમાં લઈ ગયા બાદ, અભયકુમારે અલબત્ત તેને છોડી દીધો.

૩

એક વખત કોઈ કઠિયારાએ ગણધર સુધર્મા પાસે રાજગૃહમાં દીક્ષા લીધી. પછી જ્યારે તે ભિક્ષા માગવા નગરમાં નીકળતો, ત્યારે તેને ઓળખતા લોકો તેને ટાણા મારતા કે, ‘ મહેનત–મજૂરી કરવી પડતી હતી, તે મફતનું ખાવા ભિક્ષુક થયા ! ’

આથી કંટાળીને તે કઠિયારો સુધર્માને કહેવા લાગ્યો કે, ચાલો આપણે બહારગામ ચાલ્યા જઈએ. અભયકુમારના

જાણવામાં આ વાત આવી. તેણે તરત રાજ્યભંડારમાંથી ત્રણ કરોડ રત્નોનો રાજમાર્ગની વચ્ચે ઢગલો કરાવ્યો. તથા ઢંઢેરો પિટાવી લોકોને ભેગા કર્યાં. ત્યારબાદ તેણે જણાવ્યું કે, જે પુરુષ સચિત્ત જળ, અગ્નિ અને સ્ત્રીનો સર્વથા ત્યાગ કરે, તેને હું આ ઢગ આપી દઈશ. ત્યારે લોકો કહેવા લાગ્યા કે, ધન વડે જો ખાન-પાન અને સ્ત્રીરૂપી રત્નો ભોગવવાનાં ન હોય, તો પછી તે ધન શું કરવાનું ? ત્યારે અભયકુમારે તેમને ટાણો મારીને સમજાવ્યું કે, 'જે ત્રણ રત્નોને આ રત્નરાશિ કરતાં પણ મહામૂલ્યવાન માની તમે સંઘરી રાખવા ઇચ્છો છો, તે ત્રણ રત્નને ઠોકરે મારનાર આ કઠિયારાને તમે ભિક્ષા માટે ભિક્ષુક થયેલો કહી નિંદો છો કેમ ?' આથી લોકોને તરત પોતાની ભૂલ સમજાઈ, અને તેમણે પેલા સાધુની નિંદા કરવાનું છોડી દીધું.

# ૧૪

# એકવીસથી ચોવીસમા સુધીનાં વર્ષો

વૈશાલીથી નીકળી, ભગવાન મિથિલા તરફ ગયા. ત્યાંથી કાકંદી, શ્રાવસ્તી થઈને પાંચાલ, સૂરસેન, કુરુ આદિ પશ્ચિમ ભારતના અનેક દેશમાં આ વર્ષે તે વિચર્યા. ભગવતીસૂત્ર, વિપાકશ્રુત, ઉપાસકદસા આદિ સૂત્રગ્રંથોમાં ભગવાન અહિચ્છત્ર, ગજપુર, કાંપિલ્ય, પોલાસપુર આદિ નગરોમાં વિચર્યાના જે ઉલ્લેખો આવે છે, તે બધા આ વર્ષને લગતા જ હોય એમ લાગે છે. તે બધાં સ્થળોમાં બનેલા કેટલાક મુખ્ય મુખ્ય પ્રસંગોની કથા જ અહીં નોંધતા જઈએ.

## ૧. ધન્યની કથા

કાકંદીમાં ભદ્રા નામે શેઠાણી રહેતી હતી. તેને ધન્ય નામે પુત્ર હતો. તેને બહુ લાડ-પાડમાં ઠાઠ-માઠથી ઉછેરવામાં આવ્યો હતો, તથા જુવાનીમાં આવતાં ખાનદાન કુળની તથા સમૃદ્ધ ઘરની ૩૨ કન્યાઓ સાથે પરણાવવામાં આવ્યો હતો. ભદ્રા શેઠાણીએ તે દરેક સ્ત્રી દીઠ એક એક મહેલ પુષ્કળ સાધનસંપત્તિથી સજાવીને તૈયાર કરાવ્યો હતો; અને પહેરામણીમાં તે દરેકને પુષ્કળ પ્રીતિદાન આપ્યું હતું. ધન્ય પોતાની યુવાન અને સ્વરૂપવતી સ્ત્રીઓ સાથે અનેક પ્રકારનાં નાટ્ય-ગીત-નૃત્ય વગેરેથી આનંદ કરતો, તથા ઋતુ અનુસાર ભોગો ભોગવતો વિહરતો હતો.

આ અરસામાં ભગવાન મહાવીર તે નગરીમાં પધાર્યા, ધન્ય પણ અનેક લોકો ભેગો તેમનાં દર્શને ગયો, અને ભગવાનના ઉપદેશબાણથી વીંધાઈ, દીક્ષા લેવાની પરવાનગી

માગવા પોતાની માતા પાસે આવ્યો. માતા તો હેબતાઈ ગઈ; બન્ને વચ્ચે અનેક સવાલજવાબો પણ થયા; પરંતુ ધન્યના નિશ્ચય આગળ ભદ્રાને નમવું પડ્યું. છેવટે પોતાના પુત્રનો નિષ્ક્રમણાભિષેક ઠાઠમાઠથી કરવા તે રાજા પાસે ચામર-છત્ર-મુગટ વગેરે માગવા ગઈ.

રાજાએ પોતે જ ધન્યનો નિષ્ક્રમણસત્કાર કરવાનો ઉત્સાહ બતાવ્યો; પરંતુ ત્યાર પહેલાં તે જાતે ધન્યને સમજાવવાનો પ્રયત્ન કરી જોવા આવ્યો.

રાજા :— હે દેવાનુપ્રિય ! તું ભોગોનો ત્યાગ શા માટે કરે છે ? મારી છાયામાં રહી, તું નિરાંતે ભોગો ભોગવ. તને જે કાંઈ તકલીફ હોય. તે તું મને કહી દે. હું તે બધાનું નિવારણ કરી આપીશ.

ધન્ય :— હે દેવાનુપ્રિય ! તમે જો મારા જીવિતનો નાશ કરનારા મૃત્યુને રોકી શકતા હો, તથા શરીરના સૌંદર્યનો વિનાશ કરનારી વૃદ્ધાવસ્થાને અટકાવી શકતા હો, તો હું જરૂર તમારી છાયામાં રહીને આ કામભોગોને ભોગવ્યા કરું.

રાજા :— હે દેવાનુપ્રિય ! મૃત્યુ કોઈથી રોકી શકાય તેવું નથી. દેવ અને દાનવ પણ તેને રોકી શકતા નથી. જ્યાં-સુધી ચિત્તમાં કપાયોના સંસ્કારો છે, ત્યાં સુધી મૃત્યુનો ભય રહેવાનો જ.

ત્યારે ધન્યે કહ્યું, હે દેવાનુપ્રિય ! હું મૃત્યુભય ઇચ્છતો નથી, તેથી જ તેને વધારનારા વિલાસના સંસ્કારોનો પણ હું ત્યાગ કરવા ઇચ્છું છું.

આ સાંભળી રાજાએ આખી નગરીમાં ઘોષણા કરાવી કે, જે લોકો મૃત્યુભયનો નાશ ઇચ્છતા હોય, અને તે માટે વિષયકપાયોનો ત્યાગ કરવા કટીબદ્ધ થવા તૈયાર હોય, પણ માત્ર મિત્ર-જ્ઞાતિ-કે સંબંધીઓના યોગક્ષેમની ચિંતાથી જ અટકી રહ્યા હોય, તેઓએ ખુશીથી ધન્યની પેઠે પ્રવ્રજ્યા લેવા

તૈયાર થવું! કારણ કે, તેમનાં સંબંધીઓના વર્તમાન યોગ-ક્ષેમનો હું નિર્વાહ કરીશ.

આ ઘોષણાથી બીજા પણ અનેક વિચારક યુવાનો ધન્ય સાથે ભગવાન મહાવીર પાસે ગયા. ત્યાં ગયા બાદ રાજાએ ધન્ય વગેરે યુવાનોને આગળ કરીને ભગવાનને કહ્યું, 'હે દેવાનુપ્રિય! આ ધન્ય તેની માનો એકનોએક છે; તેના અતિ સ્નેહનું પાત્ર છે, અને તેના બીજા હૃદય જેવો છે. પણ તમારું પ્રવચન સાંભળ્યા બાદ તેની વૃત્તિ વિષયવિલાસાદિથી ઊઠી ગઈ છે. તે તમારી સાથે રહી, અહિંસાદિ વ્રતોની પાંચ પ્રતિજ્ઞા સ્વીકારવા ઇચ્છે છે. તે માટે તેની માતાએ તેને આપની પાસે મોકલ્યો છે. તો હું તેની માતાની વતી આપને આ શિષ્યભિક્ષા સ્વીકારવા વિનંતિ કરું છું.'

તે વખતે બીજા બધા યુવાનો માટે પણ તેમની માતા-પિતાએ આપેલી અનુમતિ રાજાએ ભગવાન પાસે પ્રગટ કરી. ભગવાને તે બધાને પણ દીક્ષા આપી.

પછી ભગવાનના આદેશ પ્રમાણે ધન્ય હંમેશાં સંયમથી વર્તવા લાગ્યો. તેણે ભગવાનના સ્થવિરો પાસે સામાયિક વગેરે ચૌદ પૂર્વોનું અધ્યયન કર્યું, તથા ઇંદ્રિયદમન અને તપની સવિશેષ સાધના કરી.

ધન્યે જે દિવસે પ્રવ્રજ્યા લીધી, તે જ દિવસે તેણે ભગવાન પાસે જઈને કહ્યું, 'હે ભગવન્! આપ પરવાનગી આપો, તો હું છ–છ ટંકના ઉપવાસ મરતા લગી કરવા ઇચ્છું છું. છઠ્ઠા ટંકને પારણે પણ હું ભાત વગેરે લૂખું અનાજ જ એક ટંક ખાઈશ[1]; તે પણ એંઠા હાથે આપેલું હશે તો જ લઈશ[2]; તથા ઉતરડી જઈને નાખી દેવા જેવું નહીં થઈ ગયું

૧. તેને આયંબિલ – આંબેલ કહે છે.

૨. અર્થાત્ મને આપવા માટે હાથ એંઠા કરી ફરી ધોવા ન પડે તેવી રીતે આપેલું.

હોય, તેમ જ અન્ય શ્રમણ-બ્રાહ્મણ-અતિથિ-કૃપણ-યાચક વગેરેને જરૂર ન હોય તેવું[1] હશે તો જ લઈશ.'

ભગવાનની પરવાનગી મળ્યા બાદ ધન્ય સાધુએ તે પ્રકારનું વ્રત આચરવા માંડ્યું. પારણાને દિવસે તે સ્વાધ્યાય વગેરેથી પરવારી, ભગવાનની રજા લઈ, નગરીમાં જતો; અને પોતાના નિયમ મુજબની તૈયાર ભિક્ષા કાળજીપૂર્વક માગતો; પરંતુ કોઈ વાર તેને અન્ન મળતું તો પેય ન મળતું; અને કોઈ વાર પેય મળતું તો અન્ન ન મળતું. તોપણ તે તો દીનતા, વૈમનસ્ય, ક્લેશ કે વિષાદ અનુભવ્યા વિના, પોતાની સમાધિમાં ખલેલ પહોંચવા દીધા વિના, તથા પ્રાપ્ત અપ્રાપ્ત યોગોમાં ઉદ્યમપરાયણ રહી, જે કંઈ મળે, તે સ્વીકારી લેતો; અને પોતાના ગુરુને બતાવ્યા બાદ, તેમની પરવાનગીથી, કોઈ પ્રકારની આસક્તિ કે મોહ રાખ્યા વિના જ, જેમ સર્પ પોતાના દરમાં આજુબાજુની જમીનને સ્પર્શ કર્યા વિના પ્રવેશે છે, તેમ મોંમાં સ્વાદ માટે મમળાવ્યા વિના જ રાગરહિતપણે ખાઈ લેતો.

તે ધન્ય સાધુ આ જાતના તેમના ઉદાર, વિપુલ, કલ્યાણરૂપ, મંગલરૂપ, ઉત્તમ, ઉદાત્ત, અને મોટા પ્રભાવવાળા તપકર્મથી સુકાઈ ગયા, માંસરહિત થઈ ગયા; તથા માત્ર હાડચામ રૂપ જ બન્યા. તેમના એ તપ-લાવણ્યનું વર્ણન 'અંતગડદસાઓ' નામના અંગમાં એક અદ્ભુત સૂક્તનો વિષય બન્યું છે.[2] ત્યાં તેમના પગ, પગની આંગળીઓ, જંઘો, ઢીંચણ, સાથળ, કેડનાં બે હાડકાં, પેટ, પાંસળીઓ, કરોડરજ્જુ, છાતીનું હાડકું, બાહુ, હાથ, હાથની આંગળીઓ, ડોક, હડપચી,

૧. અર્થાત્ જે અન્નની આશાએ બીજા યાચકો ત્યાં ઊભા હશે, તે અન્ન નહીં લઉં.

૨. જુઓ આ માળાનું 'પાપ, પુણ્ય અને સંયમ' પુસ્તક, પા. ૧૧૩ ઇ.

હોઠ, જીભ, નાસિકા, આંખો, કાન, અને માથું વગેરે અવયવોને સુકાઈ-ચીમળાઈ ગયેલી જુદી જુદી વસ્તુઓ — જેવી કે વૃક્ષની સુકાઈને તતડી ગયેલી છાલ, લાકડાની પાવડી, જીર્ણ થઈ ગયેલા જોડા, કાચી તોડીને ગરમીમાં નાખવાથી સુકાઈ-તતડી ગયેલી મગ-અડદ-કળથીની શીંગો, કાગડા-ઢેલ વગેરે પક્ષીઓના ઢીંચણ વગેરેના સાંધા અને જાંઘો, સુકાઈ ગયેલી ચામડાની મસક, મણકાઓ-નાળો-કથરોટોની એક ઉપર એક ગોઠવેલી હાર, — વગેરે સાથે સરખાવવામાં આવ્યા છે. ટૂંકમાં તેમના પગ, જાંઘ, અને સાથળ છેક જ સુકાઈ ગયાં હતાં; તેમનું પેટ બેડોળ, પડખાં આગળ ઊંચું થયેલું, કેડ આગળ કાચબાની પીઠ જેવું દેખાતું, તથા બરડે ચોંટી ગયેલું દેખાતું હતું; તેમની પાંસળીઓ ઉપર ઊપસી આવી હતી. તેમના કરોડરજ્જુનાં હાડકાં માળાના મણકાની પેઠે ગણી શકાતાં હતાં; તેમની છાતીનો ભાગ ગંગાનાં મોજાંની હાર જેવો દેખાતો હતો; તેમના બાહુ સુકાઈ ગયેલા સાપ જેવા દેખાતા હતા; તેમના હાથના આગલા ભાગ ઘોડાની લગામના ઢીલા થઈ ગયેલા ચોકડાની જેમ લબડતા હતા; તેમના માથાનો દડો કંપવાયુ થયો હોય તેમ ડોલ્યા કરતો હતો; તેમનું વદનકમલ કરમાઈ ગયું હતું. તેમનું મોં ઘડાની પેઠે ઊઘડેલું રહેતું હતું અને તેમની આંખો ઊંડી ઊતરી ગઈ હતી.

તેમની આ સ્થિતિ જોઈ શ્રેણિક રાજાએ ભગવાનને કહ્યું કે, હે ભગવન્! તમારા આ ઇંદ્રભૂતિ વગેરે ચૌદ હજાર શ્રમણ – સાધુઓમાં ધન્ય સાધુ જ મહા દુષ્કર સાધના કરનાર, તથા કર્મોના ભારે ક્ષય કરનાર છે, એમ મને લાગે છે.

મહાવીરે પણ તેનું સમર્થન કરતાં કહ્યું, 'ખરેખર, ધન્ય સાધુ જ મારા સર્વ સાધુઓમાં મહા દુષ્કર સાધના કરનાર, તથા કર્મોનો ભારે ક્ષય કરનાર છે.'

શ્રેણિક રાજા ત્યાર બાદ ધન્ય સાધુને પ્રદક્ષિણા, નમસ્કારાદિ કરીને બોલ્યો, હે દેવાનુપ્રિય! તમને ધન્ય છે. તમે ભારે પુણ્યશાળી છો. તમે કૃતાર્થ છો. તથા તમે તમારા મનુષ્યજન્મનું ફળ પૂરેપૂરું પ્રાપ્ત કર્યું છે!

વખત જતાં ધન્ય સાધુનું શરીર છેક જ નબળું થઈ ગયું, ત્યારે તેમણે ભગવાનની અનુમતિથી વિપુલ પર્વત ઉપર જઈ મારણાંતિક સંલેખના વ્રત સ્વીકાર્યું, અને એક મહિનાના ઉપવાસ વડે દેહત્યાગ સાધ્યો. તેમનો સાધુપણાનો કુલ સમય ૯ માસ જેટલો હતો.

ધન્યની પેઠે ભદ્રા શેઠાણીના સુનક્ષત્ર પુત્રે પણ એ જ પ્રમાણે દીક્ષા લીધી હતી. તેના સાધુપણાનો કાળ ઘણાં વર્ષનો હતો, એવું સૂત્રકાર નોંધે છે.

## ૨. કુંડકોલિક

કાંપિલ્ય નગરીમાં ભગવાન જ્યારે ગયા, ત્યારે ત્યાં કુંડકોલિક નામે તવંગર[૧] ગૃહસ્થે તેમની પાસે ગૃહસ્થધર્મની દીક્ષા લીધી. તે ગૃહસ્થ કોઈ આજીવિક સંપ્રદાયના અનુયાયી સાથે તેણે કરેલી ચર્ચા માટે જૈન સંપ્રદાયમાં પ્રસિદ્ધ છે. ભગવાન મહાવીરે પણ તેનાં વખાણ કરી, પોતાનાં સાધુ-સાધ્વીને તે પ્રસંગ કહી બતાવ્યો હતો તથા જણાવ્યું હતું કે 'જ્યારે આવા ઘરમાં રહેનારા ગૃહસ્થો અર્થ, હેતુ અને પ્રશ્નો દ્વારા અન્યતીર્થિકોને નિરુત્તર કરી શકે છે, તો દ્વાદશાંગ ગણિપિટકને ભણનારા તમે તો જરૂર કરી શકો જ.'

કુંડકોલિકે કરેલી ચર્ચાનો પ્રસંગ ઉપાસકદશાસૂત્રમાં[૨] આ પ્રમાણે સંઘરાયો છે.

એક વખત કુંડકોલિક પોતાની અશોકવનિકામાં નિયમ ધારણ કરીને ધ્યાનસ્થ બેઠો હતો, તેવામાં એક દેવ આવીને

૧. તેને પણ ૭-૭ હિરણ્યકોટીઓ તથા ૭ વ્રજો હતા.

૨. જુઓ આ માળાનું 'દશ ઉપાસકો' પુસ્તક, પા. ૩૫ ઇ.

તેને કહ્યું, 'હે કુંડકોલિક, મંખલિ પુત્ર ગોશાલકની ધર્મપ્રજ્ઞપ્તિ સુંદર છે, તેમાં ઉત્થાન, કર્મ, બલ, વીર્ય, કે પુરુષકાર-પરાક્રમ નથી; તેમજ બધા ભાવો નિયત છે. શ્રમણ ભગવાન મહાવીરની ધર્મપ્રજ્ઞપ્તિ સુંદર નથી; કારણ કે તેમાં ઉત્થાન, કર્મ, બલ, વીર્ય અને પુરુષકાર-પરાક્રમ છે.'

કુંડકોલિકે તેને જવાબ આપ્યો, 'હે દેવ! જો તારું કહેવું સાચું હોય, તો આ પ્રકારની દિવ્ય દેવશ્રી, દેવદ્યુતિ અને દિવ્ય દેવપ્રભાવ તેં ઉત્થાનાદિથી મેળવ્યાં છે કે, અનુત્થાનાદિથી મેળવ્યાં છે, તેનો તું મને જવાબ આપ.'

દેવે કહ્યું, મને એ બધું મળવું નિયત જ હતું, એટલે એ બધું મેં અનુત્થાનાદિથી મેળવ્યું છે, એમ જ કહેવાય.

કુંડકોલિકે જવાબ આપ્યો, 'જો આવી દિવ્ય દેવશ્રી અનુત્થાનાદિથી જ મળતી હોય, તો જે જીવો ઉત્થાન, બલ, વીર્ય અને પુરુષકાર, પરાક્રમ વિનાના છે, તેઓ બધાને પણ તારા જેવી દિવ્ય દેવશ્રી મળવી જોઈએ. પરંતુ તેને બદલે તે જીવો તો હીનતા અને પામરતામાં સબડતા જ જોવામાં આવે છે. એટલે તું જે કહે છે કે, મંખલિપુત્ર ગોશાલકનો સિદ્ધાંત સુંદર છે, અને શ્રમણ ભગવાન મહાવીરનો સિદ્ધાંત અસુંદર છે, એ વાત મિથ્યા છે.'

કુંડકોલિકનો આ જવાબ સાંભળી. પેલો દેવ નિરુત્તર થઈ ગયો, અને તેનું ચિત્ત ડહોળાઈ ગયું. તેથી કાંઈ પણ કહ્યા કર્યા વિના તે સીધો રવાના થઈ ગયો!

### ૩. સદ્દાલપુત્ર

ભગવાન જ્યારે પોલાસપુરમાં પધાર્યા તે વખતે તેમને પોતાને સદ્દાલપુત્ર નામના આજીવિકોના ઉપાસક એક તવંગર કુંભાર ગૃહસ્થ સાથે આ જ જાતની ચર્ચામાં ઊતરવું પડ્યું. તે પ્રસંગ પણ 'ઉપાસકદશા' સૂત્રમાં જ નોંધાયેલો છે.

સદ્દાલપુત્ર પોલાસપુરમાં પોતાની અગ્નિમિત્રા ભાર્યા સાથે રહેતો હતો. તે આજીવિક સિદ્ધાંતમાં વિનિશ્ચિતાર્થ અને જ્ઞાતાર્થ હતો, તથા એમ માનતો કે આજીવિકનો સિદ્ધાંત એ જ પરમાર્થ છે, અને બીજા બધા અનર્થ છે. તેની પાસે એક હિરણ્યકોટી નિધાનમાં, એક વ્યાજે અને એક ઘરવાપરમાં હતી. ઉપરાંત દશ હજાર ગાયોનો એક વ્રજ હતો. પોલાસપુરની બહાર તેનાં પાંચસો હાટ હતાં; તેમાં તેણે અનેક માણસોને પગાર આપીને કામ માટે રોકેલાં હતાં. તેઓ ત્યાં અસંખ્ય પાત્રો તથા વસ્તુઓ બનાવતા, અને બીજા પગારદારો તેમને રાજમાર્ગોમાં વેચતા.

સદ્દાલપુત્ર એક વખત પોતાની અશોકવનિકામાં ધ્યાનસ્થ બેઠો હતો, તેવામાં એક દેવે તેને આકાશમાં રહીને કહ્યું કે, કાલે અહીં એક સર્વજ્ઞ, સર્વદર્શી, ત્રૈલોક્યપૂજિત, દેવ-મનુષ્ય-અસુરાદિવડે અર્ચનીય, વંદનીય તથા તથ્યકર્મોથી યુક્ત એક પુરુષ આવનાર છે. તેમને તું વંદન કરજે તથા અશન-પાનાદિથી તેમને નિમંત્રણ કરજે.

સદ્દાલપુત્રે તો ધાર્યું કે, ઉપરનાં લક્ષણોયુક્ત પુરુષ તો મારા ગુરુ મંખલિપુત્ર ગોશાલ જ હોવા જોઈએ. પરંતુ બીજે દિવસે તો શ્રમણભગવાન મહાવીર જ તે ગામમાં પધાર્યા. દેવની સૂચના હતી એટલે સદ્દાલપુત્ર મહાવીરનાં દર્શને ગયો તો ખરો જ. મહાવીરે તેને જોતાં જ આગલે દિવસે તેને પેલા દેવે કહેલી વાત કહી સંભળાવી; આથી સદ્દાલપુત્ર આશ્ચર્ય પામ્યો તથા ભગવાન મહાવીરમાં શ્રદ્ધાયુક્ત બન્યો. સદ્દાલપુત્રે ભગવાનને પોતાની દુકાનોમાંથી જોઈતી ચીજો સુખથી લેવાનું નિમંત્રણ આપ્યું. ભગવાને પણ તે સ્વીકાર્યું.

એક વખત સદ્દાલપુત્ર પવનથી સુકાયેલાં કાચાં વાસણોને ઘરમાંથી બહાર કાઢીને તડકે સૂકવતો હતો. તેવામાં ભગવાન મહાવીર ત્યાં આવી પહોંચ્યા. તેમણે કહ્યું :

‘સદ્દાલપુત્ર! આ વાસણ કેવી રીતે બન્યું છે?’

સદ્દાલપુત્રે કહ્યું, ભગવન્! પહેલાં તો તે માટીરૂપે હતું. પછી તેને મસળીને ચાકે ચડાવવામાં આવ્યું, ત્યારે હવે તે આ વાસણરૂપે બન્યું છે.

તે સાંભળી ભગવાને તેને પૂછ્યું. હે સદ્દાલપુત્ર! તેમાં ઉત્થાન, બલ, વીર્ય વગેરેની જરૂર પડે ખરી, કે એમના વિના જ એ વાસણ બને છે?

સદ્દાલપુત્ર કંઈક ચમક્યો; પણ પછી તેણે પોતાના આજીવિક સિદ્ધાંત પ્રમાણે જ જવાબ આપ્યો, ‘ભગવાન! બધી વસ્તુઓ ઉત્થાન, બલ, વીર્ય વગેરે વિના જ નિયતપણે બન્યાં જાય છે!’

ભગવાને ફરી તેને આંટીમાં લીધો. તેમણે કહ્યું, ‘કોઈ માણસ તારાં આ વાસણ ઉપાડી જાય, કે ફેંકી દે, કે ફોડી નાખે, અથવા તારી આ અગ્નિમિત્રા ભાર્યા સાથે ભોગો ભોગવે, તો તું તેને શિક્ષા કરે કે નહીં?’

સદ્દાલપુત્ર બોલ્યો, ‘ભગવન્! જરૂર, તે દુષ્ટ પુરુષને હું પકડું, બાંધું અને જીવથી મારું!’

ભગવાન બોલ્યા, ‘સદ્દાલપુત્ર! જો બધું કોઈના ઉત્થાન, બલ, વીર્ય, પરાક્રમ વિના જ નિયતપણે બનતું હોય, તો કોઈ વાસણ ચોરતું નથી, ફોડતું નથી, કે તારી સ્ત્રી સાથે ભોગ-ભોગવતું નથી, તો પછી તું શા માટે તે માણસને મારે કે બાંધે? તારે હિસાબે તો બધું નિયત છે, અને તે કોઈના પ્રયત્ન વિના બન્યાં જાય છે!’

ભગવાનની દલીલ સાંભળી, સદ્દાલપુત્ર સંબુદ્ધ થયો અને તેણે ભગવાનનો સિદ્ધાંત સાંભળવા ઇચ્છા કરી. ભગવાને તેને પોતાનો સિદ્ધાંત યથાવિધિ સમજાવ્યો. પછી સદ્દાલપુત્રે પોતાની સ્ત્રી સહિત તરત ભગવાનના સિદ્ધાંતનો સ્વીકાર કર્યો. અને આનંદ ગૃહપતિની પેઠે, તેમની પાસેથી પાંચ અણુવ્રત

અને સાત શિક્ષાવ્રતવાળો ગૃહસ્થધર્મ અંગીકાર કર્યો તથા ધનસંપત્તિ અને ભોગતૃષ્ણાની મર્યાદા બાંધી લીધી.

આ વાતને ચૌદ વર્ષ વીતી ગયાં. પંદરમા વર્ષની અધવચ સદ્દાલપુત્ર પૌષધશાળામાં ધ્યાનસ્થ બેઠો હતો. તેવામાં એક દેવ તેને તેનાં વ્રત-ધ્યાનમાંથી ચલિત કરવા આવ્યો, અને તેના પુત્રને કાપી ઊકળતા કડાહમાં નાખવાનો દેખાવ કરવા લાગ્યો. તેમ છતાં સદ્દાલપુત્ર ચળ્યો નહિ. છેવટે તે દેવે સદ્દાલપુત્રની ભાર્યા અગ્નિમિત્રાને કડાહમાં તળવાનો અને તેનું લોહી સદ્દાલપુત્ર ઉપર છાંટવાનો ભય બતાવ્યો, ત્યારે સદ્દાલપુત્ર એકદમ ઊઠી તેને પકડવા ગયો. પછી એ બધો ખાલી દેખાવ હતો એ જાણ્યા બાદ પ્રાયશ્ચિત્તાદિ કરી ફરી વાર વ્રતમાં સ્થિત થયો.[1] અને અંતકાળે મારણાંતિક સંલેખના દ્વારા મરણ પામી, દેવગતિ પામ્યો.

[૨૧મું ચોમાસું]

ભગવાને એ વર્ષનો ચાતુર્માસ વાણિજ્યગ્રામમાં ગાળ્યો.

### ૪. મહાશતક

વર્ષાઋતુ પૂરી થતાં ભગવાન મગધભૂમિ તરફ ચાલ્યા. રાજગૃહમાં આ વખતે મહાશતક નામના તવંગર[2] ગૃહસ્થે ભગવાન પાસે ગૃહસ્થધર્મની દીક્ષા લીધી. એ પ્રમાણે વ્રતાદિ

૧. મહાવીરના જુદા જુદા ઉપાસકોને તેમની પૂર્વ વાસનાઓ કે સંસ્કાર પ્રમાણે આ પ્રકારે જુદા જુદા દેખાવો તેમની અંતિમ પરીક્ષા વખતે દેખાયા છે: અને દરેક જણ પુત્ર-માતા-પત્ની-ધન આદિની રહીસહી આસક્તિને કારણે તે તે પ્રસંગે મૂર્છા ખાઈ ગયો છે. જોકે, પછી યોગ્ય પ્રાયશ્ચિત્તાદિ વડે તે દરેક જણ ફરીથી વ્રતાદિમાં સ્થિત થયો છે. પરંતુ આધ્યાત્મિક જીવનમાં અંતિમ પગથિયા વખતે સૂક્ષ્મ સંસ્કારો અને આસક્તિઓ કેવાં નડે છે, તે વસ્તુ તેમના દાખલાઓ ઉપરથી સમજાય છે.

૨. તેની પાસે આઠ-આઠ હિરણ્યકોટીઓ, તથા વ્રજો હતાં.

ધારણ કરનાર ગૃહસ્થને ઘણી વાર જૂના જીવનમાર્ગને ન છોડવા ઇચ્છતી પત્ની સાથે કેવી અથડામણો વેઠવી પડે છે, તેનું સારું દૃષ્ટાંત મહાશતકનું જીવન પૂરું પાડે છે. ઉપાસક-દશાસૂત્રમાંથી તે કથા અહીં ઉતારી છે.

મહાશતકને ૧૩ સ્ત્રીઓ હતી. તેમાંથી રેવતીને તેને પિયરથી આઠ હિરણ્યકોટી અને આઠ વ્રજ મળ્યાં હતાં. બાકીની બાર સ્ત્રીઓને એક એક હિરણ્યકોટી અને એક એક વ્રજ કન્યાદાનમાં મળ્યાં હતાં.

મહાશતકે વ્રતો સ્વીકાર્યા પછીનો પ્રસંગ છે. રેવતીને એક વાર એવો વિચાર આવ્યો કે, મારે, બાર-બાર શોક્ય હોવાથી હું સારી રીતે મહાશતક સાથે કામભોગો ભોગવી શકતી નથી. માટે એ બારે શોક્યોને અગ્નિ-શસ્ત્ર-કે વિષ-પ્રયોગથી મારી નાખું, અને તેમની એક એક હિરણ્યકોટી તથા વ્રજને મેળવી મહાશતક સાથે સુખે રહું.

લાગ મળતાં તેણે છ શોક્યોને શસ્ત્રથી અને બાકીના છને વિષથી મારી નાખી. ત્યાર બાદ તેમનાં ધન તથા વ્રજ લઈને તે મહાશતક સાથે સુખ સુખે રહેવા લાગી.

તે રેવતી માંસલોલુપ હતી અને અનેક પ્રકારના સોળા તથા તળેલાં અને ભૂંજેલાં માંસો, તથા સુરા વગેરેનો આસ્વાદ કરતી રહેતી હતી. એક વાર રાજગૃહમાં અમાઘાતનો ઘોષ થયો. ત્યારે પણ રેવતી પોતાનાં પિયેરનાં માણસો દ્વારા રોજ બે-બે ગાયના વાછરડા મરાવીને તેમનું માંસ ખાતી તથા યથેષ્ટ દારૂ પીતી.

લીધેલાં શિક્ષાવ્રતો અને ગુણવ્રતોને પાળતા મહાશતકનાં ૧૪ વર્ષ ચાલ્યાં ગયાં. પછી પોતાના મોટા પુત્રને કારભાર સોંપી, ધર્મપ્રજ્ઞપ્તિ સ્વીકારી, બ્રહ્મચર્યપૂર્વક તે પૌષધશાળામાં જ રહેવા લાગ્યો.

ત્યાં એક વખત મત્ત તથા વીખરાયેલા કેશવાળી રેવતી ઉઘાડે માથે તેની પાસે આવી અને મોહોન્માદજનક શૃંગાર-વાળા ભાવો દેખાડતી મહાશતકને કહેવા લાગી :

'હે મહાશતક! તું ધર્મ, પુણ્ય, સ્વર્ગ, અને મોક્ષની કામનાવાળો છે. પણ જો તું મારી સાથે ઉદાર એવા માનુષિક કામભોગો ભોગવતો રહે, તો પછી તારે ધર્મ-પુણ્ય-સ્વર્ગ અને મોક્ષની શી જરૂર રહે?'

રેવતીએ બે ત્રણ વાર આ પ્રમાણે કહ્યું, પણ મહાશતકે તેનાં વચનનો આદર કે સ્વીકાર ન કર્યો, અને પોતે પોતાના ધર્મધ્યાનમાં જ સ્થિત રહ્યો. અનાદર પામેલી રેવતી પોતાને ઠેકાણે પાછી આવી. પછી મહાશતક તો ઉપાસકની અગિયારે પ્રતિમાઓને આચરતો ઉગ્ર તપથી અત્યંત કૃશ અને દુર્બળ થઈ ગયો. છેવટે આનંદ ગૃહપતિની પેઠે અંતિમ મારણાંતિક સંલેખના સ્વીકારીને તે જીવન-મરણમાં નિરપેક્ષ થયો.

એ દિવસોમાં તેની ચિત્તવૃત્તિ શુદ્ધ થતાં થતાં તેને અવધિજ્ઞાન પ્રાપ્ત થયું, અને આનંદની પેઠે તે પણ પૂર્વ-પશ્ચિમ-દક્ષિણ-ઉત્તર-આદિ દૂરદૂરનાં ક્ષેત્રો જોવા તથા જાણવા લાગ્યો.

તેની આ સ્થિતિ હતી, તેવામાં ફરી એક વાર રેવતી તેની પાસે આવી અને પહેલાંની માફક કામયાચના કરવા લાગી. તેણે બે ત્રણ વાર કહ્યા પછી, ગુસ્સે થયેલા મહાશતકે પોતાના અવધિજ્ઞાનનો પ્રયોગ કરીને તેને કહ્યું કે, 'હે રેવતી, આજથી તું સાત રાતમાં અલસરોગથી પીડાતી, દુર્ધ્યાન અને અસમાધિયુક્ત થઈ મરણ પામશે અને રત્નપ્રભા પૃથ્વીના લોલુયચ્ચુય નરકમાં ૮૪૦૦૦ વર્ષ સુધી નરકગતિનું દુઃખ ભોગવશે.'

મહાશતકનું કથન સાંભળી રેવતીને એમ લાગ્યું કે, આ માણસ મારા ઉપર ગુસ્સે થયો છે, હું તેને ગમતી નથી, એટલે તે ગમે તેવા કમોતે મને મારી નખાવશે. આમ વિચાર કરી ભય તથા ત્રાસથી ઉદ્વેગ પામી તે ખેદ કરતી કરતી પોતાને

ઘેર પાછી ચાલી ગઈ; અને મહાશતકના કહ્યા પ્રમાણે સાત રાતમાં મરણ પામી નરકગતિએ ગઈ.

તેવામાં ભગવાન મહાવીર રાજગૃહમાં ફરી પાછા આવી પહોંચ્યા. તેમણે પોતાના પટ્ટશિષ્ય ગૌતમને બોલાવીને રેવતી તથા મહાશતક વચ્ચે થયેલો વિખવાદ કહી સંભળાવ્યો; તથા જણાવ્યું કે, અંતિમ સંલેખના વ્રત સ્વીકારીને રહેતા શ્રમણોપાસકે કોઈને સાચું હોય તો પણ અનિષ્ટ અને અપ્રિય વચનોથી કાંઈ કહેવું ન ઘટે, તથા ક્રોધ ન કરવો ઘટે. માટે તું તેની પાસે જઈ, તેને આ વાત કહે, અને પ્રાયશ્ચિત્ત કરાવી તેને શુદ્ધ કર.

ગૌતમ દ્વારા ભગવાનનો સંદેશો સાંભળી મહાશતક પ્રાયશ્ચિત્ત સ્વીકારીને શુદ્ધ થયો. આમ ૨૦ વર્ષનું શ્રમણોપાસકપણું ધારણ કરી, છેવટે ૬૦ ટંક મારણાંતિક સંલેખના વ્રતમાં ગાળી તે મરણ પામ્યો અને દેવગતિએ ગયો.

[ ૨૨ મું ચોમાસું ]

ભગવાને પોતાના દીક્ષાજીવનના આ બાવીસમા વર્ષનો ચાતુર્માસ રાજગૃહમાં ગાળ્યો. તે દરમ્યાન કેટલાક પાર્શ્વાનુયાયી સાધુઓ સાથે તેમને લોક અને કાળ (રાત-દિવસ) સંબંધી કાંઈક પ્રશ્નોત્તર થયા,[1] અને અંતે તે સાધુઓએ મહાવીર ભગવાનને 'સર્વજ્ઞ' તથા 'સર્વદર્શી' તરીકે સ્વીકારી, તેમનો ધર્મમાર્ગ સ્વીકાર્યો.

## ૫. સ્કંદ કાત્યાયન

વર્ષાવાસ પૂરો થતાં ભગવાન પશ્ચિમ દિશા તરફ ચાલ્યા. માર્ગમાં તે કૃતંગલા નગરીમાં આવી પહોંચ્યા. અને બહાર આવેલા છત્રપલાશક નામે ચૈત્યમાં ઊતર્યા. તેમને આવેલા જાણી અનેક સ્ત્રી-પુરુષો તેમના દર્શને આવ્યાં. તેમાં સ્કંદક નામે પરિવ્રાજક પણ આવ્યો.

---

૧. ભગવતીસૂત્ર શતક ૫, ઉદ્દે૦ ૯.

તે પરિવ્રાજક કાત્યાયન ગોત્રનો હતો, ગર્દભાલ નામના પરિવ્રાજકનો શિષ્ય હતો, તથા શ્રાવસ્તીમાં રહેતો હતો. તે ચાર વેદનો, પાંચમા ઇતિહાસ-પુરાણનો અને છઠ્ઠા નિઘંટુ નામના કોશનો સાંગોપાંગ ધારણ કરનાર હતો, તથા તે સંબંધી ભૂલો સુધારનાર હતો. તે ષડંગનો પણ જાણકાર અને ષષ્ટિતંત્ર (કાપિલીય શાસ્ત્ર)માં વિશારદ હતો. વળી ગણિત. શિક્ષા કલ્પ, વ્યાકરણ, છંદ, વ્યુત્પત્તિ, જ્યોતિષ, તથા બીજાં પણ અનેક બ્રાહ્મણ અને પરિવ્રાજક સંબંધી નીતિશાસ્ત્રો તથા દર્શનશાસ્ત્રોમાં ઘણો ચતુર હતો.

તે જ નગરીમાં પિંગલ નામનો મહાવીર ભગવાનનો અનુયાયી નિગ્રંથ સાધુ રહેતો હતો. તેણે એક દિવસ સ્કંદક પાસે જઈ તેને આક્ષેપપૂર્વક લોક. જીવ, સિદ્ધિ, સિદ્ધ, તથા મરણ વિષે પૂછ્યું. એ બધા પ્રશ્નો સાંભળી સ્કંદકને શંકા. કાંક્ષા, અને અવિશ્વાસ ઉત્પન્ન થતાં તેની બુદ્ધિ કુંઠિત થઈ ગઈ, અને તે બહુ ક્લેશ પામ્યો; તથા કાંઈ જવાબ ન આપી શકવાથી મૌન રહ્યો.

દરમ્યાન ભગવાન મહાવીરને કૃતંગલા નગરીમાં પધારેલા જાણી, તે પોતાનાં ચિહ્ન, પાત્ર, સાધન વગેરે લઈને કૃતંગલા આવ્યો. તેના આવતા પહેલાં મહાવીરે દિવ્ય જ્ઞાનથી તેના આવવા નીકળ્યાની હકીકત જાણી લઈ, ગૌતમને કહી બતાવી. આથી ગૌતમ તેને સામા જઈને મળ્યા, તથા તે શા માટે આવ્યો છે વગેરે વાતો તેને કહી બતાવી. સ્કંદકે નવાઈ પામી પૂછ્યું, આ બધું તમને કોણે કહ્યું? ત્યારે ગૌતમે મહાવીર ભગવાનનું નામ લીધું. પછી બંને મહાવીર પાસે ગયા.

મહાવીર ભગવાન તે સમયે હમેશ ભોજન કરતા હતા. તેથી તેમનું શરીર ઉદાર, શણગારેલા જેવું, કલ્યાણરૂપ, શિવરૂપ, ધન્ય, મંગલરૂપ, અલંકારો વિના પણ શોભતું. તથા સારાં લક્ષણો, ચિહ્નો અને ગુણોથી યુક્ત હતું. તેમને જોઈ સ્કંદક

અત્યંત હર્ષ પામ્યો, તથા તેણે પુલકિત ચિત્તે તેમને વંદનાદ કર્યાં. ભગવાને તેને પિંગલકના પ્રશ્નો વગેરેની વાત કહી સંભળાવી, તથા તેના જવાબ પણ કહી સંભળાવ્યા.[1]

એ સાંભળી, સ્કંદક પરિવ્રાજક બોધ પામ્યો, અને ભગવાન પાસે તેમના માર્ગની દીક્ષા માગવા લાગ્યો. તે બોલ્યો, 'હે ભગવન્! ઘડપણ અને મોતના દુઃખથી આ લોક સળગેલો છે. જેમ કોઈ ગૃહસ્થ પોતાના સળગતા ઘરમાંથી બહુ મૂલ્યવાળા અને ઓછા વજનવાળા સામાનને બચાવી લે છે, કારણ કે તે થોડો સામાન પણ તેને આગળ પાછળ હિતરૂપ, સુખરૂપ, કુશળરૂપ અને છેવટે કલ્યાણરૂપ થાય છે, તેમ મારો આત્મા પણ એક જાતના બહુમૂલ્ય સામાનરૂપ છે; તે ઇષ્ટ છે, કાંત છે, પ્રિય–સુંદર–મનગમતો–સ્થિરતાવાળો–વિશ્વાસપાત્ર–સંમત–અનુમત–બહુમત–અને ઘરેણાના કરંડિયારૂપ છે. માટે તેને ટાઢ-તડકો, ભૂખ-તરસ, ચોર-વાઘ, કે સંનિપાતાદિ રોગો, મહામારીઓ, અને પરિષહો તથા ઉપસર્ગો નુકસાન કરે, ત્યાર પહેલાં તેને તે બધામાંથી બચાવી લઉં, તો તે આત્મા મને પરલોકમાં હિતરૂપ, સુખરૂપ, કુશળરૂપ, અને પરંપરાએ કલ્યાણરૂપ થશે. માટે હે દેવાનુપ્રિય! હું ઇચ્છું છું કે. આપની પાસે હું પ્રવ્રજિત થાઉં, મુંડિત થાઉં, પ્રતિલેખનાદિ આચારક્રિયાઓ શીખું, તથા સૂત્ર અને તેના અર્થો ભણું. માટે હું ઇચ્છું છું કે, તમે આચાર, વિનય, વિનયનું ફળ, ચારિત્ર, પિંડવિશુદ્ધિ, સંયમમાત્રા, અને સંયમના નિર્વાહક આહારના નિરૂપણને કહો.'

પછી ભગવાને પોતે જ તેને પ્રવ્રજિત કર્યો અને પોતે જ તેને ધર્મ કહ્યો. સ્કંદક મુનિ ભગવાનનો ઉપદેશ સારી

---

૧. તે બધાની વિગત માટે જુઓ આ માળાનું ભગવતી-સાર પુસ્તક, પા. ૧૭૪ ઇ.

રીતે સ્વીકારી, તેમની આજ્ઞા મુજબ ચાલવા લાગ્યા. ભગવાનના વૃદ્ધ શિષ્યો (સ્થવિરો) પાસે તે શાસ્ત્રાદિ ભણ્યા, અને પછી ભગવાનની પરવાનગીથી તેમણે એક પછી એક એમ ભિક્ષુની બારે પ્રતિમાઓ આરાધી.

તે પ્રતિમાઓનો વિધિ આ પ્રમાણે છે:

૧. ગચ્છથી બહાર નીકળી, જુદા રહી, એક મહિના સુધી અન્ન અને પાણીની એક દત્તિ વડે જ જીવવું, તે પહેલી પ્રતિમા કહેવાય. દત્તિ એટલે દાન દેનાર જ્યારે અન્ન કે પાણી દેતો હોય, ત્યારે દેવાતા અન્ન કે પાણીની જ્યાં સુધી એક ધાર હોય અને તે એક ધારમાં જેટલું આવે તેટલું જ લેવું, ધાર તૂટ્યા પછી જરા પણ ન લેવું તે.

૨-૭. બીજી પ્રતિમામાં બે માસ સુધી અન્ન અને પાણીની બે દત્તિ લેવાની હોય છે. તેમ ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી અને સાતમી પ્રતિમામાં અનુક્રમે ત્રણ–ચાર–પાંચ–છ–અને સાત દત્તિઓ અનુક્રમે ત્રણ–ચાર–પાંચ–છ–અને સાત માસ સુધી લેવાની હોય છે.

૮. આઠમી પ્રતિમામાં સાત રાત્રીદિવસ પાણી પીધા વિના એકાંતર ઉપવાસ કરવાના હોય છે; પારણામાં આંબેલ જ[1] કરવાનું હોય છે.

૯. નવમી પ્રતિમામાં તેટલાં જ રાત્રીદિવસ, તે પ્રમાણે જ ઉભડક રહેવાનું હોય છે, તથા વાંકા લાકડાની પેઠે સૂવાનું હોય છે.

૧૦. દશમી પ્રતિમામાં પણ તેટલાં જ રાત્રીદિવસ તે પ્રમાણે જ ગોદોહાસન અને વીરાસનમાં રહેવાનું તથા સંકોચાઈને બેસવાનું હોય છે.

૧૧. અગિયારમી પ્રતિમામાં પાણી વિનાનો છ ટંકનો

---

૧. જુઓ આગળ પા. ૩૪૪ નો. ૧.

ઉપવાસ કરવાનો હોય છે, તથા એક રાત્રીદિવસ ગામ બહાર હાથ લંબાવીને રહેવાનું હોય છે.

૧૨. બારમી પ્રતિમામાં એક આઠ ટંકનો ઉપવાસ કરી, એક રાત્રી નદી વગેરેને કાંઠે ભેખડ પર આંખો પટપટાવ્યા વિના રહેવાનું હોય છે.

સ્કંદક મુનિએ આ બારે પ્રતિમાઓ સૂત્ર અનુસાર, આચાર અનુસાર, માર્ગ અનુસાર,[1] સત્યતાપૂર્વક, અને સારી રીતે સ્પર્શી, પાળી, શોભાવી અને સમાપ્ત કરી. ત્યાર પછી તેમણે 'ગુણરત્ન સંવત્સર[2]' નામનું તપ પણ યથાવિધિ પૂરું કર્યું. એ તપ પૂરું થતાં તો સ્કંદક મુનિ સુકાઈને લાકડા જેવા થઈ ગયા; તથા બોલવું–ચાલવું વગેરે ક્રિયાઓ કરવામાં પણ તેમને મુશ્કેલી પડવા લાગી. તેથી છેવટે તેમણે મહાવીરની અનુમતિથી વિપુલ પર્વત ઉપર જઈ સંલેખના વ્રત સ્વીકાર્યું. તે વખતે તે બોલ્યા :

"અરિહંત ભગવંતો, સિદ્ધો વગેરેને નમસ્કાર ! તથા અચળ સ્થાનને પામવાની ઇચ્છાવાળા શ્રમણભગવંત મહાવીરને નમસ્કાર ! ત્યાં રહેલા શ્રમણભગવંત મહાવીરને અહીં રહેલો હું વંદું છું. ત્યાં રહેલા શ્રમણભગવંત મહાવીર અહીં રહેલા મને જુઓ. મેં પહેલાં પણ શ્રમણભગવંત મહાવીરની પાસે, 'કોઈ પણ જીવનો વિનાશ ન કરવો, તથા કોઈ પણ પ્રકારે કોઈને દુઃખ ન દેવું', એવો નિયમ જિંદગી ટકે ત્યાં સુધીને માટે લીધો હતો; તેમ જ તે તથા બીજા પણ નિયમો લીધા હતા; 'વસ્તુનું જ્ઞાન જેવી વસ્તુ હોય તેવું જ કરવું, પણ તેથી જુદું કે ઊલટું ન કરવું' એવો નિયમ પણ જીવું ત્યાં સુધી પાળવાનો

---

૧. તેના અધિકાર આદિ માટે જુઓ આ માળાનું 'ભગવતી-સાર' પુસ્તક પા. ૧૮૦, નોંધ ૨, તથા પા. ૧૮૧, નોંધ ૧.

૨. જુઓ આગળ પા. ૨૮૬.

નિર્ણય કર્યો હતો. અત્યારે પણ શ્રમણભગવાન મહાવીર પાસે તે બધા નિયમો લઉં છું, તથા સર્વ પ્રકારની ખાવાની વસ્તુનો, સર્વ પ્રકારની પીવાની વસ્તુનો, સર્વ પ્રકારનાં મેવા–મીઠાઈનો, અને સર્વ પ્રકારના મસાલા–મુખવાસનો — એમ ચારે જાતના આહારનો જ્યાં સુધી જીવું ત્યાં સુધી ત્યાગ કરું છું. વળી દુઃખ દેવાને અયોગ્ય, ઇષ્ટ, કાંત અને પ્રિય એવું જે મારું શરીર છે, તેને પણ હું મારા છેલ્લા શ્વાસોચ્છ્વાસે ત્યાગી દઈશ." આ પ્રમાણે તેમણે ખાનપાનનો ત્યાગ કરી ઝાડની પેઠે સ્થિર રહી ૬૦ ટંકો વિતાવી. અંતે તે મૃત્યુ પામી દેવગતિ પામ્યા.

[ ભગવતીસૂત્ર શતક ૨, ઉદ્દે૦ ૧ ]

## ૬. નંદિનીપિતા અને સાલિહીપિતા

ભગવાન હવે શ્રાવસ્તી તરફ આગળ વધ્યા. તે નગરીમાં નંદિનીપિતા અને સાલિહીપિતા નામના ગૃહસ્થો રહેતા હતા. તે બંને પાસે ચાર-ચાર હિરણ્યકોટીઓ નિધાનમાં, ચાર-ચાર વ્યાજે, અને ચાર-ચાર ઘરવાપરમાં હતી. ઉપરાંત ચાર-ચાર વ્રજો હતા. નંદિનીપિતાની ભાર્યાનું નામ અશ્વિની, અને સાલિહીપિતાની ભાર્યાનું નામ ફાલ્ગુની હતું. તેઓએ આગળ આવી ગયેલી આનંદ વગેરે ગૃહસ્થોની કથાઓ મુજબ ભગવાન પાસેથી ગૃહસ્થધર્મ સ્વીકાર્યો, અને તે સ્થિતિમાં ૨૦ વર્ષ ગાળી, અંતે મારણાંતિક સંલેખના દ્વારા જીવનનો અંત લાવી દેવગતિ પ્રાપ્તિ કરી.

[ ૨૩ મું ચોમાસું ]

આ વર્ષે મહાવીરે ચાતુર્માસ વાણિજ્યગ્રામમાં વ્યતીત કર્યો.

## ૭. સૂર્ય-ચંદ્રનું અવતરણ

વાણિજ્યગ્રામમાં ચોમાસું વ્યતીત કરી, ભગવાન બ્રાહ્મણ-કુંડ તરફ ચાલ્યા, અને દ્યુતિપલાશક ચૈત્યમાં ઊતર્યા. ત્યાં આગળ જમાલીએ પોતાના શિષ્યપરિવાર સાથે મહાવીરથી સ્વતંત્ર રીતે વિહાર કરવા મહાવીરની પરવાનગી માગી, અને તેમના મૌન

ઉપરથી તેમની સંમતિ માની, તે ચાલી પણ નીકળ્યો. [ જુઓ આગળ પા. ૨૬૯ વગેરે ].

ભગવાન ત્યાંથી વત્સદેશ તરફ આગળ વધ્યા, અને કૌશાંબી નગરીમાં આવી પહોંચ્યા. દિવસને છેલ્લે પહોરે તે નગરીમાં એક વિચિત્ર બનાવ બન્યો, અને તે આ અવસર્પિણીનાં દશ આશ્ચર્યોમાં એકનું સ્થાન પામ્યો. તે બનાવ એ હતો કે, તે સ્થળે ચંદ્ર અને સૂર્ય પોતાના સ્વાભાવિક વિમાન સાથે ભગવાન મહાવીરને નમન કરવા આવ્યા. સામાન્ય રીતે તેવા સ્થિર પદાર્થો પોતાના સ્વભાવથી ચલિત થતા મનાતા નથી. તેઓના વિમાનના તેજથી આકાશમાં પ્રકાશ રહેવાથી લોકો મોડી રાત વીતવા છતાં દિવસ સમજી ત્યાં બેસી રહ્યા. ચંદના સાધ્વી તો રાત્રી પડતાં જ પોતાના પરિવાર સાથે વીર પ્રભુને નમીને ઉપાશ્રયે ચાલી ગઈ; પરંતુ સાધ્વી બનેલી મૃગાવતી રાણી સૂર્યના પ્રકાશ વડે હજુ દિવસ જ છે, એમ સમજી ત્યાં જ રહી. પછી અચાનક જ્યારે સૂર્યચંદ્ર ચાલ્યા ગયા ત્યારે મોડી રાત થઈ ગયેલી જાણી, કાળાતિક્રમના ભયથી ચકિત થઈ તે ઉપાશ્રયે આવી.

ચંદનાએ તરત તેને ટોકી, 'તારા જેવી કુલીન સ્ત્રીએ આમ એકલા મોડી રાત સુધી બહાર રહેવું ઘટે!'

રાણી જેવી રાણી; તેને આ ટાણો મર્મવેધક નીવડ્યો. તે કાંઈ જાણી જોઈને તો બહાર રહી નહોતી. પરંતુ એ ટાણાએ જ તેના અંતરનાં પડળને સર્વથા ભેદી નાખવાનું છેવટનું જરૂરી કામ કર્યું. મૃગાવતીને કેવળજ્ઞાન થઈ ગયું. અને તે અંદર આવી સૂઈ ગઈ.

એવામાં તેણે કેવળજ્ઞાનની શક્તિથી નિદ્રાવશ ચંદનાની પડખે થઈને જતો સર્પ જોયો. તેણે સફાળા ઊઠી ચંદનાનો હાથ ઊંચો કરી લીધો, એટલે સાપ ત્યાંથી પસાર થઈ ગયો. ચંદના જાગી ઊઠી, તથા 'મારો હાથ કેમ પકડ્યો?' એમ તેને પૂછ્યું. મૃગાવતીએ સાપની વાત કહી. ચંદનાએ નવાઈ પામી

પૂછ્યું, ‘ આવા ગાઢ અંધારામાં તને સાપ દેખાયો કેમ કરીને ?’ મૃગાવતીએ કહ્યું, ‘ કેવળજ્ઞાનના પ્રકાશથી. ’

ચંદનાને પ્રથમ તો થયું કે, મારા જેવીને જે જ્ઞાન હજુ નથી થયું, તે આ આજકાલનીને શાનું થાય ? પણ પછી જ્યારે તેને ખાતરી થઈ કે મૃગાવતીને કેવળજ્ઞાન થયું જ છે, ત્યારે તેને તે વાતનો ઘણો આઘાત લાગ્યો. અને એ આઘાત જ તેનાં છેલ્લાં પડળ ઉકેલી આપનાર નીવડ્યો : તેને પણ કેવળજ્ઞાન થઈ ગયું.

## ૮. રાજગૃહમાં

ભગવાન ત્યાંથી મગધ તરફ ચાલ્યા. રાજગૃહમાં આવી તે ગુણશિલક ચૈત્યમાં ઊતર્યા. તેમના પટ્ટશિષ્ય ગૌતમ પોતે કરેલા સાત ટંકના ઉપવાસના પારણાને નિમિત્તે નગરમાં ભિક્ષા માગવા ગયા. ત્યાં તુંગિકાના જૈન ગૃહસ્થોને પાર્શ્વનાથના શિષ્યો સાથે થયેલી વાતચીત તેમના સાંભળવામાં આવી. તે આ પ્રમાણે હતી :

ગૃહસ્થોએ પૂછ્યું હતું : ‘ હે ભગવન્ ! સંયમનું ફળ શું છે ? તથા તપનું ફળ શું છે ? ’

સાધુઓએ જવાબ આપ્યો : ‘ હે આર્યો ! સંયમથી નવાં કર્મો બંધાતાં અટકે છે; અને તપથી પૂર્વે બંધાયેલાં કર્મો દૂર થાય છે. ’

આ સાંભળી પેલા ગૃહસ્થોએ પૂછ્યું : ‘ અમે સાંભળ્યા પ્રમાણે સંયમથી દેવલોકની પ્રાપ્તિ થાય છે, અને દેવ થવાય છે, તેનું શું ? ’

સાધુઓએ જવાબ આપ્યો, ‘ સરાગ અવસ્થામાં આચરેલા તપથી, સરાગ અવસ્થામાં પાળેલા સંયમથી, મૃત્યુ પહેલાં બધાં કર્મોનો નાશ ન કરી શકાવાથી, કે બાહ્ય સંયમ હોવા છતાં અંતરમાં રહેલી આસક્તિથી મુક્તિને બદલે દેવપણું પ્રાપ્ત થાય છે. ’

ગૌતમને આ વાતચીતનો અહેવાલ સાંભળી સંશય અને

કુતૂહલ થયાં. તેથી તે જોઈતી ભિક્ષા મેળવીને પાછા ભગવાન મહાવીર પાસે આવ્યા; અને પોતાની શંકા પૂછવા લાગ્યા: 'ભગવન્! એ સાધુઓએ આપેલો જવાબ સાચો છે? તેઓ એવા પ્રકારનો જવાબ દેવા સમર્થ છે? તેઓ વિપરીત જ્ઞાન વિનાના છે? સારી પ્રવૃત્તિવાળા છે? અભ્યાસીઓ છે? તથા વિશેષ જ્ઞાની છે?'

ભગવાને જવાબ આપ્યો, 'હે ગૌતમ! તે સાધુઓએ સાચું જ કહ્યું છે; તેઓ એવા પ્રકારનો જવાબ દેવા સમર્થ છે; તેઓ વિપરીત જ્ઞાન વિનાના, તેમ જ વિશેષજ્ઞાની ૪૦ છે. હું પોતે પણ એમ જ કહું છું, તથા જણાવું છું.'

હવે ગૌતમે ભગવાનને પૂછ્યું:

'હે ભગવન્! તેવા વિપરીત જ્ઞાન વિનાના સારી પ્રવૃત્તિવાળા, અભ્યાસી, તેમજ વિશેષ જ્ઞાની શ્રમણ કે બ્રાહ્મણની પર્યુપાસના કરનાર મનુષ્યને શું ફળ મળે?'

ભગવાને કહ્યું: હે ગૌતમ! સજ્જનની પર્યુપાસનાનું ફળ શ્રવણ છે; શ્રવણનું ફળ જ્ઞાન છે; જ્ઞાનનું ફળ વિજ્ઞાન (વિવેકજ્ઞાન) છે; વિજ્ઞાનનું ફળ પ્રત્યાખ્યાન છે (પાપનો ત્યાગ); પ્રત્યાખ્યાનનું ફળ સંયમ છે; સંયમથી પાપકર્મનાં દ્વારો બંધ થાય છે; પાપકર્મનાં દ્વારો બંધ થવાથી તપાચરણ શક્ય બને છે; તપાચરણથી આત્માનો કર્મરૂપી મેલ સાફ થાય છે; તેમ થવાથી સર્વ પ્રકારના કાયિક, માનસિક અને વાચિક વ્યાપારોનો નિરોધ થાય છે; અને તે નિરોધથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. [ભગવતી૦ શતક ૨, ઉદ્દે૦ ૫]

[૨૪મું ચોમાસું]

આગળ જેમની કથા આવેલી છે, તે અભયકુમાર વગેરે મુનિઓએ આ અરસામાં જ ભગવાનની અનુમતિથી મારણાંતિક સંલેખના વડે દેહ તજ્યા હતા. તેથી ભગવાને આ વર્ષનું ચોમાસું રાજગૃહમાં જ વીતાવ્યું હતું.

# ૧૫

# મગધમાં રાજ્યક્રાંતિ અને વૈશાલીનું યુદ્ધ

## ૧. શ્રેણિકનું અપમૃત્યુ

હવેથી આગળનો ભગવાન મહાવીરનો વિહારક્રમ સમજવા માટે આ અરસામાં મચેલી એક રાજકીય ક્રાંતિનો ઇતિહાસ જાણતા જવું જોઈએ.

શ્રેણિકરાજાનું રાજ્ય બહુ લાંબું પહોંચ્યું. હિંદુ, બૌદ્ધ બંને પરંપરાઓ તેના રાજ્યકાળને ૫૧ કે ૫૨ વર્ષ જેટલો લાંબો ગણાવે છે. તેના પુત્ર કૂણિક–અજાતશત્રુને આ વાત વસમી થઈ પડી. આ ડોસો ક્યારે મરશે, અને ગાદી ખાલી કરશે એ વિચારમાં ને વિચારમાં તેને એક અવળી બુદ્ધિ સૂઝી. તેણે શ્રેણિકને કેદખાનામાં નાખ્યો અને પોતે રાજગાદી ઉપર બેઠો. જૈન નિરયાવલી સૂત્રમાં જણાવ્યા પ્રમાણે તેણે પોતાના બીજા ઓરમાન ભાઈઓ કાલ વગેરેને બોલાવીને પહેલાં તો પખમાં લીધા હતા; અને ત્યાર બાદ શ્રેણિકને કેદમાં નાખ્યો હતો.

કૂણિક જ્યારે ગર્ભાવસ્થામાં હતો, ત્યારે તેની માતાને શ્રેણિકનું માંસ ખાવાનો દોહદ થયો હતો. એ ઉપરથી ગર્ભસ્થ બાળક પિતાને અહિતકર નીવડશે એમ માની તેની માતાએ તેને જન્મતાં વેંત ઉકરડે નંખાવી દીધો હતો. પરંતુ પછી શ્રેણિકરાજાના આગ્રહથી રાણીએ તેને પાછો મંગાવી ઉછેર્યો હતો. પરંતુ તેનું મન તેના પ્રત્યે કદી સારા ભાવવાળું થયું હતું નહિ. તેથી અન્ય કુમારો સાથેની અને તેની સાથેની વર્તણૂકમાં માતા ફેર પડવા જ દેતી. કૂણિક આ બધું સમજતો; પરંતુ

તે બધું પિતા શ્રેણિક કરાવે છે, એમ તે માનતો. એ કારણે કેદમાં નંખાવ્યા બાદ કૂણિક શ્રેણિક ઉપર બહુ ત્રાસ ગુજારતો. કોઈને તેની પાસે જવાની પરવાનગી ન હતી. માત્ર ચેલ્લણા-રાણીને જતી રોકી ન શકાય, એટલે તેને જ ત્યાં જવાની છૂટ હતી. કૂણિકનો ઇરાદો તો શ્રેણિકને માર મારી, ભૂખે મારી નાખવાનો હતો. પરંતુ ચેલ્લણા પોતાનો કેશપાશ સો વાર ધોયેલી તીવ્ર સુરા વડે ભીંજવીને તથા અંદર અડદનો લાડુ છુપાવીને કેદખાનામાં જતી. એ કેશપાશ નીચોવીને પેલી સુરા તે રાજાને પાતી, અને લાડુ ખાવા આપતી, તેથી માર અને ભૂખનું દુઃખ તેને બહુ ન જણાતું.

કૂણિક રાજા એક વાર જમવા બેઠો હતો. સાથે ખોળામાં તેનો પ્રિય પુત્ર ઉદાયી[1] હતો. સામે કૂણિકની માતા ચેલ્લણા બેઠી હતી. જમતાં જમતાં વચ્ચે ઉદાયીએ મૂત્રોત્સર્ગ કર્યો, અને તેની ધાર ભોજન ઉપર પડી. પરંતુ પુત્રના પેશાબના વેગ ન રોકાય તે માટે કૂણિકે તેને જરા પણ ખસેડ્યો નહિ. વળી મૂત્ર વડે છંટાયેલું ભોજન પણ પોતાના હાથ વડે જ થાળમાં થોડું દૂર કરી, બાકીનું ભોજન તે ખાવા લાગ્યો. ચેલ્લણા-રાણીએ પ્રસંગ જોઈ તે વખતે પુત્રપ્રેમની વાત કાઢી. તથા શ્રેણિક રાજાએ ઉકરડેથી તેને આગ્રહ કરી કેવો પાછો તેડાવ્યો હતો, તથા ઉકરડા ઉપર હતો ત્યારે કૂકડાએ મારેલી ચાંચથી તેની આંગળી પાકતાં, તેની વેદના ઓછી કરવા રાજા તેની પરુ-વાળી આંગળી પણ તે કેવી મોંમાં રાખી મૂકતા વગેરે વાતો તેને કહી સંભળાવી.[2] આથી કૂણિકને બધી વાત સમજાઈ. તે તરત પશ્ચાત્તાપનો માર્યો હાથમાં કુહાડો લઈ પોતાને હાથે જ રાજાની બેડી તોડવા કેદખાના તરફ દોડ્યો. પરંતુ શ્રેણિક તેને એ રીતે

---

૧. પદ્માવતી રાણીથી થયેલો.

૨. નિરયાવલીસૂત્રમાં તો કૂણિક જ્યારે ચેલ્લણાને વંદન કરવા આવ્યો ત્યારે આ વાતચીત થયેલી જણાવી છે.

આવતો જોઈ, 'એ મને મારવા જ આવે છે' એમ માની જાતે આપઘાત કરી મરણ પામ્યો.

કૂણિક માથું કૂટીને રહ્યો. પછી પોતાના પિતાનાં સ્મરણચિહ્નોથી ભરેલા રાજગૃહ નગરમાં તેને ચેન પડવા ન માંડ્યું. આથી તેણે પોતાની રાજધાની ચંપામાં ખસેડી. અને જ્યાં રાજધાની ત્યાં જ વેપારી તેમ જ ચૈત્ય બધાનાં પગલાં વળે, એ સ્વાભાવિક છે.

## ૨. પદ્માદિ કુમારોની દીક્ષા

ભગવાન મહાવીર પણ રાજગૃહથી નીકળી ચંપા તરફ વળ્યા. આ વખતે તેમના ચંપાના વાસ દરમ્યાન શ્રેણિક રાજાના પૌત્રો – પદ્મ, મહાપદ્મ, ભદ્ર, સુભદ્ર, મહાભદ્ર, પદ્મસેન, પદ્મગુલ્મ, નલિનીગુલ્મ, આનંદ અને નંદન — એ દશ જણાએ તેમનો ધર્મોપદેશ સાંભળી, તેમની પાસે દીક્ષા લીધી. તેમનાં માતપિતાએ — જેમકે પદ્મની માતા પદ્માવતી, અને પિતા કાલ,[1] મહાપદ્મની માતા મહાપદ્મા, અને પિતા સુકાલ ઇ૦ — તે બધાને લાડપાડમાં ઉછેર્યા હતા; તથા તેમને સુખભોગની મણા ન હતી. તેમ જ તેમનાં માતપિતાએ તેમને સમજાવ્યા પણ ખૂબ; પરંતુ છેવટે એ બધાનો નિશ્ચય જ વિજયી નીવડ્યો. અને તેઓ દીક્ષિત થવાની પરવાનગી મેળવીને જ જંપ્યા. દીક્ષિત થઈને તેમણે શાસ્ત્રાભ્યાસ યથાવિધિ કર્યો તથા આકરાં તપો હસતે મોઢે સ્વીકાર્યાં, અને પાર પાડ્યાં. છેવટે સૌ યથાસમયે મૃત્યુ પામી, દેવગતિ પામ્યા.

## ૩. જિનપાલિતની કથા

ભગવાન મહાવીર પાસે આ સમયે જ માકંદીના પુત્ર જિનપાલિતે પણ દીક્ષા લીધી. તેની જીવનકથા આ પ્રમાણે છે :

---

૧. કાલ વગેરે દશ ભાઈઓનાં નામ આગળ પા. ૩૭૨ ઉપર આવશે.

માકંદીને ભદ્રા નામની પત્નીને પેટે જિનપાલિત અને જિનરક્ષિત નામે બે પુત્ર થયા હતા. તે બંને સાહસિક વહાણવટી હતા; અને અગિયાર વાર સમુદ્રની મુસાફરી કરીને અપાર સંપત્તિ ઘસડી લાવ્યા હતા.

તેમ છતાં ફરી એક વાર તેઓ માતપિતાની નામરજી છતાં દરિયાઈ સફરે નીકળ્યા. પરંતુ આ વખતે સમુદ્રમાં દૂર ગયા બાદ અચાનક તોફાન ચડી આવ્યું, અને વહાણ ખરાબે ચઢી નાશ પામ્યું. બે ભાઈઓના હાથમાં ભાગ્યયોગે એક મોટું પાટિયું આવી ગયું. તેને આધારે તરતા તરતા તેઓ એક અદ્‌ભુત દ્વીપ પાસે આવી પહોંચ્યા. ત્યાં એક દેવી પોતાના ભવ્ય મહેલમાં રહેતી હતી. તે આવીને તે બંને ભાઈઓને બળાત્કારે પોતાના મહેલમાં લઈ ગઈ, અને તેમની સાથે કામસુખો ભોગવતી વિહરવા લાગી. તે તેમને અમૃત જેવાં મીઠાં ફળ લાવી આપતી, અને તેમની સાથે પત્નીની જેમ રહેતી.

એક વખત તે દેવીને શક્રની આજ્ઞાથી લવણસમુદ્રને એકવીસ વાર આંટા ફેરા કરીને સાફ કરી આવવા જવું પડયું. જતાં જતાં તે પેલા બે ભાઈઓને કહેતી ગઈ કે, તમે હું આવું ત્યાં સુધી અહીં જ રહેજો. મારા વિયોગથી તમને ન ગમે, તો દક્ષિણ દિશા સિવાય બીજે બધે આ દ્વીપમાં યથેચ્છ ફરજો અને આનંદ કરજો! પરંતુ ભૂલેચૂકે દક્ષિણ દિશામાં ન જતા, કારણ કે ત્યાં દૃષ્ટિમાત્રથી જ મરણ પમાડે તેવો ભયંકર દૃષ્ટિવિષ સાપ રહે છે.

દેવીના ગયા પછી બંને ભાઈઓ આજુબાજુના વન-ખંડોમાં આનંદથી ફરવા લાગ્યા. પરંતુ દક્ષિણ દિશા તરફ જવાની તેમને મનાઈ હોવાથી જ તે દિશા તરફ જવા તેમનું મન ઉત્સુક રહેવા લાગ્યું.

છેવટે એક દિવસ નિશ્ચય કરીને તેઓ તે દિશા તરફ જ ગયા. દૂર જતાં એક ભયંકર વધસ્થાન તેમની નજરે પડયું.

તે ઠેકાણે શળી ઉપર એક પુરુષને પરોવેલો હતો, અને તે અસહાયપણે કરુણ ચીસો પાડ્યા કરતો હતો. આજુબાજુ પણ તેના જેવા અનેક પુરુષોનાં મડદાં સડ્યા કરતાં હતાં.

તેને પૂછતાં તે પુરુષે પોતાની બધી આપવીતી કહી સંભળાવી. તે પુરુષ પણ દરિયાઈ સફરે નીકળેલો વેપારી હતો, તથા અધવચ્ચ વહાણ નાશ પામતાં આ દ્વીપ ઉપર તણાઈ આવ્યો હતો. આ દ્વીપની દેવી તેને પોતાના મહેલમાં લઈ ગઈ હતી, અને તેની સાથે વિવિધ કામસુખો ભોગવતો તે આનંદથી રહેતો હતો. પરંતુ છેવટે તો તે માનવી હતો; દેવીની બધી ઇચ્છાઓને અનુકૂળ રહેવું એક સામાન્ય માનવથી ક્યાં સુધી બને? અંતે એક દિવસ જરાક વાંકું પડતાં દેવીએ ગુસ્સે થઈ તેની આ વલે કરી હતી. તેને ત્યાં જે કોઈ આવે છે, તેની છેવટે આ વલે જ થાય છે, એમ પણ તેણે જણાવ્યું.

આ વાત સાંભળી, બંને ભાઈઓ ભયથી કંપવા લાગ્યા. અને આ દ્વીપમાંથી નાસી છૂટવાનો માર્ગ તેને પૂછવા લાગ્યા. પેલાએ કહ્યું, પૂર્વ દિશામાં શૈલક નામના યક્ષનું મંદિર છે. તે યક્ષ ત્યાં અશ્વરૂપે રહે છે. તથા પ્રત્યેક માસની ચૌદશ, આઠમ, અમાસ, અને પૂનમને દિવસે મોટેથી બોલે છે, 'કોની રક્ષા કરું?' 'કોને તારું?' તમે આ ચૌદશે તેના મંદિરમાં જઈ, તેની પૂજાસેવા કરો, અને તે પૂછે ત્યારે તેને કહો કે, 'અમને તાર,' 'અમારી રક્ષા કર.'

તેના કહ્યા પ્રમાણે બંને ભાઈઓએ કર્યું. યક્ષે તેમને કહ્યું કે, 'હું ઘોડાને રૂપે તમને મારી પીઠ ઉપર બેસાડીને લવણ-સમુદ્ર પાર કરી આપીશ. પણ તે વખતે પેલી દેવી પાછળ આવી તમને બિવડાવવાનો કે શૃંગારભર્યા હાવભાવોથી લોભાવવાનો ખૂબ જ પ્રયત્ન કરશે. તે વખતે તમારે જરા પણ પીગળવું નહીં કે તેના સામું જોવું નહીં. કારણ કે જ્યાં સુધી તમે મારી પીઠ ઉપર હશો ત્યાં સુધી તમને હાથ

લગાડવાની કોઈની તાકાત નથી. પરંતુ તમે જરાય લાલચ કે ભયથી પલળીને તેની સામું જોશો કે, તરત હું તમને મારી પીઠ ઉપરથી સમુદ્રમાં ફેંકી દઈશ, અને તે દેવી તત્કાળ તમારો વધ કરશે.'

બંને ભાઈઓ તેના કહ્યા પ્રમાણે જ દૃઢતાથી વર્તવાનું કબૂલ કરી, તેની પીઠ ઉપર આરૂઢ થયા અને ચંપા તરફ વેગથી ગમન કરવા લાગ્યા.

લવણસમુદ્રને સાફ કરીને મહેલમાં આવતાં જ દેવીએ તે બંને ભાઈઓને ત્યાં ન જોયા. તે તરત જ બધી હકીકત સમજી ગઈ, અને તેમની પાછળ પડી. તેણે પાસે આવી તે બંને ભાઈઓને અનેક પ્રકારના ભય બતાવ્યા પણ જ્યારે તે જરા પણ ડગ્યા નહીં, ત્યારે તેણે શૃંગારયુક્ત હાવભાવથી તેમને લોભાવવાનો પ્રયત્ન કર્યો. તેનાં પ્રેમ તથા અનુનયયુક્ત મધુર વચનોથી જિનરક્ષિત પીગળી ગયો. અને તેણે તે દેવી તરફ પાછા વળીને પ્રેમપૂર્વક નજર કરી. તરત જ યક્ષે તેને પીઠ ઉપરથી જોરથી સમુદ્રમાં ફેંક્યો, અને પેલી દેવીએ તેને પોતાની તરવાર ઉપર જ અધ્ધર ઝીલી લઈ તત્કાળ મારી નાખ્યો.

ચંપા આવી પહોંચતાં જ પેલા યક્ષે જિનપાલિતને એક બગીચાની પાસે ઉતારી પડ્યો.

ઘેર જઈ જિનપાલિતે પોતાનાં માતપિતાને રડતાં રડતાં પોતાના વીતકની અને જિનરક્ષિતના મૃત્યુની બધી હકીકત કહી. ત્યાર બાદ સમય જતાં, શોક વિસારે પડતાં સૌ સુખે રહેવા લાગ્યાં.

આ અરસામાં ચંપામાં પધારેલા ભગવાન મહાવીર પાસેથી ધર્મોપદેશ સાંભળી, પોતાના જીવનની શુદ્ધિ અર્થે માતપિતાની સંમતિથી જિનપાલિતે ભગવાન પાસે દીક્ષા લીધી.

એ જિનપાલિતની કથા મહાવીરના હાથમાં સૌ શ્રમણ-શ્રમણીઓને બોધ આપવાનું ઉત્તમ સાધન થઈ પડી: "જે શ્રમણ–શ્રમણીઓ જિનરક્ષિતની જેમ અવિરતિથી મોહ પામીને ચારિત્ર્યથી ભ્રષ્ટ થાય છે, તે દુઃખથી વ્યાપ્ત અને ભયંકર સ્વભાવવાળા અપાર સંસારસાગરમાં પડીને નાશ પામે છે. પરંતુ, જિનપાલિતની જેમ જેઓ પોતાનાં વ્રતોમાંથી ચ્યુત થતાં નથી, તેઓ આ ભયંકર સંસારસમુદ્રને પાર કરી, સિદ્ધિપદ પામે છે." [ જ્ઞાતધર્મકથાસૂત્ર–૯ ]

ચંપાનગરીમાં ભગવાન મહાવીરનો બીજો પાલિત નામનો વહાણવટી ભક્ત પણ રહેતો હતો. તે વહાણવટું ખેડતો ખેડતો પિહુંડ નામે બંદરે જઈ પહોંચ્યો હતો. ત્યાં વેપાર કરતાં કરતાં ત્યાંના કોઈ વેપારીએ તેને પોતાની દીકરી પરણાવી હતી. વખત જતાં તે સગર્ભા થઈ, ત્યારે પાલિત તેને લઈ પોતાને દેશ પાછો ફર્યો. રસ્તામાં અધવચ જ પાલિતની સ્ત્રીએ એક પુત્રને જન્મ આપ્યો. તેનું નામ સમુદ્રપાલ રાખવામાં આવ્યું. તેની જીવન-કથા ઉત્તરાધ્યયન સૂત્રમાં ૨૧માઅધ્યયનમાં સંઘરાઈ છે. આપણી કથા સાથે તેને કશો સીધો સંબંધ ન હોવાથી, તેની આટલી નોંધ લઈને જ આગળ ચાલીએ.[1]

ચંપાથી નીકળી ભગવાન વિદેહ–મિથિલા તરફ ચાલ્યા. કાકંદી નગરીમાં ક્ષેમક, ધૃતિધર આદિ ગૃહસ્થોએ ભગવાનનો ધર્મોપદેશ સાંભળી, પોતાના જ્યેષ્ઠ પુત્રોને કુટુંબભાર સોંપી ભગવાન પાસે દીક્ષા લીધી; તેમની કથા આગળ આવેલા મકાયીના જેવી જ હોવાથી ( જુઓ પા. ૩૧૭ ), આપણે તેનું પુનરાવર્તન નહીં કરીએ.

---

૧. જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક પાન ૧૧૮ ઇ.

[૨૫મું ચોમાસું]

ભગવાને તે વર્ષનું ચોમાસું મિથિલામાં ગાળ્યું.

### ૪. વૈશાલીનું યુદ્ધ

મિથિલામાંથી નીકળી, ભગવાન પાછા અંગદેશ તરફ જ વળ્યા. કારણ કે આ દિવસોમાં વૈશાલીમાં એક ભયંકર રણ-સંગ્રામ શરૂ થયો હતો.

શ્રેણિક રાજાએ જીવતોજીવત કૂણિકના નાના ભાઈ હલ્લ અને વિહલ્લને પોતાનો સેચનક હાથી તથા અઢાર વાંક વાળો દિવ્ય હાર ખુશીથી વહેંચી આપ્યા હતા. એક વખત હલ્લ તથા વિહલ્લ તે હાર ધારણ કરી સેચનક હાથી ઉપર બેસી નગરમાં ફરતા હતા, તેવામાં કૂણિકની રાણી પદ્માવતીના જોવામાં આવ્યા. શ્રેણિક રાજાના રાજ્યનાં બે મુખ્ય રત્ન જેવી એ બે વસ્તુઓ — હાર તથા હાથી બીજાના હાથમાં હોય, ત્યાં સુધી પોતાના પતિના હાથમાં આખું રાજ્ય ભલે આવ્યું હોય પણ તે નેત્ર વિનાના મુખ જેવું હતું — એમ તેને લાગ્યું. પદ્માવતીની ભંભેરણીથી કૂણિકે બંને ભાઈઓ પાસેથી (નિરયાવલીસૂત્રમાં એકલા વિહલ્લનો જ ઉલ્લેખ છે.) તે બે વસ્તુઓ માગી. બંને ભાઈઓ ડરી ગયા. તેમને લાગ્યું કે, આપણે આ વસ્તુઓ નહીં આપી દઈએ, તો કૂણિક આપણને બાપની પેઠે કમોતે મરાવશે. એટલે તેઓ રાતોરાત પોતાનો પરિવાર લઈ નાસી ગયા અને વૈશાલીમાં પોતાના માતામહ ચેટકને શરણે ગયા.

કૂણિકે ચેટકને કહેણ મોકલ્યું કે, રાજા તરીકે રાજ્યનાં એ બે રત્નો ઉપર મારો હક છે; છતાં હલ્લ અને વિહલ્લ તે બે વસ્તુઓ મને સોંપી દેવાને બદલે નાસીને તમારે ત્યાં આવ્યા છે. માટે કાંતો તે હાર અને હાથી મને અપાવી દો, અથવા એ ભાઈઓ મને સોંપી દો. ચેટકે જણાવ્યું કે, એ વસ્તુઓ શ્રેણિકની હતી, અને જીવતોજીવત પોતાને હાથે તેણે તે આ

કુમારોને ખુશીથી આપી દીધી હતી. એટલે તે વસ્તુઓ માગવી તારે માટે ન્યાય્ય નથી; ઉપરાંત શરણે આવેલા અને તેય ભાણેજ — તેમને સોંપી દેવાના તો હોય જ શાના ?

છેવટે કૂણિકે પોતાના કાલ વગેરે દશ ભાઈઓની સાથે વૈશાલી ઉપર ચડાઈ કરી. ચેટકે પણ નવ લિચ્છવી રાજાઓ, નવ મલ્લ રાજાઓ અને કાશી-કોલના અઢાર ગણરાજાઓની સહાયથી તેનો સામનો કર્યો. એ મહા ભયંકર યુદ્ધમાં ચેટક રાજાના પરાક્રમથી દશ દિવસે થઈને કાલ વગેરે કૂણિકના દશે ભાઈઓ મરાયા. એ સંગ્રામોમાં મહાશિલાકંટક અને રથમુશળ, એ નામનાં બે ભયંકર સાધનોનો પહેલી વાર ઉપયોગ થયો — તેથી તે સંગ્રામ મહાશિલાકંટક સંગ્રામ, અને રથમુશળ સંગ્રામ નામે ઓળખાયા.

ભગવતીસૂત્રમાં [શતક ૭, ઉદ્દે૦ ૯] મહાશિલાકંટક સંગ્રામની જે વિગત આપી છે તે ઉપરથી એમ જણાય છે કે, તે સંગ્રામમાં એક એવું સાધન ઉપયોગમાં લેવામાં આવ્યું હતું કે, નાનું તૃણ, કાષ્ઠ, પાંદડું કે કાંકરા જેવી જે કોઈ તુચ્છ વસ્તુ પણ તે સાધન દ્વારા ફેંકાતી, તે મહાશિલા વાગી હોય તેમ વાગનારને ઈજા કરતી. રથમુશળની વિગત એવી છે કે, તે અશ્વ, સારથિ કે યોદ્ધા વિનાનો એક રથ હતો; તે પોતાની મેળે એકલો સામા પક્ષમાં ઘૂસી જઈને મુશળો ફેરવતો ઘૂમતો અને મહા જનસંહાર કરતો. ભગવતીસૂત્રમાં મહાવીરને મુખે જ એમ જણાવવામાં આવ્યું છે કે, એ સંગ્રામમાં કુલ ૯૬ લાખ માણસ મરાયાં હતાં.

### ૫. કાલી વગેરે રાણીઓની દીક્ષા

વૈશાલીમાં આ પ્રમાણે મહા ઘમસાણ મચેલું હોવાથી ભગવાન અંગદેશમાં ચંપા નગરી તરફ વળ્યા. ચંપામાં આ વખતે શ્રેણિક રાજાની દસ વિધવા રાણીઓ — કાલી, સુકાલી, મહાકાલી, કૃષ્ણા, સુકૃષ્ણા, મહાકૃષ્ણા, વીરકૃષ્ણા, રામકૃષ્ણા,

પિતૃસેનકૃષ્ણા, અને મહાસેનકૃષ્ણા—કે જેમના અનુક્રમે કાલ, સુકાલ, મહાકાલ, કૃષ્ણ, સુકૃષ્ણ, મહાકૃષ્ણ, વીરકૃષ્ણ, રામકૃષ્ણ, પિતૃસેનકૃષ્ણ, અને મહાસેનકૃષ્ણ નામે પુત્રો પોતાના ભાઈ કૂણિકના હુકમને તાબે થઈ વૈશાલી ઉપર ચડી ગયા હતા, અને ચેટકને હાથે સંગ્રામમાં મરાયા હતા, તેમણે સંસાર ઉપર વૈરાગ્ય આવવાથી ભગવાન પાસે દીક્ષા લીધી. ભગવાને તેમને આર્યા-ચંદનાને સુપરત કરી. તેઓ તેમની પાસે સામાયિક વગેરે ક્રિયાઓ તથા અગિયાર અંગગ્રંથો શીખી; તથા ચાર ટંક, છ ટંક, આઠ ટંક, દસ ટંક, બાર ટંક, પંદર ટંક, મહિનો વગેરેના ઉપવાસ કરતી, તે બધી વિવિધ તપકર્મો વડે પોતાના આત્માને ભાવિત કરવા લાગી. ત્યાર બાદ તે દરેકે રત્નાવલી, કનકાવલી. ક્ષુદ્રસિંહનિષ્ક્રીડિત, મહાસિંહનિષ્ક્રીડિત, સપ્તસપ્તમિકા-અષ્ટાષ્ટમિકા—નવનવમિકા—દશદશમિકા ભિક્ષુ પ્રતિમા, ક્ષુદ્રસર્વતા-ભદ્ર, મહાસર્વતાભદ્ર, ભદ્રોત્તર પ્રતિમા, મુક્તાવલી, અને આયંબિલવર્ધમાન નામનાં વિશેષ તપો અનુક્રમે સ્વીકાર્યાં. તે બધાં તપોમાં જુદાજુદા ક્રમે લાંબાટૂંકા ઉપવાસ જ કરવાના હતા; અને તેમાં એકથી માંડી ૧૪ વર્ષ સુધીનો સમય લાગતો હતો. તેમની વિગતો આ માળાના 'પાપ—પુણ્ય અને સંયમ' પુસ્તકમાં પા. ૧૬૮ થી ૧૭૬ સુધી આપેલી છે. તેથી અહીં તેમની પુનરાવૃત્તિ નથી કરી.

રાજરાણીઓ આ કઠોર ઉપવાસ-તપોથી બહુ કૃશ થઈ ગઈ; તેમના શરીર ઉપર નર્યાં નાડીઓનાં જાળાં દેખાવા લાગ્યાં. એ પ્રમાણે શરીરને બહુ જ નબળું પડી ગયેલું જોતાં તેમણે મારણાંતિક સંલેખના વ્રત સ્વીકારી, અન્નપાનનો સદંતર ત્યાગ કર્યો. અને એક મહિનાને અંતે પ્રાણત્યાગ કર્યો. કથાકાર કહે છે, ' જે વસ્તુ માટે તેમણે આ બધી કઠોર તપશ્ચર્યા આદરી હતી, તે વસ્તુ છેવટના શ્વાસોચ્છ્વાસ વખતે તે બધીઓએ પ્રાપ્ત કરી.'

## ૬. હલ્લ અને વિહલ્લની દીક્ષા

[ ૨૬ મું ચોમાસું ]

ભગવાને એ વર્ષનું ચોમાસું મિથિલામાં જઈને ગાળ્યું. વર્ષાઋતુ પૂરી થતાં, ભગવાન વૈશાલીની નજીક થઈને શ્રાવસ્તી તરફ ચાલ્યા. વચમાં કૂણિકના નાના ભાઈ હલ્લ અને વિહલ્લે તેમની પાસે દીક્ષા લીધી. તેમની કથા સમજવા માટે, આપણે વૈશાલીના યુદ્ધના પ્રસંગ તરફ ફરી પહોંચી જઈએ.

ભગવતીસૂત્રમાં જણાવ્યું છે કે, કૂણિકના વિજયને કારણે ચેટકના પક્ષના નવ લિચ્છવી રાજાઓ, નવ મલ્લ રાજાઓ, અને કાશી કોશલના અઢાર ગણરાજાઓ પરાજય પામી નાસી ગયા.

ત્યાર પછીની વિગત હેમચંદ્રાચાર્ય આ પ્રમાણે આપે છે: ચેટક રાજા હવે વિશાલા નગરીમાં પાછો ફર્યો: અને કૂણિકે વિશાલાને ઘેરો ઘાલ્યો. પરંતુ રોજ રાત્રિએ હલ્લ અને વિહલ્લ સેચનક હાથી ઉપર ચડીને કૂણિકના સૈન્યમાં આવી ઘણો કચ્ચરઘાણ વાળવા લાગ્યા. છેવટે મંત્રીઓની સલાહથી કૂણિકે તેમના માર્ગમાં એક મોટો ખાડો કરાવ્યો, અને તેમાં અંગારા ભરાવ્યા; પછી ઉપરથી તે ખાડાને ઢાંકીને સરખો કરી લેવામાં આવ્યો. રાત્રે હલ્લ વિહલ્લ આવ્યા ત્યારે સેચનક તે ખાડા આગળ આવીને ઊભો રહ્યો, પણ આગળ વધ્યો નહીં. ત્યારે હલ્લ વિહલ્લે માન્યું કે, રણમાં મરવાની બીકને કારણે તે આગળ વધતો નથી. એટલે તેઓએ તેને ખૂબ ડાર્યો. તેથી જીવ ઉપર આવી સેચનક આગળ વધ્યો તો ખરો, પરંતુ ખાડામાં પડતા પહેલાં તેણે સૂંઢ વડે હલ્લ વિહલ્લને સુરક્ષિત રીતે દૂર ફેંકી દીધા, અને પછી પોતે ખાડામાં ગબડીને પ્રાણ તજ્યા.

*

કુમારોને પોતાની ભૂલ માલૂમ પડતાં તેઓને ઘણો પસ્તાવો થયો. એ સમજણા મૂક પ્રાણીએ પોતાના જીવને

ભોગે પણ તેમનો પ્રાણ બચાવ્યો; અને પોતે પોતાની આડાઈથી તે સમજણા પ્રાણીનો નાહક જીવ લીધો, એ ખ્યાલો તેમના મનમાં ઘૂંઘવાઈ રહ્યા. જે હાથીને કારણે આ મહાન યુદ્ધ લડાયું, અને લાખો માણસો માર્યાં ગયાં, તે હાથીને તેમણે પોતે જ હાથે કરી જીવતો અંગારામાં સેકી નાખ્યો, એ ખ્યાલથી તેઓનું મન છિન્નભિન્ન થઈ ગયું; યુદ્ધ માટેનો તેમનો જુસ્સો ઓસરી ગયો; અને છેવટે વૈશાલી પાસે થઈને જતા ભગવાન મહાવીર પાસે પહોંચી તેમણે દીક્ષા લીધી.

ત્યાર બાદની યુદ્ધકથા આપણી કથાને માટે અપ્રસ્તુત છે. પરંતુ અહીં એટલું નોંધતા જઈએ કે, છેવટે કૂણિકે વિશાલાનો ધ્વંસ કર્યો. અને જૈન કથા કહે છે, તે પ્રમાણે, ગધાડે જોડેલું હળ તેણે આખી નગરી ઉપર ફેરવ્યું. વૈશાલીનો નાશ કૂણિક-અજાતશત્રુએ કેવી રીતે કર્યો, તે બાબત જૈન કથા અને બૌદ્ધકથામાં ફેર છે. બંને કથાઓ એક બાબતમાં એકમત છે, અને તે એ કે, છેવટે તો ફૂટ પડાવીને જ કૂણિક-અજાતશત્રુએ વિશાલા નગરીનો નાશ કર્યો. પરંતુ તે ફૂટ ક્યાં કેવી રીતે પાડવામાં આવી તે વિષે બંને કથાઓ છેક જ જુદી જુદી દંતકથાઓ આપે છે. વાચકને તે બંને દંતકથાઓ માટે આ પ્રકરણને અંતે આપેલું પરિશિષ્ટ જોવા ભલામણ છે. આપણે તો હવે શ્રાવસ્તી તરફ વળેલા ભગવાન મહાવીર પાસે પહોંચી જઈએ. ત્યાં તેમના ઉપર એક પ્રાણઘાતક આફત આવી પડવાની હતી.

## પરિશિષ્ટ

### ૧. વૈશાલીના નાશ વિષે જૈનકથા

કૂણિક રાજા કેમે કર્યો વૈશાલીને લઈ શક્યો નહીં. તેવામાં કોઈ દેવીએ – કે જેને ફૂલવાલુક મુનિ ઉપર વેર હતું તેણે — કૂણિકને કહ્યું કે, જો માગધિકા વેશ્યા ફૂલવાલુક મુનિને

મોહિત કરી વશ કરે, તો તું વૈશાલીને જીતી શકે. માગધિકા વેશ્યા ચંપા નગરીમાં જ રહેતી હતી; એટલે તેને બોલાવીને કૂણિકે પેલી દેવવાણીની વાત કહી તથા આજીજી કરી કે, તું ગમે તેમ કરીને કૂલવાલુક મુનિને વશ કરી લાવ.

માગધિકાએ રાજાનું કહ્યું સ્વીકાર્યું, અને તરત કપટ-શ્રાવિકાનો આચાર ધારણ કરી, આચાર્ય પાસે જઈ, કૂલવાલુક મુનિની માહિતી મેળવી લીધી. આચાર્યે કહ્યું, એક ઉત્તમ મુનિને એક દુરાચારી શિષ્ય હતો. ગુરુ વારેવારે તેને રોક-ટોક કર્યા કરતા. એટલે એક વાર તે દુરાત્માએ તેમના ઉપર ઊંચેથી શિલા ગબડાવી. પરંતુ ગુરુ વખતસર ચેતી ગયા, એટલે તે શિલા તેમને કાંઈ નુકસાન કર્યા વિના ગબડી ગઈ. તે વખતે ગુરુએ તે શિષ્યને શાપ આપ્યો કે, તું કોઈ સ્ત્રીના સંયોગે વ્રતભંગ પામીશ. પેલો દુરાત્મા પણ ગુરુનો શાપ મિથ્યા કરવા કરવા કોઈ સ્ત્રી જ જોવામાં ન આવે એવા અરણ્ય-પ્રદેશમાં દૂર ચાલ્યો ગયો. એક વખત તે જે નદીને કાંઠે તે તપ કરતો હતો, તે નદીમાં પૂર આવ્યું; પરંતુ તે મુનિના પ્રભાવથી તેમને કાંઈ હાનિ કર્યા વિના જાતે જ દૂર ખસી ગયું, એટલે તે મુનિનું નામ કૂલવાલુક પડ્યું છે. હાલમાં તે અહીં નજીકના પ્રદેશમાં જ રહેતા હોય એમ જણાય છે.

બધી હકીકત જાણ્યા બાદ તે વેશ્યા તીર્થયાત્રાને નિમિત્તે ફરતી ફરતી જ્યાં તે મુનિ હતા તે પ્રદેશમાં ગઈ. ત્યાં મધુર વચન, અત્યુત્તમ માન–સત્કાર આદિથી તે મુનિને ભોળવીને તે વેશ્યાએ પોતાને ઉતારે ભિક્ષા માટે નોતર્યા. ભિક્ષામાં તે વેશ્યાએ તેમને એવી દવા ખવરાવી દીધી કે જેથી તે મુનિને અતિસાર થઈ ગયો. ઉપરાછાપરી ઝાડા થયા કરવાથી તે મુનિ અત્યંત દુર્બળ થઈ ગયા, અને તેમનામાં પોતાનું શરીર ઢાંકવાની પણ શક્તિ રહી નહીં. પેલી કપટી વેશ્યા, 'તમને આવી સ્થિતિમાં મૂકીને મારાથી કેમ જવાય?' એમ કહી

તેમની પાસે રહી તેમની અત્યુત્તમ સારવાર કરવા લાગી. તેમને ઉપાડવા, ધોવા, મર્દન કરવું વગેરે કામો તે વેશ્યા જ કરતી. ધીમે ધીમે મુનિ સાજા થતા ગયા; તેમ તેમ તે સ્વરૂપવતીનો અનાયાસે પ્રાપ્ત થતો અંગસ્પર્શ તેમની મનોવૃત્તિઓ ઉપર અસર પાડવા લાગ્યો. પછી તો તે મુનિ તે વેશ્યાની સાથે જ ચંપામાં આવ્યા. રાજા કૂણિકે તે મુનિને વૈશાલી નગરી જલદી ભાગે તેવું કાંઈ કરવાની આજીજી કરી. વેશ્યાથી મોહિત થયેલા તે મુનિ સાધુ વેશે નિર્વિઘ્ને વૈશાલીમાં ગયા. તે દરમ્યાન કૂણિકે વૈશાલીની આસપાસનો ઘેરો વધુ તીવ્ર બનાવ્યો.

કૂલવાલુક મુનિ વૈશાલીમાં ફરતા ફરતા તપાસ કરવા લાગ્યા. કે, શા કારણથી આ નગરી જિતાતી નથી. છેવટે તેમના જોવામાં એક સ્તૂપ આવ્યો. તેને જોઈ, તેની પ્રતિષ્ઠાના લગ્ન વિષે તપાસ કરતાં તેમને તેમાં બહુ ઉત્તમ યોગ પડેલા જણાયા. આ કારણે જ આ નગરી ભાગતી નથી એમ તેમને તરત સમજાઈ ગયું. તેથી કોઈ પણ ઉપાયે એ સ્તૂપનો ભંગ કરાવવાનો તેમણે નિશ્ચય કર્યો.

વૈશાલીના લોકો કૂણિકના ઘેરાથી ત્રાસ્યા તો હતા જ. તેઓ કૂલવાલુક મુનિને, ઘેરામાંથી પોતાનો છુટકારો ક્યારે થશે તે પૂછવા લાગ્યા. મુનિએ જણાવ્યું કે, જ્યારે પેલા સ્તૂપનો ભંગ થશે ત્યારે તમારો છુટકારો થશે. કારણ, એ સ્તૂપની પ્રતિષ્ઠા મહા નઠારા લગ્નમાં થઈ છે.

લોકોએ તરત તે સ્તૂપને ભાગવા માંડ્યો. મુનિએ કૂણિકને તે વખતે સંદેશો મોકલી બે કોશ પાછો હઠી જવા સૂચના કરી; કૂણિકને એ પ્રમાણે પાછો હઠતો જોઈ લોકો બમણા વેગથી સ્તૂપને ભાગવા લાગ્યા. થોડા વખતમાં તો તેમણે તેને ધરમૂળથી ખોદી કાઢ્યો. ત્યાર પછી મુનિની સૂચનાથી કૂણિકે વીજળીવેગે વૈશાલી ઉપર હલ્લો કરી, તેનો

ધ્વંસ કર્યો. ચેટક રાજાએ લોઢાની પૂતળી ગળે બાંધી ઊંડા જળમાં પડતું મૂક્યું; અને કૂણિકે ગધેડાના હળ વડે વૈશાલી નગરી ખેડાવી નાખીને પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી.

## ૨. વૈશાલીના નાશ વિષે બૌદ્ધ કથા

વજ્જીઓ કેમે કર્યા અજાતશત્રુ વડે જિતાતા નહોતા. છેવટે વસ્સકાર બ્રાહ્મણે બુદ્ધને મળી આવ્યા બાદ[1] અજાતશત્રુને જણાવ્યું કે, 'હે રાજા, વજ્જીઓ કેમેય જિતાય તેમ નથી; ફક્ત તેમનું મન સંપાદન કરીને અથવા તેમનામાં ફૂટ પાડીને જ કામ લઈ શકાય એમ છે.'

ત્યારે રાજાએ કહ્યું કે, 'તેમનું મન સંપાદન કરવા જતાં તો આપણે ધન-સંપત્તિનું ખર્ચ વેઠવું પડે; માટે ભેદથી જ જીતવાનો કોઈ માર્ગ બતાવ.'

ત્યારે તેણે કહ્યું કે, મહારાજ તમે સભામાં વજ્જી સંબંધી વાત કાઢજો. એટલે હું તમને કહીશ કે, 'મહારાજ, તમારે વજ્જીઓ ઉપર શા માટે આક્રમણ કરવું જોઈએ? એ રાજાઓ પોતપોતાના ધંધા વગેરે વડે ભલે ને પોતાનું ગુજરાન ચલાવે.' ત્યારે તમે એમ કહેજો કે, 'કેમ ભલા, આ બ્રાહ્મણ વજ્જીઓની વાતમાં આડો આવે છે!' તે જ દિવસે પછી હું વજ્જીઓને ભેટ મોકલાવીશ. તે જપ્ત કરીને તમારે મને આરોપી ઠરાવીને મારકૂટ કર્યા વગર માત્ર મારું શિરો-મુંડન કરાવી મને નગરની હદ બહાર કાઢી મૂકવો. એટલે હું, 'એ નગરના ગઢ તથા ખાઈ મેં બંધાવ્યાં છે; થોડા જ વખતમાં હું એને સીધા કરીશ,' એમ કહીશ. એ સાંભળીને તમારે કહેવું, 'જા, જા, થાય એ કરી લેજે.'

રાજાએ એ પ્રમાણે બધું કર્યું. લિચ્છવીઓ આબાદ છેતરાયા; અને તેઓએ હદ બહાર થયેલા તે બ્રાહ્મણને પોતાનો

---

૧. તેમની સાથે થયેલી વાતચીત આદિ માટે જુઓ આ માળાનું 'બુદ્ધચરિત' પુસ્તક. પા. ૩૩૩ ઇ.

પક્ષકાર માની સત્કાર્યો, અને ન્યાયખાતાના તેના મૂળ હોદ્દા ઉપર જ નિયુક્ત કર્યો. તે બહુ સારી રીતે ન્યાય કરવા લાગ્યો. તથા રાજકુમારો તેની પાસે શિલ્પ શીખવા આવવા લાગ્યા. પોતાની પ્રતિષ્ઠા જામ્યા પછી એક દિવસ તેણે એક લિચ્છવીને એક બાજુએ લઈ જઈને, 'ખેતી તો કરે છે ને?' એમ પૂછ્યું. 'હા કરું છું,' લિચ્છવીએ જવાબ આપ્યો. 'બે બળદ જોડીને?' તેણે ફરી પૂછ્યું. 'હા, બે બળદ જોડીને.' જવાબ મળ્યો. આટલી વાત કરીને વસ્સકાર ચાલ્યો ગયો.

પછી એક બીજા લિચ્છવીએ પેલાને પૂછ્યું, 'આચાર્યે તને શું કહ્યું?' પેલાએ થયેલ પ્રશ્નોત્તર જણાવ્યા. પણ તેને ભરોસો ન આવ્યો, અને 'આ મને ખરી વાત કહેતો નથી' એમ તેણે વિચાર્યું. બંને વચ્ચે ફૂટ પડી.

બ્રાહ્મણ બીજા દિવસે એક બીજા લિચ્છવીને 'આજે શાક શેનું ખાધું?' એમ પૂછીને ચાલ્યો ગયો. બીજા એક જણે એને પૂછ્યું કે, 'આચાર્યે તને શું કહ્યું?' અને પહેલાની પેઠે અશ્રદ્ધા થતાં એ બે બંને વચ્ચે ફૂટ પડી.

બ્રાહ્મણે વળી બીજે દિવસે એક લિચ્છવીને એક બાજુએ લઈ જઈને, 'બહુ જ ગરીબ છો કે શું?' એમ પૂછ્યું. તેણે પૂછ્યું, 'તમને કોણે કહ્યું?' 'ફલાણા લિચ્છવીએ.' બ્રાહ્મણે જવાબ દીધો.

વળી એક બીજા લિચ્છવી પાસે જઈને પૂછ્યું, 'બહુ જ ડરપોક છો કે શું?' 'તમને કોણે કહ્યું?' એણે પૂછ્યું. 'ફલાણા લિચ્છવીએ', બ્રાહ્મણે જવાબ દીધો.

આવી રીતે એક બીજાની ખોટી ખોટી વાતો કરીને ત્રણ વરસમાં એણે એ રાજાઓમાં, બે જણ એક રસ્તા પર સાથે ન ચાલી શકે એટલી બધી કડવાશ ઊભી કરી દીધી. પછી પરિણામ જોવા તેણે સંનિપાતભેરી વગડાવી. (બધાને એકઠા કરવા માટે પડો વજડાવ્યો.) લિચ્છવીઓ, 'ભલે મોટા

હોય એ જ જાય'; 'ભલે શૂરા હોય એ જ જાય'; 'અમે તો કાંઈ નથી જતા', એમ કહી ગયા નહીં. બ્રાહ્મણે જાણ્યું, હવે સમય છે. એણે રાજાને સમાચાર મોકલ્યા કે, તાબડતોબ ચડી આવો.

રાજાને એ સંદેશો મળતાં જ તે ડંકા દેતો લશ્કર સાથે નીકળી પડ્યો; વૈશાલીકોએ પણ તેને આવતો જાણી પડો વજડાવ્યો. પણ બધા 'ભલે મોટા હોય તે જ જાય;' 'ભલે શૂરા હોય તે જ જાય;' એમ કહેતા ભેગા ન થયા. અંતે રાજા ઉઘાડાં બારણાં વાટે અંદર પેસી, તેમનો જડમૂળથી વિનાશ કરી પાછો વળ્યો.

## ૧૬

# ગોશાલકની અંતિમ મુલાકાત

હલ્લવેહલ્લને દીક્ષા આપી, ભગવાન શ્રાવસ્તી તરફ વળ્યા હતા, એ વાત આગળ [પા. ૩૭૪] કહી દીધી છે. શ્રાવસ્તીમાં આવી, તે કોષ્ઠક નામના ઉદ્યાનમાં ઊતર્યા.

ગોશાલક પણ પ્રથમથી તે નગરમાં આવેલો હતો, અને હાલાહલા નામે કુંભારણના હાટમાં રહેતો હતો. તે વખતે તેને દીક્ષા લીધાં ચોવીસ વર્ષ થયાં હતાં. આપણે આગળ [પા. ૧૭૦] જોઈ આવ્યા છીએ કે, મહાવીર સાથે છ વર્ષ ગાળ્યા બાદ ગોશાલક મહાવીરથી છૂટો પડ્યો હતો; અને બે વર્ષ એકલાં ગાળી, હવે ૧૬ વર્ષ થયાં જિનપદ ધારણ કરી આજીવિક સિદ્ધાંત ઉપદેશતો વિહરતો હતો.

મહાવીર શ્રાવસ્તીમાં આવ્યા ત્યારે, ગોશાલકની જિન, કેવલી, અર્હંત, સર્વજ્ઞ આદિ તરીકેની ખ્યાતિ સાંભળી, તેમણે જાહેર કરવા માંડયું કે, એ તો ભિક્ષુક જાતિનો—તથા હલકા કુળનો છે;[1] મારી પાસેથી તેજોલેશ્યા પ્રાપ્ત કરવાનો વિધિ શીખીને તેણે તે જરૂર પ્રાપ્ત કરી છે; તથા છ દિશાચર મુનિઓ પાસેથી અષ્ટાંગ મહાનિમિત્તનું જ્ઞાન મેળવ્યું હોવાથી, લાભ–અલાભ, સુખ–દુઃખ, અને જીવિત–મરણ એ છ બાબતોના સાચા ઉત્તર પણ જરૂર આપે છે; પરંતુ તે પોતે જિન તો નથી જ થયો. એટલે તે પોતાને જિન તરીકે ઓળખાવે છે, તે ખોટું છે.

આ જગાએ વર્ષો પહેલાં બનેલો અચ્છંદક પાખંડી સાથેની મહાવીરની તકરારનો પ્રસંગ યાદ કરી જવા જેવો છે. [જુઓ આગળ પા. ૧૩૪]. તે પાખંડી દુરાચારી હતો. છતાં

૧. કથાકારનો આ કુલમદ ખટકે છે.

લોકોમાં સિદ્ધ તરીકેની નામના મેળવીને લોકોને ઠગી ખાતો હતો. તે વખતે તેના અનાચારો ઉઘાડા પાડવાના ઉત્સાહમાં મહાવીર એક વિચિત્ર તેમજ કફોડી સ્થિતિમાં સપડાયા હતા; અને અકસ્માત જ તેમાંથી તેમનો છૂટકો થયો હતો. આ વખતે પણ ગોશાલકને ઉઘાડો પાડવાના ઉત્સાહમાં તે એક જીવલેણ ઝઘડામાં સપડાયા.

ગોશાલકે ગામમાં ભિક્ષા માગવા આવેલા મહાવીરના શિષ્ય આનંદમુનિને બોલાવીને જણાવ્યું, 'હે આનંદ! તારા ધર્માચાર્ય અને ધર્મોપદેશક શ્રમણ જ્ઞાતપુત્ર ઉદાર અવસ્થા પ્રાપ્ત કરી છે, અને દેવ-મનુષ્યાદિમાં તેમની કીર્તિ અને પ્રશંસા થયેલી છે; પણ જો તે મારી બદગોઈ કર્યા કરી મને છંછેડશે, તો મારા તપના તેજ વડે હું તેમને બાળીને ભસ્મ કરીશ. માટે જઈને તું તારા ધર્માચાર્યને એ પ્રમાણે કહે.'

આ સાંભળી, ભય પામી આનંદ ઝટપટ પોતાને ઉતારે પાછા ગયા અને ત્યાં મહાવીરને એ બધી વાત કહી; તથા ગોશાલક તેમને બાળી શકે કે કેમ તે પૂછ્યું. મહાવીરે જવાબ આપ્યો કે, ગોશાલક પોતાના તપના તેજ વડે ગમે તેમે એક ઘાએ પાષાણમય મારણ મહાયંત્રના આઘાતની પેઠે જલદી ભસ્મ-રાશિ કરવાને સમર્થ છે; પરંતુ મને બાળી ભસ્મ કરવા સમર્થ નથી; અલબત, તે મને પરિતાપ કે દુઃખ ઉત્પન્ન કરવા સમર્થ છે. ગોશાલકનું જેટલું તપસ્તેજ છે, તેનાથી અનગાર ભગવંતનું (સાધુનું) અનંતગણું વિશિષ્ટ તપસ્તેજ છે; કારણ કે, અનગાર ભગવંત ક્ષમા (ક્રોધનો નિગ્રહ) કરવામાં સમર્થ છે. હે આનંદ! અનગાર ભગવંતનું જેટલું તપોબળ છે, તેથી અનંતગણું વિશિષ્ટ તપોબળ, ક્ષમાના કારણથી સ્થવિર ભગવંતો (વય, શાસ્ત્રજ્ઞાન, અને દીક્ષાસમયની બાબતમાં વડીલ સાધુ) નું છે; અને સ્થવિર ભગવંતોના તપોબલથી અનંતગણું વિશિષ્ટ તપોબલ ક્ષમાના કારણથી અરિહંત ભગવંતોનું છે. તેમને તે

દગ્ધ કરવાને સમર્થ નથી; પણ તેમને દુઃખ ઉત્પન્ન કરવાને શક્તિમાન છે.

આટલું કહેવા છતાં મહાવીરને મોડું મોડું પણ સમજાયું કે, ગોશાલક સાથે નાહક ઝઘડો ઊભો કરવામાં ઠીક નથી થયું; તેથી તરત તેમણે તે આનંદ મુનિ દ્વારા જ પોતાના સર્વ સાધુઓને તાકીદ આપી કે, ગોશાલક સાથે કોઈ પણ બાબતમાં વાદવિવાદમાં ન ઊતરવું; તેમજ તેના સંપ્રદાયની વિરુદ્ધમાં કાંઈ કહેવું-કરવું નહીં !

પરંતુ, હવે મોડું થઈ ગયું હતું. કારણ કે, હજુ તો આનંદ આવીને બધા સાધુઓને આ સંદેશો કહે છે, તેટલામાં તો ગોશાલક શિષ્યપરિવાર સાથે વીંટળાઈને મહાવીર હતા ત્યાં આવી પહોંચ્યો, અને મહાવીરને કહેવા લાગ્યો, "હે આયુષ્માન કાસ્યપગોત્રીય ! 'મંખલિપુત્ર ગોશાલક મારો ધર્મ-સંબંધી શિષ્ય છે' એમ તમે જે કહો છો, તે ઠીક છે; પરંતુ તે વાતને તો સાત-સાત ભવ વીતી ગયા છે. મેં તો હવે અતિ ઉત્તમ રહસ્ય પ્રાપ્ત કર્યું છે; અને તે રહસ્ય અનુસારે જે વર્તે છે, તે અવશ્ય મોક્ષ પામે* છે. હે કાસ્યપ ! મારા કાન પણ વીંધ્યા ન હતા તે વખતે મને કુમારાવસ્થામાં પ્રવ્રજ્યા અને બ્રહ્મચર્ય ગ્રહણ કરવાની ઇચ્છા થઈ. એ મારો કૌંડિન્યાયન-ગોત્રીય ઉદાયી નામવાળો પ્રથમ ભવ. પછી રાજગૃહ નગરની બહાર મંડિકુક્ષિ ચૈત્ય વિષે ઐણેયક નામથી વસવાટ એ મારો

* આ રહસ્ય વિષે જૈન સૂત્રમાં કશી ઉપયોગી વિગતો સંઘરાઈ નથી. માત્ર ચોરાસી લાખ મહાકલ્પ, સાત દેવભવો, સાત સંયુથનિકાયો, સાત સંજ્ઞીગર્ભ, સાત પ્રવૃત્તપરિહાર, પાંચ લાખ, સાઠ હજાર, છસો ત્રણ કર્મભેદનો ક્ષય, ઇત્યાદિ પારિભાષિક શબ્દો અને ૮૪ લાખ મહાકલ્પનું પરિમાણ – એટલી વિગતો જ સંઘરાઈ છે. જુઓ આ માળાનું 'ભગવતી-સાર' પુસ્તક પા. ૨૮૯ ઇ.

બીજો ભવ.[1] પછી ઉદ્દંડપુર નગરની બહાર ચંદ્રાવતરણ ચૈત્ય વિષે મલ્લરામ નામથી વસવાટનો મારો ત્રીજો ભવ.[2] પછી ચંપાનગરીની બહાર અંગમંદિર નામે ચૈત્ય વિષે મંડિક નામે વસવાટનો મારો ચોથો ભવ.[3] પછી વારાણસી નગરી બહાર કામ-મહાવન ચૈત્ય વિષે રોહક નામથી વસવાટનો મારો પાંચમો ભવ.[4] પછી આલભિકા નગરીની બહાર પ્રાપ્તકાલ નામે ચૈત્ય વિષે ભારદ્વાજ નામથી વસવાટનો મારો છઠ્ઠો ભવ.[5] પછી વૈશાલી નગરીની બહાર કુંડિયાયન ચૈત્યને વિષે ગૌતમપુત્ર અર્જુન નામથી વસવાટનો મારો સાતમો ભવ.[6] હવે શ્રાવસ્તીમાં હાલાહલા કુંભારણના હાટ વિષે મંખલિપુત્ર ગોશાલક નામે સોળ વર્ષથી મારો આ અંતિમ વસવાટ છે."

આ સાંભળી ટપાટપીના ભાવમાં આવી જઈ ભગવાન મહાવીરે કહ્યું. 'હે ગોશાલક, જેમ ગામના લોકથી ભાગતો કોઈ ચોર કોઈ ખાડો, ગુફા કે આડ ન મળવાથી એક મોટા ઊનના તાંતણાથી, શણના તાંતણાથી કપાસના તાંતણાથી અને તૃણના અગ્રભાગથી પોતાને ઢાંકવા પ્રયત્ન કરે, અને પોતે નહીં ઢંકાયેલો છતાં પોતાને ઢંકાયેલ માને, તેમ તું અન્ય નહીં છતાં પોતાને અન્ય દેખાડે છે. એમ કરવું તને યોગ્ય નથી. પરંતુ તારી એ જ પ્રકૃતિ છે. બીજી નથી.'

આ સાંભળી ગોશાલક વધુ ગુસ્સે થયો. તે બોલ્યો, 'તું આજે નષ્ટ વિનષ્ટ અને ભ્રષ્ટ થયો લાગે છે. તું આજે હતો-નહતો થઈ જવાનો છે. તને મારાથી સુખ થવાનું નથી.'

---

૧. ૨૨ વર્ષ જેટલો
૨. ૨૧ વર્ષ જેટલો.
૩. ૨૦ વર્ષ જેટલો.
૪. ૧૯ વર્ષ જેટલો.
૫. ૧૮ વર્ષ જેટલો.
૬. ૧૭ વર્ષનો.

આ સાંભળી પૂર્વ દેશમાં ઉત્પન્ન થયેલા ભગવાનના શિષ્ય સર્વાનુભૂતિ નામના સાધુ ગોશાલકને વારવા લાગ્યા, 'હે ગોશાલક! કોઈ શ્રમણ બ્રાહ્મણ પાસે એક પણ આર્ય વચન સાંભળ્યું હોય, તો પણ તેને વંદન અને નમસ્કાર કરવા ઘટે છે; તો ભગવાને તો તને દીક્ષા આપી છે, શિક્ષિત કર્યો છે. અને બહુશ્રુત કર્યો છે; છતાં તે ભગવાન પ્રત્યે જે અનાર્યપણું તેં આદર્યું છે, તે યોગ્ય નથી. પરંતુ તારી એ જ પ્રકૃતિ છે, બીજી નથી.'

આ સાંભળી ગોશાલકે ગુસ્સે થઈ પોતાના તપના તેજથી તેમને એક જ પ્રહાર વડે બાળીને ભસ્મ કરી નાખ્યા. તે જ પ્રમાણે તેને સમજાવવા આવેલા ભગવાનના બીજા શિષ્ય અયોધ્યા-વાસી સુનક્ષત્રને. પણ તેણે દઝાડીને મરણશરણ કર્યા. ત્યારે ભગવાન મહાવીરે પણ ગોશાલકને તે જ પ્રમાણે કહ્યું. એટલે ગોશાલકે અત્યંત ગુસ્સે થઈ, સાત આઠ ડગલાં પાછા ખસી, ભગવાનના વધ માટે શરીરમાંથી તેજોલેસ્યા કાઢી. પણ જેમ કોઈ વંટોળિયો પર્વત-ભીંત-કે સ્તૂપને કાંઈ કરી શકતો નથી, તેમ તે તેજોલેશ્યા ભગવાન વિષે સમર્થ થતી નથી, પણ ગમનાગમન કરે છે, પ્રદક્ષિણા કરે છે, અને ઊંચે આકાશમાં ઊછળી ત્યાંથી સ્ખલિત થઈ, મંખલિપુત્ર ગોશાલકના શરીરને બાળતી બાળતી તેના શરીરમાં જ પેસી જાય છે. ત્યારે ગોશાલકે કહ્યું, 'હે કાશ્યપ! મારી તપોજન્ય તેજોલેશ્યાથી પરાભવને પ્રાપ્ત થઈ, તું છ માસને અંતે પિત્તજ્વરના દાહની પીડાથી છદ્મસ્થ અવસ્થામાં જ એટલે કે, (કેવળજ્ઞાન પ્રાપ્ત કરી જિન બન્યા વિના જ) મરણ પામીશ.'

ત્યારે ભગવાને તેને કહ્યું, 'હે ગોશાલક, હું તારી તપોજન્ય તેજોલેશ્યાથી પરાભવ પામી છ માસને અંતે મૃત્યુ પામવાનો નથી, પણ બીજાં ૧૬ વર્ષ સુધી જિન તીર્થંકરપણે વિચરીશ; પણ તું પોતે જ તારા તેજથી પરાભવ પામી, સાત રાત્રીને

અંતે પિત્તજ્વરથી પીડિત શરીરવાળો થઈને છદ્મસ્થાવસ્થામાં જ મરીશ.'

સામાન્ય માણસોની પેઠે જીવલેણ કજિયો-કંકાસ કરી બેઠેલા આ સમર્થ પુરુષોએ અરસપરસ દીધેલા શાપની વાત હવે શ્રાવસ્તી નગરીમાં ઘેરેઘેર વાતનો વિષય બની જાય છે; અને બધા તે તે શાપોના અવધિની ઉત્સુકતાથી રાહ જુએ છે.

જૈન કથા કહે છે કે, ગોશાલક તો ત્યાર બાદ તરત જ "દિશાઓ તરફ લાંબી દૃષ્ટિથી જોતો, ઉષ્ણ નિસાસા નાખતો, દાઢીના વાળ ખેંચતો, ડોકને પાછળથી ખંજવાળતો, ઢગડા ઉપર હાથ વડે ફડાકા બોલાવતો, હાથ હલાવતો તથા બંને પગ જમીન ઉપર પછાડતો, 'હા, હા, હું હણાયો!' એમ વિચારી કુંભારણના હાટમાં પાછો આવ્યો; અને ઊપડેલા દાહની શાંતિ માટે હાથમાં કેરીનો ગોટલો રાખી, મદ્યપાન કરતો, માટીના વાસણમાંથી માટીવાળા ઠંડા પાણી વડે શરીરને સિંચતો વિહરવા લાગ્યો."

બીજી બાજુ મહાવીરે પણ પોતાના સાધુઓને છૂટ આપી દીધી કે, 'હે આર્યો! હવે તમે ખુશીથી ગોશાલકની સામે તેના મતથી પ્રતિકૂલ વચન કહો. તેના મતથી પ્રતિકૂલપણે વિસ્મૃત અર્થનું તેને સ્મરણ કરાવો, અને ધર્મ સંબંધી તેનો તિરસ્કાર કરો, તથા અર્થ-હેતુ-પ્રશ્ન-ઉત્તર-અને કારણ વડે પૂછેલા પ્રશ્નનો ઉત્તર ન આપી શકે તેમ તેને નિરુત્તર કરો.' ગોશાલક આથી વધુ ગુસ્સે થયો તથા ચિડાયો; પરંતુ હવે તે નષ્ટતેજ થયો હોવાથી તે સાધુઓને કાંઈ ઈજા ન કરી શક્યો. આથી કેટલાય આજીવિક સ્થવિરો ગોશાલકનો ત્યાગ કરી શ્રમણ ભગવાનને આશરે આવ્યા.

પછી ભગવાને પોતાના નિર્ગ્રંથોને બોલાવીને કહ્યું કે, "ગોશાલકે મારો વધ કરવા જે તેજોલેશ્યા કાઢી હતી, તે અંગ-વંગ-મગધ-મલય-માલવ-અચ્છ-વત્સ-કૌત્સ-પાટ-લાટ-વજ્જ-

મૌલી-કાશી-કોશલ-અબાધ-અને સંભુક્તર એ સોળ દેશોનો ઘાત• કરવા માટે-વધ કરવા માટે-અને ભસ્મ કરવા માટે સમર્થ હતી.

"વળી હે આર્યો! ગોશાલક અત્યારે નીચેની આઠ છેક-છેલ્લી — ચરમ વસ્તુઓનો સિદ્ધાંત પ્રતિપાદિત કરે છે કે, એ આઠ વસ્તુઓ ફરી દુનિયામાં બનવાની નથી: પોતે કરે છે તે છેલ્લું-ચરમ મદ્યપાન; પોતે કરે છે તે છેલ્લું-ચરમ ગાન; પોતે કરે છે તે છેલ્લું-ચરમ નાટચ; પોતે (હાલાહલા કુંભારણને) કરે છે તે છેલ્લું-ચરમ અંજલિકર્મ; હાલમાં થયેલી અતિવૃષ્ટિ રૂપ ચરમ પુષ્કલસંવર્ત મહામેઘ; વૈશાલીના યુદ્ધમાં માર્યા ગયેલા હલ્લવેહલ્લના હાથીરૂપ ચરમ સેચનક ગંધહસ્તી; વૈશાલીના યુદ્ધ દરમ્માન થયેલો ચરમ મહાશિલાકંટક મહાસંગ્રામ; અને આ અવસર્પિણીના ચોવીસ તીર્થંકરોમાં છેક છેલ્લો—ચરમ તીર્થંકર (ગોશાલક પોતે).

"વળી તે ચાર પાનક અને ચાર અપાનકનો સિદ્ધાંત આ પ્રમાણે પ્રતિપાદિત કરે છે: ચાર પાનક — પીણાં — તે આ પ્રમાણે: ગાયના પૃષ્ઠથી પડેલું (મૂતર ?); હાથથી મસળેલું (કુંભાર ઘડા બનાવતાં જે પાણીમાં હાથ બોળી ઘડાને લીસો કરે છે તે): સૂર્યના તાપથી તપેલું; અને શિલાથી પડેલું. ચાર અપાનક એટલે કે પીવા માટે નહીં પણ દાહ શમાવવા સારુ સ્પર્શાદિ માટે વાપરવાની શીતલ વસ્તુઓ — તે આ પ્રમાણે: પાણીથી ભીનાં ઠંડાં વાસણ તે સ્થાલપાણી; કેરી, બોર વગેરે મોં વડે ચાવે પણ તેનો રસ ન પીએ તે ત્વચા-પાણી; તેવું જ શીંગોનું પાણી; અને ચોથું શુદ્ધ પાણી — તેની વ્યાખ્યા આ પ્રમાણે છે: છ માસ સુધી શુદ્ધ ખાદિમ (મેવો વગેરે) આહાર જ ખાય; તેમાં બે માસ સુધી ભૂમિશય્યા કરે, બે માસ સુધી લાકડાની પથારી કરે; તથા બે માસ સુધી દાભની પથારી કરે. પછી છ માસની છેલ્લી રાત્રીએ મહા ઋદ્ધિવાળા મણિભદ્ર અને પૂર્ણભદ્ર એ બે દેવ

પ્રગટ થાય. તેઓ શીતલ અને ભીના હાથ વડે આપણા શરીરને સ્પર્શ કરે. તેનું જો અનુમોદન કરીએ તો તે આશીવિષરૂપ નીવડે; અને ન કરીએ તો પોતાના શરીરમાં અગ્નિ ઉત્પન્ન થાય અને પોતાના તેજ વડે શરીરને બાળી નાંખે. પછી તે મનુષ્ય બુદ્ધ અને મુક્ત થાય. પરંતુ, હે આર્યો! ગોશાલકની એ બધી વાતો ખોટી છે; અને માત્ર પોતાના દોષ ઢાંકવા તેણે ઉપજાવી કાઢી છે."

જૈન કથા કહે છે કે, સાત રાત પૂરી થતાં, ગોશાલક પોતે મહાવીરના કરેલા દ્રોહ બદલ, તથા પોતે જિન ન હોવા છતાં પોતાને બહાર જિન તરીકે ઓળખાવ્યા બદલ પસ્તાવો કરતો મરણ પામ્યો.

બીજી બાજુ, ભગવાન મહાવીર શ્રાવસ્તીથી નીકળી મેંઢિક ગ્રામની બહાર આવેલા સાણકોષ્ઠક નામે ચૈત્યમાં આવીને ઊતર્યા. ત્યાં મહાવીરને મહાન પીડાકારી પિત્તજ્વરનો દાહ ઊપડ્યો; અને લોહીના ઝાડા થવા લાગ્યા. એટલે લોકોને ખાતરી થવા લાગી કે, હવે ગોશાલકના કહ્યા પ્રમાણે મહાવીર મૃત્યુ પામશે. તે જ અરસામાં આગળ (પા. ૨૭૮ ઉપર) જણાવ્યા પ્રમાણે જમાલિ પણ પોતાના મોટી સંખ્યાના અનુયાયીઓને લઈને મહાવીરથી છૂટો પડ્યો; અને ચારે તરફ એવી વાત જ ફેલાઈ ગઈ કે, મહાવીર મુઆ, અને તેમનો સંઘ વેરણખેરણ થઈ ગયો.

તે સમયે ભગવાનનો શિષ્ય સિંહ નામે સાધુ થોડે દૂર હાથ ઊંચો રાખી, છ ટંકના નિરંતર ઉપવાસરૂપી તપ કરતો હતો. લોકોમાં ચાલતી આ બધી વાતો સાંભળી તેને બહુ ઓછું આવ્યું, અને તેણે રુદન કરવા માંડ્યું. ભગવાન મહાવીરે એ વસ્તુ દૂરથી જાણી લઈ, તેને પોતાની પાસે બોલાવી મંગાવ્યો, અને તેને આશ્વાસન આપતાં જણાવ્યું કે, 'હું હમણાં કાંઈ મરણ પામવાનો નથી હજુ તો હું બીજાં ૧૬

વર્ષ જીવવાનો છું. માટે તું મેંઢિક નગરમાં રેવતી નામે ગૃહપત્ની છે તેને ત્યાં જા. તેણે મારે માટે રાંધીને ભોજન તૈયાર કરેલું છે. તેને કહેજે કે, મારે તે ભોજનનું કામ નથી. પરંતુ તેણે પોતાને માટે જે ભોજન તૈયાર કરેલું છે, તે મારે માટે લઈ આવ.'

આ સાંભળી સિંહ રેવતીને ઘેર ગયો, અને મહાવીરના કહ્યા મુજબ તેની પાસે ભિક્ષા માગી. ભોજન વિષેની પોતે જ જાણતી વાત આમ દૂરથી જાણી લેનારા મહાવીર પ્રત્યે રેવતીને બહુ ભાવ ઉત્પન્ન થયો; અને તેણે ખુશીથી મહાવીરે મંગાવેલી ભિક્ષા આપી. પછી મહાવીર ભગવાને તે ભિક્ષાને આસક્તિરહિતપણે, તથા સાપ દરમાં પેસે તેમ (મોંમાં સ્વાદ માટે મમળાવ્યા વિના) શરીરરૂપી કોઠામાં નાખી. પછી તેમનો તે પીડાકારી રોગ તરત શાંત થયો, અને દેવ-મનુષ્યાદિ સમગ્ર વિશ્વ અત્યંત સંતુષ્ટ થયું.

[ ૨૭ મું ચોમાસું ]

મહાવીરને ફરી શારીરિક શક્તિ પ્રાપ્ત કરવા થોડો સમય તે સ્થળે જ રોકાવું પડ્યું; એવામાં વર્ષાકાળ સમીપ આવી પહોંચ્યો. આ કારણથી તે મેંઢિય ગામથી નીકળી મિથિલા તરફ ગયા; અને સત્તાવીસમા વર્ષનું ચોમાસું તે સ્થળે જ વ્યતીત કર્યું.

# ૧૭

# અંતિમ પંદર વર્ષો

મિથિલામાં ચાતુર્માસ પૂરા કર્યા બાદ, ભગવાન પશ્ચિમ તરફના દેશોમાં વિચરવા લાગ્યા. આ પ્રવાસ દરમ્યાન તે શ્રાવસ્તી, અહિચ્છત્રા, હસ્તિનાપુર, મોકા વગેરે નગરો તથા નગરીઓમાં પધાર્યા હતા. શ્રાવસ્તી નગરીના પ્રવાસ વખતે તેમના શિષ્ય ગૌતમને પાર્શ્વનાથની પરંપરાના કેશીકુમાર શ્રમણ સાથે વાર્તાલાપ થયો. પાર્શ્વનાથ અને મહાવીર એ બંને જૈન તીર્થંકરો ગણાયા હોવા છતાં, તે બેના સિદ્ધાંતમાં કેટલોક ફેર શાથી છે, એ બાબતની પ્રમાણભૂત ચર્ચા એ વાર્તાલાપમાં મળતી હોઈ, ઉત્તરાધ્યયન સૂત્રમાં સંઘરાયેલો તે ભાગ તે નીચે ઉતાર્યો છે.

## ૧. ગૌતમ અને કેશી

જિન તીર્થંકર પાર્શ્વનાથના વિદ્યા અને આચરણમાં પારગામી એવા કેશીકુમાર નામે મહાયશસ્વી શ્રમણશિષ્ય હતા. તે એક વખત ફરતા ફરતા શ્રાવસ્તી આવી પહોંચ્યા, અને તિંદુક ઉદ્યાનમાં યોગ્ય સ્થળ જોઈને ઊતર્યા. તે અરસામાં જિન ભગવાન મહાવીરના શિષ્ય ગૌતમ પણ તે જ નગરીમાં આવી પહોંચ્યા, અને કોષ્ઠક ઉદ્યાનમાં ઉચિત સ્થળે ઊતર્યા.

તે બંને ત્યાં રહેતા હતા તે વખતે બંનેના શિષ્યસમુદાયમાં એવો વિતર્ક ઊભો થયો કે, 'વર્ધમાને ઉપદેશેલો પંચ મહાવ્રતવાળો આ ધર્મ કેવો, અને મહામુનિ પાર્શ્વે ઉપદેશેલો ચાર મહાવ્રતવાળો[1] આ ધર્મ કેવો ? વળી અચેલક–વસ્ત્રરહિત રહેવાનો

---

૧. પાર્શ્વના ઉપદેશમાં બ્રહ્મચર્યવ્રતને અપરિગ્રહવ્રતમાં સમાવી લઈ, ચાર જ મહાવ્રત ગણાવાતાં.

મહાવીરનો આચારવિધિ કેવો, અને આંતર તથા ઉત્તરીય વસ્ત્રો પહેરવાની છૂટવાળો પાર્શ્વનો આચારવિધિ કેવો? એક જ કાર્ય માટે પ્રવર્તેલા એ બેમાં આવો તફાવત પડવાનું કારણ શું?

શિષ્યોના મનનો આવો વિતર્ક જાણી, કેશી અને ગૌતમ બંનેએ પરસ્પર મળવાનો નિશ્ચય કર્યો. પાર્શ્વનાથની પરંપરાને (મહાવીર પહેલાંની હોવાથી) વડીલ જાણી. યોગ્યાયોગ્ય સમજનાર ગૌતમ પોતે તિંદુકવનમાં આવ્યા. કેશીકુમારે તેમનો યથાયોગ્ય સત્કાર કર્યો. અને પછી તેમની અનુમતિ માગી, બધાના મનને મૂંઝવતો પેલો પ્રશ્ન તેમને પૂછ્યો.

ગૌતમે જવાબ આપ્યો : "પ્રજ્ઞા વડે જ ધર્મતત્ત્વનો નિશ્ચય કરી શકાય છે. શરૂઆતના મુનિઓ 'ઋજુજડ' એટલે કે સરળ પણ જડ હતા; તેથી તેમને ધર્મ સમજવો મુશ્કેલ હતો અને પાળવો સહેલો હતો; અને છેવટના મુનિઓ વક્રજડ હતા તેથી તેમને ધર્મ સમજવો સહેલો હતો, પરંતુ પાળવો મુશ્કેલ હતો. તેથી તે બંનેને પાંચ મહાવ્રતો સ્પષ્ટ દર્શાવવાં પડ્યાં. પરંતુ વચગાળાના[1] મુનિઓ સરળ તેમજ બુદ્ધિમાન હતા. તેથી તેમને બ્રહ્મચર્યવ્રત સ્પષ્ટ જુદું ન પાડતાં ચાર વ્રતો કહ્યાં.

કેશીએ એ જવાબથી સંતુષ્ટ થઈ, વસ્ત્ર પહેરવા ન પહેરવા બાબતના તે બેના વિધાનમાં તફાવત પડવાનું કારણ પૂછ્યું.

ગૌતમે કહ્યું, 'પોતાના વિશિષ્ટ જ્ઞાન વડે (જુદા જુદા સાધુઓનો અધિકાર) સમજીને બંને તીર્થંકરોએ ધર્મનાં જુદાં જુદાં સાધન ફરમાવ્યાં છે. પારમાર્થિક રીતે તો જ્ઞાન, દર્શન, અને ચારિત્ર એ ત્રણ જ મોક્ષનાં સાચાં સાધનો છે. અને તે બાબતમાં તો બંને તીર્થંકરો એકમત છે. બાહ્ય વેષ વગેરેનું પ્રયોજન તો એટલું જ છે કે, તેના વડે લોકોને ખબર

---

૧. 'શરૂઆતના' એટલે પ્રથમ તીર્થંકરના વખતના; 'છેવટના' એટલે ૨૪ મા તીર્થંકર મહાવીરના વખતના; 'વચગાળાના' એટલે બાકીના ૨૨ તીર્થંકરના સમયના.

પડે (કે આ સાધુ કયા પંથનો છે); તથા સાધુને પોતાને સંયમનિર્વાહમાં તે ઉપયોગી થાય; તેમ જ (પોતે અમુક ધર્મનો છે એવું) તેને ભાન રહે.

એ સાંભળી કેશીએ કહ્યું, 'હે ગૌતમ તમારી પ્રજ્ઞા સુંદર છે. તમારા ઉચિત ઉત્તરોથી મારા બંને સંશય દૂર થઈ ગયા છે. એમ જાણો'.

ત્યાર બાદ કેશીએ ગૌતમને આધ્યાત્મિક સાધનાને અંગે બીજા પણ કેટલાક પ્રશ્નો પૂછ્યા; અને તેમણે આપેલા જવાબોથી પ્રસન્ન થઈ, છેલ્લા તીર્થંકર મહાવીરના માર્ગ અનુસાર પાંચ મહાવ્રતવાળો ધર્મ શ્રદ્ધાપૂર્વક અંગીકાર કર્યો. [ઉત્તરાધ્યયન સૂત્ર અધ્ય૦ ૨૩]

## ૨. શિવરાજર્ષિ

હસ્તિનાપુરના નિવાસ દરમ્યાન તે નગરના શિવ નામે રાજાએ ભગવાન પાસે દીક્ષા લીધી. તેની કથા આ પ્રમાણે છે:

હસ્તિનાપુર નગરના રાજા શિવને ધારિણી નામે રાણી હતી, અને શિવભદ્ર નામે પુત્ર હતો. એક દિવસ તે રાજાને પૂર્વરાત્રીના પાછલા ભાગમાં રાજ્યકારભારનો વિચાર કરતાં કરતાં પોતાના કલ્યાણનો વિચાર આવ્યો. તેથી બીજે દિવસે પોતાના પુત્રનો રાજ્યાભિષેક કરી, અન્ય કોઈ દિવસે પોતાનાં સગાંવહાલાં વગેરેની રજા માગી, અનેક પ્રકારનાં લોઢી, કઢાયાં, કડછા, વગેરે લોઢાનાં તથા ત્રાંબાનાં બીજાં કેટલાંક ઉપકરણો ઘડાવીને, તે ઉપકરણો માત્ર સાથે રાખી, તે ગંગાકાંઠે વસતા વાનપ્રસ્થ તાપસો પાસે દીક્ષિત થઈ, 'દિશાપ્રોક્ષક' તાપસ[1] થયો. તથા નિરંતર છ ટંકનો ઉપવાસ કરવાનો નિયમ લઈ રહેવા લાગ્યો.

---

૧. શુદ્ધિ વગેરે માટે ચાર દિશામાં પાણી છાંટી ફલફૂલાદિ ગ્રહણ કરનારો.

પહેલા ઉપવાસના પારણાને દિવસે તે શિવરાજર્ષિ તડકો તપવાની જગાએથી ઊતરી નીચે આવ્યો, અને વલ્કલનાં વસ્ત્ર પહેરી, તથા કાવડ લઈ, પૂર્વ દિશામાં પાણી છાંટી, 'પૂર્વ દિશાના સોમ મહારાજા ધર્મસાધનમાં પ્રવૃત્ત થયેલા શિવ રાજર્ષિનું રક્ષણ કરો, અને પૂર્વ દિશામાં રહેલ કંદ-મૂલ-છાલ-પાંદડાં-પુષ્પ-ફળ-બીજ-અને હરિયાળી ગ્રહણ કરવાની અનુમતિ આપો'— એમ કહી, પૂર્વ દિશા તરફ ચાલ્યો અને કાવડ ભરીને પાંદડાં, પુષ્પ, ફળ વગેરે લઈ આવ્યો. પછી ગંગા નદીએ સ્નાન-આચમન કરી, દેવતા અને પિતૃકાર્ય કર્યાં, ઝૂંપડીએ પાછો આવ્યો. પાછા આવી, વેદી બનાવીને, અરણી વડે અગ્નિ પાડ્યો, અને મધ-ઘી-ચોખા વડે હોમ કર્યો. પછી ચરુ-બલિ તૈયાર કરીને તેના વડે વૈશ્વદેવની પૂજા કરી. એટલું કરી રહ્યા બાદ, અતિથિની પૂજાપૂર્વક તેણે આહાર કર્યો.

એ પ્રમાણે બીજા પારણા વખતે દક્ષિણ દિશા અને તેના લોકપાલ મહારાજા યમ; ત્રીજા વખતે પશ્ચિમ દિશા અને તેના લોકપાલ વરુણ મહારાજા; અને ચોથે પારણે ઉત્તર દિશા અને તેના લોકપાલ વૈશ્રમણ (કુબેર) મહારાજા સમજવા.

એ પ્રમાણે દિક્ચક્રવાલ તપ કરતાં કરતાં તે રાજર્ષિને પ્રકૃતિની ભદ્રતાથી અને વિનીતતાથી આવરણભૂત કર્મોનો ક્ષયોપશમ થતાં વિભંગજ્ઞાન[1] ઉત્પન્ન થયું. તે વડે તે આ લોકમાં સાત દ્વીપો અને સાત સમુદ્રો જોઈ શક્યા. તે ઉપરથી તેમણે માન્યું કે, ત્યાર પછી દ્વીપો અને સમુદ્રો નથી.

તેમના એ જ્ઞાનની વાત હસ્તિનાપુરમાં ફેલાઈ ગઈ. તે અરસામાં જ ઉપર જણાવ્યું તેમ મહાવીર તે નગરમાં આવી પહોંચ્યા. તેમના શિષ્ય ગૌતમે ભિક્ષા માગવા જતાં ગામમાં શિવરાજર્ષિએ જણાવેલી સાત જ દ્વીપો અને સમુદ્રોની વાત

---

૧. અપૂર્ણ અવધિજ્ઞાન.

સાંભળી. આ ઉપરથી પાછા આવ્યા બાદ તેમણે મહાવીરને તે વિષે પૂછયું. ત્યારે મહાવીરે જણાવ્યું કે, શિવરાજર્ષિનું કહેવું ખોટું છે. હે આયુષ્મન્! આ તિર્યગ્લોકમાં સ્વયંભૂરમણ સમુદ્ર પર્યંત અસંખ્યાત દ્વીપો અને સમુદ્રો છે.

આ વાત પણ બધે ફેલાઈ ગઈ. તે સાંભળી શિવરાજર્ષિ શંકિત, કાંક્ષિત, સંદિગ્ધ અને અનિશ્ચિત થયા; તે મહાવીર પાસે ગયા, અને તેમની પાસે ચર્ચા કરીને તેમણે બધી વાતનો ભલી પેરે નિશ્ચય કર્યો. ત્યાર બાદ મહાવીરનો કહેલો ધર્મમાર્ગ સ્વીકારી તેમણે પોતાનાં પહેલાંનાં લોઢાનાં ઉપકરણો વગેરેનો ત્યાગ કર્યો. પછી અગિયાર અંગો ભણી, તેમ જ વિચિત્ર તપકર્મ કરવામાં ઘણાં વરસ ગાળી, અંતે મહિનાના ઉપવાસ વડે તેમણે દેહત્યાગ કર્યો; અને સિદ્ધ બની સર્વ દુઃખનો અંત પ્રાપ્ત કર્યો. [ભગવતી૦ શતક ૧૧, ઉદ્દે૦ ૯]

ભગવાન મહાવીરના હસ્તિનાપુરના આ નિવાસ દરમ્યાન જ પોટ્ટિલ નામના એક ધનિકપુત્રે પણ તેમની પાસે દીક્ષા લીધી. તેનું ૩૨ સ્ત્રીઓ સાથે લગ્ન થયેલું હતું, અને વિપુલ તથા અખૂટ ભોગ સામગ્રીની વચ્ચે રહી તે અનુપમ ભોગસુખ ભોગવતો હતો. પરંતુ પછી ધન્યની પેઠે (આગળ પા. ૩૪૨) ભગવાન પાસે દીક્ષા લઈ, તેણે ઘણાં વર્ષ અતિ ઉગ્ર ઉપવાસ-તપ આચર્યાં. અંતે એક મહિનો ખાન-પાનનો સદંતર ત્યાગ કરી. તેણે દેહત્યાગ સાધ્યો, અને અનુત્તર દેવગતિ પ્રાપ્ત કરી.

[૨૮ મું ચોમાસું]

ચોમાસું બેસવાનું થતાં, ભગવાન વાણિજ્યગ્રામ-વૈશાલી તરફ વળ્યા. વૈશાલીનું યુદ્ધ હવે સમાપ્ત થઈ ગયું હતું. તે યુદ્ધમાં વાણિજ્યગ્રામને સારી પેઠે નુકસાન થયું હતું; છતાં, ચારે બાજુ વીખરાઈ ગયેલા લોકો હવે મોટે ભાગે પાછા ફરવા લાગ્યા હતા; એટલે ભગવાને ચોમાસું ત્યાં ગાળ્યું.

[ ૨૯ મું ચોમાસું ]

ચોમાસું પૂરું થતાં ભગવાન રાજગૃહ તરફ ચાલી નીકળ્યા. એ વર્ષની વિહારકથામાં આજીવિકાદિના કેટલાક પ્રશ્ન સિવાય બીજી કશી વિગત નોંધાયેલી મળતી નથી. કેટલાય સાધુઓની ઇચ્છા વિપુલગિરિ ઉપર અનશન વ્રત અંગીકાર કરવાની હતી; અને મગધભૂમિ છોડયે ૪ વર્ષ જેટલો સમય થઈ ગયો હતો; તેથી ભગવાન આ વર્ષ મગધમાં વિચર્યા; અને તે [ ૨૯ મા ] વર્ષનું ચોમાસું પણ તેમણે મગધની રાજધાની રાજગૃહમાં ગાળ્યું.

### ૩. સાલ-મહાસાલ-દશાર્ણભદ્ર

વર્ષાકાળ પૂરો થતાં, ભગવાન ચંપા તરફ વળ્યા. પૃષ્ઠ-ચંપામાં સાલ-મહાસાલ નામના બે યુવરાજ બંધુ ભગવાનનાં દર્શને આવ્યા: ભગવાનના ઉપદેશથી તે પ્રતિબોધ પામ્યા; એટલે પોતાના ભાણેજ (પિઠર-યશોમતીના પુત્ર) ગાગલીનો રાજ્ય ઉપર અભિષેક કરી, તેઓએ ભગવાન પાસે દીક્ષા લીધી.

ચંપાથી નીકળી, ભગવાન દશાર્ણ દેશમાં પધાર્યા. ત્યાં દશાર્ણ નગરમાં દશાર્ણભદ્ર નામે રાજા રાજ્ય કરતો હતો. ભગવાન પધારે છે એવા સમાચાર સાંભળી, તે રાજાએ તેમનું કોઈએ ન કર્યું હોય તેવું ભવ્ય સ્વાગત કરવાનો વિચાર કર્યો. તેણે તે ઇરાદાથી પોતાની સર્વ રાજલક્ષ્મીનો ઉપયોગ કરી. ભગવાન મહાવીરનું ભવ્ય સ્વાગત કર્યું: અને પછી ભગવાન પાસે આવીને તે બેઠો.

તે વખતે દશાર્ણભદ્ર રાજાનો ગર્વ ઉતારવા જાણે ન કરતો હોય, તેમ ઇંદ્રે પોતાની સર્વ સ્વર્ગલક્ષ્મીથી ભગવાનનું પૂજન કર્યું. તે દેવસંપત્તિ જોઈ દશાર્ણભદ્ર રાજાનો પોતાની રાજ્યસંપત્તિ વિષેનો ગર્વ તત્કાળ ઊતરી ગયો; અને તેવી દેવસંપત્તિને પણ તુચ્છ બનાવનાર સર્વોત્તમ મોક્ષસંપત્તિ પ્રાપ્ત

કરવાનો જ નિશ્ચય કરી, તેણે ત્યાં ને ત્યાં ભગવાન પાસે પોતાનાં વસ્ત્રાભૂષણનો ત્યાગ કરી, દીક્ષા લીધી. કથાકાર જણાવે છે કે, રાજાનું એ અદ્ભુત વૈરાગ્ય-પરાક્રમ જોઈ, થોડા વખત પહેલાં તેને હસનાર ઇંદ્ર પણ ચકિત થઈ ગયો, અને તે રાજાની વંદન-પ્રશંસા કરી, પોતાને સ્થાનકે પાછો ફર્યો.

## ૪. સોમિલ બ્રાહ્મણ

ભગવાન હવે ત્યાંથી વિદેહ દેશ તરફ ચાલ્યા. વાણિજ્ય-ગ્રામમાં તેમને સોમિલ નામના ધનિક બ્રાહ્મણનો ભેટો થયો. તે બ્રાહ્મણ ઋગ્વેદાદિ બ્રાહ્મણશાસ્ત્રોમાં કુશળ હતો. મહાવીરને આવેલા જાણી તેને વિચાર આવ્યો કે, મારે ભગવાનના આચરણની, તેમની વાક્કુશળતાની, તેમજ તેમના આંતરિક જ્ઞાનની પરીક્ષા લેવી; અને જો તે બધી વાતે પૂરા જણાય, તો મારે તેમને વંદન કરવું; નહીં તો તેમને નિરુત્તર કરવા.

પરંતુ સોમિલે પ્રશ્નોત્તર વગેરે દ્વારા જાણ્યું કે, ભગવાન મહાવીર તપ-નિયમ-સંયમ-સ્વાધ્યાય-અને ધ્યાનાદિમાં પ્રવૃત્તિરૂપ યાત્રા-યુક્ત છે; તેમની શ્રોત્રાદિ પાંચ ઇંદ્રિયો તેમને અધીન હોવાથી તે इंद्रिययापनीय-વાળા છે; તેમના ક્રોધ-માન-માયા-લોભરૂપ કષાયો વ્યુચ્છિન્ન થયા હોવાથી તથા કદી ઉદયમાં આવતા ન હોવાથી તે नोइंद्रिययापनीय-વાળા છે; તેમના વાત-પિત્ત-કફ-અને સંનિપાત-જન્ય અનેક પ્રકારના શરીરસંબંધી દોષો ઉપશાંત થઈ ગયા હોવાથી તથા કદી ઉદયમાં ન આવતા હોવાથી તે अव्याबाध-યુક્ત છે; તથા આરામો-ઉદ્યાનો-દેવકુલો-સભાઓ-પરબો-તથા સ્ત્રી-પશુ-નપુંસક-રહિત વસતીઓમાં નિર્દોષ અને સ્વીકારવા યોગ્ય પીઠ ( સૂવાનું પાટિયું ), ફલક ( પીઠ પાછળ ઓઠિંગણ રાખવાનું પાટિયું ), ઉતારો અને પથારી પ્રાપ્ત કરીને વિચરતા હોવાથી તેમનો વિહાર प्रासुक છે.

આમ આચરણની બાબતમાં તેમની યોગ્યતા જાણી લીધા બાદ, સોમિલે તેમને દ્વિઅર્થી શબ્દોવાળા પ્રશ્ન પૂછીને તેમની વાક્કુશળતાની પરીક્ષા કરવાનો પ્રયત્ન કર્યો. તેણે પૂછ્યું :

"હે ભગવન્! 'સરિસવા' આપને ભક્ષ્ય છે કે અભક્ષ્ય?"

ભગવાન — હે સોમિલ! તારાં બ્રાહ્મણ-શાસ્ત્રોમાં 'સરિસવ' શબ્દના બે અર્થ કહ્યા છે: ૧. 'સદૃશવયા — એટલે કે મિત્ર; અને ૨. 'સર્ષપ' — એટલે કે સરસવ. મિત્ર-અર્થમાં 'સરિસવ' શ્રમણ-નિર્ગ્રંથને અભક્ષ્ય છે; પરંતુ ધાન્ય-સરિસવ જો નિર્જીવ થયેલા હોય, ઇચ્છવાલાયક–નિર્દોષ હોય, તથા યાચવાથી પ્રાપ્ત થયેલા હોય, તો ભક્ષ્ય છે.

તે જ પ્રમાણે સોમિલે માસ, અને માસો તેમ જ અડદ એ અર્થોવાળો 'માસ' શબ્દ વાપરીને; તેમજ કુલીન સ્ત્રી, અને કળથી એ બે અર્થવાળો 'કુલત્થા' શબ્દ વાપરીને તે જ પ્રકારે પ્રશ્ન પૂછ્યા; અને ભગવાને પણ અડદ તથા કળથી અર્થમાં તે બંને ભક્ષ્ય છે એવો જવાબ ચતુરાઈથી આપ્યો.

ત્યાર પછી ભગવાનના આંતરિક જ્ઞાનની પરીક્ષા કરવા સોમિલે આત્મસ્વરૂપ વિષે પણ પ્રશ્નો પૂછ્યા, અને તેમના યથોચિત જવાબ પામી, તે પોતે જ નિરુત્તર થયો; અને અંતે પ્રવ્રજ્યા લેવાની તેની અશક્તિ હોવાથી બાર પ્રકારના શ્રાવક-ધર્મનો ભગવાન પાસે તેણે સ્વીકાર કર્યો.

ત્યાર બાદ શીલવ્રત, ગુણવ્રત વગેરે વડે તથા યથાયોગ્ય સ્વીકારેલાં તપકર્મ વડે આત્માને ભાવિત કરતો, ઘણાં વર્ષ સુધી શ્રમણોપાસકપણું પાળી, અંતે સાઠ ટંક ઉપવાસ કરી, સમાધિયુક્ત ચિત્તે મરણ પામી, તે દેવગતિ પામ્યો. [ભગવતી૦ શતક ૧૮, ઉદ્દે૦ ૧૦.]

[૩૦ મું ચોમાસું]

ભગવાને આ વર્ષનો ચાતુર્માસ વાણિજ્યગ્રામમાં કર્યો.

[ ૩૧ મું ચોમાસું ]

વર્ષાઋતુ પૂરી થયા બાદ ભગવાન કોશલ-પાંચાલ તરફ વિહરવા નીકળ્યા; અને સાકેત, શ્રાવસ્તી, કાંપિલ્યપુર[1] આદિ નગરોમાં ફરતા ફરતા વર્ષાઋતુના અરસામાં વૈશાલી આવ્યા, અને ત્યાં ચાતુર્માસ વ્યતીત કર્યો.

## ૫. ગાંગેય શ્રમણ

[ ૩૨ મું ચોમાસું )

ત્યાર પછીના વર્ષમાં પણ તેમણે વિદેહ, કોશલ, તથા કાશીના પ્રદેશોમાં વિહાર કર્યા કર્યો; અને અંતે ચોમાસું આવતાં વૈશાલીમાં ચાતુર્માસ વ્યતીત કર્યો. વાણિજ્યગ્રામમાં તેમને પાર્શ્વનાથની પરંપરાના ગાંગેય શ્રમણ સાથે ભેટો થયો. તેણે નરકભૂમિમાં નારકી જીવોની ઉત્પત્તિ બાબત કેટલાક પ્રશ્નો મહાવીરને પૂછ્યા. ભગવાને જણાવ્યું કે, નૈરયિકો નરકમાં સ્વયં ઉત્પન્ન થાય છે; અર્થાત્ પોતાનાં કર્મના ઉદયથી, ગુરુપણાથી, અશુભ કર્મોના ઉદયથી અને વિપાકથી તેઓ નરકમાં ઉત્પન્ન થાય છે; તેઓ 'અસ્વયં' ઉત્પન્ન થાય છે એમ કહેવાય નહીં. તે જ પ્રમાણે પૃથ્વીકાયિક આદિ જીવોની બાબતમાં પણ જાણવું.

તે સાંભળી ગાંગેયે પૂછ્યું, 'હે ભગવન્! આપ સ્વયં આ પ્રમાણે જાણો છો, કે અસ્વયં જાણો છો? — સાંભળ્યા સિવાય આ પ્રમાણે જાણો છો કે, સાંભળીને જાણો છો?'

---

૧. આ નગરમાં મહાવીરને અંબડ નામના પરિવ્રાજક સાથે પ્રસંગ પડ્યો લાગે છે. ઠેઠ છેવટ સુધી તે પરિવ્રાજક જ રહ્યો; જૈન સાધુની દીક્ષા તેણે ન લીધી; પરંતુ ભગવાન મહાવીર પ્રત્યે તેની ભક્તિ તો જામી જ. ઔપપાતિક સૂત્રમાં ગૌતમના પ્રશ્નના જવાબમાં મહાવીર જણાવે છે કે, તે દીક્ષા તો નહીં લે; તો પણ કેટલાક જૈન આચારો તે અવશ્ય પાળશે; બ્રહ્મચર્ય સિવાયનાં બીજાં ચાર વ્રતોમાં પણ જૈન સાધુ જેટલી તીવ્રતા નહીં દાખવે; તેમ છતાં દેવગતિ પામ્યા બાદ તે સારા કુળમાં જન્મી, જૈન સાધુ થઈને સિદ્ધિ પામશે જ.

મહાવીરે જવાબ આપ્યો : 'હે ગાંગેય ! આ બધું હું સ્વયં જાણું છું; સાંભળીને જાણતો નથી. કેવલજ્ઞાની બધી દિશાઓમાં મિત (મર્યાદિત) પણ જાણે અને અમિત પણ જાણે છે. તે સર્વ કાળે સર્વ ભાવોને પણ જાણે છે. તેને અનંત જ્ઞાન અને અનંત દર્શન છે; તથા તે જ્ઞાનદર્શનને કોઈ જાતનું આવરણ નથી.'

ત્યાર પછી ગાંગેય અનગાર મહાવીરને સર્વજ્ઞ અને સર્વદર્શી જાણી. તેમની પાસે દીક્ષા લઈ, પાર્શ્વના ચાર મહાવ્રત-ધર્મમાંથી નીકળી મહાવીરના પાંચ મહાવ્રતધર્મમાં આવ્યા અને શ્રમણપણું ભલી પેરે પાળી. સિદ્ધ-બુદ્ધ-અને મુક્ત થયા. [ભગવતી શતક ૯, ઉદ્દે૦ ૩૨]

### ૬. છઠ્ઠા આરાનું ભારત અને તેનાં મનુષ્ય

આમ લગભગ ત્રણ વર્ષ સુધી મધ્ય પ્રદેશમાં વિચર્યા બાદ ભગવાન હવે વર્ષાઋતુ ગાળવા પોતાના મુખ્ય કેન્દ્ર — મગધ-રાજગૃહ-તરફ વળ્યા. લાંબો વખત પણ થઈ ગયો હતો. અને કેટલાક શ્રમણોની ઇચ્છા વિપુલાચલ ઉપર અનશન કરવાની પણ હતી. રાજગૃહમાં ભગવાને છઠ્ઠા આરાના ભારત વિષે તથા તેનાં મનુષ્યો વિષે એક ભવિષ્ય ભાખ્યું: તે ભગવતી-સૂત્રમાં સંઘરાયું છે.

તે સમજવા માટે કાળચક્ર વિષેની થોડીક જૈન પરિભાષા સમજી લેવાની જરૂર છે.

કાળચક્રના બે ભાગ છે : ૧. દરેક શુભ બાબતમાં હાનિ પામતો — નીચે જતો. અને ૨. દરેક શુભ બાબતમાં વૃદ્ધિ પામતો — ઉપર જતો. પહેલો અવસર્પિણી કહેવાય છે; અને બીજો ઉત્સર્પિણી કહેવાય છે. તે દરેકના પાછા છ ભાગ પાડવામાં આવ્યા છે. તે 'આરા' કહેવાય છે. અવસર્પિણીના આરા આ પ્રમાણે છે : સુખમા-સુખમા, સુખમા, સુખમા દુઃખમા, દુઃખમા સુખમા, દુઃખમા, અને દુઃખમા દુઃખમા. ઉત્સર્પિણીના છ આરા તેનાથી ઊલટા છે. અવસર્પિણીમાં સુખ વગેરે ઘટતાં જાય છે, અને ઉત્સર્પિણીમાં વધતાં જાય છે. અવસર્પિણીના પહેલા ચાર આરાનો સમય ૧૦ × (૧ કરોડ × ૧

કરોડ ) સાગર વર્ષો[1] જેટલો છે. તેમાંથી પાંચમા અને છઠ્ઠા આરાનો સમય દરેક એકવીસ હજાર વર્ષ જેટલો છે.

પાંચમો આરો, એટલે આપણે અત્યારે જીવીએ છીએ તે સમય. મહાવીરના નિર્વાણ બાદ ત્રણ વર્ષ અને સાડા આઠ માસે આ આરો શરૂ થયો છે, અને તે ૨૧૦૦૦ વર્ષ પહોંચશે. આ આરા વિષે હેમચંદ્રાચાર્ય પોતાના મહાવીરચરિત્ર ( સર્ગ ૧૩ ) માં જણાવે છે કે, પાંચમા આરામાં સર્વ લોકો કષાયથી લોપ પામેલી ધર્મબુદ્ધિવાળા, અને મર્યાદારહિત થશે. રાજાઓ યમદંડ જેવા થશે; જે અંત્યે હશે તે મધ્યમાં આવશે અને મધ્યમાં હશે તે અંત્યે આવશે. બધા દેશો ચલાયમાન થઈ જશે. ચોર ચોરીથી, રાજાઓ કરથી, અને અધિકારીઓ લાંચથી સર્વ પ્રજાને પીડશે. લોકો સ્વાર્થમાં જ તત્પર, પરાર્થવિમુખ, અને સત્ય-લજ્જા-દાક્ષિણ્યતાથી રહિત તેમજ સ્વજનોના જ વિરોધી થશે. શિષ્યો ગુરુની આરાધના કરશે નહિ, ગુરુઓ પણ શિષ્યભાવ રાખશે નહિ અને તેમને ઉપદેશાદિ વડે શ્રુતજ્ઞાન આપશે નહિ. અનુક્રમે ગુરુકુળમાં વાસ બંધ પડશે, ધર્મમાં મંદ બુદ્ધિ થશે અને પૃથ્વી ઘણાં પ્રાણીઓથી આકુળવ્યાકુળ થશે. દેવતાઓ પ્રત્યક્ષ થશે નહિ, પુત્રો પિતાની અવજ્ઞા કરશે, વહુઓ સર્પિણી જેવી અને સાસુઓ કાળરાત્રી જેવી થશે. કુલીન સ્ત્રીઓ પણ લજ્જા છોડીને દૃષ્ટિના વિકારથી, હાસ્યથી, આલાપથી, અથવા બીજા પ્રકારના વિલાસોથી વેશ્યાનું અનુકરણ કરશે. શ્રાવક અને શ્રાવિકાપણાની હાનિ થશે; ચતુર્વિધ ધર્મનો ક્ષય થશે; ખોટાં તોલ અને ખોટાં માન ચાલશે; ધર્મમાં પણ શઠતા થશે અને સત્પુરુષો દુઃખી અને દુર્જનો સુખી થશે. મણિ-મંત્ર-ઔષધ-તંત્ર-વિજ્ઞાન-ધન-આયુષ્ય - ફળ-પુષ્પ - રસ - રૂપ-શરીરની ઊંચાઈ-ધર્મ-અને બીજા શુભ ભાવોની પાંચમા આરામાં પ્રતિદિન હાનિ થશે; અને તે પછી છઠ્ઠા આરામાં તો અધિક હાનિ થશે. એ પ્રમાણે પુણ્યના ક્ષયવાળો કાળ પ્રસરતાં જેની બુદ્ધિ ધર્મમાં રહેશે તેનું જીવિત સફળ ગણાશે. તે કાળમાં માણસનું શરીર બે હાથ પ્રમાણ થશે, અને આયુષ્ય વધારેમાં વધારે વીસ વર્ષનું થશે.

---

૧. તેની માત્ર ઉપમાથી અપાતી ગણતરી માટે જુઓ આ માળાનું 'સમીસાંજનો ઉપદેશ' પુસ્તક પા. ૧૩૨.

હેમચંદ્રાચાર્યે આ પાંચમા આરાનું વર્ણન કયા મૌલિક ગ્રંથ ઉપરથી કર્યું છે, તે નક્કી કરી શકાતું નથી. પરંતુ પાંચમા આરાનાં ૨૧૦૦૦ વર્ષ પૂરાં થયા બાદ, છઠ્ઠા આરાનાં ૨૧૦૦૦ વર્ષ દરમ્યાન ભારતવર્ષ તથા તેનાં મનુષ્યોની શી સ્થિતિ થશે, તેનું મહાવીરને મુખે મુકાયેલું વર્ણન ભગવતીસૂત્રમાંથી નીચે ઉતાર્યું છે :

મહાવીર કહે છે : હે ગૌતમ ! દુઃષમા-દુઃષમા કાલ જ્યારે અત્યંત ઉત્કટ અવસ્થાને પ્રાપ્ત થશે ત્યારે ચારે બાજુ દુઃખી લોકોના 'હા-હા' અવાજો સંભળાયા કરશે; દુઃખાર્ત પશુઓના 'ભાં-ભાં' શબ્દો સંભળાયા કરશે, અને દુઃખપીડિત પક્ષીઓ કોલાહલ કર્યા કરશે. તે કાલના પ્રભાવથી ઘણા કઠોર, ધૂળથી મેલા, અસહ્ય, અનુચિત અને ભયંકર તેમજ ભમરિયા વાયુ ( સંવર્તક ) વાયા કરશે. એ કાળે વારંવાર ચારે બાજુએ ધૂળ ઊડતી રહેવાથી દિશાઓ રજથી મલિન, અને અંધકાર વડે પ્રકાશરહિત તથા ધૂમાડા જેવી ઝાંખી દેખાશે. કાલની રૂક્ષતાથી ચંદ્રો અધિક શીતતા આપશે, અને સૂર્યો અત્યંત તપશે. વળી વારંવાર ઘણા ખરાબ રસવાળા, વિરુદ્ધ રસવાળા, ખારા ખાતર સમાન ( ખાટા ) પાણીવાળા, અગ્નિની માફક દાહક પાણીવાળા, વીજળીયુક્ત, કરા વરસાવનારા કે પર્વત ભેદનારા અશનિમેઘ, વિષમેઘ, તથા વ્યાધિ-રોગ-વેદના ઉત્પન્ન કરનાર પાણીવાળા અને મનને રુચે નહીં તેવા પાણીવાળા મેઘો તીક્ષ્ણ ધારાઓથી પુષ્કળ વરસશે. તેથી ભારત વર્ષમાં ગામ-નગર વગેરે ઠેકાણે રહેલાં મનુષ્યો, ચોપગાં, ખેચર, તેમજ ગામ અને જંગલમાં ચાલતા જંગમ જીવો તથા બહુ પ્રકારનાં વૃક્ષો, ગુલ્મો, લતાઓ, વેલડીઓ, ઘાસ, શેરડી વગેરે, ધરો વગેરે, શાલી વગેરે, તથા પ્રવાલો અને અંકુરાદિ તૃણ વનસ્પતિઓ નાશ પામશે. વૈતાઢ્ય[1]

---

૧. ભરતક્ષેત્રના મધ્યમાં આવેલો કહેવાતો પર્વત. ચુલ્લ હિમવંત પર્વત ઉપરથી નીકળેલ ગંગા અને સિંધુ નદીઓ એ પર્વતની ગુફામાં થઈને દક્ષિણાર્ધ ભારતમાં દાખલ થાય છે.

સિવાયના પર્વતો, ડુંગરો, ધૂળનાં ઊંચાં સ્થળો તથા રજ વિનાની ભૂમિઓ નાશ પામશે. ગંગા અને સિંધુ સિવાય પાણીના ઝરાઓ, ખાડાઓ, તથા દુર્ગમ અને વિષમ ભૂમિમાં રહેલાં ઊંચાં અને નીચાં સ્થળો સરખાં થશે.

તે વખતે ભારતવર્ષની ભૂમિ પણ અંગાર જેવી, છાણાંના અગ્નિ જેવી, ભસ્મીભૂત, તપી ગયેલ કડાયા જેવી, અગ્નિ સરખી, બહુ રજવાળી, બહુ કીચડવાળી, બહુ સેવાળવાળી, ઘણા કાદવવાળી, અને પ્રાણીઓને ચાલવું મુશ્કેલ પડે તેવી થશે.

તે વખતે ભારતવર્ષનાં મનુષ્યો ખરાબ રૂપવાળાં, ખરાબ વર્ણવાળાં, ખરાબ ગંધવાળાં, દુષ્ટ રસવાળાં, ખરાબ સ્પર્શવાળાં, અનિષ્ટ, અમનોજ્ઞ (મનને ન ગમે તેવાં), હીન સ્વરવાળાં, દીન સ્વરવાળાં, અનિષ્ટ સ્વરવાળાં, મનને ન ગમે તેવા સ્વરવાળાં, જેનાં વચન અને જન્મ અગ્રાહ્ય છે તેવાં, નિર્લજ્જ, કૂટ-કપટ-કલહ-વધ-બંધ અને વૈરમાં આસક્ત, મર્યાદાનું ઉલ્લંઘન કરવામાં મુખ્ય, અકાર્ય કરવામાં નિત્ય તત્પર, માતપિતાદિને અવશ્ય કરવા યોગ્ય વિનયથી રહિત, બેડોળ રૂપવાળાં, વધેલા નખ-કેશ-દાઢી-મૂછ અને રોમવાળાં, કાળાં, અત્યંત કઠોર, શ્યામ વર્ણવાળાં, છૂટા કેશવાળાં, ધોળા કેશવાળાં, બહુ સ્નાયુથી બાંધેલ હોવાને લીધે દુર્દર્શનીય રૂપવાળાં, વાંકાં અને કરચલીઓવાળાં પ્રત્યેક અંગયુક્ત, વૃદ્ધાવસ્થાયુક્ત પુરુષ જેવાં, છૂટા અને સડી ગયેલા દાંતની શ્રેણિવાળાં, જેમનો ડોક પાછળનો ભાગ અને મુખ ભયંકર છે તેવાં, વિષમ નેત્રવાળાં, વાંકી નાસિકાવાળાં, વાંકાં અને વલિઓથી વિકૃત થયેલાં, ખસ અને ખરજથી વ્યાપ્ત, કઠણ અને તીક્ષ્ણ નખો વડે ખજવાળવાથી વિકૃત થયેલાં, દરાજ-કોઢ અને કરોળિયાવાળાં, ફાટી ગયેલ અને કઠોર ચામડીવાળાં, વિચિત્ર અંગવાળાં, ઊષ્ટ્રાદિના જેવી ગતિવાળાં, સાંધાના વિષમ બંધનવાળાં, યોગ્ય સ્થાને નહીં ગોઠવાયેલ તથા છૂટાં દેખાતાં હાડકાંવાળાં, દુર્બલ, ખરાબ

બાંધાવાળાં, ખરાબ પ્રમાણવાળાં, ખરાબ આકૃતિવાળાં, ખરાબ રૂપવાળાં, ખરાબ સ્થાન અને આસનવાળાં, ખરાબ શય્યાવાળાં, ખરાબ ભોજનવાળાં, જેઓનાં પ્રત્યેક અંગ અનેક વ્યાધિઓથી પીડિત છે તેવાં, સ્ખલનાયુક્ત વિહ્વલ ગતિવાળાં, ઉત્સાહરહિત, સત્ત્વરહિત, વિકૃત ચેષ્ટાવાળાં, તેજરહિત, બહુ ક્રોધ-માન અને માયાવાળાં, બહુ લોભવાળાં, અશુભ દુઃખનાં ભાગી, પ્રાયઃ ધર્મસંજ્ઞા અને સમ્યક્ત્વથી ભ્રષ્ટ, વધારેમાં વધારે એક હાથ પ્રમાણ શરીરવાળાં, વધારેમાં વધારે સોળ અને વીસ વર્ષના આયુષ્યવાળાં, પુત્રપૌત્રાદિ પરિવારમાં અત્યંત સ્નેહવાળાં, (ઘણાં પુત્ર-પૌત્રાદિનું પાલન કરનારાં), બીજના જેવાં, અને બીજ-માત્ર એવાં મનુષ્યોનાં બહોંતેર કુટુંબો ગંગા અને સિંધુ એ બે મહાનદીઓ અને વૈતાઢય પર્વતનો આશ્રય કરીને દરમાં રહેનારાં થશે.

તે કાળે અને તે સમયે રથના માર્ગ જેટલા વિસ્તારવાળી ગંગા અને સિંધુ એ મહાનદીઓ રથની ધરીને પેસવાના છિદ્ર જેટલા ભાગમાં પાણીને વહેશે. તે પાણી ઘણાં માછલાં અને કાચબા વગેરેથી ભરેલું હશે, પણ તેમાં ઘણું પાણી નહિ હોય. તે મનુષ્યો સૂર્ય ઊગ્યા પછી એક મુહૂર્તની અંદર અને સૂર્ય આથમ્યા પછી એક મુહૂર્તમાં પોતપોતાનાં દરોમાંથી નીકળી તે માછલાં તથા કાચબા વગેરેને જમીનમાં દાટશે: પછી ટાઢ અને તડકા વડે બફાઈ ગયેલાં તે માછલાં અને કાચબા વગેરેથી તેઓ એકવીસહજાર વર્ષ સુધી આજીવિકા કરતાં ત્યાં રહેશે.

[ભગ૦ શતક ૭, ઉ૦ ૬]

## ૭. પિઠર અને ગાગલી

ભગવાન, હવે રાજગૃહથી ચંપા તરફ વળ્યા. પહેલાં જ્યારે તે ચંપા ગયા હતા, ત્યારે [જુઓ આગળ પા. ૩૯૪] પૃષ્ઠચંપામાં સાલ-મહાસાલે પોતાના ભાણેજ તથા પિઠરના પુત્ર એવા ગાગલીનો રાજ્યાભિષેક કરી, ભગવાન પાસે દીક્ષા

લીધી હતી. આ વખતે ભગવાન ચંપામાં પધાર્યા ત્યારે ગૌતમ સ્વામી પ્રભુની આજ્ઞા લઈ, સાલ-મહાસાલ સાથે પૃષ્ઠચંપા ગયા. ત્યાં ગાગલી રાજાએ ભક્તિથી ગૌતમ ગણધરને વંદના કરી; તેમ જ તેનાં માતાપિતા પિઠર-યશોમતીએ તથા બીજા મંત્રી વગેરે પૌરજનોએ પણ તેમને વંદના કરી. પછી ગૌતમે ધર્મોપદેશ આપ્યો. તે સાંભળી ગાગલી પ્રતિબોધ પામ્યો; એટલે પોતાના પુત્રને ગાદીએ બેસાડી, પોતાનાં માતપિતા સહિત તેણે ગૌતમ સ્વામી પાસે દીક્ષા લીધી. પછી બધાં ગૌતમ સ્વામી સાથે પ્રભુને વંદન કરવા ચંપા તરફ ચાલ્યાં.

માર્ગમાં શુભ ભાવનાથી તે પાંચેને કેવળજ્ઞાન ઉત્પન્ન થઈ ગયું. ગૌતમસ્વામીને હજુ કેવળજ્ઞાન થયું ન હતું. તેથી ભગવાન મહાવીર પાસે જઈ તેમણે પેલાં પાંચને કહ્યું કે, 'પ્રભુને વંદના કરો.' ત્યારે મહાવીરે ગૌતમને જણાવ્યું કે, 'તમે કેવળજ્ઞાનીઓની આશાતના કરો નહિ.'— કેવળજ્ઞાનીને કેવળજ્ઞાનીનું વંદન કરવા કહેવાય નહિ!

ગૌતમસ્વામીને એ જાણી નવાઈ તથા દુઃખ થયાં કે, પોતે જેમને હમણાં જ દીક્ષા આપી છે, તેઓને કેવળજ્ઞાન થઈ ગયું, અને પોતે હજુ કેવળજ્ઞાન વિના જ રહ્યા. તેમને એવી અધીરાઈ પણ આવી કે, હું આ ભવમાં સિદ્ધ જ નહિ થાઉં કે શું?

નજીક આવેલું ચોમાસું ગાળવા રાજગૃહમાં પધારેલા ભગવાને ગૌતમના મનમાં રહેતો ખેદ જાણી લઈ લોકો વીખરાઈ ગયા બાદ તેમને સંબોધી કહ્યું:

'હે ગૌતમ! તું મારી સાથે ઘણા કાળ સુધી સ્નેહથી બંધાયેલ છે. હે ગૌતમ! તેં ઘણા લાંબા કાળથી મારી સ્તુતિ કરેલી છે; હે ગૌતમ! તેં ઘણા લાંબા કાળથી મારી સેવા કરી છે; હે ગૌતમ! તું ઘણા લાંબા કાળથી મને અનુસર્યો છે. હે ગૌતમ! તું ઘણા લાંબા કાળથી મારી સાથે અનુકૂળપણે

વર્ત્યો છે. હે ગૌતમ! તુરતના દેવભવમાં અને તુરતના મનુષ્યભવમાં તારી સાથે મારો સંબંધ છે. વધારે તો શું? પણ મરણ પછી શરીરનો નાશ થયા બાદ અહીંથી ચ્યવી આપણે બંને સરખા, એક પ્રયોજનવાળા, (એક સિદ્ધિક્ષેત્રમાં રહેવાવાળા), તથા વિશેષતા અને ભેદરહિત (સિદ્ધ) થઈશું.'

[ભગ૦ શતક ૧૪, ઉદ્દે૦ ૭]

[૩૩ મું ચોમાસું]

ભગવાનને મુખથી આ પ્રમાણે પોતાને આ શરીર બાદ સિદ્ધિ અવશ્ય પ્રાપ્ત થવાની છે એમ જાણી, ગૌતમનું ચિત્ત શાંત થયું. ભગવાને તે વર્ષનું ચોમાસું રાજગૃહમાં વ્યતીત કર્યું.

## ૮. કાલોદાયી

આ અરસામાં ભગવાનના કેટલાય શિષ્યોએ અનશન સ્વીકારેલું હોવાથી વર્ષાઋતુ બાદ પણ ભગવાન રાજગૃહની આસપાસ જ વિચર્યા કર્યા. સ્કંધકાત્યાયને (જુઓ આગળ પા. ૩૫૮) પણ આજ વર્ષમાં વિપુલાચલ ઉપર અનશન કર્યું હતું. જાલિ, મયાલિ આદિ મુનિઓએ (જુઓ આગળ પા. ૩૨૯) પણ આ જ વર્ષમાં વિપુલાચલ ઉપર અનશન કર્યું હતું. રાજગૃહના આ વસવાટ દરમ્યાન કાલોદાયી નામે એક અન્યતીર્થિક—પરસંપ્રદાયી ભગવાન મહાવીર સાથે વાદવિવાદના પ્રસંગમાં આવી પ્રતિબોધ પામ્યો અને તેમનો શિષ્ય થયો; એ બધી હકીકતનો ઉલ્લેખ ભગવતીસૂત્રમાં જુદે જુદે ઠેકાણે વેરાયેલો પડ્યો છે. તે આ પ્રમાણે છે:

રાજગૃહમાં ભગવાન ગુણશીલ ચૈત્ય આગળ ઊતર્યા હતા. તે ચૈત્યની પાસે થોડે દૂર કાલોદાયી, શૈલોદાયી, સેવાલોદાયી ઉદય, નામોદય. નર્મોદય, અન્યપાલક, શૈલપાલક, શંખપાલક, અને સુહસ્તી ગૃહસ્થ નામના અન્યતીર્થિકો (અન્ય તીર્થ-સંપ્રદાય-મતને-અનુસરનાર) રહેતા હતા. એક વખત તેઓ એકઠા થઈ સુખપૂર્વક બેઠા હતા, ત્યારે તેમનામાં આ પ્રકારનો

વાર્તાલાપ થયો: 'શ્રમણ જ્ઞાતપુત્ર (મહાવીર) પાંચ અસ્તિકાયો[1] જણાવે છે: ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, અને જીવાસ્તિકાય. વળી પુદ્ગલાસ્તિકાય સિવાયના અસ્તિકાયોને તે અરૂપીકાય (અમૂર્ત) જણાવે છે, અને પુદ્ગલાસ્તિકાયને રૂપીકાય (મૂર્ત) જણાવે છે. એ પ્રમાણે કેમ માની શકાય?'

તે વખતે ભગવાન મહાવીરના મોટા શિષ્ય ગૌતમગોત્રી ઇંદ્રભૂતિ રાજગૃહમાં ભિક્ષા માગી પાછા ફરતા હતા. ત્યારે પેલા અન્યતીર્થિકોએ તેમને બોલાવીને પોતાનો અભિપ્રાય તેમની આગળ વ્યક્ત કર્યો. ગૌતમે તેમને કહ્યું, 'હે દેવાનુપ્રિયો! અમે વિદ્યમાન વસ્તુને અવિદ્યમાન નથી કહેતા અને અવિદ્યમાનને વિદ્યમાન નથી કહેતા. અમે તો અસ્તિભાવને જ અસ્તિ કહીએ છીએ અને નાસ્તિભાવને નાસ્તિ કહીએ છીએ. માટે હે દેવાનુપ્રિયો! જ્ઞાન વડે તમે સ્વયમેવ એ અર્થનો વિચાર કરો.' આમ કહી ગૌતમ ચાલ્યા ગયા.

કાલોદાયી માત્ર ચર્ચાપ્રિય નહોતો. પોતાને થયેલા સંશયનું નિવારણ કરવા તે જ્યાં ભગવાન ઘણાં માણસોને ધર્મકથા

૧. જેનો બીજો ભાગ ન થઈ શકે એવા અંશને–ખંડને 'અસ્તિ' અથવા 'પ્રદેશ' કહે છે; અને એના સમુદાયને 'કાય' કહે છે. અર્થાત અસ્તિકાય એટલે પ્રદેશોનો સમૂહ. એ પાંચ અસ્તિકાય દ્રવ્યો એવા અખંડ સ્કંધરૂપ છે કે જેના અવિભાજ્ય સૂક્ષ્મ અંશ બુદ્ધિથી કલ્પી શકાય છે. પરંતુ પુદ્ગલ દ્રવ્યના પ્રદેશ જેમ પોતાના સ્કંધથી જુદા થઈ શકે છે; તેમ આ ચાર દ્રવ્યના થઈ શકતા નથી. કારણ કે તે ચારે અમૂર્ત છે. ધર્મ અને અધર્મનો અહીં પ્રસિદ્ધ અર્થ નથી લેવાનો. આ બે દ્રવ્યો ગતિ અને સ્થિતિમાં સહાયક છે. પાણી વિના માછલી ગતિ કે સ્થિતિ ન કરી શકે, તેમ આ બે દ્રવ્યો અન્ય દ્રવ્યોની ગતિ તથા સ્થિતિમાં સહાયક છે. પુદ્ગલ અસ્તિકાય એટલે જેને અન્ય દર્શનો પ્રકૃતિ કે જડ તત્ત્વ કહે છે તે.

સંભળાવતા હતા, ત્યાં આવ્યો. તેને આવેલો જોઈ, ભગવાને તેને તેના મનનો સંશય કહી બતાવ્યો, અને પૂછ્યું કે, એ વાત યથાર્થ છે કે કેમ? કાલોદાયીએ તેની હા પાડી. પછી ભગવાને તેને કહ્યું કે, "હું એ પ્રમાણે પાંચ અસ્તિકાયો પ્રરૂપું છું. 'પોતે નહીં જોયેલી, નહીં સાંભળેલી, નહીં સ્વીકારેલી કે નહીં જાણેલી વસ્તુ, હેતુ, પ્રશ્ન કે ઉત્તરને હું ઘણાં માણસ વચ્ચે કહેતો નથી. એવી ઘણી વસ્તુઓ છે કે, જેમને આપણે ઇંદ્રિયથી દેખી – જાણી શકતા નથી, પરંતુ તેમનાં કાર્ય દ્વારા જોઈ–જાણી શકીએ છીએ. પવન વાય છે, પણ લોકો તેનું રૂપ જોઈ શકતા નથી. ગંધ ગુણવાળાં પુદ્ગલો છે, છતાં તેમનું રૂપ લોકો જોઈ શકતા નથી; અરણિના કાષ્ટમાં અગ્નિ છે, છતાં તે અગ્નિનું રૂપ લોકો જોતા નથી. સમુદ્રને પેલે પાર રૂપો છે, પણ બધા લોકો તેમને જોતા નથી. દેવલોકમાં પણ પદાર્થો છે, પણ સૌ કોઈ તેમને જોતા નથી. પરંતુ સામાન્ય લોકો જેને ન જાણે કે દેખે, તે બધું ન હોય, તો ઘણી વસ્તુઓનો અભાવ થઈ જાય!'*"

કાલોદાયીને આ જવાબથી સંતોષ થયો. પછી તેણે કેટલાક સાધુઓ તેજોલેશ્યા છોડે છે, તેના સ્વરૂપ વિષે[1] પ્રશ્ન પૂછ્યો, તથા જીવનાં અશુભફલ સહિત પાપકર્મ જડ શરીરને લાગે

* એક અવતરણચિહ્નમાં મૂકેલો ભાગ એ જ પ્રશ્નના ઉત્તરમાં કાલોદાયી વગેરેને મદ્રુકે આપેલા તથા ભગવાને અભિનંદેલા જવાબમાંથી છે (ભગવતી૦ શતક ૧૮, ઉદ્દે૦ ૭). મદ્રુક એ રાજગૃહનો ધનિક શ્રાવક હતો. કાલોદાયી વગેરેએ અસ્તિકાય સંબંધી જ પ્રશ્ન પૂછ્યો હતો, ત્યારે તેણે આ જવાબ વડે તેમને નિરુત્તર કર્યા હતા તેણે આપેલા જવાબનું ભગવાને અભિનંદન કર્યું હતું. મદ્રુક છેવટ સુધી સાધુ થયો નહતો: પરંતુ અંતે સાઠ ટંક ઉપવાસ કરી મરણ પામ્યો હતો, અને દેવગતિ પામ્યો હતો.

૧. ભગ૦ શતક ૭, ઉદ્દે૦ ૧૦.

ખરાં કે નહીં તે પણ પૂછયું. ભગવાને જણાવ્યું કે તેજોલેશ્યા અચિત્ત પુદ્ગલ રૂપ છે, તથા જીવને ફલસહિત પાપકર્મ લાગે, શરીરને નહીં.

વળી તેણે પૂછયું: બે પુરુષોમાંથી એક પુરુષ અગ્નિ સળગાવે, અને બીજો તેને ઓલવે, તો તે બેમાંથી કયો મહા-પાતકવાળો અને કયો અલ્પ પાતકવાળો કહેવાય?

મહાવીરે જવાબ આપ્યો: હે કાલોદાયિ! તે બેમાંથી જે ઓલવે છે, તે અલ્પ પાતકવાળો છે; અને જે સળગાવે છે, તે મહાપાતકવાળો છે. કારણ કે જે અગ્નિ સળગાવે છે, તે (અગ્નિ સળગવાની શરૂઆત હોવાથી) અગ્નિકાયોનો નાશ તો થોડા પ્રમાણમાં કરે છે; પરંતુ ઘણા પૃથ્વીકાયોનો, ઘણા વાયુકાયોનો, ઘણા વનસ્પતિકાયોનો અને ઘણા ત્રસ (જંગમ) કાયોનો નાશ કરે છે. ત્યારે જે પુરુષ અગ્નિ ઓલવી નાખે છે, તે અગ્નિકાયોનો વધારે નાશ કરે છે, પણ થોડા પૃથ્વીકાયોનો, થોડા જલકાયોનો, થોડા વાયુકાયોનો, થોડા વનસ્પતિકાયોનો અને થોડા ત્રસકાયોનો નાશ કરે છે. માટે હે કાલોદાયિ! સળગાવનાર કરતાં ઓલવનાર અલ્પ પાતકવાળો છે.

[ભગવતી૦ શતક ૭. ઉદ્દે૦ ૧૦]

આવા આવા પ્રશ્નોત્તરોથી કાલોદાયી ભગવાન પ્રત્યે શ્રદ્ધા-ભક્તિ પામ્યા, અને છેવટે સ્કંદક તાપસની પેઠે (જુઓ આગળ પા. ૩૫૪) તેણે ભગવાન પાસે પ્રવ્રજ્યા લીધી, અને અગિયાર અંગોનું અધ્યયન વગેરે કર્યાં.

ઘણા વખત બાદ ભગવાન ફરી રાજગૃહમાં પાછા આવ્યા, ત્યારે તેણે ભગવાનને પૂછેલો એક પ્રશ્ન ભગવતી-સૂત્રમાં નોંધાયેલો પડયો છે. (શતક ૭, ઉદ્દે૦ ૧૦) તે આ પ્રમાણે છે:

"હે ભગવન્! પાપકર્મો અશુભ ફળવાળાં કેમ હોય!" ભગવાને તેને પોતાની દૃષ્ટાંત-પ્રધાન શૈલીમાં આપેલો જવાબ આ પ્રમાણે છે. "હે કાલોદાયિ! જેમ કોઈ પુરુષ સુંદર

થાળીમાં સુંદર તથા અઢાર પ્રકારનાં શાકદાળાદિ યુક્ત પરંતુ વિષ-મિશ્રિત ભોજન કરે, તો તે ભોજન શરૂઆતમાં સારું લાગે, પણ પછી તેનું પરિણામ ખૂરું આવે, તેમ જીવોનાં પાપકર્મો અશુભ ફળવાળાં હોય છે. તથા જેમ ઔષધમિશ્રિત ભોજન શરૂઆતમાં સારું ન લાગે, પણ પછી સુખપણે પરિણામ પામે છે, તેમ જીવોને હિંસાદિ મહાપાપનો ત્યાગ, તેમજ ક્રોધાદિ પાપસ્થાનોનો ત્યાગ પ્રારંભમાં સારો નથી લાગતો, પણ પછી પરિણામે સુરૂપણે પરિણત થાય છે.

### ૯. પેઢાલપુત્ર

ભગવાને આ વર્ષનું ચોમાસું નાલંદામાં વ્યતીત કર્યું. નાલંદા તે વખતે રાજગૃહ નગરની બહાર ઈશાનખૂણામાં આવેલ 'બાહિરિકા' એટલે કે નગરબહાર વસેલી વસતી-પરું ગણાતું હતું. નાલંદામાં લેપ નામે એક સંપત્તિમાન શ્રાવક રહેતો હતો. નાલંદાવાસમાં ઈશાન ખૂણા તરફ તેની 'શેષદ્રવ્યા' નામની એક મનોહર 'ઉદકશાળા' (સ્નાનગૃહ) હતી. તેના ઈશાન ખૂણામાં હસ્તિયામ નામનું ઉપવન હતું. તેમાં આવેલા એક મકાનમાં ગૌતમે ઉતારો કર્યો હતો. તે ઉપવનમાં ગૌતમ ઉપરાંત ભગવાન પાર્શ્વનો અનુયાયી નિર્ગ્રંથ ઉદક પેઢાલપુત્ર પણ રહેતો હતો.

તે એક વખત ગૌતમ પાસે આવી કહેવા લાગ્યો :

"હે આયુષ્માન ગૌતમ! કુમારપુત્ર નામના શ્રમણનિર્ગ્રંથો, કે જેઓ તમારા મતને અનુસરે છે, તેઓ વ્રત-નિયમ લેવા આવેલા ગૃહસ્થ પાસે એવો નિયમ લેવરાવે છે કે, 'બીજાની જબરદસ્તી બાદ કરતાં, તેમજ બધું ન થઈ શકતું હોય તો થોડું પણ કરવાની ભાવનાથી, માત્ર હાલતાં ચાલતાં પ્રાણીઓની હિંસા હું નહીં કરું.' પરંતુ, બધાં પ્રાણીઓ વારાફરતી સ્થાવર-જંગમ એવી યોનિઓમાં ભમ્યાં જ કરતાં હોય છે. કોઈ વાર સ્થાવર પ્રાણી બીજા જન્મમાં જંગમ થઈને જન્મે છે. કે

જંગમ પ્રાણી સ્થાવર થઈને જન્મે છે. એટલે કોઈ પ્રાણી માત્ર સ્થાવર નથી કે માત્ર જંગમ નથી. તેથી ઉપરની પ્રતિજ્ઞાવાળો ગૃહસ્થ સ્થાવર પ્રાણોની હિંસા કરવાની પોતાને છૂટ માની જ્યારે તેમની હિંસા કરે છે, ત્યારે તે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે છે. કારણ કે, આ જન્મમાં સ્થાવર તરીકે જન્મેલા પ્રાણો આગલા જન્મના જંગમ પ્રાણો જ છે. માટે હું કહું છું તેમ નિયમ લેવરાવે તો કશો દોષ ન આવે. જેમકે, 'બીજાની જબરદસ્તી બાદ કરતાં, તેમજ ...... થોડું પણ કરવાની ભાવનાથી હું અત્યારે જંગમ તરીકે ઉત્પન્ન થયેલાં પ્રાણીઓની હિંસા નહિ કરું!'"

એટલે ગૌતમે તેને જવાબ આપ્યો:

હે આયુષ્મન્! તારું કહેવું યથાર્થ નથી, પરંતુ બીજાને માત્ર નાહક મૂંઝવણમાં નાખનારું છે. પ્રાણો એક કોટીમાંથી બીજી કોટીમાં જાય છે એ વાત સાચી; પરંતુ જેઓ આ જન્મમાં જંગમ તરીકે ઉત્પન્ન થયા હોય, તેમને જ પેલી પ્રતિજ્ઞા લાગુ પડતી હોવાથી પ્રતિજ્ઞાભંગનું આળ ઘટી શકતું નથી. જેમને તું 'અત્યારે જંગમ તરીકે ઉત્પન્ન થયેલાં' કહે છે, તેમને જ અમે 'જંગમ પ્રાણીઓ' કહીએ છીએ. જંગમ પ્રાણીઓ તેમને કહેવાય કે જેમને જંગમ પ્રાણીઓ બનવા માટેનાં કર્મો ફલ આપવા લાગ્યાં હોય, અને એ કારણે તેમને તેવાં નામકર્મ પ્રાપ્ત થયાં હોય. એ જ રીતે ઘરબાર તજી સાધુ બનેલાને ન મારવાનો નિયમ લેનાર ગૃહસ્થ, સાધુપણું તજી ફરી ગૃહસ્થ બનેલાને મારે, તો તેણે સાધુને ન મારવાની લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ કર્યો ન કહેવાય.

પછી ઉદકે ગૌતમને બીજો પ્રશ્ન પૂછ્યો: હે આયુષ્માન્ ગૌતમ! એવો કોઈ વખત આવે ખરો, જ્યારે બધાં જ જંગમ પ્રાણીઓ સ્થાવર કોટીમાં જ ઉત્પન્ન થયાં હોય, અને તેથી જંગમ પ્રાણીઓની હિંસા ન કરવા ઇચ્છનાર શ્રમણોપાસકને

તેવું વ્રત લેવાપણું અથવા કોઈની હિંસા કરવાપણું જ ન રહે?

ગૌતમે જવાબ આપ્યો, 'ના, અમારે મતે તેવું કદી બની શકે નહીં. કારણ, બધાં જ પ્રાણીઓની મતિ, ગતિ અને કૃતિ એક સાથે એવી હીન થઈ જાય કે જેથી તે બધાં સ્થાવર પ્રાણીઓ તરીકે જ જન્મે એવું બનવું સંભવિત નથી. કારણ કે દરેક સમયે જુદી જુદી શક્તિ અને પુરુષાર્થવાળા પ્રાણીઓ પોતપોતાને માટે ભિન્ન ભિન્ન ગતિ તૈયાર કરી રહ્યા હોય છે. વળી જુદાં જુદાં પ્રાણીઓ જુદા જુદા આયુષ્યવાળાં પણ હોય છે. એટલે તેઓ જુદે જુદે સમયે મરણ પામી જુદી જુદી ગતિ પ્રાપ્ત કરે છે. એટલે એવું પણ કદી ન બને કે બધાં પ્રાણીઓ એક સાથે જ મરણ પામી, એક સરખી ગતિ પ્રાપ્ત કરે, કે જેથી કોઈને વ્રત લેવાપણું કે હિંસા કરવાપણું જ ન રહે!'

આટલો જવાબ આપ્યા બાદ, ખાલી શબ્દોનાં ચૂંથણાં કરી, અન્ય સાધુ સંપ્રદાયોની નિંદા કરવાની ઉદકની કુટેવ બદલ તેને ચીમકી આપતાં ગૌતમે કહ્યું, 'હે આયુષ્માન ઉદક! જે મનુષ્ય પાપકર્મ ત્યાગવાને અર્થે જ્ઞાન–દર્શન–ચારિત્ર પ્રાપ્ત કરીને પણ બીજા કોઈ શ્રમણબ્રાહ્મણની ખોટી નિંદા કરે છે, તે ભલેને પોતાને તેમનો મિત્ર માનતો હોય, તોપણ પોતાનો પરલોક બગાડે છે.'

ત્યારબાદ પેઢાલપુત્ર ઉદક, ભગવાન ગૌતમને નમસ્કાર વગેરે આદર કર્યા વિના જ પાછો પોતાને ઠેકાણે ચાલવા માંડ્યો. એટલે ગૌતમે તેને કહ્યું, 'હે આયુષ્માન! કોઈ શિષ્ટ શ્રમણ કે બ્રાહ્મણ પાસે ધર્મયુક્ત એક પણ આર્ય સુવાક્ય સાંભળવાનું કે શીખવાનું મળવાથી આપણને વિચારતાં એમ લાગે કે, આજે આમણે મને ઉત્તમ યોગ–ક્ષેમના સ્થાને પહોંચાડ્યો, તો તે માણસે પેલા શ્રમણબ્રાહ્મણનો આદર કરવો જોઈએ, પૂજ્યબુદ્ધિથી તેને નમસ્કાર કરવા જોઈએ, તેનું સંમાન કરવું

જોઈએ. તથા કલ્યાણકારી મંગળમય દેવતાની જેમ અથવા દેવમંદિરની જેમ તેની ઉપાસના કરવી જોઈએ.'

એટલે પેઢાલપુત્ર ઉદકે તેમને કહ્યું : 'આવા શબ્દો પૂર્વે મેં કદી જાણ્યા નહોતા કે સાંભળ્યા નહોતા, તથા કોઈએ મને કહ્યા નહોતા. તેથી હું તે પ્રમાણે વર્ત્યો નથી. પણ હે ભગવાન! હવે એ શબ્દો સાંભળીને મને તે શબ્દો ઉપર શ્રદ્ધા, વિશ્વાસ, તથા રુચિ પ્રાપ્ત થયાં છે. અને હું કબૂલ કરું છું કે, તમારું કહેવું બરાબર છે.'

એટલે ભગવાન ગૌતમે તેને કહ્યું, 'હે આર્ય! એ શબ્દો ઉપર શ્રદ્ધા-વિશ્વાસ-રુચિ કર. કારણ, અમે જે કહ્યું, તે બરાબર છે.'

પછી પેઢાલપુત્ર ઉદકે કહ્યું, 'હે ભગવન્! તમારી પાસે હું ચાર વ્રતવાળા ધર્મમાંથી નીકળી, પાંચ મહાવ્રતવાળા તથા પ્રતિક્રમણવાળા[1] ધર્મમાં આવવા ઇચ્છું છું. [સૂત્રકૃતાંગ ૨-૭]

પછી પેઢાલપુત્ર ઉદકે ભગવાન મહાવીર પાસે પાંચ મહાવ્રતવાળો અને પ્રતિક્રમણવિધિવાળો ધર્મ સ્વીકાર્યો.

[ ૩૪ મું ચોમાસું ]

આ વર્ષનું ચોમાસું ભગવાને નાલંદામાં વ્યતીત કર્યું.

### ૧૦. સુદર્શન શેઠ

વર્ષાઋતુ પૂરી થતાં ભગવાન ફરી વિદેહ તરફ ચાલ્યા. વાણિજ્યગ્રામમાં તેમને તે ગામના સુદર્શન શેઠનો ભેટો થયો.

---

૧. પાર્શ્વનાથનો ધર્મ પ્રતિક્રમણ વિનાનો છે કારણ કે તેમના સાધુઓ કારણ હોય ત્યારે જ પ્રતિક્રમણ કરે છે, નહીં તો નથી કરતા. અને મહાવીર જિનના સાધુઓ તો કારણ હોય કે ન હોય પણ પ્રતિક્રમણ કરે છે જ. 'પ્રતિક્રમણ' એટલે પોતે રોજ કરેલાં કર્મ રોજ તપાસી જવાં તથા કાંઈ દોષ થયો હોય તો ગુરુ આગળ તેની કબૂલાત કરી, ફરી તેને ન કરવાના નિશ્ચય સાથે પ્રાયશ્ચિત્ત સ્વીકારવું તે.

તેણે જૈન મતાનુમત કાળની ગણતરીઓ વિષે મહાવીરને પ્રશ્નો કર્યાં. તે ગણતરીઓમાં, છેવટે સંખ્યા વડે ન ગણાવી શકાય — માત્ર ઉપમા વડે જ કહી શકાય તેવી 'પલ્યોપમ' અને 'સાગરોપમ' એવી ગણતરીઓ આવે છે. તે જેમકે: સુતીક્ષ્ણ શસ્ત્ર વડે પણ છેદી ભેદી ન શકાય તે પરમ અણુ; એવાં અનંત પરમાણુઓના સમુદાયની એક 'ઉચ્છ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા' થાય: તેવી આઠ મળે ત્યારે એક 'શ્લક્ષ્ણ-શ્લક્ષ્ણિકા' થાય; તેવી આઠનો એક ઊર્ધ્વ રેણુ; તેવા આઠનો એક ત્રસરેણુ, તેવા આઠનો એક રથરેણુ, તથા તેવા આઠનો દેવકુરુ અને ઉત્તરકુરુ ભૂમિઓમાં રહેતા મનુષ્યોના વાળનો એક અગ્રભાગ થાય. તેવા આઠનો હરિવર્ષ અને રમ્યક ભૂમિઓમાં રહેના મનુષ્યોનો એક વાલાગ્ર થાય; તેવા આઠનો હૈમવત અને ઐરવત ભૂમિઓના મનુષ્યોનો એક વાલાગ્ર થાય; તેવા આઠનો પૂર્વ-વિદેહ ભૂમિઓના મનુષ્યનો વાલાગ્ર થાય; તેવા આઠની એક લિક્ષા; આઠ લિક્ષાની એક યૂકા; આઠ યૂકાનો એક યવમધ્ય; આઠ યવમધ્યનો એક અંગુલ; ૯૬ અંગુલનું એક ધનુષ્ય; એવા ૨૦૦૦ ધનુષ્યનો એક ગાઉ; અને એવા ચાર ગાઉનું એક યોજન.

એવા એક યોજન આયામ અને વિષ્કંભવાળો, એક યોજન ઊંચાઈવાળો અને ત્રણ યોજન પરિધિવાળો એક પલ્ય (ખાડા) હોય; તેમાં એક દિવસના ઊગેલા, બે દિવસના ઊગેલા, ત્રણ દિવસના ઊગેલા અને વધારેમાં વધારે સાત રાતના ઊગેલા કરોડો વાલાગ્રો કાંઠા સુધી ઠસોઠસ ભર્યા હોય; પછી તે પલ્યમાંથી સો સો વર્ષે એક વાલાગ્ર કાઢવામાં આવે; અને એ રીતે જેટલે વર્ષે તે ખાડા બિલકુલ ખાલી થઈ જાય, તેટલાં વર્ષને પલ્યોપમ કહે છે. તેવાં કોટાકોટી પલ્યોપમ વર્ષોને ૧૦ ગણાં કરીએ તો એક સાગરોપમ વર્ષ થાય.

સુદર્શનને શંકા એ હતી કે, એ પલ્યોપમનો તથા

સાગરોપમ વર્ષોનો કદી ક્ષય કે અપક્ષય થાય ખરો? લાગે છે તો એમ કે, કદી ન થાય; તો પછી નરક-સ્વર્ગમાં અનેક સાગરોપમ વર્ષોનું આયુષ્ય કહ્યું છે, તેનું શું? તે ગતિઓને પામેલો ફરી ત્યાંથી ચ્યુત જ ન થાય!

ભગવાને જવાબ આપ્યો કે, એ વર્ષોનો પણ જરૂર અંત આવે જ.

સુદર્શને પૂછ્યું, 'હે ભગવન્! એમ આપ શા કારણથી કહો છો?'

મહાવીરે કહ્યું, 'હે સુદર્શન! તે બાબતમાં હું જે કહું છું તે સાંભળ. હસ્તિનાપુરમાં બલ નામે રાજાને પ્રભાવતી નામે રાણી હતી. તે રાણીને એક વખત જાણે કોઈ સિંહ આકાશમાંથી ઊતરી પોતાના મુખમાં પ્રવેશ કરતો હોય એવું સ્વપ્ન આવ્યું. સ્વપ્નપાઠકોને પૂછતાં તેમણે જણાવ્યું કે, આ સ્વપ્નથી સૂચિત થાય છે કે, પ્રભાવતી રાણીને નવ માસ અને સાડાસાત દિવસ વીત્યા પછી કુલધ્વજ સમાન પુત્ર થશે; તે રાજ્યનો પતિ થશે, અથવા ભાવિતાત્મા સાધુ થશે.

વખત જતાં રાણીએ પુત્રને જન્મ આપ્યો. તેનું 'મહાબલ' એવું નામ પાડવામાં આવ્યું. યોગ્યસમયે તેને આઠ કન્યાઓ સાથે પરણાવવામાં આવ્યો, અને સંસારત્યાગ તરફ તેનું ચિત્ત ન વળે, તે માટે પ્રયત્નપૂર્વક તેને સુખ-વિલાસોમાં રૂંધી લેવામાં આવ્યો. પરંતુ એક વખત વિમલનાથ તીર્થંકરના પ્રપૌત્ર ધર્મઘોષ મુનિનું પ્રવચન સાંભળતાં જ તેની વૃત્તિ બદલાઈ ગઈ, અને માતપિતાની અનેક સમજાવટો છતાં તે સાધુ થઈ ગયો. ત્યાર બાદ બાર વર્ષ સુધી વિચિત્ર પ્રકારનાં અનેક તપકર્મો કરીને અંતે સાઠ ટંકના ઉપવાસથી તેણે દેહ-ત્યાગ કર્યો. મૃત્યુ બાદ તે બ્રહ્મલોકમાં દેવ થયો. ત્યાં તેનું આયુષ્ય દશ સાગરોપમ વર્ષનું હતું. હે સુદર્શન! તું પોતે જ આગલા જન્મમાં તે મહાબલ દેવ હતો. અને દશ સાગરોપમ

વર્ષો સુધી દિવ્ય અને ભોગ્ય એવા ભોગો ભોગવી, તે સુદીર્ઘ સ્થિતિનો ક્ષય થયા પછી અહીં વાણિજ્યગ્રામમાં ઉત્પન્ન થયો છે.'

આ સાંભળતાંની સાથે સુદર્શનને પોતાના પૂર્વજન્મનું ભાન થયું; અને પરિણામે મહાવીરે કહેલી વાતમાં તેને ખાતરી થઈ ગઈ. ત્યાર બાદ તેમની પાસે શ્રદ્ધા ભરેલે ચિત્તે પ્રવ્રજ્યા લઈ, બાર વર્ષ સુધી સાધુપર્યાય ભલી પેરે પાળી, અંતે સાઠ ટંકનો ઉપવાસ કરી, તે મૃત્યુ પામ્યો, અને સિદ્ધ–બુદ્ધ તથા મુક્ત થયો. [ભગવતી૦ શ. ૧૧. ઉ. ૧૧]

## ૧૧. પછીનાં છ વર્ષ

હવે પછીનાં છ વર્ષનો ગાળો, છૂટી-છવાઈ એકાદ-બે વિગતો નોંધતા જઈને કંઈક જલદી સમેટી લેવાનો થશે. એ છ વર્ષ દરમ્યાન કાંઈ નોંધવા જેવું બન્યું નહોતું – એ માટે નહીં; પરંતુ જે કાંઈ બન્યું હતું તેની વિસ્તૃત વિગતો સંઘરાયેલી આપણને નથી મળતી. ધર્મોપદેશ અપાયે જ જતો હતો; દીક્ષાઓ લેવાયાં જ કરતી હતી; સાધકોને પ્રોત્સાહન મળ્યા જ કરતું હતું; પ્રશ્નોત્તર થયાં જ કરતા હતા. તે બધાંનું મહત્ત્વ કે અગત્ય પણ ઓછાં ન હતાં. તે તે વ્યક્તિઓ માટે તો તે બધી વસ્તુઓ અગત્યની જ હતી. પરંતુ કથાકારને તો કથાની વસ્તુ સાથે વિશેષ લેવાદેવા હોય. જ્યાં નવીન જીવન કે અંતિમ કૃતાર્થતા હોય, પરંતુ નવીન 'વસ્તુ' ન હોય, ત્યાં તેનું પગલું ઝટ ન વળે! અને આગળ આવી ગયેલાં ચરિત્રોની ચમત્કૃતિ ભરેલી કથાઓ આગળ, માત્ર ઉપદેશ–શ્રવણ–દીક્ષા–સાધના–કૃતાર્થતા–એટલી જ વિગતો વાળી કથા ઝાંખી પણ પડી જાય! એટલે કથાકાર તો એ ભાગ ઉપર જરા મોટી છલંગ ભરી જાય છે. બાકી રહ્યો ઇતિહાસ–કાર. તેનું કામ તો ધૂળધોયાનું. તેને તો નાની નાની કે સૂકી સૂકી વિગતોનો પણ ખપ. ભક્તને પણ ઇષ્ટની દરેક નાની-મોટી વિગતનું સ્તવન

કરવાનો લોભ હોય. એટલે જેટલી મળી તેટલી વિગતો નોંધવાનું તો ન જ છોડી શકાય. આ રહી તે બધી વિગતો:

[ ૩૫ મું ચોમાસું ]

ભગવાને તે વર્ષનું ચોમાસું વૈશાલીમાં વ્યતીત કર્યું. વર્ષાઋતુ પૂરી થયા બાદ તે ફરી એક વાર મધ્યપ્રદેશો તરફ વળ્યા; અને કોશલ, પાંચાલ, સૂરસેન આદિ દેશોમાં વિચર્યા. આ પ્રવાસ દરમ્યાન તે કાંપિલ્ય, સૌર્યપુર, મથુરા, નંદિપુર આદિ નગરોમાં પધાર્યા. ત્યાર બાદ તે પાછા વિદેહ તરફ વળ્યા. આ વખતે વાણિજ્યગ્રામ પાસે કોલ્લાક સંનિવેશમાં આગળ જણાવેલ ( પા. ૨૯૪ ) આનંદ ગૃહપતિના અવધિજ્ઞાન બાબત ગૌતમે ઉઠાવેલી શંકાવાળો બનાવ બન્યો હતો — એટલું અહીં સૂચવીને આગળ ચાલીએ.

[ ૩૬ મું ચોમાસું ]

ભગવાને આ વર્ષનું ચોમાસું મિથિલામાં ગાળ્યું. ત્યાર બાદ તે અંગદેશ તરફ વળ્યા. આ પ્રવાસ દરમ્યાન જ ચંપા નગરીમાં આગળ ( પા. ૩૦૮ ઉપર ) જણાવેલો કામદેવ શ્રાવકની પ્રશંસાવાળો બનાવ બન્યો હતો.

[ ૩૭મું ચોમાસું ]

ત્યાર બાદ ભગવાન રાજગૃહ તરફ વળ્યા. આ વર્ષે ભગવાનના અનેક શિષ્યો નિર્વાણ પામ્યા. તેમાં ગણધર પ્રભાસનું નામ નોંધવાપાત્ર ગણાય. આ વર્ષનું ચોમાસું ભગવાને રાજગૃહમાં વ્યતીત કર્યું.

[ ૩૮મું ચોમાસું ]

વર્ષાઋતુ પૂરી થતાં ભગવાને મગધભૂમિમાં જ વિહાર કર્યા કરવાનું ચાલુ રાખ્યું. આ વર્ષ દરમ્યાન ગણધર અચલભ્રાતા અને મેતાર્ય નિર્વાણ પામ્યા. ભગવાને આ વર્ષનું ચોમાસું નાલંદામાં વિતાવ્યું.

[૩૯મું ચોમાસું]

વર્ષાઋતુ પૂરી થતાં ભગવાને વિદેહભૂમિમાં જ વિહાર કર્યા કર્યો. તે વર્ષનું ચોમાસું તેમણે મિથિલામાં ગાળ્યું. મિથિલાના આ વસવાટ દરમ્યાન ભગવાને ગૌતમના પ્રશ્ન ઉપરથી તેમને જ્યોતિષશાસ્ત્ર કહી સંભળાવ્યું એમ પાંચમા ઉપાંગ સૂર્યપ્રજ્ઞપ્તિમાં જણાવ્યું છે.

[૪૦મું ચોમાસું]

પછીના વર્ષમાં પણ તેમણે વિદેહભૂમિમાં વિચરવાનું જ ચાલુ રાખ્યું. તે વર્ષનું ચોમાસું પણ તેમણે મિથિલામાં જ ગાળ્યું.

[૪૧મું ચોમાસું]

વર્ષાઋતુ પૂરી થતાં ભગવાન મગધ તરફ વળ્યા. આ વર્ષ દરમ્યાન આગળ (પા. ૩૫૪ ઉપર) જણાવેલો મહાશતક શ્રાવકને હિતોપદેશ આપ્યાનો પ્રસંગ બન્યો. અગ્નિભૂતિ, અને વાયુભૂતિ એ બે ગણધરો આ વર્ષ દરમ્યાન જ નિર્વાણ પામ્યા. ભગવાને આ વર્ષનું ચોમાસું રાજગૃહમાં ગાળ્યું.

## ૧૨. પરિનિર્વાણ

વર્ષાઋતુ પૂરી થયા બાદ પણ ભગવાન થોડો વધુ વખત રાજગૃહમાં જ રોકાયા. એ દરમ્યાન અવ્યક્ત, મંડિલ, મૌર્યપુત્ર, અને અકંપિત એ ચાર ગણધરો નિર્વાણ પામ્યા. ત્યાર બાદ વર્ષાઋતુના અરસામાં ભગવાન ચાતુર્માસ માટે પાવાપુરી તરફ વળ્યા. એ તેમનો પૃથ્વી પરનો છેલ્લો ચાતુર્માસ હતો. કઠિન તપસાધના, ગોશાલક સાથે થયેલા કલહ વખતે થયેલી રુજા, અને સતત ચાલ્યા કરતી ઉપદેશપ્રવૃત્તિ – આદિથી તેમના શરીરને ઓછો ઘસારો નહિ લાગ્યો હોય. તે બધા છતાં આટલાં વર્ષ સુધી તેમનું શરીર કામ દેતું રહ્યું, એ જ તે શરીરનું અદ્ભુત સામર્થ્ય બનાવી આપે છે.

પાવાપુરીમાં તે ચોમાસું તેમણે ત્યાંના હસ્તિપાલ રાજાના કારકૂનોની જીર્ણશાળામાં[1] વ્યતીત કર્યું. તે વખતની તેમની દિનચર્યા, શારીરિક હાલત, ઇત્યાદિની કશી વિગતો નોંધાયેલી નથી. માત્ર છેક છેલ્લા દિવસની એક વિગત સંઘરાઈ રહી છે. અને તે એ કે, દેહ છોડવાનો સમય નજીક આવતો ગયો, તેમ તેમણે પોતાની ઉપદેશ-ધારા વેગથી ચાલુ કરી. કહે છે કે, છેક પાછલી રાત સુધી તેમણે તે ધારા થોભાવી જ નહિ અને પુણ્યનાં ફળો વિષે પંચાવન અધ્યયનો, પાપનાં ફળો વિષે પંચાવન અધ્યયનો, અને વણપૂછ્યા વિષયોનાં ૩૬ અધ્યયનો એક પછી એક તેમને મુખે વહ્યા જ કર્યાં. દુઃખની વાત છે કે, એ છેવટનો ઉપદેશ કયો તે હવે નક્કી થઈ શકતું નથી. વણપૂછ્યા વિષયોનાં ૩૬ અધ્યયનો તે જ ઉત્તરાધ્યયન સૂત્રનાં ૩૬ અધ્યયનો, એમ કેટલાક કહેવા જાય છે; પરંતુ તે વાત સ્વીકારતાં ઘણી મુશ્કેલીઓ આડી આવે છે.

ભગવાને છ ટંકનો ઉપવાસ કર્યો હતો. સૌ તેમની આસપાસ બેઠા હતા. માત્ર ગૌતમ ત્યાં ન હતા. ગૌતમની મહાવીર ભગવાન ઉપર અતિશય મમતા હતી, અને તે મમતા જ તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થવામાં આડે આવતી હતી. ભગવાને તેમની તે મમતાનો છેદ કરવા તેમને નજીકના ગામમાં દેવશર્મા નામે બ્રાહ્મણને ઉપદેશ આપવા મોકલી દીધા હતા.

ભગવાનના મોક્ષની ઘડી નજીક આવતી ગઈ, તેમ સુરાસુર

---

૧. મૂળ: 'રજ્જુગશાળા' અથવા 'શુલ્કશાળા છે'. શુલ્કશાળા એટલે જકાત લેવાનું નાકું, અને રજ્જુગશાળા એટલે લેખકો-કારકૂનોની કચેરી, એવો અર્થ લેવાય છે અશોકના શિલાલેખમાં 'રજ્જુકો' એટલે કાયદો અને વ્યવસ્થા જેવાં અગત્યનાં ખાતાં સંભાળનારા અમલદારો—એવો અર્થ થતો જણાય છે.

પછી તો હાથપગ કાપો, ચામડી અને માંસ ઉતરડી નાખો, જીવતા અગ્નિમાં શેકો, શરીર છેદીછેદીને ઉપર તેજાબ છાંટો, કાન અને નાક કાપી નાખો, કે ડોકું ઉડાવી દો, પણ તેઓ તેમનો સંગ છોડી શકતા નથી. તેઓ પરસ્ત્રીસંગ કરનારને થતી બધી સજાઓ સાંભળવા છતાં, તથા કામશાસ્ત્રોમાં વર્ણવેલા કુટિલ સ્ત્રીઓના હાવભાવ, તથા તેમનું માયાવીપણું જાણવા છતાં, અને હવેથી નહીં કરીએ એવા સંકલ્પો કરવા છતાં એ અપકર્મ કર્યાં જ કરે છે.

તેવા ભિક્ષુ બહારથી તો સદાચરણની અને મોક્ષમાર્ગની વાતો બમણા જોરથી કર્યા કરે છે. કારણ, દુરાચરણીનું જોર જીભમાં હોય છે! છતાં, તેમનું સાચું સ્વરૂપ અંતે પ્રગટ થયા વિના રહેતું નથી. તે વખતે સાચી વાત કબૂલ કરવાને બદલે તેઓ ઊલટા પોતાની નિર્દોષતાનાં બણગાં ફૂંકે છે, અને 'એવું હીન કર્મ તે હું કરું?' એમ કહી, ઉપર-ઉપરથી ગ્લાનિ બતાવે છે. કોઈ વાર ઉઘાડે છોક પકડાઈ જાય, તો તે કહે છે, 'હું કાંઈ કરતો નહોતો, તે તો માત્ર મારા ખોળામાં સૂઈ ગઈ હતી!' આમ એ મૂર્ખ માણસ આબરૂ સાચવવા જૂઠું બોલી, બેવડું પાપ કરે છે. માટે પ્રથમથી જ સ્ત્રીઓના નિકટ પ્રસંગમાં આવવું નહીં, એ પ્રથમ બુદ્ધિલક્ષણ છે.

ડાહ્યા પુરુષે સ્ત્રીઓની શરૂઆતની લોભાવનારી વિનંતીઓ તરફ લક્ષ આપી, તેમનો પરિચય કે સહવાસ વધવા ન દેવો. સ્ત્રી સાથેના કામભોગો એ હિંસા-પરિગ્રહાદિ સર્વ મહાપાપોનાં કારણ છે, એમ જ્ઞાની પુરુષોએ કરેલું છે. એ ભોગો મહા ભયરૂપ છે અને કલ્યાણથી વિમુખ કરનારા છે. માટે બુદ્ધિમાન ભિક્ષુએ તો આત્મા સિવાય સર્વ પર પદાર્થોની કામનાનો ત્યાગ કરવો. [સૂત્રકૃતાંગ ૧-૪]

૨. જુઓ તો ખરા! સ્ત્રીઓમાં આસક્ત થયેલા જુદા જુદા પ્રાણો અને સત્ત્વો દુઃખથી પીડિત થઈ, કેટલો પરિતાપ

પામે છે ! સ્ત્રીઓમાં વિશેષ પ્રસંગ રાખનારો અજ્ઞાની પાપકર્મના ચક્રમાં ફસાય છે. તે પોતે જીવહિંસાથી પાપકર્મો કરે છે એટલું જ નહીં, પણ બીજા પાસેય કરાવે છે. તે અજ્ઞાની ભિક્ષુ પછી ધનસંપત્તિનો સંચય કરવા લાગે છે, તથા કામનાથી ઉત્પન્ન થતાં વેરોમાં ખૂંપતો જઈ, પાપકર્મ એકઠું કર્યે જાય છે. પરિણામે મરણ બાદ તે દુસ્તર નરકને પામે છે. માટે બુદ્ધિમાન ભિક્ષુએ ધર્મને સારી રીતે સમજી, સર્વ તરફથી નિઃસંગ થઈ, ક્યાંય આસક્ત થયા વિના વિચરવું. અને સર્વ પ્રકારની લાલસાનો ત્યાગ કરી, તથા સમસ્ત જગત પ્રત્યે સમભાવ યુક્ત દૃષ્ટિ રાખી. કોઈનું પ્રિય કે અપ્રિય કરવાની કામના ન રાખવી. [ સૂત્રકૃતાંગ ૧-૧૦ ]

૩. માટે, મનુષ્યનું સર્વસ્વ નાશ કરનારા સ્ત્રીભોગોમાં કદી ન ફસાશો. તે ભોગોની મનોહરતા ઉપર-ઉપરની જ છે. ચિત્ત આજે 'આ' તો કાલે 'બીજું' એમ હંમેશાં નવું માગ્યા કરે છે. અને જેને મેળવવા હમણાં જ પોતે અતિ પ્રયત્ન કર્યો હોય છે, તે જ થોડા વખત બાદ અકારું થઈ પડે છે. માટે તે ભોગોની કદી કામના ન કરવી. ઘરબાર વિનાના ભિક્ષુએ સ્ત્રી સાથે કોઈ પણ પ્રકારના પ્રસંગનો ત્યાગ કરવો. તેણે તો લોકકલ્યાણકારી ધર્મ જાણીને, તેમાં જ પોતાની જાતને લીન કરી દેવી. [ ઉત્તરા૦ ૮ ]

૪. બિલાડીના રહેઠાણ પાસે ઉંદરોએ રહેવું એ જેમ ડહાપણ ભરેલું નથી. એમ સ્ત્રીઓવાળા મકાનમાં બ્રહ્મચારીએ રહેવું સલામતી ભરેલું નથી. બ્રહ્મચારીએ સ્ત્રીઓનાં રૂપ–લાવણ્ય–વિલાસ–હાસ્ય–મંજુલ વચન--અંગમરોડ–અને કટાક્ષ વગેરેનું મનમાં ચિંતન ન કરવું; તેમનું વર્ણન ન કરવું; તેમની અભિલાષા ન કરવી; તેમજ તેમને રાગપૂર્વક નીરખવાં નહીં. સદા બ્રહ્મચર્યમાં રત રહેવા ઇચ્છનારને એ નિયમ હિતકર છે. તથા ઉત્તમ ધ્યાન પ્રાપ્ત કરવામાં મદદરૂપ છે.

ભલેને મન–વાણી–કાયાનું બરાબર રક્ષણ કરતા હોય, તથા સ્વરૂપવાન અને અલંકૃત દેવીઓ પણ જેમને ક્ષોભ પમાડવાને શક્તિમાન ન હોય; પરંતુ તેવા મુનિઓએ પણ, અત્યંત હિતકર જાણી, સ્ત્રી વગેરેથી રહિત એવો એકાંતવાસ જ સ્વીકારવો. સંસારથી ડરી, ધર્મમાર્ગમાં સ્થિત થયેલા અને મોક્ષની જ ઇચ્છા રાખનારા સાધુને યુવાન અને મનોહર સ્ત્રી જેવી દુસ્તર વસ્તુ બીજી કોઈ નથી.

જેઓ સ્ત્રીની કામના છોડી શક્યા છે, તેઓને બધી કામનાઓ છોડવી સહેલી છે. મહાસાગર તરી જનારાને ગંગા જેવી મોટી નદીનો પણ શો હિસાબ! દેવો સહિત સમગ્ર લોકના દુઃખનું મૂળ કામભોગોની કામના છે. [ ઉત્તરા૦ ૩૨ ]

### ૭. આહારશુદ્ધિ

૧. ભિક્ષુજીવનમાં આહારશુદ્ધિ જ મુખ્ય વસ્તુ હોવાથી તે બાબતમાં મુમુક્ષુ ઘણા કાળજીપૂર્વક વર્તે. ગૃહસ્થોએ પોતા માટે તૈયાર કરેલા આહારમાંથી વધ્યું ઘટયું માગી લાવીને જ તે પોતાનો નિર્વાહ કરે. તે જાણે કે, ગૃહસ્થોને ત્યાં પોતાને માટે કે પોતાનાં માટે અન્ન તૈયાર કરવાની કે સંઘરી રાખવાની પ્રવૃત્તિ હોય છે. એવું, બીજાએ પોતાને માટે તૈયાર કરેલું અને તેમાંથી વધેલું, તેમજ આપનારના, લેનારના, અને લેવાના એ ત્રણે પ્રકારના દોષોથી રહિત,[1] પવિત્ર, નિર્જીવ, હિંસાના

---

૧. આપનારને લગતા દોષો જેવા કે: સાધુને ઉદ્દેશીને તેણે આહાર તૈયાર કરેલો હોય, ખરીદી આણ્યો હોય, ઊછીનો આણ્યો હોય, કે સુરક્ષિત સ્થળે મૂકેલો ઉતારીને કે ઢાંકણ ઉખાડીને આપ્યો હોય, કે સહિયારી માલકીનો બીજા ભાગીદારને પૂછ્યા વિના આપ્યો હોય ઇ૦. લેનારને લગતા દોષો જેવા કે, આહાર મેળવવા ગૃહસ્થનાં છોકરાં રમાડયાં હોય, ભવિષ્ય ભાખ્યું હોય, દૂતકર્મ કર્યું હોય ક્રોધ–માન–માયા–લોભ કર્યાં હોય, વૈદું કર્યું હોય ઇ૦. લેવાના દોષો જેવા કે, આહાર અયોગ્ય હોય, તેના દાતા અયોગ્ય હોઈ, આપતાં આપતાં ઢોળાતો હોય ઇ૦.

સંભવ વિનાનું, ભિક્ષા માગીને આણેલું, સાધુ જાણીને આપેલું, તથા માધુકરીની રીતે થોડું થોડું ઘણી જગાએથી પ્રાપ્ત થયેલું ભોજન જ તેને માટે ગ્રાહ્ય છે. તેવું ભોજન પણ તે ભૂખના ખાસ પ્રયોજનથી પ્રમાણસર. ધરીને ઊંજવા તેલ જોઈએ કે ગુમડા ઉપર લેપ કરવો જોઈએ એવી ભાવનાથી, સંયમનો નિર્વાહ થાય તેટલા પૂરતું, તથા સાપ જેમ દરમાં પેસે છે તેમ (મોમાં સ્વાદ માટે ફેરવ્યા વિના) ખાય છે. ખાવાને સમયે ખાય છે, પીવાને સમયે પીવે છે, તથા બીજી પણ પહેરવા-સૂવાની તમામ ક્રિયાઓ તે ભિક્ષુ યોગ્ય સમયે જ કરે છે.

[સૂત્રકૃતાંગ ૨-૧]

૨. આહારની બાબતમાં ભિક્ષુએ પૂર્ણ સંયમ સ્વીકારવો. પોતાને ઉદ્દેશીને ગૃહસ્થે તૈયાર કરેલું, ખરીદેલું, ઊછીનું આણેલું, કે પોતે જ્યાં રહેતો હોય ત્યાં ગૃહસ્થ લઈ આવ્યો હોય તેવું, કે તે બધાના અંશોવાળું ભિક્ષાન્ન તેણે ન સ્વીકારવું. તેણે માદક આહારનો સર્વથા ત્યાગ કરવો. તથા જેનાથી માત્ર જીવિત ટકી રહે, તેટલું જ અન્નપાન માગી લાવવું. વધારે માગી લાવી બીજાને આપી દેવું પડે તેમ ન કરવું.

[સૂત્રકૃતાંગ ૧-૯]

૩. ભિક્ષુએ નિષિદ્ધ અન્નની કદી ઇચ્છા ન કરવી તથા તેમ કરનારની સોબત પણ ન કરવી. પોતાના અંતરનો વિકાસ ઇચ્છનાર તે ભિક્ષુએ કશાની અપેક્ષા રાખ્યા વિના, તથા જરા પણ ખિન્ન થયા વિના, બાહ્ય શરીરને ઘસાઈ જવા દેવું, પણ જીવિતની કામના કરી પાપકર્મ ન કરવું. તેણે પોતાની એકલી અસહાય દશાનો વિચાર વારંવાર કર્યા કરવો. એ ભાવનામાં જ મુક્તિ રહેલી છે.

[સૂત્રકૃતાંગ ૧-૧૦]

૪. ગૃહસ્થો પોતાને કે પોતાના માટે વિવિધ કર્મ-સમારંભોથી ભોજન, વાળુ, શિરામણ, કે ઉત્સવાદિ માટે

ખાદ્યો તૈયાર કરે છે કે સંઘરે છે. તેમની પાસેથી પોતાને જોઈતો આહાર તે ભિક્ષુ વિધિપૂર્વક માગી લે છે. તે ભિક્ષુ મહા આરંભથી[1] બનેલો આહાર લેતો નથી, લેવરાવતો નથી કે બીજાને તેની સંમતિ પણ આપતો નથી. સત્યદર્શી વીર પુરુષો જાડું પાતળું અને લૂખું સૂકું ભિક્ષાન્ન જ લે છે. સર્વ પ્રકારના ભિક્ષાના દોષો સમજીને, તે દોષોથી મુક્ત બની તે મુનિ પોતાની ચર્યામાં વિચરે છે. તે જાતે કશું ખરીદતો નથી, ખરીદાવતો નથી, કે તેમ કરવાની બીજાને સંમતિ આપતો નથી. મને કોઈ આપતું નથી એમ કહી, તે ક્રોધ કરતો નથી; થોડું આપે તેની નિંદા કરતો નથી; કોઈ આપવાની ના પાડે તો પાછો ચાલ્યો જાય છે; આપે તો લઈને પાછો ઉતારે આવે છે; આહાર મળે તો ખુશ થતો નથી; ન મળે તો શોક કરતો નથી; મળેલા આહારનું પરિમાણ જાળવે છે; વધારે મળે તો સંઘરો કરતો નથી; તથા પોતાની જાતને સર્વ પ્રકારે પરિગ્રહથી દૂર રાખે છે. આર્ય પુરુષોએ એ માર્ગ જણાવેલો છે; તેથી કુશળ પુરુષ ત્યાં લેપાતો નથી એમ હું કહું છું. [આચા૦ ૧-૨]

૫. સમજુ શિષ્યે આહારવિહારની બાબતમાં નિયમિત બનવું. ઉચિત સમયે બહાર નીકળવું, અને ઉચિત સમયે પાછા ફરવું. ટૂંકમાં, અયોગ્ય સમય છોડીને, જે સમયે જે કરવાનું હોય, તે સમયે તે કરવું. ભિક્ષાની બાબતમાં સંયમધર્મને આવશ્યક એવા કેટલાક વિધિનિષેધો જ્ઞાનીઓએ ઉપદેશ્યા છે, તે તેણે બરાબર પાળવા. જેમકે, ભિક્ષા માગવા જતી વખતે લોકોની પંગત જમતી હોય ત્યાં ભિક્ષા માટે ઊભા ન રહેવું; ભિક્ષા આપનારથી અતિ દૂર કે અતિ નજીક કે તેની નજર

૧ હિંસા તેમજ પ્રવૃત્તિ – એમ બે અર્થમાં એ શબ્દ વપરાય છે.

સામે જ ન ઊભા રહેવું; પરંતુ એક તરફ એકલા ઊભા રહેવું તથા પોતાના જેવા બીજા ભિક્ષુઓને ઓળંગી, આગળ જવાની પડાપડી ન કરવી. ભિક્ષા ગ્રહણ કરતી વખતે પણ તેણે અતિ અક્કડ ઊભા ન રહેવું કે અતિ નીચા નમી ન જવું. ભિક્ષામાં પણ તેણે શુદ્ધ, જીવજંતુ વિનાનો, નિર્દોષ અને બીજાને માટે બનેલો આહાર, દોષો વગેરે તપાસીને સ્વીકારવો. ત્યાર બાદ, જ્યાં ઘણા પ્રાણો કે બીજો ન હોય, તથા જે ઉપરથી તેમ જ આજુબાજુથી ઢંકાયેલી હોય, તેવી જગાએ, બીજા સંયત પુરુષોની સાથે બેસીને એક પણ દાણો પડી મૂકયા વિના, યોગ્ય સમયે ભોજન લેવું. ખાતાં ખાતાં તેણે 'આ સારું રંધાયું છે,' 'આ ઠીક સ્વાદવાળું છે,' કે 'આ ઠીક રસવાળું છે,' એવું ન બોલ્યા કરવું, પરંતુ સંયમપૂર્વક ખાઈ લેવું. [ઉત્તરા૦ ૧]

૬. નીચેનાં છમાંથી કોઈ કારણસર આહારપાણીની શોધમાં નીકળવું: (૧) ક્ષુધાદિ વેદનાની નિવૃત્તિને અર્થે; (૨) ગુરુ વગેરેની સેવાને અર્થે. (૩) ભૂખે અંધારાં આવ્યા વિના – કાળજીથી ચાલી શકાય તે માટે; (૪) સંયમના નિર્વાહને અર્થે (૫) જીવન ટકાવવાને અર્થે. (૬) ધર્મધ્યાન થઈ શકે તે માટે [ઉત્તરા૦ ૨૬]

૭. નીચેનાં છ કારણોએ સાધુ કે સાધ્વી ભિક્ષા માગવા ન જાય, તો તેથી આજ્ઞાનું ઉલ્લંઘન થયું કહેવાય નહિ: (૧) બીમારીને કારણે. (૨) કોઈ વિઘ્નને કારણે (૩) બ્રહ્મચર્ય કે મન-વાણી-કાયાના નિયમનને અર્થે. (૪) પ્રાણીદયાને અર્થે[1]

૧. માર્ગમાં કે હવામાં અચાનક ઘણા જીવો આવી ગયા હોય તે કારણે.

(૫) તપને કારણે. (૬) કે શરીરનો નાશ કરવા માટે.[1]

[ઉત્ત૦ ૨૬]

## ૮ : ઉપસંહાર : વ્યાખ્યાઓ

૧. જે ઇંદ્રિયનિગ્રહી હોય, મુમુક્ષુ હોય, તથા શરીર ઉપર મમતા વિનાનો હોય, તે જ બ્રાહ્મણ કહેવાય, શ્રમણ કહેવાય, ભિક્ષુ કહેવાય કે નિર્ગ્રંથ કહેવાય.

તે બ્રાહ્મણ એટલા માટે કહેવાય કે, તે રાગદ્વેષ-કલહ-ખોટી નિંદા-ચુગલી-કુથલી-(સંયમમાં) અરતિ-(વિષયોમાં)રતિ-કૂડકપટ અને જૂઠ વગેરે પાપકર્મોમાંથી વિરત થયો હોય છે; મિથ્યા માન્યતાઓરૂપી કાંટા વિનાનો હોય છે; સમ્યક્ પ્રવૃત્તિ વાળો હોય છે; હંમેશ યત્નવાન હોય છે; પોતાના કલ્યાણમાં તત્પર હોય છે; કદી ગુસ્સે થતો નથી; તથા અભિમાન કરતો નથી.

તે શ્રમણ એટલા માટે કહેવાય છે કે, તે વિઘ્નોથી હારી જતો નથી, તથા સર્વ પ્રકારની આકાંક્ષાઓ વિનાનો હોય છે. વળી તે પરિગ્રહ હિંસા-જૂઠ-મૈથુન-ક્રોધ-માન-માયા-લોભ-રાગ-તથા દ્વેષરૂપી પાપનાં મૂળ કારણ, કે જેમના વડે પાપકર્મ બંધાય છે તથા તે જે આત્માને દોષિત કરે છે, તે સર્વમાંથી પહેલેથી જ વિરત થયો હોય છે.

તે ભિક્ષુ એટલા માટે કહેવાય છે કે, તે અભિમાન વિનાનો હોય છે, નમ્ર હોય છે, તથા ગુરુની આજ્ઞાનું પાલન કરનારો હોય છે. તે વિવિધ પ્રકારનાં કષ્ટો અને વિઘ્નોથી દબાઈ જતો નથી. આધ્યાત્મયોગથી તેણે પોતાનું અંતઃકરણ શુદ્ધ કરેલું હોય છે; તે પ્રયત્નશીલ હોય છે; સ્થિર ચિત્તવાળો હોય છે. અને પારકાએ આપેલા ભોજનથી મર્યાદામાં રહીને જીવનનિર્વાહ કરતો હોય છે.

---

૧. મારણાંતિક સંલેખના સ્વીકારી હોય તે વખતે.

તે નિર્ગ્રંથ એટલા માટે કહેવાય છે કે, તે એકલો હોય છે, એકને જાણનાર હોય છે, જાગેલો હોય છે, પાપકર્મોના પ્રવાહને રોકનારો હોય છે, સુસંયત હોય છે, સમ્યક્ પ્રવૃત્તિવાળો હોય છે, સમભાવયુક્ત હોય છે, આત્મતત્ત્વ સમજનારો હોય છે, વિદ્વાન હોય છે, ઇંદ્રિયોની વિષયો તરફની પ્રવૃત્તિ, તથા અનુકૂળ-પ્રતિકૂળ વિષયો તરફ રાગદ્વેષ—એમ બંને પ્રકારના પ્રવાહોને રોકનારો હોય છે, પૂજાસત્કાર અને લાભની ઇચ્છા વિનાનો હોય છે, ધર્માર્થી હોય છે, ધર્મજ્ઞ હોય છે, મોક્ષપરાયણ હોય છે, તથા સમતાપૂર્વક વર્તનારો હોય છે.

[ સૂત્રકૃતાંગ ૧-૧૬ ]

૨. તે હિંસા વગેરે જ્ઞાનને આવરણ કરનારાં, બીજાને પરિતાપ આપનારાં તથા બંધનનાં કારણોરૂપ પાપકર્મોથી જીવનભર વિરત થયો હોય છે. ઘરનો ત્યાગ કરી ચાલી નીકળેલો તે ભગવંત સાધુ ચાલવામાં, બોલવામાં વગેરેમાં સાવધાનીથી તથા કોઈ પ્રાણીને ક્લેશ ન થાય તેવી રીતે વર્તનારો હોય છે. તે ક્રોધ—માન—માયા—લોભ વિનાનો, શાંત, મોહરહિત, ગ્રંથીરહિત, શોકરહિત, તથા અમૂર્છિત હોય છે. તે કાંસાના વાસણની પેઠે નિર્લેપ, શંખની પેઠે નિર્મલ, જીવની પેઠે સર્વત્ર ગમન કરનાર, આકાશની પેઠે અવલંબન વિનાનો, વાયુની પેઠે બંધન વિનાનો, શરદ ઋતુના પાણીની પેઠે નિર્મળ હૃદયવાળો, કમળના પાનની પેઠે નિર્લેપ, કાચબાની માફક ઇંદ્રિયોનું રક્ષણ કરનાર, પંખીની માફક છૂટો, ગેંડાના શીંગડાની જેમ એકાકી, ભારંડ પક્ષીની જેમ સદા જાગ્રત, હાથીની જેમ શક્તિશાળી, બળદની જેમ બળવાન, સિંહની પેઠે દુર્ધર્ષ, મંદર પર્વતની પેઠે નિષ્કંપ, સાગર જેવો ગંભીર, ચંદ્ર જેવો સૌમ્ય કાંતિવાળો, સૂર્ય જેવો તેજસ્વી, કંચનની જેમ દેદીપ્યમાન, પૃથ્વીની પેઠે સર્વ સ્પર્શો સહન કરનાર, તથા ઘી હોમેલા અગ્નિની પેઠે તપના તેજથી જ્વલંત હોય છે.

તેને પશુ-પંખી-નિવાસસ્થાન કે વસ્ત્રાદિ સાધનસામગ્રી[1] એ ચાર પ્રકારના અંતરાયોમાંથી એકે પ્રકારનો અંતરાય પોતાને જે દિશામાં જવું હોય ત્યાં જવામાં બાધા કરતો નથી: તે નિર્મળ, અહંકારરહિત તથા અલ્પ પરિગ્રહવાળો હોઈ, સંયમ અને તપથી આત્માને વાસિત કરતો ગમે તે દિશામાં વિચરે છે. [સૂત્રકૃતાંગ ૨-૨]

૧ અથવા અનુકૂળ કે પ્રતિકૂળ દ્રવ્ય (સચિત્ત સ્ત્રી ઇ૦ કે અચિત્ત આભૂષણાદિ) સંબંધી, ક્ષેત્ર સંબંધી, કાળ સંબંધી અને ક્રોધ-માન-રાગ-દ્વેષ આદિ ભાવ સંબંધી એ ચાર.

# ૬

## સાચું વીરત્વ

૧. વીરતા બે પ્રકારની કહેવાય છે. કેટલાક કર્મને વીર્ય કહે છે; જ્યારે કેટલાક અકર્મને વીર્ય કહે છે. પ્રમાદ એ કર્મ છે, અને અપ્રમાદ એ અકર્મ છે. જે જે પ્રવૃત્તિઓ પ્રમાદ-યુક્ત છે, અર્થાત્ સત્ય ધર્મથી વિમુખ છે, તે બધી કર્મરૂપ છે, તેથી ત્યાજ્ય છે. જે જે પ્રવૃત્તિઓ પ્રમાદરહિત અર્થાત્ સદ્ધર્મ અનુસાર છે, તે અકર્મ છે, અને તે કરવા યોગ્ય છે.

જેમકે, પ્રાણીઓના નાશ માટે શસ્ત્રવિદ્યા શીખવામાં, કે કામભોગો મેળવવા માયાદિ આચરવામાં, કે અસંયમી બની વેરયુક્ત થઈ મન-વચન-કાયાથી આ લોક કે પરલોકને લગતાં કર્મો કરવામાં — ટૂંકમાં જેથી આત્માનું અહિત થાય તેવી રાગદ્વેષયુક્ત પ્રવૃત્તિઓમાં — દાખવેલું વીર્ય અથવા પરાક્રમ સંસાર પ્રાપ્ત કરાવનાર કર્મ (બંધન)નું કારણ હોઈ, હેય છે.

હવે શાણા લોકોનું અકર્મવીર્ય સાંભળો. બુદ્ધિમાન પુરુષ સમજે છે કે, જેમ જેમ માણસ વધારે ને વધારે પાપકર્મ કર્યે જાય છે, તેમ તેમ ચિત્તની અશુભતા વધતી જાય છે, અને મનુષ્ય વધારે ને વધારે વેરોમાં બંધાતો જઈ, અંતે દુઃખનો જ ભાગી થાય છે. ઉપરાંત સ્વર્ગાદિમાં વાસ પણ નિત્ય નથી, તથા સગાંસંબંધી અને મિત્રો સાથેનો સહવાસ પણ અનિત્ય છે. તેથી સમજુ લોક બધી મમતાનો ત્યાગ કરી, સર્વ શુભ ધર્મયુક્ત અને શ્રેષ્ઠ પુરુષોએ કહેલા તથા મુક્તિમાર્ગે લઈ જનારા આર્ય ધર્મનું શરણ લઈ, પાપકર્મરૂપી કાંટાને મૂળમાંથી ખેંચી કાઢવા ધર્મ અનુસાર પ્રબળ પુરુષાર્થ

કરે છે. કારણ, પોતાના કલ્યાણનો જે કોઈ ઉપાય જાણવામાં આવે, તે બુદ્ધિશાળી મનુષ્ય જીવન દરમ્યાન તરત જ શીખી લે છે.

તેવો બુદ્ધિશાળી મનુષ્ય, સ્વબુદ્ધિથી કે બીજા પાસેથી ધર્મનું રહસ્ય સમજી લઈ, તેમાં પૂર્ણભાવે પ્રયત્નશીલ થવા, ઘરબારનો ત્યાગ કરી ચાલી નીકળે છે. કાચબો જેમ પોતાનાં અંગો પોતાના શરીરમાં સમેટી લે છે, તેમ તે સર્વ પાપ-વૃત્તિઓને તથા હાથ પગ વગેરે કર્મેન્દ્રિયો અને પાંચે જ્ઞાનેન્દ્રિયો સહિત મનને અને તેમના દોષોને પોતામાં સમેટી લે છે; સર્વ પ્રકારની સુખશીલતાનો ત્યાગ કરે છે; અને કામનાઓમાંથી ઉપશાંત થઈ, આસક્તિ વિનાનો બની, મોક્ષમાર્ગમાં જ પ્રબળ પુરુષાર્થ આદરે છે. આ વીરત્વ ધર્મવીરનું છે.

તે પ્રાણોની હિંસા નથી કરતો; વિશ્વાસઘાત નથી કરતો; જૂઠ નથી બોલતો; ધર્મનું ઉલ્લંઘન મન-વાણીથી નથી ઇચ્છતો; તથા જિતેંદ્રિય થઈ, આત્માનું સર્વ પ્રકારે રક્ષણ કરતો વિચરે છે. તે થોડું ખાય છે, થોડું પીવે છે, તથા થોડું બોલે છે. તે ક્ષમાયુક્ત અને નિરાતુર બની, સદા પ્રયત્નશીલ રહે છે, તથા સર્વ પ્રકારની પાપ પ્રવૃત્તિઓનો ત્યાગ કરી, તિતિક્ષાને પરમધર્મ સમજી, ધ્યાનયોગ આચરતો મોક્ષપર્યંત વિચરે છે.

આમ, જ્ઞાની તેમજ અજ્ઞાની બંને સમાન વીરત્વ દાખવતા હોવા છતાં, અધૂરા જ્ઞાનવાળાનું કે છેક જ અબોધનું ગમે તેટલું પરાક્રમ હોય તો પણ તે અશુદ્ધ છે તથા કર્મબંધનનું કારણ છે; પરંતુ જ્ઞાન અને બોધયુક્ત પુરુષનું પરાક્રમ શુદ્ધ છે, અને તેનું કાંઈ ફળ તેને ભોગવવું પડતું નથી.

યોગ્ય માર્ગે કરેલું તપ પણ જો કીર્તિની ઇચ્છાથી કરાયું હોય, તો તે પણ શુદ્ધ નથી; પરંતુ જે તપ બીજા જાણતા નથી, તે જ ખરું તપ છે. [ સૂત્રકૃતાંગ ૧-૮ ]

## ૭

# મોક્ષમાર્ગ

૧. હું તમને મોક્ષગતિનો સાચો માર્ગ કહી બતાવું છું, તે તમે સાંભળો. વસ્તુસ્વરૂપને જાણનારા જિનોએ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપને મોક્ષમાર્ગ કહ્યો છે. તેને અનુસરીને ઘણાય જીવો સદ્‌ગતિ પામ્યા છે.

જ્ઞાન એટલે જીવ વગેરે દ્રવ્યોની યથાર્થ સમજ. જ્ઞાની પુરુષોએ સર્વે દ્રવ્યો, તેમના સર્વે ગુણો, અને તેમના સર્વે પર્યાયો ( પરિણામો ) નું યથાર્થ જ્ઞાન ઉપદેશ્યું છે.

જીવ, અજીવ, બંધ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, અને મોક્ષ એ નવ તથ્યો એટલે કે તત્ત્વો[1] છે.

એ નવ તત્ત્વોના અસ્તિત્વમાં ભાવપૂર્વક શ્રદ્ધા અથવા રુચિ, તેનું નામ સમ્યક્ત્વ અથવા દર્શન. જીવાદિ તત્ત્વોનો અભ્યાસ, તત્ત્વજ્ઞ પુરુષોનું સેવન, તથા માર્ગભ્રષ્ટ કે કુમાર્ગીઓનો ત્યાગ—એ સમ્યક્ત્વ કે સમ્યગ્ દર્શનનાં લક્ષણ છે.

---

૧. અહીં તત્ત્વ એટલે અનાદિ અનંત અને સ્વતંત્ર ‘ભાવ’ એવો અર્થ નથી. પરંતુ મોક્ષપ્રાપ્તિમાં ઉપયોગી થાય તેવું ‘જ્ઞેય’ છે મોક્ષના જિજ્ઞાસુને જે વસ્તુનું જ્ઞાન અત્યંત આવશ્યક છે, તેને જ અહીં તત્ત્વ કહેલ છે.

આસ્રવ એટલે હિંસા, અસત્ય વગેરે કર્મબંધના હેતુઓ.

સંવર એટલે સમિતિ-ગુપ્તિ આદિ શુભ પ્રવૃત્તિઓ વડે કર્મને આત્મામાં દાખલ થતું રોકવું તે.

નિર્જરા એટલે બંધાયેલાં કર્મોને તપ વગેરેથી ખંખેરી નાખવાં તે.

સાચી શ્રદ્ધા વિના ચારિત્ર સંભવી શકતું નથી; અને શ્રદ્ધા ઉત્પન્ન થઈ એટલે ચારિત્ર આવે જ. જેને શ્રદ્ધા નથી તેને જ્ઞાન નથી, અને જ્ઞાન વિના ચારિત્રગુણ ક્યાંથી ! ગુણ-રહિતને મોક્ષ નથી, અને અમુક્તને નિર્વાણ કે શાંતિ નથી.

જ્ઞાનથી મનુષ્યો તત્ત્વોને જાણે છે; દર્શનથી તેમાં શ્રદ્ધા કે રુચિ કરે છે; ચારિત્રથી જાતનો નિગ્રહ કરે છે; અને તપથી વિશુદ્ધ થાય છે. સર્વ દુઃખોનો નાશ કરવા ઇચ્છતા મહર્ષિઓ સંયમ અને તપથી કર્મોનો ક્ષય કરી, મોક્ષગતિને પામે છે.

[ ઉત્તરા૦ ૧-૨૮ ]

૨. સમ્યક્ત્વ ( સમ્યક્ શ્રદ્ધા-દર્શન ) પ્રાપ્ત કર્યા પછી, ઉત્તરોત્તર ક્યા ક્યા ગુણોને પ્રાપ્ત કરીને જીવે કર્મશત્રુને જીતવામાં પરાક્રમ દાખવવું જોઈએ તે હું કહી બતાવું છું. તેને સમજીને તથા ગુરુના બતાવ્યા પ્રમાણે શ્રદ્ધાપૂર્વક તેને અનુસરીને કેટલાય જીવો સિદ્ધ-બુદ્ધ-અને મુક્ત થઈ તથા પરિનિર્વાણ પામી, સર્વ દુઃખોનો અંત કરી શક્યા છે.

પ્રથમ ગુણ તે ' સંવેગ ' અથવા મોક્ષાભિલાષા. સંવેગથી જીવમાં તીવ્ર ધર્મશ્રદ્ધા જન્મે છે; તીવ્ર ધર્મશ્રદ્ધાથી તેની મોક્ષાભિલાષા વળી વૃદ્ધિંગત થાય છે. તેથી તે જીવ અનંત-કાળ સંસારમાં રખડાવનાર ક્રોધ-માન-માયા-અને લોભનો નાશ કરે છે; તથા નવાં કર્મ બાંધતો નથી. ક્રોધાદિના નાશથી તત્ત્વાર્થમાં તેની અશ્રદ્ધા દૂર થાય છે, અને વિશુદ્ધ શ્રદ્ધા જન્મે છે. વિશુદ્ધ શ્રદ્ધાથી કેટલાક જીવો તે ભવે જ સિદ્ધિ પામે છે, અથવા ત્રીજે ભવે તો અવશ્ય પામે છે જ.

બીજો ગુણ તે ' નિર્વેદ ' અથવા સંસારથી વિરક્તતા. તેનાથી જીવ દેવ–મનુષ્ય–પશુપંખી–સંબંધી કામભોગોમાં વિરક્ત થાય છે; વિરક્ત થયા બાદ તે ભોગસાધનોની પ્રાપ્તિ માટે આરંભ તેમજ પરિગ્રહ કરવો તજી દે છે; અને એ રીતે સંસાર-માર્ગનો વિચ્છેદ કરી, સિદ્ધિમાર્ગને પામે છે.

ત્રીજો ગુણ તે 'ધર્મશ્રદ્ધા'. તેનાથી જીવ પોતાને ગમતાં વિષયસુખોમાં વિરક્ત થાય છે, અને ગૃહસ્થધર્મ તજી સાધુપણું સ્વીકારે છે. એ રીતે છેદન–ભેદન, સંયોગ–વિયોગ વગેરે શારીરિક અને માનસિક દુ:ખોનો અંત લાવી, તે અવ્યાબાધ મોક્ષ–સુખ પ્રાપ્ત કરે છે.

ચોથો ગુણ તે ગુરુ તથા સાધર્મિકોની 'સેવાશુશ્રૂષા'. તેનાથી મનુષ્યને વિનય પ્રાપ્ત થાય છે. તેનાથી તે વિનયમૂલક સર્વ ધર્મકાર્યો સાધે છે.

પાંચમો ગુણ 'આલોચના' અથવા (ગુરુ આગળ) પોતાના દોષ કબૂલ કરી દેવા તે. તેનાથી જીવ મોક્ષમાર્ગમાં વિઘ્ન કરનારાં તથા અનંત :સંસાર વધારનારાં ત્રણ શલ્યો પોતામાંથી ખેંચી કાઢે છે, અને સરળતા પ્રાપ્ત કરી શકે છે, ત્રણ શલ્યો તે આ: માયા, નિદાન (ભોગોની લાલસા), અને મિથ્યાદર્શન (સત્ય ઉપર શ્રદ્ધા ન ચોટવી અથવા અસત્યનો આગ્રહ).

છઠ્ઠો ગુણ તે 'નિંદના' અર્થાત્ પોતાની આગળ પોતાના દોષો કબૂલી જવા તે. તેનાથી જીવ પશ્ચાત્તાપ પ્રાપ્ત કરે છે; પશ્ચાત્તાપથી વૈરાગ્ય પ્રાપ્ત કરે છે; અને વૈરાગ્યથી અંત:કરણશુદ્ધિ પ્રાપ્ત કરે છે.

સાતમો ગુણ તે 'ગર્હણા,' અર્થાત્ બીજાની આગળ પોતાના દોષ પ્રગટ કરવા તે. તેનાથી જીવ અનુચિત પ્રવૃત્તિઓ કરતો અટકે છે, અને ઉચિત પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત થાય છે.

આઠમો ગુણ તે 'સામાયિક' અર્થાત્ સમભાવમાં આત્માને સ્થાપિત કરવો તે. તેનાથી જીવ અધાર્મિક પ્રવૃત્તિઓમાંથી વિરત થાય છે.

નવમો ગુણ તે તીર્થંકરોની સ્તુતિ. તેનાથી શ્રદ્ધારુચિની નિર્મળતા પ્રાપ્ત થાય છે.

દશમો ગુણ તે ગુરુને 'વંદન.'

અગિયારમો ગુણ તે 'પ્રતિક્રમણ'— અર્થાત્ થયેલ ભૂલનો અનુતાપ કરી, તેમાંથી નિવૃત્ત થવું, અને નવી ભૂલ ન કરવા સાવધાન થવું તે.

બારમો ગુણ તે 'કાયોત્સર્ગ' અર્થાત્ શારીરિક વ્યાપારો છોડી, એક આસને સ્થિર થઈ ધ્યાનસ્થ થવું તે. તેનાથી જીવ અતીત અને વર્તમાન દોષો ધોઈ નાખી શકે છે, અને પછી ભાર દૂર થવાથી સુખે વિચરતા મજૂરની પેઠે સ્વસ્થ હૃદયે પ્રશસ્ત ધ્યાનયુક્ત થઈ શકે છે.

તેરમો ગુણ તે 'પ્રત્યાખ્યાન' અર્થાત્ કશું ત્યાગવાનો નિયમ. તેનાથી જીવ કર્મબંધનનાં દ્વારો બંધ કરી શકે છે, તથા ઇચ્છાનિરોધ પ્રાપ્ત કરી શકે છે. તેમ કરનારો જીવ સર્વ પદાર્થોમાંથી તૃષ્ણા નિવૃત્ત કરી, બાહ્યાંતર સંતાપરહિત થઈ વિચરે છે.

ચૌદમો ગુણ તે 'સ્તવ-સ્તુતિ-મંગળ'. સ્તવન અને સ્તુતિથી જીવ જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપી સદ્ધર્મ પ્રાપ્ત કરે છે, તથા એવી આરાધના કરી શકે છે કે, જેથી સંસારનો અંત આવી શકે છે.

પંદરમો ગુણ તે 'કાલપ્રતિલેખના' અર્થાત્ યોગ્ય વખતે યોગ્ય કામ કરવા કાલની બાબતમાં સાવધાની. તેનાથી જીવ જ્ઞાનને આવરણ કરનાર કર્મોનો નાશ કરી શકે છે.

સોળમો ગુણ તે 'પ્રાયશ્ચિત્તકરણ'. તેનાથી જીવ પાપકર્મ ધોઈ નાખી, દોષરહિત થઈ શકે છે. યોગ્ય રીતે પ્રાયશ્ચિત્ત કરનારો જીવ માર્ગ અને માર્ગનું ફળ તથા આચાર અને આચારનું ફળ પ્રાપ્ત કરી શકે છે.

સત્તરમો ગુણ તે 'ક્ષમાપના' અર્થાત્ કરેલ અપરાધની ક્ષમા માગવી તે. તેનાથી જીવ ચિત્તની પ્રસન્નતા અને સર્વ ભૂત-પ્રાણીઓ પ્રત્યે મૈત્રીભાવ પ્રાપ્ત કરે છે; પછી તે રાગદ્વેષરહિત થઈ, નિર્ભય બની શકે છે.

૧૮ થી ૨૩ સુધીના ગુણ તે સ્વાધ્યાય અને તેના પાંચ પ્રકારો: વાચના (પાઠ લેવો તે), પ્રતિપૃચ્છના (ગુરુને શંકા પૂછવી તે), પરિવર્તના (વારંવાર પુનરાવર્તન), અનુપ્રેક્ષા (ચિંતન-મનન), અને ધર્મકથા. સ્વાધ્યાયથી જ્ઞાનને આવરણ કરનારાં કર્મ નાશ પામે છે.

ચોવીસમો ગુણ તે 'શ્રુતારાધના' અર્થાત્ સિદ્ધાંતનું સેવન. તેનાથી જીવ અજ્ઞાનનો નાશ કરે છે.

પચ્ચીસમો ગુણ તે 'એકાગ્રમનસંનિવેશના' અર્થાત્ એક ધ્યેય વસ્તુમાં ચિત્તની સ્થાપના. તેનાથી જીવ ચિત્તનિરોધ કરી શકે છે.

છવ્વીસમો ગુણ તે 'સંયમ'. તેનાથી જીવ પાપનો નિરોધ કરી શકે છે.

સત્તાવીસમો ગુણ તે 'તપ'. તેનાથી જીવ વ્યવદાન– અર્થાત્ પૂર્વે બાંધેલાં કર્મનું દૂરીકરણ પ્રાપ્ત કરી શકે છે.

અઠ્ઠાવીસમો ગુણ તે 'વ્યવદાન'. તેનાથી જીવ સર્વ પ્રકારની ક્રિયાની ઉચ્છિન્નતારૂપી ધ્યાનની ઉત્કૃષ્ટ પાયરી પ્રાપ્ત કરી શકે છે, અને શુદ્ધ-બુદ્ધ-તથા મુક્ત થઈ શકે છે.

૨૯મો ગુણ તે 'સુખશાતન' અર્થાત્ સુખની સ્પૃહાનું નિવારણ. તેનાથી જીવ વિષયસુખોમાં અનુત્સુકતા પ્રાપ્ત કરી શકે છે. તેમ કર્યા પછી જ તે સાચી અનુકંપા, અભિમાન-રહિતતા, તથા શોકરહિતતા પ્રાપ્ત કરે છે, અને ચારિત્ર-મોહનીય કર્મોનો નાશ કરે છે.

ત્રીસમો ગુણ તે 'અપ્રતિબદ્ધતા' અર્થાત્ નીરાગતા. તેનાથી જીવ નિઃસંગતા પ્રાપ્ત કરે છે અને નિઃસંગતાથી રાગાદિરહિત તથા દૃઢમનસ્ક બની, દિવસે યા રાત્રે સતત બાહ્ય સંગ તજી, અપ્રતિબદ્ધપણે વિહરે છે.

એકત્રીસમો ગુણ તે 'વિવિક્તશય્યાસનસેવના' અર્થાત્ સ્ત્રી-પશુ-નપુંસક વગેરેથી રહિત શયન-આસન-મુકામ વગેરે સેવવાં તે. તેનાથી જીવ ચારિત્રની રક્ષા કરી શકે છે.

બત્રીસમો ગુણ તે 'વિનિવર્તના', અર્થાત્ વિષયો તરફથી આત્માનું પરાઙ્મુખ થવું તે. તેનાથી જીવ પાપકર્મો ન કરવા માટે પ્રયત્નવાન થાય છે, અને બાંધેલાં કર્મ દૂર કરવા અભિમુખ બને છે.

તેત્રીસથી ૪૦ સુધીના ગુણ તે : સંભોગ (મંડળીમાં બેસી જમવું), ઉપધિ (સાધનસામગ્રી), સદોષ આહાર, કષાય (ક્રોધ-માન-માયા-લોભ), યોગ (મન-વાણી-કાયાની પ્રવૃત્તિ), શરીર, સાહાય્ય (સાથીઓ), ભક્ત[1] (આહાર) — નાં પ્રત્યાખ્યાન. અથવા ત્યાગ છે; અને ૪૧મો ગુણ તે 'સદ્‌ભાવપ્રત્યાખ્યાન' છે અર્થાત્ એવા પ્રકારનો સંપૂર્ણ ત્યાગ કે જેથી ફરી કદી ન કરવો પડે.

બેતાલીસમો ગુણ તે 'પ્રતિરૂપતા', અર્થાત્ સાધુસંઘની આચારમર્યાદાઓને વેશ વગેરે બાબતોમાં અનુસરવું તે. તેનાથી હલકાપણું–નિરાંત પ્રાપ્ત થાય છે; સાધુનાં પ્રશસ્ત ચિહ્નો ધારણ કર્યાં હોવાથી અપ્રમત્ત રહેવાની ચીવટ થાય છે, તથા અન્ય લોકોને પણ વિશ્વાસ ઊપજે છે.

૪૩મો ગુણ તે 'વૈયાવૃત્ત્ય' અર્થાત્ સાધુ વગેરેની સેવા-શુશ્રૂષા.

૪૪મો ગુણ તે સર્વગુણસંપન્નતા.

૪૫મો ગુણ તે વીતરાગતા અર્થાત્ રાગદ્વેષરહિતતા.

૪૬મો ગુણ તે 'ક્ષાંતિ' અર્થાત્ સહનશક્તિ. તેનાથી જીવ પરિષહો અર્થાત્ મુશ્કેલીઓ જીતી શકે છે.

---

૧. આ ભક્તપ્રત્યાખ્યાન તથા પછીનું સદ્‌ભાવ પ્રત્યાખ્યાન. અંતિમ સમયે અખત્યાર કરવાનાં હોય છે. 'પ્રત્યાખ્યાન' નો પ્રસંગ હોવાથી જ ક્રમ વટાવી અહીં વચમાં લાવી મૂક્યાં લાગે છે.

૪૭મો ગુણ તે 'મુક્તિ' અથવા નિર્લોભતા.

૪૮મો ગુણ તે 'આર્જવ' અર્થાત્ સરળતા. તેનાથી જીવ મન-વાણી-કાયાની એકરૂપતા અને વિશુદ્ધિ પ્રાપ્ત કરી શકે છે.

૪૯મો ગુણ તે 'મૃદુતા' અર્થાત્ અમાનીપણું.

૫૦મો ગુણ તે 'ભાવસત્ય' અર્થાત્ અંતરની સચ્ચાઈ. તેનાથી જીવ અંતઃકરણશુદ્ધિ પ્રાપ્ત કરે છે.

૫૧મો ગુણ તે 'કરણસત્ય' અર્થાત્ આચારની[1] સચ્ચાઈ. તેનાથી જીવ ક્રિયાસામર્થ્ય પ્રાપ્ત કરી શકે છે.

૫૨મો ગુણ તે 'યોગસત્ય' અર્થાત્ મન-વાણી-કાયાની સચ્ચાઈ. તેનાથી જીવની પ્રવૃત્તિઓ નિર્દોષ બને છે.

૫૩થી ૫૫ સુધીના ગુણ તે મન, વાણી અને કાયાની 'ગુપ્તતા' અર્થાત્ અશુભ વ્યાપારમાંથી રક્ષણ છે. તેમજ ૫૬ થી ૫૮ સુધીના ગુણ તે મન-વાણી-કાયાની 'સમાધારણા' અર્થાત્ તેમને શુભ માર્ગમાં સ્થાપન કરવાં તે છે.

૫૯મો ગુણ તે 'જ્ઞાનસંપન્નતા' અર્થાત્ શાસ્ત્રજ્ઞાનમાં વિશારદતા છે. તેનાથી જીવ દોરાવાળી સોયની પેઠે સંસારરૂપી અરણ્યમાં ખોવાઈ જતો નથી. પરંતુ જ્ઞાન, વિનય, તપ અને ચારિત્ર ભલે પ્રકારે પ્રાપ્ત કરી, સ્વસિદ્ધાંત અને પરસિદ્ધાંતમાં કુશળ બની, અજેય બને છે.

૬૦ મો ગુણ તે 'દર્શનસંપન્નતા' અર્થાત્ તત્ત્વાર્થમાં સમ્યક્ શ્રદ્ધા. ૬૧ મો ગુણ તે ચારિત્રસંપન્નતા. ૬૨ થી ૬૬ સુધીના ગુણ તે શ્રોત્ર-ચક્ષુ-ઘ્રાણ-જિહ્વા-અને સ્પર્શ ઇંદ્રિયોના 'નિગ્રહ' અને ૬૭ થી ૭૦ સુધીના ગુણ તે ક્રોધ-માન-માયા-અને લોભના 'વિજય' સમજવા.

---

૧. પ્રતિલેખના વગેરે સાધુના આચારો.

૭૧ મો ગુણ તે 'પ્રેય-દ્વેષ-મિથ્યાદર્શન-વિજય' અર્થાત્ રાગ-દ્વેષ-અને મિથ્યાદર્શનનો વિજય છે. તેનાથી જીવ જ્ઞાન-દર્શન-ચારિત્રની આરાધના કરવા પ્રયત્નશીલ થઈ, આઠ પ્રકારના કર્મની ગાંઠ તોડવા તત્પર થાય છે. પ્રથમ તો મોહનીય, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય એમ ચાર કર્મોનો ક્ષય થાય છે. તેમાં પણ મોહનીય કર્મ પ્રથમ ક્ષીણ થતાં, અંતર્મુહૂર્ત બાદ બાકીનાં ત્રણ સાથે ક્ષય પામે છે. ત્યાર બાદ તેને અનંત, શ્રેષ્ઠ, સંપૂર્ણ, નિરાવરણ, સ્પષ્ટ, વિશુદ્ધ, અને લોક તથા અલોકનું પ્રકાશક એવું ઉત્તમ કેવલ જ્ઞાન દર્શન પ્રાપ્ત થાય છે. પછી જ્યાં સુધી તે સયોગ દશામાં એટલે કે મન-વાણી-કાયાના વ્યાપારો યુક્ત હોય છે, ત્યાં સુધી તેને (નિર્દોષ છતાં પાંપણના હાલવા ચાલવા જેવી સ્વાભાવિક ક્રિયાઓને કારણે) જે કર્મબંધન થાય છે, તે સુખકારી સ્પર્શ વાળું હોય છે, માત્ર બે ક્ષણ ટકે છે; પહેલી ક્ષણે બંધાય છે, બીજી ક્ષણે તેનો અનુભવ થઈ જાય છે, અને ત્રીજી ક્ષણે તે નાશ પામી જાય છે.

૭૨ મો ગુણ તે 'શૈલેશીપણું'; અર્થાત્ (ઉપર જણાવ્યા પ્રમાણે) કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી મુહૂર્ત કરતાં પણ ઓછું આયુષ્ય બાકી રહે, ત્યારે તે ભિક્ષુ મન-વાણી-કાયાના વ્યાપારોનો નિરોધ કરી, જેમાં માત્ર શ્વાસોચ્છ્વાસ જેવી સૂક્ષ્મ શરીરક્રિયાઓ બાકી રહેલી હોય છે, અને જેમાંથી પતન થવાનો પણ સંભવ નથી એવી શુક્લ ધ્યાનથી ત્રીજી પાયરીએ સ્થિત થાય છે. પ્રથમ તે મનોવ્યાપારને રોકે છે, પછી વાણીવ્યાપારને રોકે છે. પછી કાયવ્યાપારને રોકે છે, પછી શ્વાસપ્રશ્વાસને રોકે છે. પછી अ-इ-उ-ऋ-लृ એ પાંચ હ્રસ્વ અક્ષરો બોલતાં જેટલો વખત લાગે તેટલા વખતમાં તે સ્થૂલ કે સૂક્ષ્મ એવી મન-વાણી-કાયાની કોઈ પણ ક્રિયા વિનાની તથા જે સ્થિતિમાંથી પછી પાછા ફરવાપણું નથી એવી શુક્લધ્યાનથી ચોથી પાયરીએ

સ્થિત થાય છે; અને ત્યાં સ્થિત થતાંની સાથે જ વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર એ ચાર બાકી રહેલા કર્માંશોનો નાશ કરી નાખે છે.

૭૩ મો ગુણ તે અકર્મતા. અર્થાત્ ઉપર પ્રમાણે ચાર કર્મોનો ક્ષય થયા પછી શરીરમાત્રનો સર્વ પ્રકારે ત્યાગ કરી તે જીવ સીધી લીટીમાં, ઊર્ધ્વ ગતિથી, એક સમયમાં જ, વાંકોચૂંકો ગયા વિના તે (મોક્ષ) સ્થાને જાય છે; અને જ્ઞાનરૂપી લક્ષણવાળો થઈ, સિદ્ધ-બુદ્ધ-અને મુક્ત બને છે.

[ઉત્તરા૦ ૨૯]

૩. હિંસા-જૂઠ-ચોરી-મૈથુન-પરિગ્રહ-રાત્રીભોજન-ચાલવા બોલવા વગેરે પ્રવૃત્તિઓમાં અસાવધાની, મન-વાણી-કાયાનું અસત્પ્રવૃત્તિમાંથી અરક્ષણ, ક્રોધ-માન, માયા, અને લોભ, ઇંદ્રિય-નિગ્રહનો અભાવ, ગર્વ, દંભવૃત્તિ, ભોગની લાલસા, અને મિથ્યાત્વ એ બધાં આત્મામાં પાપકર્મ દાખલ થવાનાં દ્વારો-આસ્રવો છે. તે બધાંથી રાગદ્વેષયુક્ત બનેલો જીવ પાપકર્મ બાંધે છે.

જેમ કોઈ મોટા તળાવને સૂકવી નાખવું હોય, તો પ્રથમ તેમાં નવું પાણી દાખલ થવાના માર્ગો બંધ કરી, અંદરનું પાણી ઉલેચીને સૂકવી નાખવું જોઈએ, તેમ સંયમી ભિક્ષુએ પણ, પ્રથમ, નવાં પાપકર્મ દાખલ થવાના આસ્રવો રૂપી દ્વારો બંધ કરી, પછી કરોડો જન્મથી એકઠા થયેલા કર્મને તપ વડે દૂર કરવું જોઈએ. [ઉત્તરા૦ ૩૦]

# ૮

# અહિંસા

૧. લોકો આ જીવનનાં સત્કાર, માન અને પૂજન માટે કે જન્મ-મરણમાંથી મુક્તિ મેળવવા માટે કે દુ:ખનો પ્રતિકાર કરવા માટે વિવિધ પ્રવૃત્તિઓ કરે છે. પોતાની તે પ્રવૃત્તિઓ દ્વારા તે આતુર લોકો સર્વત્ર બીજા પ્રાણોની હિંસા કરતા હોય છે કે તેમને પરિતાપ આપતા હોય છે. એ વસ્તુ તેમને માટે અહિતકર છે, અને સાચું જ્ઞાન પ્રાપ્ત થવામાં આડે આવનારી છે . . . વિવિધ જીવોનો ઘાત કરવો એ ગ્રંથ (બંધન) છે, માર ( મૃત્યુ ) છે તથા નરક છે. [પા. ૪-૫]

પ્રત્યેક પ્રાણીની શાંતિનો વિચાર કરીને તથા તેને બરાબર સમજીને હું કહું છું કે, બધાં ભૂતપ્રાણીઓને પીડા, અશાંતિ કે ભય એ દુ:ખરૂપ છે. માટે મેધાવી પુરુષે તેમની હિંસા ન કરવી કે ન કરાવવી. [પા. ૯-૧૦]

જે માણસ વિવિધ પ્રાણોની હિંસામાં પોતાનું જ અનિષ્ટ અને અહિત જોઈ શકે છે, તે તેનો ત્યાગ કરવા સમર્થ થઈ શકે છે. જે માણસ પોતાનું દુ:ખ જાણે છે, તે બહારનાનું દુ:ખ જાણે છે. અને જે બહારનાનું દુ:ખ પણ જાણે છે, તે પોતાનું દુ:ખ પણ જાણે છે. [પા. ૧૦]

મનુષ્યે અન્ય જીવોની બાબતમાં બેદરકાર ન રહેવું. જે અન્ય જીવોની બાબતમાં બેદરકાર રહે છે, તે આત્માની બાબતમાં પણ બેદરકાર રહે છે; તથા જે આત્માની બાબતમાં બેદરકાર રહે છે, તે અન્ય જીવની બાબતમાં પણ બેદરકાર રહે છે. [પા. ૫]

૨. એક વખત બધા વાદીઓ એક મોટું કુંડાળું વળીને એક ઠેકાણે બેઠા હતા. તે વખતે એક માણસ બળતા અંગારાથી ભરેલી એક લોઢાની કઢાઈ પૂરેપૂરી ભરીને, લોઢાની સાંડસી વડે પકડી, જ્યાં તે બધા બેઠા હતા ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો: 'હે મતવાદીઓ! તમે બધા પોતપોતાના ધર્મમાર્ગોના સંસ્થાપકો છો, અને પરિનિર્વાણ તથા મોક્ષનો ઉપદેશ આપતા વિચરો છો. તમે આ બળતા અંગારાથી ભરેલી કઢાઈ એક મુહૂર્ત સુધી ખુલ્લા હાથમાં પકડી રાખો!'

આમ કહી, તે માણસ તે બળતા અંગારાથી ભરેલી કઢાઈ દરેકના હાથમાં મૂકવા ગયો. પરંતુ તેઓ પોતપોતાના હાથ પાછા ખેંચી લેવા લાગ્યા. એટલે તે માણસે તેમને પૂછ્યું, 'હે ધર્મસંસ્થાપકો! તમે તમારા હાથ પાછા કેમ ખેંચી લો છો? હાથ ન દાઝે તે માટે? અને દાઝે તો શું થઈ જાય? દુઃખ? દુઃખ થાય તે માટે તમે તમારા હાથ પાછા ખેંચી લો છો એમ ને?

'તો એ જ ગજ અને માપથી બીજાઓની બાબતમાં પણ વિચાર કરવો એ જ ધર્મવિચાર કહી શકાય કે નહીં? બસ, ત્યારે આપણને હવે માપવાનો ગજ, પ્રમાણ અને ધર્મ-વિચાર મળી ગયો! એટલે જે શ્રમણબ્રાહ્મણો એમ કહે છે તથા ઉપદેશે છે કે, બધાં ભૂતપ્રાણોને મારવાં જોઈએ, તેમની પાસે બળાત્કારે કામ કરાવવું જોઈએ, કે તેમને રિબાવવાં જોઈએ, તે બધા ભવિષ્યમાં પણ એ જ રીતે છેદ-ભેદ તથા જન્મ-જરા-મરણ પામશે અને અનેક યોનિઓમાં ભટકતા ભટકતા ભવપ્રપંચના કકળાટ ભોગવશે. તેમને માતૃમરણ, પિતૃમરણ, ભ્રાતૃમરણ, તથા એ જ પ્રમાણે ભાર્યા, પુત્ર, પુત્રી, તથા પુત્રવધૂનાં મરણનું દુઃખ ભોગવવું પડશે; તથા દારિદ્ય, દૌર્ભાગ્ય, અપ્રિયપ્રાપ્તિ, અને પ્રિયવિયોગ વગેરે બહુ પ્રકારનાં દુઃખ-દૌર્મનસ્ય ભોગવવાં પડશે. તેમને સિદ્ધિ કે બોધ પ્રાપ્ત

થવાં અશક્ય થશે, તથા તેઓ સર્વ દુઃખોનો અંત લાવી શકશે નહીં.

‘પરંતુ જે શ્રમણબ્રાહ્મણો અહિંસાધર્મ ઉપદેશે છે, તેઓ આ બધાં દુઃખો નહીં પામે તથા તેઓ સિદ્ધિ અને બોધ પામી, સર્વ દુઃખોનો અંત લાવી શકશે.’

[ સૂત્રકૃતાંગ ૨-૨ ]

૩. સદ્‌ગુરુનું શરણ સ્વીકારી, સદ્ધર્મનું જ્ઞાન પામેલો ભિક્ષુ જોઈ શકે છે કે, આ જગત સ્થાવર અને જંગમ એ બે પ્રકારે વિભક્ત થયેલું છે. તેમાં પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને હાલતાંચાલતાં (ત્રસ) પ્રાણીઓ એમ છ પ્રકારના જીવોના વર્ગો પોતપોતાનાં કર્મ અનુસારે આવી રહ્યા છે. એ છ વર્ગો જ એકબીજામાં આસક્તિથી, પરિગ્રહથી, તથા પરિણામે થતાં હિંસાદિથી કર્મબંધનનાં નિમિત્ત બને છે. પરંતુ જેમ મને કોઈ લાકડી વગેરેથી મારે અથવા પીટે અથવા કોઈ મારો તિરસ્કાર કરે કે બીજી રીતે મને રિબાવે અથવા મારી નાખે — અરે માત્ર મારા વાળ ઉખાડે, તો પણ મને દુઃખ થાય છે, તેમજ બધા જીવોને પણ થાય છે. માટે કોઈ પણ જીવની હિંસા ન કરવી, તેમજ કોઈ પણ પ્રાણીને મારવું નહીં, રિબાવવું નહીં, બળાત્કારથી તેની પાસે કામ કરાવવું નહીં કે તે ઇચ્છાથી તેને પાળવું નહીં. જે કોઈ અરિહંત ભગવાનો થઈ ગયા છે, હાલમાં છે કે ભવિષ્યમાં થશે, તે બધા આમ જ કહે તથા આમ જ ઉપદેશે છે. એ ધર્મ ધ્રુવ છે, નિત્ય છે, તથા શાશ્વત છે અને સમગ્ર લોકનું સ્વરૂપ જાણીને, અનુભવી તીર્થંકરોએ કહેલો છે.

આવું જાણી, તે ભિક્ષુ અહિંસાધર્મનું સંપૂર્ણ પાલન કરવાની ઇચ્છાથી હિંસા, પરિગ્રહ વગેરે પાંચ મહાપાપોથી વિરત થાય છે. તે સ્થાવર કે જંગમ કોઈ પ્રાણીની ત્રણે

પ્રકારે[1] હિંસા કરતો નથી તેમજ જડ કે ચેતન કામભોગોના પદાર્થોનો ત્રણે પ્રકારે પરિગ્રહ કરતો નથી. તે શબ્દ, રૂપ, ગંધ, રસ, અને સ્પર્શ વગેરે વિષયોની મૂર્છાનો પરિત્યાગ કરે છે તથા ક્રોધ-માન-માયા-લોભ-રાગદ્વેષ-કલહ-નિંદા-ચાડીચૂગલી વગેરેનો પણ ત્યાગ કરે છે. તે સંયમમાં અપ્રીતિવાળો નથી થતો તથા અસંયમમાં પ્રીતિવાળો નથી થતો. તે માયાવીપણે અસત્ય નથી બોલતો, તથા મિથ્યા સિદ્ધાંતોમાં માન્યતા નથી રાખતો. ટૂંકમાં, તે ભિક્ષુ સંસાર પ્રાપ્ત કરાવનારાં સર્વ મોટાં મોટાં પાપસ્થાનોથી ત્રણે પ્રકારે નિવૃત્ત તેમજ વિરત થાય છે.

તે જાણે છે કે, જગતમાં સામાન્ય રીતે ગૃહસ્થીઓ તેમજ કેટલાક શ્રમણબ્રાહ્મણો હિંસાપરિગ્રહાદિ યુક્ત હોય છે. તેઓ ત્રણે પ્રકારે પ્રાણીઓની હિંસાથી તેમજ કામભોગોના જડ કે ચેતન પદાર્થોના પરિગ્રહથી નિવૃત્ત થયા નથી હોતા. પરંતુ મારે તો અહિંસક અને અપરિગ્રહી થવું છે. છતાં. મારે મારું જીવન તો તે હિંસાપરિગ્રહાદિ યુક્ત ગૃહસ્થો વગેરેને આધારે જ ગાળવાનું છે. આમ વિચારી, તે ભિક્ષુ માત્ર શરીરયાત્રા પૂરતો જ તેમનો આધાર સ્વીકારી, પોતાના માર્ગમાં પ્રયત્નશીલ થાય છે. [ સૂત્રકૃતાંગ ૨-૧ ]

૪. પૃથ્વી-પાણી-અગ્નિ-વાયુ-ધાન્યોનાં બીજો સહિત તૃણ અને વૃક્ષો – અને હાલી ચાલી શકે તેવાં પ્રાણીઓ — એમ જીવોના છ વર્ગો છે. એ છ વર્ગો જ એકબીજા પ્રત્યે હિંસાપરિગ્રહાદિથી કર્મબંધનનાં નિમિત્ત બને છે. બુદ્ધિમાન માણસે પોતાના દાખલા ઉપરથી, અનુકૂળ તર્ક વડે વિચાર કરવો કે, મારી પેઠે કોઈ પ્રાણીને દુઃખ ગમતું નથી, માટે મારે કોઈની હિંસા ન કરવી જોઈએ. જ્ઞાનીના જ્ઞાનનો સાર પણ એટલે જ છે કે, તે કોઈની હિંસા નથી કરતો. અહિંસાનો

---

૧. મન-વાણી-કાયાથી; અથવા કરવી, કરાવવી, અને અનુમતિ આપવી — એ ત્રણ પ્રકારે.

સિદ્ધાંત પણ એ જ છે; તથા તેને જ શાંતિ કે નિર્વાણ પણ કહે છે.

પરંતુ જ્યાં સુધી મનુષ્યમાંથી સર્વ પ્રકારના દોષો દૂર થયા નથી, ત્યાં સુધી તે મન-વાણી-કાયાથી સંપૂર્ણ અહિંસા પાળી શકવાનો નથી. મહાપ્રજ્ઞાવાળા બુદ્ધિશાળી મનુષ્યે જિતેંદ્રિય થઈ, વિષયભોગોથી નિવૃત્ત થવું અને સંયમાદિમાં પરાક્રમી બની વિચરવું. તેણે અતિ માન-માયા-ક્રોધ-લોભથી દૂર રહેવું. ટૂંકમાં તેણે સર્વ સારાં કર્મ આચરવાં અને પાપકર્મો ત્યાગવાં. તેણે તપાચરણમાં પરાક્રમી બની, નિર્વાણને નક્ષત્રોમાં ચંદ્રમાની પેઠે શ્રેષ્ઠ માની, તેને સાધવામાં પુરુષાર્થી થવું. જેમ આ જગત સર્વ ભૂતપ્રાણીઓનું આધારસ્થાન છે, તેમ જે બુદ્ધો થઈ ગયા છે અને હજી થવાના છે, તેમનું પણ નિર્વાણ એ જ આધારસ્થાન છે. માટે તેણે ઇંદ્રિયોનું દમન કરી, તે નિર્વાણ જ પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ થવું.

[ સૂત્રકૃતાંગ ૧-૧૧ ]

૫. કાંપિલ્યનગરમાં સંયત નામે રાજા રાજ્ય કરતો હતો. તે એક વખત ચતુરંગી સેના અને વાહનો સાથે મૃગયા કરવા કાંપિલ્યપુરની પાસે આવેલા કેસર નામે ઉદ્યાનમાં ગયો. મૃગયાના રસે ચડી, તે રાજા ઘોડા ઉપર બેસી મૃગો ઉપર બાણો ફેંકતો તે ઉદ્યાનમાં ઘૂમવા લાગ્યો.

તે ઉદ્યાનમાં આવેલા એક લતામંડપ નીચે એક મુનિ ધ્યાન ધરતા હતા. રાજાએ મૃગયાની ધૂનમાં તે તરફ પણ બાણો છોડયાં હતાં અને કેટલાંય મૃગ તે મુનિની આજુબાજુ જ મરેલાં પડયાં હતાં. અચાનક તે મુનિ રાજાની નજરે પડયા. તેમને જોઈ, ગભરાઈ જઈને તે રાજા તેમને પોતાનાં બાણોથી કંઈ ઈજા થઈ છે કે નહીં તે જોવા ઘોડા ઉપરથી નીચે ઊતર્યો તથા વિનયપૂર્વક મુનિને નમસ્કાર કરી પોતે અજાણમાં કરેલ અપરાધની ક્ષમા માગવા લાગ્યો.

"પ્રથમ તો ધ્યાનમાં બેઠેલા તે મુનિએ રાજાને કાંઈ જવાબ ન આપ્યો. તેથી વધુ ગભરાઈ, તે રાજા મુનિને પોતાની ઓળખાણ આપતો કહેવા લાગ્યો, 'હે ભગવન્! હું સંયત રાજા છું. આપ મને જવાબ આપો. ક્રોધ પામેલા મુનિઓ પોતાના તેજથી કરોડો માણસોને પણ બાળી નાખે છે, એમ મેં સાંભળ્યું છે.'

આ સાંભળી મુનિએ તે રાજાને જવાબ આપ્યો, 'હે રાજન! તું નિર્ભય થા, તથા તે જ પ્રમાણે બીજાં પ્રાણીઓને પણ અભય આપનારો બન. તું જે મૃત્યુના ભયથી ઉદ્વેગ પામી, આમ ક્ષમાપના કરે છે, તે જ મૃત્યુના મુખમાં તું બીજાં પ્રાણીઓને શા માટે ધકેલે છે? આ અનિત્ય જીવ-લોકમાં સુખની ઇચ્છાથી માણસે શા માટે બીજા પ્રાણોની હિંસા કરવી જોઈએ? દરેકને મરણ આવવાનું જ છે, તો પછી વીજળીના ઝબકારા જેવા જીવિતમાં કે તેનાં સુખોમાં આસક્તિ શી? પોતે પ્રિય માનેલાં સુખો કે સ્ત્રી-પુત્ર-સંબંધીઓ વગેરે સુખનાં સાધનો મર્યા બાદ સાથે આવતાં નથી. ઊલટું મરેલા પિતાને પુત્રો અને મરેલા પુત્રને પિતા ઘર બહાર કાઢે છે. પછી તે માણસે પેદા કરેલા દ્રવ્યથી અલંકૃત થઈ, પરપુરુષો તેણે સાચવેલી સ્ત્રીઓ સાથે હૃષ્ટ અને તુષ્ટ થઈ ક્રીડા કરે છે. પરંતુ પેલો માણસ તો પોતે કરેલાં શુભાશુભ કર્મો સાથે જ પરલોકમાં જાય છે.'

ગર્દભાલી મુનિના આ ઉપદેશથી સંયત રાજાએ સંવેગ અને નિર્વેદ પામી, રાજપાટ વગેરે છોડી દીધું અને તેમની પાસે દીક્ષા લીધી. [ઉત્તરા૦ ૧૮]

## ૯

# બ્રહ્મચર્ય

૧. જેને સંયમ પ્રાપ્ત કરી, કર્મોના નિરોધથી સમાધિ પ્રાપ્ત કરવી છે, તથા મન-વચન-કાયા તથા ઇંદ્રિયો ઉપર જય મેળવી તેમનું દુષ્પ્રવૃત્તિમાંથી રક્ષણ કરવું છે, અને એ રીતે અપ્રમત્તપણે મોક્ષધર્મ આચરવો છે, તેને વીર્યનિરોધરૂપી (સ્થૂળ) બ્રહ્મચર્ય સિદ્ધ કર્યા વિના ચાલે તેમ નથી.

પરંતુ જનનેંદ્રિયનો નિરોધ પણ બીજી આનુષંગિક નાની મોટી સાવચેતીઓ વિના દુષ્કર છે. માટે મહાત્મા પુરુષોએ તેની વાડરૂપે નીચેના દશ પ્રસંગોનો ત્યાગ કરવાનું ઉપદેશ્યું છે. જેઓ ( અભિમાનથી કે પ્રમાદથી ) તે પ્રસંગોમાં બેદરકાર રહે છે, તેઓને ધીમે ધીમે પોતાના વ્રતમાં શંકા ઉત્પન્ન થાય છે, પછી વિષયભોગોની કાંક્ષા ઉત્પન્ન થાય છે, અને પછી બ્રહ્મચર્યની આવશ્યકતા જ છે કે નહિ એવી વિચિકિત્સા ઉત્પન્ન થાય છે. અંતે તેમના બ્રહ્મચર્યનો ભેદ થઈ જાય છે; તેમને ઉન્માદ અને બીજા દીર્ઘકાલિક રોગો પ્રાપ્ત થાય છે; તથા તેઓ કેવળીએ કહેલા ધર્મમાંથી ભ્રષ્ટ થાય છે.

તે દશ પ્રસંગો આ પ્રમાણે છે :

૧. ભિક્ષુએ કોઈ પ્રકારના સંસર્ગ વિનાનાં શયન અને આસન વાપરવાં; તથા સ્ત્રી-પશુ-અને નપુંસકના સંસર્ગવાળાં શયનાસન ન વાપરવાં.

૨. બ્રહ્મચારીએ માત્ર સ્ત્રીઓને કથા ન કહેવી કે સ્ત્રી સંબંધી કથા ન કરવી.

૩. બ્રહ્મચારીએ સ્ત્રીઓની સાથે એકાસને ન બેસવું

૪. બ્રહ્મચારીએ સ્ત્રીઓની સુંદર કે આકર્ષક, મનોહર કે મનોરમ ઇંદ્રિયો તરફ જોવું નહિ કે તેમનું ચિંતન ન કરવું.

૫. બ્રહ્મચારીએ કોટડી પાછળ રહીને, પડદા પાછળ કે ભીંત પાછળ રહીને, સ્ત્રીઓનું કૂજિત, રુદિત, ગીત, હસિત, સ્તનિત, ક્રંદન કે વિલાપના શબ્દો ન સાંભળવા.

૬. બ્રહ્મચારી નિર્ગ્રંથે પૂર્વે ભોગવેલા ભોગો કે કરેલી ક્રીડાઓ સંભારવી નહિ.

૭. બ્રહ્મચારીએ રસકસવાળો ઉત્તેજક આહાર ન લેવો.

૮. બ્રહ્મચારીએ પ્રમાણથી વધારે ખાનપાન ન કરવું.

૯. બ્રહ્મચારીએ શરીરની અને કપડાંની ટાપટીપ ન કરવી.

૧૦. બ્રહ્મચારીએ જનનેંદ્રિય ઉપરાંત શબ્દ-રૂપ-રસ-ગંધ અને સ્પર્શની ઇંદ્રિયોને પણ વશ ન થવું.

સ્ત્રીઓ વડે સંકીર્ણ ઘર, મનોરંજક સ્ત્રીકથા, સ્ત્રીઓનો પરિચય, તેમની ઇંદ્રિયોનું નિરીક્ષણ, તેઓનું કૂજિત, રુદિત, ગીત. અને હાસ્ય, તેઓની સાથે ભોજન અને બેઠક, રસદાર અને પ્રમાણથી વધારે ખાનપાન, તથા શરીરની ટાપટીપ – આ બધી વસ્તુઓ માણસને પ્રિય છે અને તેથી તેનો ત્યાગ કરવો મુશ્કેલ છે. પરંતુ આત્માની શોધ કરનારા માણસને માટે તો એ તાલપુટ વિષ જેવી છે. જેને સમાધિ પ્રાપ્ત કરવી છે, તેણે આ બધાં શંકાસ્થાનો તજી દેવાં જોઈએ; અને ધીરજથી જિતેંદ્રિય અને સમાધિયુક્ત બની. ધર્મને માર્ગે વિચરવું જોઈએ.

જે આ દુષ્કર બ્રહ્મચર્યનું આચરણ કરે છે, તેને દેવ-દાનવ-ગાંધર્વ વગેરે સર્વ નમસ્કાર કરે છે.

આ ધર્મ ધ્રુવ છે, નિત્ય છે, શાશ્વત છે, અને જિને બતાવેલો છે. એ જ માર્ગ વડે પૂર્વે કેટલાય જીવો સિદ્ધ થયા છે. અત્યારે થાય છે, અને હજુય થશે.

[ઉત્તરા૦ ૧૬]

૨. જેમ બગલી ઈંડામાંથી પેદા થાય છે, અને ઈંડું બગલીમાંથી પેદા થાય છે, તેમ મોહનું ઉત્પત્તિસ્થાન તૃષ્ણા છે, અને તૃષ્ણાનું ઉત્પત્તિસ્થાન મોહ છે. રાગ અને દ્વેષ એ કર્મનાં બીજ છે; અને તેમનું ઉત્પત્તિસ્થાન મોહ છે. કર્મ જ જન્મમરણનું મૂળ છે; અને જન્મમરણ એ જ દુઃખ છે. જેને મોહ નથી, તેનું દુઃખ ગયું; જેને તૃષ્ણા નથી, તેનો મોહ ગયો; જેનામાં લોભ નથી, તેની તૃષ્ણા ગઈ; અને જેને લોભ નથી તેને કાંઈ નથી.

એ રાગ-દ્વેષ-મોહને નિર્મૂળ કરવાના ઉપાયો આ પ્રમાણે છે: દૂધ-દહીં વગેરે દીપ્તિકારક રસો યથેચ્છ ન સેવવા; કેમકે, જેમ સ્વાદુ ફળવાળા વૃક્ષ તરફ પક્ષીઓ ટોળાબંધ દોડી આવે છે, તેમ દીપ્ત મનુષ્ય તરફ કામવાસનાઓ દોડી આવે છે. જેમ બહુ કાષ્ઠવાળા વનમાં પવન સહિત સળગેલો દાવાગ્નિ શાંત થતો નથી, તેમ યથેચ્છ આહાર કરનાર બ્રહ્મચારીનો ઇંદ્રિયાગ્નિ શાંત થતો નથી. અતિ આહાર કોઈને હિતકર નથી. એકાંતમાં રહેનારા, ઓછું ખાનારા, અને ઇંદ્રિયોનું દમન કરનારા પુરુષોને જ રાગરૂપી શત્રુ નથી નમાવી શકતો; પરંતુ ઔષધોથી વ્યાધિની પેઠે જાતે હારી જાય છે.

[ઉત્તરા૦ ૩૨]

૩. જિનપ્રવચનમાં કહેલું છે કે, જેઓ રૂપોમાં આસક્ત રહે છે, તેઓ હિંસામાં આસક્ત રહે છે. કર્મનું સ્વરૂપ સમજીને કોઈની હિંસા ન કરવી, અને સંયમવાન થઈ ઉછાંછળા ન થવું. સાધુતાનો આકાંક્ષી પુરુષ દરેકના સુખનો વિચાર કરી, સમગ્ર લોકમાં કોઈને પણ ન દૂભવે કે ન કોઈની હિંસા કરે. સંયમ તરફ એકમાત્ર લક્ષ્ય રાખતો, અને અસંયમને ઓળંગી ગયેલો એ સંયમી, સ્ત્રીઓમાં વિરત થઈને નિર્વેદપૂર્વક રહે. તે વસુમાન અને જ્ઞાની પુરુષ કોઈ પ્રકારનું પાપકર્મ ન કરે. [આચા૦ ૧-૫]

૧૦

# મુક્ત–જ્ઞાની

૧. જેણે આ શબ્દો, રૂપો, ગંધો, રસો અને સ્પર્શોનું સ્વરૂપ બરાબર જાણેલું છે, તે જ પુરુષ આત્મવાન, જ્ઞાનવાન, વેદવાન, ધર્મવાન, અને બ્રહ્મવાન છે. તે આ લોકના સ્વરૂપને બરાબર સમજે છે. તે જ સાચો મુનિ છે. તે મનુષ્ય સંસારના ફેરા અને તેના કારણરૂપ માયાના સંગને બરાબર ઓળખે છે. [ પા. ૨૯ ]

૨. જન્મ અને મરણનું સ્વરૂપ સમજીને તે કશાનો અભિલાષ કરતો નથી. તે જન્મમરણના માર્ગને ઓળંગી જાય છે. જેનું મન ક્યાંય બહાર નથી ફરતું, એવો તે સમર્થ મહાપુરુષ કશાથી અભિભવ પામ્યા વિના 'નિરાવલંબનતામાં' રહી શકે છે.

૩. જે સત્ય છે, તે જ મુનિપણું છે; અને જે મુનિપણું છે, તે જ સત્ય છે.

૪. પદાર્થોને જે યથાવસ્થિતરૂપે જાણે છે, તે જ યથાર્થતામાં રહે છે; અને જે યથાર્થતામાં રહે છે, તે જ પદાર્થોને યથાવસ્થિતરૂપે જાણે છે. એવા મનુષ્યો જ બીજાને દુઃખની સાચી સમજ આપી શકે છે. તે લોકો ઓઘને તરી ગયા છે, અને તે જ તીર્ણ, મુક્ત અને વિરક્ત કહેવાય છે, એમ હું કહું છું. [આચા૦ ૧-૨]

૫. જે માણસ જ્ઞાની છે, તેને માટે કશો ઉપદેશ નથી. તેવો કુશળ પુરુષ કાંઈ કરે અથવા ન કરે તેથી તે બદ્ધ પણ નથી અને મુક્ત પણ નથી. [ તો પણ ] લોકસંજ્ઞાને બધી

રીતે બરાબર સમજીને અને સમયને ઓળખીને તે કુશળ પુરુષ પૂર્વેના મહાપુરુષોએ ન આચરેલાં કર્મો આચરતો નથી.
[આચા૦ ૧-૨]

૬. જે બંધાયેલાને મુક્ત કરે છે, તે વીર પ્રશંસાપાત્ર છે. [આચા૦ ૧-૨]

૭. અજ્ઞાનીઓને જે બંધનાં કારણ છે, તે જ જ્ઞાનીને મુક્તિનાં કારણ છે. અને જ્ઞાનીને જે મુક્તિનાં કારણ છે, તે અજ્ઞાનીને બંધનાં કારણ છે. [આચા૦ ૧-૪]

૮. જેને આ લોકમાં ભોગૈષણા નથી, તેને અન્ય નિંદ્ય પ્રવૃત્તિ શાની હોય ? શું એવા વીરોને ઉપાધિ હોય છે ? દૃષ્ટાને ઉપાધિ નથી હોતી, એમ હું કહું છું. [આચા૦ ૧-૪]

૯. જેમ સરખી જમીન ઉપર આવેલો, પાણીથી ભરેલો, રજ વિનાનો, અને પોતાને આશરે રહેલાં અનેક જંતુઓની રક્ષા કરનારો કોઈ એક મોટો ધરો હોય, તેમ આ સંસારરૂપી પ્રવાહમાં જ્ઞાનીપુરુષ છે. તે સકળ ગુણસંપત્તિથી પરિપૂર્ણ હોય છે, સમભાવી હોય છે, પાપમળ વિનાનો હોય છે, જગતનાં નાનાં મોટાં સૌ પ્રાણીઓની રક્ષામાં તત્પર હોય છે, તથા તેની બધી ઇંદ્રિયો વિષયોથી વ્યાવૃત્ત હોય છે. એવા મહર્ષિઓને આ જગતમાં કશી જ કામના નથી હોતી. તેઓ કાળની વાટ જોતા આ જગતમાં વિચર્યા કરે છે.

તેવા કુશળ પુરુષની નજરમાં, તેવા કુશળ પુરુષે બતાવેલી નિઃસંગતામાં, તેવા કુશળ પુરુષના આદરમાં, તેવા કુશળ પુરુષની શિખામણમાં, અને તેવા કુશળ પુરુષની નજીકમાં જ સંયમપૂર્વક રહેવું જોઈએ, તથા તે કુશળ પુરુષના ચિત્તને જ અનુસરવું જોઈએ. તેમની સર્વ પ્રકારે સેવા કરવી જોઈએ, તથા તેમની આજ્ઞાને વશ રહીને જ સર્વ ક્રિયાઓ કરવી જોઈએ. એમ કરનારો સંયમી ઇંદ્રિયોનો પરાજય કરીને સત્ય વસ્તુ જોઈ શકે છે. [આચા૦ ૧-૫]

૧૦. જેને તું હણવા માગે છે, તે તું જ છે; જેને તું તાબે કરવા માગે છે, તે પણ તું જ છે; જેને તું પરિતાપ ઉપજાવવા માગે છે, તે પણ તું જ છે; જેને તું દબાવવા માગે છે, તે પણ તું જ છે; તથા જેને તું મારી નાખવા માગે છે, તે પણ તું જ છે. આમ જાણનારો સરળ અને પ્રતિબુદ્ધ મનુષ્ય કોઈને હણતો નથી કે હણાવતો નથી. તે ઓજસ્વી છે; જેની કોઈ પ્રતિષ્ઠા નથી એવા અપ્રતિષ્ઠને તે જાણે છે.

ઉપર-નીચે અને આજુબાજુ બધે કર્મના પ્રવાહો વહ્યા કરે છે. એ પ્રવાહોથી આસક્તિ થાય છે, અને તે સંસારમાં રખડવાનું કારણ છે. જ્ઞાની પુરુષ જન્મ અને મરણનું સ્વરૂપ સમજીને કશાનો અભિલાષ નથી કરતો. તે જન્મ-મરણના માર્ગને ઓળંગી જાય છે. જેનું મન ક્યાંય બહાર નથી ફરતું, એવો તે સમર્થ મહાપુરુષ કશાથી અભિભવ પામ્યા વિના નિરાવલંબનતામાં રહી શકે છે.

વાણી ત્યાંથી પાછી ફરે છે; ત્યાં કોઈ તર્ક પહોંચતો નથી; અને બુદ્ધિ પેસી શકતી નથી. જે આત્મા છે તે જ વિજ્ઞાતા છે, અને જે વિજ્ઞાતા છે તે જ આત્મા છે.

તે લાંબો નથી, ટૂંકો નથી, ગોળ નથી, ત્રાંસો નથી, ચોરસ નથી, અને મંડળાકાર નથી; તે શરીરરૂપ નથી, તે સંગી નથી, તે સ્ત્રી નથી, પુરુષ નથી, અને નપુંસક પણ નથી. તે જ્ઞાતા છે, તે વિજ્ઞાતા છે, તેને કશી ઉપમા નથી. તે અરૂપી સત્તા છે, તે શબ્દાતીત હોવાથી તેનો કોઈ શબ્દ નથી. તે શબ્દ નથી, રૂપ નથી, ગંધ નથી, રસ નથી, સ્પર્શ નથી — એમાંનું કાંઈ નથી, એમ હું કહું છું.

[ આચા૦ ૧-૫ ]

## ૧૧

# ઉપદેશ આપવાનો અધિકાર

૧. સંયમથી સુરક્ષિત એવા પુરુષો પોતાની મેળે કે બીજા પાસેથી સત્ય જાણી, આ સંસારમાંથી મુક્ત થયા હોય છે. તેઓ જ ક્રિયાવાદનો ઉપદેશ આપવાને તેમજ બીજાને સંસારસમુદ્રમાંથી બચાવવાને શક્તિમાન થાય છે.

[ સૂત્ર કૃ૦ ૧–૧૨ ]

૨. ધર્મને જ્ઞાની પાસેથી બરાબર સમજીને, તેનું રહસ્ય પામ્યા બાદ, તથા તેને પરિપૂર્ણ રીતે સમજાવી શકે તેવા થઈને બીજાને ઉપદેશ આપવા જવું, તથા જ્ઞાનીએ કહેલા અર્થની મર્યાદા ન ઓળંગાય એ રીતે ઉપદેશ આપવો. એ મોક્ષમાર્ગ કેવી રીતે ઉપદેશવો એ જે જાણે છે, તેવા શ્રદ્ધાળુને હાથે સિદ્ધાંતને આંચ આવતી નથી.

તે સત્યને ચોરતો નથી કે છુપાવતો નથી, અલ્પ અર્થવાળી વસ્તુને આડંબરથી મોટી કરતો નથી, તથા સૂત્ર કે તેના અર્થની બનાવટ કરતો નથી; તે માણસ સિદ્ધાંતનો સાચો રક્ષક છે.

જે શાસ્ત્રને શુદ્ધ રીતે સમજે છે, જે તપસ્વી છે. જે ધર્મને વિગતવાર જાણે છે, જેનું કહેવું પ્રામાણિક છે, જે કુશળ છે, તથા વિવેકયુક્ત છે, તે મોક્ષમાર્ગ ઉપદેશવાને યોગ્ય છે. ધર્મનો સંપૂર્ણપણે સાક્ષાત્કાર કરીને જે ઉપદેશ આપે છે, તે બુદ્ધ પુરુષ સંસારનો અંત કરાવી શકે છે. પોતાની તેમજ બીજાની મુક્તિ સાધનારા તેઓ જુગજૂના પ્રશ્નોનો નિવેડો લાવી શકે છે. [ સૂત્રકૃતાંગ ૧–૧૪ ]

૩. મર્યાદાના ભાનવાળો તે ભિક્ષુ ફરતો ફરતો જ્યાં ગયો હોય છે, ત્યાં ધર્મોપદેશ સ્વાભાવિક રીતે કરે છે. અને પ્રવ્રજ્યા લેવા તૈયાર હોય કે ન હોય, તોપણ, સાંભળવાની ઇચ્છાવાળા બધાને શાંતિ, વિરતિ, નિર્વાણ, શૌચ, ઋજુતા, મૃદુતા, બંધુતા, તથા સર્વ જીવોની, પ્રાણોની, ભૂતોની અને સત્ત્વોની અહિંસા-રૂપી ધર્મ કહી સંભળાવે છે.

તે ભિક્ષુ અન્ન માટે, પાન માટે, વસ્ત્ર માટે, રહેઠાણ માટે, પથારી માટે કે બીજા વિવિધ કામભોગો માટે ધર્મોપદેશ નથી આપતો; પણ પોતાનાં પૂર્વકર્મોને કારણે જ ગ્લાનિ પામ્યા વિના આપે છે.

એવા ગુણવાન ભિક્ષુ પાસે ધર્મ સાંભળીને તથા સમજીને પરાક્રમી પુરુષો પ્રયત્નપૂર્વક તે ધર્મમાં પ્રવૃત્ત થાય છે; તથા તેમ કરીને સર્વ શુભ સાધનસંપત્તિથી યુક્ત થાય છે, સર્વ પાપસ્થાનોથી નિવૃત્ત થાય છે, વિરત થાય છે, તથા સંપૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરે છે. [ સૂત્રકૃતાંગ૦ ૨–૧ ]

૪. સંસારનું સંપૂર્ણ સ્વરૂપ સમજી, સ્થાવરજંગમ પ્રાણીઓના કલ્યાણ માટે હજારોની વચ્ચે ધર્મોપદેશ કરનાર એકાંત જ સાધી રહ્યો હોય છે. કારણ કે, તેની આંતરવૃત્તિ સમાન જ હોય છે. જો કોઈ શ્રમણ પોતે ક્ષાંત, દાંત, જિતેંદ્રિય, તથા વાણીના ગુણદોષ જાણનારો હોય, તો ધર્મોપદેશ આપવા-માત્રથી તેને કશો દોષ લાગતો નથી. [ સૂત્રકૃતાંગ ૨–૬ ]

૫. સંપૂર્ણ એવા કેવળજ્ઞાનથી લોકનું સ્વરૂપ પોતે જાણ્યા વિના જેઓ બીજાને ધર્મ ઉપદેશે છે, તેઓ પોતાનો અને બીજાના બંનેનો નાશ કરે છે. સંપૂર્ણ જ્ઞાનથી લોકનું સ્વરૂપ સમજીને, તથા પૂર્ણજ્ઞાનથી સમાધિયુક્ત બનીને જે સંપૂર્ણ ધર્મ ઉપદેશે છે, તે પોતે પણ તરે છે, અને બીજાને પણ તારે છે.

જે માણસે સ્વકલ્પિત માન્યતાને અનુસરવાને બદલે, જ્ઞાનીની આજ્ઞા અનુસાર પરમ મોક્ષમાર્ગમાં મન-વાણી-કાયાથી સ્થિત થઈ, પોતાના આત્માનું દોષોથી રક્ષણ કર્યું છે, તથા તેમ કરીને સમુદ્ર જેવા આ ભવસમુદ્રને તરવા માટે તેણે સર્વ સામગ્રી પ્રાપ્ત કરી છે, તેવો પુરુષ ભલે બીજાને ધર્મોપદેશ આપે. [સૂત્રકૃતાંગ ૨-૬]

૬. તેજસ્વી, શાંત દૃષ્ટિવાળા અને વેદવિત્ સંયમીએ લોક ઉપર કૃપા કરીને, અને તેનું સ્વરૂપ સમજીને ધર્મનું કથન કરવું તથા તેનું વિવેચન કરવું. સત્ય માટે ઉદ્યમવંત થયેલા કે નહીં થયેલા એવા સાંભળવાની ઇચ્છાવાળા સર્વને સંયમીએ ધર્મ સમજાવવો. ભૂતમાત્રનું સ્વરૂપ વિચારી, શાંતિ, વૈરાગ્ય, ઉપશમ, નિર્વાણ શૌચ, ઋજુતા, નિરભિમાનતા, અપરિગ્રહી-પણું, અને અહિંસારૂપી ધર્મ તેણે ઉપદેશવો.

એ પ્રમાણે ધર્મને કહેતો ભિક્ષુ પોતે તકલીફમાં પડતો નથી કે બીજાને પણ તકલીફમાં નાખતો નથી, તથા કોઈ ભૂતપ્રાણીને પણ પીડા કરતો નથી. આવો ઉપદેશક મહામુનિ દુઃખમાં પડેલાં સર્વ ભૂતપ્રાણીઓને 'અસંદીન' બેટની પેઠે શરણરૂપ થાય છે. જેમ પક્ષી પોતાનાં બચ્ચાંને ઉછેરે છે, તેમ ઉદ્યમવંત નહિ થયેલાને તે મેધાવી ભિક્ષુ રાત અને દિવસ શાસ્ત્ર ઉપદેશોને ધીરે ધીરે તૈયાર કરે છે, એમ હું કહું છું. [આચા૦ ૧-૨]

# ૧૨

# સાચો યજ્ઞ

## ૧

ચાંડાળ કુળમાં ઉત્પન્ન થયેલો, પરંતુ ઉત્તમ ગુણવાળો હરિકેશી બલ નામે એક જિતેંદ્રિય ભિક્ષુ હતો. તે ભિક્ષુ હરવાફરવામાં, ભિક્ષા માગવામાં, બોલવામાં વગેરે પ્રવૃત્તિઓમાં કાળજીવાળો હતો, સંયમી હતો, સુસમાહિત હતો, જિતેંદ્રિય હતો, તથા મન-વાણી અને કાયાનું અશુભ પ્રવૃત્તિઓમાંથી રક્ષણ કરતો વિચરતો હતો. એક વખત ભિક્ષાર્થે ફરતો ફરતો તે, બ્રાહ્મણો સાથે રાજપુરોહિત જ્યાં યજ્ઞ કરતો હતો, ત્યાં યજ્ઞમંડપ આગળ આવી પહોંચ્યો.

તપથી સુકાઈ ગયેલા અને જીર્ણ, મલિન, તથા નકામા જેવાં વસ્ત્રપાત્ર વગેરે ઉપકરણોવાળા તે ગંદા મુનિને આવતો દેખી, પેલા અસભ્ય બ્રાહ્મણો તેનો ઉપહાસ કરવા લાગ્યા. પોતાની ઉચ્ચ બ્રાહ્મણ જાતિના મદથી ગર્વિષ્ઠ બનેલા, હિંસક, અજિતેંદ્રિય, અબ્રહ્મચારી, અને મૂઢ એવા તે બ્રાહ્મણો તેને કહેવા લાગ્યા :

'આવો બિહામણો, કાળો, વિકરાળ, બૂચિયો, ચીંથરેહાલ, મેલોભૂત, અપશુકનિયો તથા ઉકરડેથી વીણી આણેલાં કપડાં ગળે વીંટેલો તું કોણ અહીં આવ્યો છે? અહીં શા માટે ઊભો રહ્યો છે? અહીંથી વેગળો થા!'

'ઘરબારનો ત્યાગ કરનારો હું શ્રમણ છું, સંયમી છું, તથા બ્રહ્મચારી છું. હું મારું અન્ન જાતે રાંધતો નથી, પરંતુ યાચકવૃત્તિથી જીવું છું. તેથી બીજાએ પોતાને માટે તૈયાર

કરેલા અન્નમાંથી વધ્યુંઘટ્યું માગવા ભિક્ષાકાળે આવ્યો છું. તમે લોકો અહીં યાચક વગેરેને ઘણુંય અન્ન વહેંચી રહ્યા છો, તથા જાતે પણ પુષ્કળ અન્નપાન ખાઓપીઓ છો. માટે, મને તપસ્વી જાણી, જે કાંઈ વધ્યુંઘટ્યું હોય તે આપો.'

પુરોહિત : 'અહીંયાં બ્રાહ્મણો માટે જ ભોજન તૈયાર કરેલું છે. અને બ્રાહ્મણ સિવાય તે બીજા કોઈને આપવાનું નથી માટે અહીંથી ચાલ્યો જા.'

'ખેડૂતો અતિવૃષ્ટિ થાય કે અલ્પવૃષ્ટિ થાય તો પણ પાકની આશાએ જેમ ઊંચીનીચી એમ બંને પ્રકારની જમીનનાં બીજ વાવે છે, તેમ તમે મને પણ દાન આપો. મારા જેવું હલકું પાત્ર પણ તમને કાંઈક પુણ્યપ્રાપ્તિ કરાવશે.'

બ્રાહ્મણો : 'જગતભરમાં જાણીતું છે કે, જાતિ અને વિદ્યાથી યુક્ત અમે બ્રાહ્મણો જ દાન માટે ઉચિત ક્ષેત્રો છીએ. તેમાં વાવેલાં બીજ પુણ્યરૂપે અચૂક ઊગી નીકળે છે.'

'ક્રોધ - માન - હિંસા - જૂઠ - ચોરી - અને અપરિગ્રહથી યુક્ત એવા લોકોને જાતિ તથા વિદ્યાથી હીન જ ગણવા જોઈએ. તેવા લોકોને દાન માટે ઉત્તમ પાત્ર કહી શકાય નહિ. વેદ ભણીને પણ તેનું તાત્પર્ય ન જાણનારાઓ, ખાલી વાણીનો ભાર ઊંચકનારા જ કહેવાય. પરંતુ ઊંચનીચને ઘેર સમાનતાથી વિચરતા મુનિઓ જ દાનનાં ઉત્તમ ક્ષેત્ર કહેવાય.'

પુરોહિત : મારી સમક્ષ તું વેદવિત્ અધ્યાપકોની આમ નિંદા કરવાની હિંમત કરે છે ! તો સાંભળ, મારું આ બધું અન્નપાન ભલે વણસી જાય, પણ હે નિર્ગ્રંથડા ! તને તેમાંથી એક કણ પણ હું આપવાનો નથી.'

'સત્પ્રવૃત્તિઓ વડે સુસમાધિયુક્ત, મન-વાણી-કાયાનું અસત્પ્રવૃત્તિઓમાંથી રક્ષણ કરનારા, તથા જિતેંદ્રિય એવા સાધુને ભિક્ષા નહીં આપો, તો આ યજ્ઞમાંથી તમે બીજું શું લાભવાના છો ?'

પુરોહિત : 'અરે ! અહીં આટલામાં કોઈ છે કે નહીં ? આને દંડા વડે, કે ધપ્પા વડે મારીને, ગળચું પકડી બહાર કાઢો !'

અધ્યાપકનાં વચન સાંભળી, કેટલાય જુવાનિયાઓ દંડા, સોટી અને ચાબખા લઈને દોડી આવ્યા, તથા તે ઋષિને મારવા લાગ્યા.

તે વખતે કૌશલિક રાજાની ભદ્રા નામની સુંદર પુત્રી તે જુવાનિયાઓને વારવા લાગી :

'મારા પિતા કૌશલિક રાજાએ જાતે મને આ મુનિને આપી દીધી હતી, પરંતુ જેણે મારી મનથી પણ કામના કરી નહીં, અને મારો અસ્વીકાર કર્યો,[1] તે જ આ ઉગ્ર તપસ્વી જિતેંદ્રિય તથા બ્રહ્મચારી મુનિ છે. એ ઘોર વ્રતી, ઘોર પરાક્રમી, અને મહાશક્તિમાન મુનિની તમે અવજ્ઞા ન કરો. નહીં તો પોતાના તેજથી તે તમને બાળી મૂકશે.'

એટલામાં તો, એ મુનિએ નગર બહાર તિંદુક વૃક્ષ નીચે જે યક્ષના સ્થાનકે ઉતારો કર્યો હતો, તથા જે યક્ષ આ મુનિના તપ આદિથી આ મુનિનો પરમ ભક્ત બન્યો હતો, તે તેમ જ તેના અનુચરો અંતરિક્ષમાં રહી, પેલા જુવાનિયાઓને મારવા લાગ્યા. ઘવાયેલાં શરીરવાળા તથા લોહી ઓકતા તે લોકોને જોઈ, ભદ્રાએ તેમને ફરીથી કહ્યું :

'આવા ઝેરી નાગ જેવા ઉગ્ર તપસ્વી ભિક્ષુને ભિક્ષાકાળે તમે મારવા ગયા, એ પતંગિયાં અગ્નિ તરફ દોડે તેના જેવું થયું છે. હવે જો તમને જાનમાલની પરવા હોય, તો ભેગા મળી, માથું નીચું કરી, તેમને શરણે જાઓ. આવા મહાત્માઓ તો ગુસ્સે થતાં આખા જગતને ભસ્મીભૂત કરી નાખે !'

---

૧. ત્યાર પછી જ તેને આ રાજપુરોહિત પરણ્યો હતો.

પુરોહિત : 'હે ભદન્ત! અમે કરેલી આપની અવજ્ઞા અને નિંદાની ક્ષમા આપો. આ મૂઢ અને અજાણ બાળકોએ આપની જે અવજ્ઞા કરી છે, તેની પણ ક્ષમા આપો. અમે બધાં એકઠા મળી આપના ચરણનું શરણ લઈએ છીએ. હે મહાભાગ! અમે આપનું પૂજન કરીએ છીએ. આપ અમારા સર્વથા પૂજ્ય છો. આપ અમારા આ વિવિધ વ્યંજનો યુક્ત ભાતનો તથા બીજા પણ વિવિધ પ્રકારના અન્નનો અમારા ઉપર કૃપા કરી સ્વીકાર કરો.'

બ્રાહ્મણો : 'અહો! તપનું માહાત્મ્ય આમ પ્રત્યક્ષ દેખાય છે. પરંતુ જાતિનું માહાત્મ્ય કાંઈ જ દેખાતું નથી. માહાત્મ્ય-યુક્ત દિવ્ય ઋદ્ધિવાળા આ ચાંડાલપુત્ર હરિકેશ સાધુને જુઓ!'

મુનિ : 'હે યજ્ઞયાગ કરનારા બ્રાહ્મણો! તમે પાણી વડે બાહ્ય શુદ્ધિને શા માટે શોધો છો? બાહ્ય શુદ્ધિને શોધવી, તેને કુશળ પુરુષો ડહાપણ ગણતા નથી. દર્ભ, યજ્ઞસ્તંભ, તૃણ, કાષ્ઠ અને અગ્નિનો ઉપયોગ કરીને, તથા સવારસાંજ પાણીમાં નાહીનાહીને તમે મૂર્ખતાથી પ્રાણીની હિંસા કરો છો, તથા પાપને જ વધારો છો.'

બ્રાહ્મણો : 'હે ભિક્ષુ! તો પછી કેવી રીતે યજ્ઞ કરીએ તો પાપકર્મો દૂર થાય? હે મુનિ! કુશલ પુરુષો કયા યજ્ઞને શ્રેષ્ઠ યજ્ઞ કહે છે?'

મુનિ : 'જિતેંદ્રિય પુરુષ તો છ જીવવર્ગોની હિંસા, જૂઠ, ચોરી, પરિગ્રહ, સ્ત્રી, માન અને માયાના ત્યાગ રૂપી યજ્ઞ કરે છે. પાંચ મહાવ્રતોથી બરાબર સુરક્ષિત થઈ, આ જીવનની આકાંક્ષાનો ત્યાગ કરી, તથા શરીરની મમતા અને ટાપટીપનો ત્યાગ કરી, તેઓ શ્રેષ્ઠ એવો મહાયજ્ઞ કરે છે.'

બ્રાહ્મણો : 'તે યજ્ઞનો અગ્નિ કયો? તેનું અગ્નિસ્થાન કયું? તેનાં સ્રુચા (કડછી), છાણાં, લાકડાં વગેરે સાધનો ક્યાં? તથા હે ભિક્ષુ! તે અગ્નિમાં તમે કયો હોમ કરો છો?'

મુનિ : ' તપ એ અગ્નિ છે; જીવ એ અગ્નિસ્થાન છે; મન-વાણી-અને કાયાના યોગો તે સ્રુચાઓ છે. શરીર એ અગ્નિ સળગાવવાનું સાધન છે; તથા કર્મ એ લાકડાં છે. એ પ્રમાણે ઋષિઓએ વખાણેલો સંયમ, યોગ અને શાંતિરૂપી હોમ હું કરું છું.

બ્રાહ્મણો : ' તમારું જળાશય કયું ? તમારું શાંતિતીર્થ કયું ? કયાં નાહીને તમે પાપ ધુઓ છો ? હે યક્ષપૂજિત સાધુ, અમે તે તમારી પાસેથી જાણવા ઇચ્છીએ છીએ.'

મુનિ : ' ધર્મ એ મારું જળાશય છે; બ્રહ્મચર્ય એ મારું શાંતિતીર્થ છે. તે નિર્મળ છે; અને તેમાં નાહવાથી જરા પણ મેલ રહેતો નથી. તેમાં નાહીને નિર્મળ, વિશુદ્ધ તથા શાંત બની, હું દોષનો ત્યાગ કરું છું. એ સ્નાન કુશળ પુરુષોએ શોધેલું છે, અને એ મહાસ્નાનને જ ઋષિઓએ વખાણેલું છે. તેમાં સ્નાન કરી, વિમળ અને વિશુદ્ધ થયેલા મહર્ષિઓ ઉત્તમ સ્થાનને પામ્યા છે, એમ હું કહું છું.' [ ઉત્તરા૦ ૧૨ ]

# ૧૩

# સાચો વર્ણ

બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થયેલો જયઘોષ નામનો મહા-યશસ્વી બ્રાહ્મણ સંસારથી ઉદ્વેગ પામી, મહાવ્રતરૂપી યજ્ઞ આચરનારો યતિ થયો.

એક વખત તે મહામુનિ વારાણસી નગરીમાં આવી પહોંચ્યો. તે અરસામાં તે નગરમાં વિજયઘોષ નામે વેદવિત્ બ્રાહ્મણ યજ્ઞ કરતો હતો. પેલા જયઘોષ મુનિ પોતાના મહિનાના ઉપવાસનું પારણું કરવા, તે યજ્ઞમાં ભિક્ષા માગવા આવ્યા. તેમને આવેલા જોઈ વિજયઘોષે કહ્યું :

'હે ભિક્ષુ ! હું તને ભિક્ષા આપવાનો નથી; માટે તું બીજે જા ! અહીં તો વેદવિત્, યજ્ઞાર્થી, જ્યોતિષાંગ જાણનારા, ધર્મના પારગામી, તથા પોતાનો અને બીજાનો ઉદ્ધાર કરવાને સમર્થ એવા બ્રાહ્મણોને જ ૭ રસોથી યુક્ત એવું આ ભોજન આપવાનું છે.'

આ સાંભળી તે મુમુક્ષુ મહામુનિએ સારું માઠું લગાડ્યા વિના તેના હિતને અર્થે તેને પૂછ્યું, 'હે બ્રાહ્મણ ! પોતાનો તથા બીજાનો ઉદ્ધાર કરવા કોણ સમર્થ છે તે જાણે છે ?'

એનો જવાબ ન આપી શકવાથી તે બ્રાહ્મણે હાથ જોડી, તે મહામુનિને જ તેનો ઉત્તર આપવા વિનંતિ કરી.

મુનિએ કહ્યું : 'આ યજ્ઞવાદી બ્રાહ્મણો, કે જેમનું બ્રાહ્મણપણું જ્યોતિષ વગેરે વિવિધ યજ્ઞવિદ્યાઓમાં આવી રહ્યું છે, જેઓનું અજ્ઞાન રાખથી ઢંકાયેલા અગ્નિની જેમ વ્યર્થ

